શ્રીસયાજીસાહિત્યમાળા-પુષ્પ ૬૬મું

( ધર્મ-ગુચ્છ )

# હિંદુસ્તાનના દેવો

તેમના ઇતિહાસ, ચારિત્ર્ય, અને પૂજાનું સંક્ષિપ્ત વર્ણન

( ૬૮ ચિત્રો અને નકશા સાથે )

રેવરન્ડ ઈ. ઓસ્બોર્ન માર્ટિન કૃત ધી ગૉડસ ઑવ્ ઇન્ડિઆ નામના અંગ્રેજી પુસ્તક ઉપરથી

ભાષાન્તરકર્તા

રાવ બહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ.

( મુંબાઈ યુનિવર્સિટિના ઑનરરિ ફેલો, અને પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલ-વાનપ્રસ્થ )



પ્રકાશક

વડોદરા રાજ્યના દેશી કેળવણીખાતાની આજ્ઞાથી

વિઠ્ઠલભાઈ આશારામ ઠક્કર

મેનેજર અને માલીક, લુહાણામિત્રસ્ટીમ પ્રિં. પ્રેસ-વડોદરા

ઈ. સ. ૧૯૧૭ સંવત્ ૧૯૭૩

મૂલ્ય રૂ. ૪-૦-૦

શ્રી

# જાહેરાત

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી શ્રીમંત મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડ, સેનાખાસખેલ સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ., એઓ શ્રીએ કૃપાવંત થઈને એ લાખ રૂપીઆની જે રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી **શ્રીસયાજીસાહિત્યમાળા** રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

આ પુસ્તક અંગ્રેજી પુસ્તક " ધી ગૉડ્ઝ ઑવ્ ઇન્ડિઆ " નો ગુજરાતી તરજુમો છે, અને તે રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ. એમની પાસે ઉક્ત માળાના ધર્મ-ગુચ્છમાં પુષ્પ છઠ્ઠા રૂપે તૈયાર કરાવી પ્રસિદ્ધિમાં મૂકવામાં આવે છે.

વડોદરા, તા. ૧૦-૧૦-૧૭ } જ. પુ. જોષીપુરા બા. આ.

A. B. Clarke,
વિદ્યાધિકારી
વડોદરારાજ્ય

# પ્રસ્તાવના



ધાર્મિક પદ્ધતિ તરીકે હિંદુધર્મ ઉપર થોડાં વર્ષ થયાં ઘણાં પુસ્તકો લખવામાં આવ્યાં છે, તોપણ હિંદુપુરાણ વિષે પુસ્તકોની સંખ્યા ઘણીજ થોડી છે અને તેમાંના કોઈમાં પણ ભાગ્યેજ એ વિષય લોકપ્રિય થાય એવી રીતે વર્ણવવાનો પ્રયાસ કર્યો છે. એ થોડાં પુસ્તકોમાં કેટલાંક, ઘણાં વર્ષ થયાં, છપાતાં બંધ થયાં છે અને બી જેવાં કે મિ. એ. એ. મૅક્ડોનેલનું વૈદિક પુરાણ વિષેનું વખાણવા લાયક પુસ્તક, અભ્યાસકોને ઉપયોગી થાય એવી ધારણાથી-જ પ્રસિદ્ધ કરેલાં છે. એવાં પુસ્તકોમાંનું એક છેલ્લામાં છેલ્લું અને સર્વથી વિશેષ જાણીતું મિ. ડબલ્યુ. જે. વિલ્કિન્સનું 'હિંદુ પુરાણ' છે; પરંતુ એ પુસ્તક ૩૧ વર્ષ અગાઉ પ્રકટ થયું (બીજી આવૃત્તિ ૧૯૦૦માં થઈ) અને ગમે તેવું ઉત્તમ છે તોપણ એનો વિષય સામાન્ય નથી. એમાં માત્ર વૈદિક અને પૌરાણિક દેવોની હકીકત છે અને તે બંગાળાને લગતી કથાના ખાસ સંબંધમાં છે. આ ગ્રન્થનો હેતુ આખા હિંદુસ્તાનમાં જાણીતા દેવોની હકીકત આપવાનો છે. એવી આશા રાખવામાં આવે છે કે આ પુસ્તક ખરા અભ્યાસકને કંઈક ઉપયોગી થશે તેની સાથે એવા સાદા સ્વરૂપનું ગણાશે કે તે સામાન્ય વાંચનારને પણ રસિક થઈ પડશે. આપણા તાબાના મોટા મુલકનાં-હિંદુસ્તાનનાં-કામકાજના આપણા જ્ઞાનમાં દેખીતોજ વધારો થયો છે અને હિંદુસ્તાનના જીવનનાં સર્વ સ્વરૂપ પર વધતું ધ્યાન અપાતું થયું છે, તેથી આપણી હિંદુ પ્રજાની ૨૧,૭૦,૦૦,૦૦૦ માણસની વસ્તી જે દેવો અને દેવીઓને પૂજે છે, તે તરફ બેદરકારી રાખવી અશક્ય છે, તેથી હિંદુઓ હજારો દેવોને પૂજે છે તેમાંના ઘણાજ અગત્યના અને પ્રતિનિધિરૂપ દેવોનું સંક્ષેપમાં સાચું અને ખાસ હકીકત આવી જાય એવું સંપૂર્ણ નહિ તોપણ અગત્યનું વર્ણન પૂરૂં પાડવાનો મેં પ્રયાસ કર્યો છે.

હિંદુ પુરાણના વિકાસ વિષે અને હિંદુઓનાં પવિત્ર પુસ્તકોમાં આપણા જ્ઞાનનાં મૂળરૂપ વચનોની સુકાળલે યોગ્યતા વિષે એ આરંભનાં પ્રકરણુ આપ્યા પછી મેં હિંદુઓના દેવોના ત્રણ મુખ્ય વર્ગ પાડયા છે અને ત્રીજા ખંડમાં એક સંક્ષિપ્ત આવેશિક પ્રકરણ આપ્યું છે. છેવટના પ્રકરણમાં આખા વિષયનો સાર આપ્યો છે, અને હિંદુપુરાણનો વિષય અને યોગ્યતા નક્કી કર્યાં છે. હિંદુસ્તાનના દેવો સખ્યાબંધ છે; પરંતુ તેમના નીચે પ્રમાણે વર્ગ થઈ શકે છે.—

(૧) ઉત્તર હિંદુસ્તાનનાં મેદાનમાં વસેલા આર્ય લોકોએ ઘણા સૈકા ઉપર પૂજેલા **વૈદિક દેવો.** એકબે અપવાદ સિવાય વખતના વહેવાથી તેમની પૂજા બંધ થઈ ગઈ છે. તેટલા માટે હાલના હિંદુધર્મમા જે દેવોનું હજી પણ સ્મરણ થાય છે કે કેટલેક અંશે સ્વીકાર થાય છે તેવાનેજ મેં પસંદ કરી વર્ણવ્યા છે. એ દેવો પણ બહુ પૂજાતા નથી; પરંતુ આ વિષયના અભ્યાસને માટે તેમને દાખલ કરવા જરૂરના છે, કારણ કે હિંદુપુરાણના વિકાસમાં તેઓ એક સ્પષ્ટ ભૂમિકા દર્શાવે છે.

(૨) **પૌરાણિક દેવ** એ અર્વાચીન હિંદુધર્મના મોટા દેવો અને દેવીઓ છે અને હાલ પણ બ્રાહ્મણો અને ઊંચી જ્ઞાતિના હિંદુઓ તેમને પૂજે છે.

(૩) **ઊતરતા દરજ્જાના દેવ,** અર્ધ દેવ, અને ગામડાંના નાના દેવ, અસંખ્ય દેવ, જેમની પૂજા કરવા હિંદુ ખેડુતોનો મોટો વર્ગ લોભાય છે. પૌરાણિક વિકાસનાં જુદાં જુદાં પગથીઆં દર્શાવે એવા થોડા દેવોનેજ આમાંથી પસંદ કરવા શક્ય છે અને જગાના સંકોચને લીધે કેટલાક દેવોને પડતા મૂકવાની જે જરૂર પડી છે તેથી સાધારણ કરતાં વિશેષ ચિન્તા ઉત્પન્ન થઈ છે.

હિંદુ દેવોનાં નામની સંપૂર્ણ યાદી આપી નથી. એ ન્યૂનતા

ડૉસનકૃત કોશથી પૂરી પડશે. સામાન્ય વાચકને એવી વાદમાં ભાગ્યેજ રસ પડે છે અને એવા વાચકની જરૂરીઆત પર હમેશ લક્ષ આપવામાં આવ્યું છે.

એમ તો સ્પષ્ટ સમજવું કે આ ગ્રન્થ અપૂર્વ ગ્રન્થ તરીકે ગણાય એવી ગ્રન્થકારની ધારણા નથી. એમાં ઘણી અપૂર્વ હકીકત છે; પરંતુ સામાન્ય રીતે કહેતાં, સ્વીકારાયલાં પ્રમાણભૂત પુસ્તક અને હિંદુધર્મનાં પ્રાચીન પુસ્તકનાં ભાષાન્તરોમાંથી ( ડૉ. જે. મૂરકૃત 'અસલના સંસ્કૃત ગ્રન્થ' એ ભાષાન્તરને મુખ્યત્વે અનુસરવામાં આવ્યું છે. ) મુખ્યત્વે કરીને પસંદ કરીને આ પુસ્તક સંક્ષિપ્ત અને રસિક સ્વરૂપમાં રચવાનો પ્રયત્ન કર્યો છે. પુસ્તકના ચોકસ આજ લક્ષણને લીધે હું આશા રાખું છું કે તે ઘણા વાચકોને કીમતી થઈ પડશે. જે ગ્રન્થકારોનાં પુસ્તકનો આ ગ્રન્થમાં ઉપયોગ કરવામાં આવ્યો છે તેના તરફ હું ખરા અન્તઃકરણથી મારો ઉપકાર દર્શાવું છું; મુખ્યત્વે કરીને લંડનના ધર્મપ્રચારક મંડળના મિ. ડબલ્યુ. જે. વિલ્કિન્સના ગ્રન્થની શૈલીએ આ ગ્રન્થ ઘણે ભાગે રચાયો છે તેથી હું તેમનો ઓશિંગણ છું. મિ. એફ. ડીવિલ વૉકરે આ પુસ્તક તપાસી જવામાં અને એને પ્રસિદ્ધ કરવામાં તથા એના છાપેલા ખરડા ('પ્રૂફ') સુધારવામાં મને કીમતી મદદ આપી છે. રેવરન્ડ જે. ઓ. વેનિસ બી. એ. તથા એ. એસ. ગેડેન એમ. એ., ડી. ડી. એ મને સહાયભૂત સૂચનાઓ આપી છે અને આ પુસ્તકને પ્રમાણભૂત કરવામાં કંઈ થોડે અંશે મદદ કરી નથી. રેવરન્ડ એચ. આર. મારસ્ડૅન, એમ. એ. ( બ્રિટિશ અને પરદેશી ધર્મપુસ્તકમંડળનો યૉર્ક પરગણા માટેનો મન્ત્રી ) એ ઘણી ચતુરાઈ અને સંભાળથી ઉત્તમ સૂચીપત્ર તૈયાર કરી પુસ્તકની યોગ્યતામાં ઘણો વધારો કર્યો છે, તેમનો તેમજ હિંદુસ્તાનના ભોડીઆ પ્રાન્તના મથુરા શહેરના ચિત્રકારો મેશર્સ ભારત હિતૈષી અને કંપનિએ આ પુસ્તકની હકીકત સ્પષ્ટ અને રસમય કરવા માટે જે ઉત્તમ ચિત્રો પૂરાં પાડયાં છે તેને માટે તેમનો હું ઊંડો ઉપકાર

માનું છું. એ કંપનિએ પૂરા ન પાડેલાં એવાં ચિત્ર મુકાબલે થોડાં છે અને તે જેમનાં છે તે દરેકનો ( આભારપૂર્વક ) સ્વીકાર કરવામાં આવ્યો છે.

બીજી એકબે બાબત મારે કહેવાની ઇચ્છા છે. કેટલાક દેવો અને દેવીઓને લગતી કથાઓમાં જે અશ્લીલ હકીકત લક્ષણરૂપ છે એમ ખેદ સાથે કહેવું પડે છે તે હકીકત વિષે આ પુસ્તકમાં ભાગ્યેજ સૂચના છે. હિંદુપુરાણના આ સ્વરૂપ વિષે બીલકુલ સૂચના કરવીજ નહિ એ તો અશક્ય છે; પરંતુ તેના પર વિસ્તારથી કહેવામાં આવ્યું નથી. કદાચ, પુરાણો અને તન્ત્રોમાં કહેલા હિંદુધર્મની અશ્લીલતા આજના હિંદુસ્તાનના સામાન્ય વર્ગને એ ધર્મ એટલો બધો પ્રિય થવાનું એક કારણ છે. તેથી ઉલટું, ઘણા ધારે છે તેમ ધારવું કે હિંદુધર્મમાં એવું ઘણું છે, એ ભૂલ છે. આ પુસ્તક વાંચવાથી સમજાશે કે જેમ હિંદુઓના તત્ત્વજ્ઞાનમાં ઘણા પવિત્ર અને ઉંચા સિદ્ધાન્તો અને વિચારો છે અને જેમ તેની સામાજિક અને ધાર્મિક પદ્ધતિમાં ઘણું વખાણવા લાયક છે, તેમ હિંદુસ્તાનના દેવો અને દેવીઓમાં ઘણાં સન્માનને નહિ તો માનને તો યોગ્ય છે. રામ અને સીતાના કાવ્યની નિષ્કલંક શુદ્ધિ એ આ વચનની પૂરતી સાબીતી છે.

ખ્રિસ્તિ પાદરીએ લખેલી હકીકતમાં દેવો અને દેવીઓનાં જીવનનાં કેટલાંક લક્ષ આપવા જેવાં સ્વરૂપ પર ટીકાનો મુકાબલે અભાવ જોઈ વાચકોને નવાઈ લાગશે; પરંતુ વાસ્તવિક હકીકત એ છે કે હિંદુ દેવોની વાર્તાને મારી કલમથી કંઈ નિન્દા કે તિરસ્કાર કરવાની જરૂર નથી; ઘણે ભાગે તેઓ જાતેજ નિન્દિત થયલી છે. જે ઉતારાઓ આપ્યા છે ને તેનો જે અર્થ કર્યો છે તેમાં મેં નિ[illegible]ાત રહેવાનો પ્રામાણિકપણાથી પ્રયાસ કર્યો છે, " કશાનો દોષ ઓછો પણ કર્યો નથી, તેમજ કશું દ્વેષભાવથી પણ લખ્યું નથી. " આ વાત કહેવી યોગ્ય છે કે હિંદુ પુરાણો વિષે અજ્ઞાન ચાલે છે તે એ વિષય ઘણો વિશાળ છે એમ

ીકારાયલું છે અને ઘણો ગુંચવણભરેલો છે તે તરફ નજર કરતાં
ાઈતી ખબર મેળવવાની અશકિતને લીધે જેટલું છે તેટલું રસના
ાભાવને લીધે નથી. મને ખાતરી છે કે ઘણા આધારો પરથી મેં જે
ારણ કાઢયું છે તે ઉપયોગી થશે અને જેઓની ઇચ્છા એ વિષયનો
ધારે ઊંડો અભ્યાસ કરવાની છે તેમની ઇચ્છા આ પુસ્તક વાંચવાથી
ત્તેજીત થશે.

૯૧, કલૅરન્ડન સડક,
લીડસ,
૩જી નવેંબર ૧૯૧૩

ઇ. ઑસબોર્ન માર્ટિન

# ભાષાન્તરકર્તાની પ્રસ્તાવના

આ ભાષાન્તર શ્રીમન્ત મહારાજા સાહેબ, શ્રીસયાજીરાવ ગાયકવાડના ઉદાર આશ્રયથી તૈયાર થયું છે.

આ પુસ્તકમાં હિંદુઓનાં દેવ અને દેવીઓની હકીકત આપી છે. વેદના સમયમાં પ્રાચીન આર્યો કયા દેવોને પૂજતા અને તેમની પૂજા કયા પ્રકારની હતી, તથા એ પૂજા કયાં કારણોથી ઉદ્ભવ પામી હતી તેનું વિવેચન ગ્રન્થકારે આરંભમાં કર્યું છે. પ્રમાણ તરીકે ઋગ્વેદની અનેક ઋચાનું ભાષાન્તર આપ્યું છે.

વેદના સમય પછી એ પ્રાચીન સાદી પૂજા કેવી રીતે લુપ્ત થઈ અને અનેક દેવ અને દેવીઓની પૂજા શી રીતે દાખલ થઈ તે ગ્રન્થકારે દર્શાવ્યું છે. પ્રાચીન દેવોમાંના કયા દેવોની પૂજા જારી રહી અને તેના સ્વરૂપમાં કેવો ફેરફાર થયો તથા કયા અન્ય દેવોની પૂજા લોકપ્રિય થઈ અને શાં કારણથી, અવતારનો સિદ્ધાન્ત શી રીતે મનાયો, અને દેશના જુદા જુદા ભાગોમાં મૂર્તિપૂજા કેવા સ્વરૂપમાં જોવામાં આવે છે તે બધાંનું ચિત્ર ગ્રન્થકારે સારૂં આપ્યું છે. એ કામને માટે તેમણે પ્રાચીન હિંદુ ગ્રન્થોનો આશ્રય લીધો છે. રામાયણ, મહાભારત, ભાગવત, શિવપુરાણ, વિષ્ણુપુરાણ, આદિ અનેક ગ્રન્થોમાંથી ઉતારા આપ્યા છે. તેમજ હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં તેમણે તથા અન્ય પાશ્ચાત્ય વિદ્વાનોએ હિંદુધર્મનું જે જે સ્વરૂપ પ્રત્યક્ષ જોયું છે તેનો પણ ઉપયોગ કર્યો છે.

આવા પ્રકારની પૂજાથી નીતિને પુષ્ટિ મળે છે કે હાનિ થાય છે કે તેને નીતિ સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ છે કે નહિ તે વિષે પણ ગ્રન્થકારે પોતાના વિચાર દર્શાવ્યા છે.

ઉપસંહારમાં તેમણે નિષ્પક્ષપાતથી કહ્યું છે કે પાશ્ચાત્ય વિદ્વાનો

ને પુરાણુની વાર્તાઓમાં કેટલુંક ઘણું વિચિત્ર, હસવા જેવું, તથા તિરસ્કારને પાત્ર લાગે તેમજ હિંદુઓની મૂર્તિપૂજા તથા ભક્તિમાં પણ તેવાંજ લક્ષણુ માલમ પડે; પરંતુ “ ભક્તિમાન્ હિંદુઓ તરેહવાર અને પરસ્પર વિરુદ્ધ વાર્તાઓને પૂર્ણ શ્રદ્ધાથી ખરી માને છે અને કોઈક વિચિત્ર કલ્પનાવાળા દેવની સંપૂર્ણ પરિત્યાગવૃત્તિથી મંદિરમાં પૂજા કરે છે, તે હિંદુઓની માનસિક સ્થિતિ સમજવી ગમે તેવા સમભાવનાવાળા અને જ્ઞાની યુરોપીઅન વિદ્વાનને પણ અતિશય અઘરી છે એમ અમારૂં મત છે ”–આ પ્રમાણે ગ્રન્થકાર ઘણા ડહાપણુભરેલા અને પરિપક્વ વિચાર આપે છે.

છેક પ્રાચીન સમયથી તે અદ્યપર્યન્ત હિંદુધર્મની સ્થિતિનો અખંડ ઇતિહાસ સંક્ષેપમાં આ પુસ્તક પૂરો પાડે છે. મૂળ ગ્રન્થો જેઓએ જોયા નથી તેવા વાચકોને આમાંથી ઘણું જાણવાનું મળશે. આપણી પોતાની બાબતથી પણ આપણે ઘણી વાર અજાણ્યા હોઈએ છીએ; તે વિષે જિજ્ઞાસુ પાશ્ચાત્ય વિદ્વાનો કેવો ખંત રાખે છે તે આવાં પુસ્તકથી સમજાશે.

કેટલેક સ્થળે વાચકને ગ્રન્થકારની ટીકા અયોગ્ય લાગશે. આનું કારણુ ઉપસંહારમાં ગ્રન્થકારે પોતેજ કહ્યું છે તે પ્રમાણે હિંદુઓની માનસિક સ્થિતિનું તેમનું અજ્ઞાન છે. તેમણે એટલું તો સ્વીકાર્યું છે કે પાશ્ચાત્ય પ્રજાનું જીવન ધર્મના સ્વરૂપથી બહાર છે અથવા તો તેને ઉપર ઉપરથીજ સ્પર્શ કરે છે; પરંતુ હિંદુઓના જીવનમાં દરરોજના નાનામાં નાના કામમાં પણ ધર્મ ઓતપ્રોત થયો છે; તેમના જીવનના અંશે અંશમાં અને છેક આન્તર સ્વરૂપમાં પણ તે દાખલ થયો છે. આ કારણુથી પુરાણોની વાર્તામાં તથા ભક્તિના બાહ્ય સ્વરૂપમાં કેટલુંક હસવા જેવું તથા તિરસ્કારવા જેવું પણ લાગે એ સ્વાભાવિક છે. પરંતુ ‘ ટાઇમ્સ ઑફ ઇંડિઆ ’ ના એક વિદ્વાન્ અવલોકનકારે રેવરન્ડ ડૉ. એન. મૅકનિકલકૃત ‘ હિંદુઓનો ઈશ્વરવાદ ’ એ પુસ્તક પર અવલોકન કરતાં વાજબી કહ્યું છે કે “ દરેક

ધર્મનું લાગણી વગરનું પૃથક્કરણ કરવાથી તેમાં ઘણી બાબતો એવી પ્રકટ થશે કે તે પૂર્વાપરવિરુદ્ધ કે પરસ્પરવિરુદ્ધ, ન્યાયને અનુસરે નહિ એવી; અને મૂર્ખાઈભરેલી પણ લાગશે; પરંતુ જીવનમાં ઉષ્ણત્વ આણનારી તો માનનારની શ્રદ્ધાજ છે અને એ "ઉષ્ણત્વથીજ દેખીતા વિરોધો લુપ્ત થઈ જીવનનું સુંદર એકીકરણ થાય છે અને પોતાનાં ધાર્મિક જીવન ઉપરજ યોગ્ય રીતે કહેવામાં આવ્યું છે તેમ, પ્રજાઓ વિશ્રાન્તિ પામે છે." *

વળી પુરાણો તરફ વિદ્વાનોનું જોઈએ તેટલું લક્ષ ખેંચાયું નથી. ગીતા અને ઉપનિષદ્નું તત્ત્વજ્ઞાન એવા ઊંચા પ્રકારનું છે કે વિદ્વાનો તે તરફજ આકર્ષાયા છે અને સાધારણ વર્ગનાં મનુષ્યો માટે લખાયલાં પુરાણ તરફ તેમનું પૂરતું લક્ષ ગયું નથી. મારા એક મિત્ર, વિશાખપટ્ટણના શ્રીમન્નરસિંહ સ્વામીએ 'પ્રાચીન હિંદુ જાતો' વિષે એક ચોપાનીઉં પ્રકટ કર્યું છે, તેમાં તેમણે દર્શાવ્યું છે કે પુરાણોનો મુકાબલે અભ્યાસ કરી તારતમ્ય શોધી કાઢવા તરફ જોઈએ તેવો પ્રયત્ન થયો નથી. તેઓ ભૂત, પિશાચ, અને અસુર એ નામની જુદી જુદી જાતો હતી એમ સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે. પુરાણોનો મુકાબલે અભ્યાસ કરી ભૂત વિષે તેઓ કહે છે કે તેઓ પૌરાણિક સમયની અગાઉ હિંદુસ્તાનમાં વસેલી પ્રાચીન જાતો હતી;

---

* 'A cold analysis of any religion will reveal much that is inconsistent, magical, and even absurd. It is the faith of the believer that imparts to it the warmth of life, and it is by this warmth that the seeming inconsistencies are melted into the gracious synthesis of life: and it is upon their religious life, as it has been well said, that nations repose.'

*The 'Times of India'*
11th August 1915

પ્રથમ તેઓ જંગલી હતા, અને તેમના બે નાયક હતા–રુદ્ર અને રુદ્રાણી–રુદ્રને ભૂતનાયક, ગણનાયક વગેરે નામો લાગુ પાડયાં છે અને રુદ્રાણીને ગણનાયિકા કહી છે. 'ગણનાયિકા' એટલે ગણના નાયકનું કામ કરનારી સ્ત્રી, ગણનાયકની સ્ત્રી નહિ. તેમ હોત તો તેનું નામ ગણનાયિકા નહિ પણ ગણનાયકી થાત. ભૂતોની પછી અસુર નામની જાતિ હિમાલયની દક્ષિણે, ઉત્તર હિંદુસ્તાનના મેદાનમાં વસી. એ જાતિમાં દૈત્ય, દાનવનો સમાવેશ થતો હતો.

'વાહન'નો અર્થ 'ધ્વજ' લેવાનો છે, બેસવાનું વાહન નહિ. 'વાહન'નો અર્થ 'ધ્વજ'જ થાય છે, એ નીચેના શબ્દોથી સ્પષ્ટ છેઃ—

| | | | |
|---|---|---|---|
| गरुडध्वज | અને | गरुडवाहन | વિષ્ણુ |
| वृषध्वज | અને | वृषवाहन | શિવ |
| કે | | કે | |
| वृषभध्वज | | वृषभवाहन | |
| मेषध्वज | અને | मेषवाहन | અગ્નિ |

'મહિષાસુરમર્દિની' એવું નામ કાલિકાનું છે. સામાન્ય રીતે 'મહિષાસુર'નો અર્થ મહિષાકાર અસુર કરવામાં આવે છે, પરંતુ 'મહિષ' એ અસુરનું નામ હતું—'स चाह दैत्योऽस्मि विभो सचिवो महिषस्य तु।'—આ ઉપરથી સમજાશે કે महिषो नाम असुरः महिषासुरः એવોજ અર્થ ખરો છે.

આટલી ટૂંકી હકીકત ઉપરથી એટલું તો સ્પષ્ટ સમજાશે કે પુરાણોનો અભ્યાસ જેવો થવો જોઈએ તેવો થયો નથી અને તેમાંનાં ઘણાં વચનને અયોગ્ય અર્થમાં લેવાથી હસવા જેવો અર્થ થાય છે; પરંતુ તેનો ખરો અર્થ શોધી કાઢવાનો જોઈએ તેવો પ્રયત્ન થયો નથી; અને તે થઈ યોગ્ય અર્થ સમજાય નહિ ત્યાંસુધી તે પરથી તર્ક ઉઠાવવાને અનુમાન કરવાં એ અણુગતુંજ છે એ નિર્વિવાદ છે.

કેટલેક સ્થળે ગ્રન્થકારે ઉપલકીઆ દષ્ટિથી જોઈ અનુમાન કાઢવાની ભૂલ કરી છે. દાખલા તરીકે, શિવપૂજાના પ્રકરણમાં કાશી-વિશ્વનાથનાં દર્શન કરવા અનેક માણસો આવે છે, તે ગંગાજળ અને બિલ્વપત્ર મહાદેવના લિંગ પર ચઢાવે છે, ને દર્શન કરી સત્વર પાછા ફરે છે. ગ્રન્થકારને આ પૂજામાં કંઈ પ્રૌઢ કે ગાંભીર્યભર્યું કે જોનારના મનમાં પૂજકો માટે સારો ભાવ ઉત્પન્ન કરે એવું લાગતું નથી. ગ્રન્થકારને એમ લાગે એ સ્વાભાવિક છે. હિંદુઓની પૂજાવિધિ તેઓને જોવાના પ્રસંગજ મળતા નથી અને કેટલેક સ્થળે તેમની ઇચ્છા હોય તોપણ તેમને એ વિધિ જોવા દેવામાં આવતી નથી. આથી યાત્રાળુઓ દર્શનપ્રસંગે જળ ને પુષ્પ ચઢાવે છે તેને તેઓ પૂજાવિધિ માની લઈ ટીકા કરે છે. આ તેમનું અજ્ઞાનનુંજ ફળ છે. કાશી-વિશ્વનાથની, કે ચિદમ્બરમ્‌ના સ્ફટિક શિવલિંગની, કે ગમે તે કોઈ સ્થળે વિધિપુરઃસર થતી પૂજા જુએ તો હિંદુઓની પૂજામાં કંઈ ગાંભીર્ય છે કે નહિ તે તેમને સ્પષ્ટ સમજાય.

ગ્રન્થકારે પોતે કહ્યું છે તેમ હિંદુધર્મ સર્વગ્રાહી છે. એના દીર્ઘદર્શી આચાર્યોએ એમાં અનેક ઉત્તરોત્તર ચઢતી ભૂમિકા રાખી છે. કર્મમાર્ગ, ભક્તિમાર્ગ, અને જ્ઞાનમાર્ગ, એ એ ભૂમિકાઓનાં મુખ્ય સ્વરૂપ છે. ઇન્દ્રિયોને કાબુમાં રાખ્યા વિના અને હૃદય શુદ્ધ થયા વિના ભક્તિ થઈ શકતી નથી. તપ, તીર્થયાત્રા, વ્રત, ઉપવાસ, આદિ કર્મો ચિત્તને શુદ્ધ કરવા માટે છે. ચિત્ત શુદ્ધ થાય છે ત્યારેજ જ્ઞાન કે ભક્તિનો અધિકાર થાય છે. કર્મથી જો ચિત્ત શુદ્ધ ન થાય તો કર્મ નકામાંજ છે. પરંતુ એટલું પણ સમજવાનું છે કે કર્મમાંજ ધર્મ પરિસમાપ્ત થતો નથી. તાત્વિક જ્ઞાન મેળવવા માટે જ્ઞાન આવશ્યક છે અને ચિત્તશુદ્ધિ એ જ્ઞાન મેળવવામાં સાધનરૂપ છે. પરંતુ સાધનનેજ મુખ્ય માનવું એ મોટી ભૂલ છે. શ્રીમચ્છંકરાચાર્યે કહ્યું છે કે

चित्तस्य शुद्धये कर्म न तु वस्तूपलब्धये ।
वस्तुसिद्धिर्विचारेण न किंचित् कर्मकोटिभिः ॥११॥

विवेकचूडामणि

કર્મ ચિત્તની શુદ્ધિને માટે છે, વસ્તુ–તાત્ત્વિક વસ્તુ પ્રાપ્ત કરવા માટે નથી; વસ્તુની સિદ્ધિ તો વિચારથી થાય છે; કોટિ કર્મથી લગાર પણ થતી નથી.

આ પ્રમાણે હિંદુધર્મનું તાત્વિક સ્વરૂપ છે. સાધારણ મનુષ્યો ધર્મની સપાટી ઉપરજ રમે ને થોડાજ તેનો તલસ્પર્શ કરી શકે એ સ્વાભાવિક છે. દુનિયામાં ઊંચામાં ઊંચું તત્ત્વજ્ઞાન પૂરૂં પાડનાર હિંદુઓનું વેદાન્તશાસ્ત્ર છે ને તેની ઉચ્ચતમ કોટિ શ્રીમચ્છંકરાચાર્યનો કેવલાદ્વૈતમાર્ગ છે. પરંતુ સાધારણ બુદ્ધિના મનુષ્યને માટે એ માર્ગ ઘણો કઠણ છે, તેથી તેમને માટે સગુણ સ્વરૂપની ભક્તિનો માર્ગ દર્શાવ્યો છે. શ્રીમચ્છંકરાચાર્યે પોતાની માતાને મરણસમયે પ્રથમ સુખરૂપ એક પરમાત્માનો ઉપદેશ કર્યો, ત્યારે માતાએ કહ્યું કે

'सौम्यागुणे मे रमते न चित्तं रम्यं वद त्वं सगुणं तु देवम्'

હે સૌમ્ય ! મારૂં મન નિર્ગુણ પરબ્રહ્મને વિષે રમતું નથી, માટે મને સગુણ દેવનો ઉપદેશ કર.' આ રીતે અધિકારપરત્વે જ્ઞાન આપવાની શૈલી આર્યોમાં પ્રાચીન કાળથી પ્રચલિત છે. જે માર્ગ જેને રુચે તે માર્ગે તે જાય કેમકે રુચિઓ વિચિત્ર છે; પરંતુ સર્વ માર્ગે एकमेवाद्वितीयं नित्यं शुद्धबुद्धमुक्तस्वभावम् (એકજ, અદ્વિતીય, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવ) એવા પરબ્રહ્મનેજ પહોંચાય છે. પુષ્પદન્તે કહ્યું છે તે યોગ્યજ છે કે

रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥

લોકોની રુચિઓ વિચિત્ર છે, કોઈ સીધે, કોઈ વાંકે, એમ ભિન્ન ભિન્ન માર્ગે લોકો જાય છે; પરંતુ બધી નદીઓ સમુદ્રને મળે છે તેમ સર્વ માર્ગે ગન્તવ્ય-પહોંચવાનું સ્થાન તુંજ છે.

હિંદુઓ અનેકદેવવાદી છે એવું પણ ઉપલક દૃષ્ટિને લાગે એ સ્વભાવિકજ છે. હિંદુઓની વસ્તી આખા હિંદુસ્તાનમાં આશરે ૨૨ કરોડની છે, ને તેઓ ૩૩ કરોડ દેવોને માને છે! વસ્તુસ્થિતિ એવી છે કે હિંદુઓ सर्वं ब्रह्ममयं जगत्-સર્વ જગતને બ્રહ્મમય માને છે. તેઓ વિશ્વેશ્વરવાદી છે, આખા વિશ્વને, અખિલ બ્રહ્માંડને ઈશ્વર માને છે. અર્જુને શ્રીકૃષ્ણને પોતાની વિભૂતિ વિગતવાર કહેવા પ્રાર્થના કરી ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે:—

हन्त ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।
प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यन्तो विस्तरस्य मे ॥

હે અર્જુન! બહુ ખુશીની વાત છે, હું તને મારી દિવ્ય વિભૂતિઓ મુખ્ય મુખ્ય કહીશ; કેમકે હે કુરુશ્રેષ્ઠ! વિસ્તારથી કહું તો અન્ત આવે એમ નથી.

આમ કહી મુખ્ય વિભૂતિઓ ગણાવી છેવટે, ઉપસંહારરૂપે કહ્યું કે:—

यद्यद्विभूतिमत् सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥

જે જે વિભવયુક્ત સત્ત્વ છે, શ્રીયુક્ત, તેજસ્વી છે, તે સર્વ મારા તેજથીજ ઉત્પન્ન થયું છે એમ જાણ

અર્થાત્, ભિન્ન ભિન્ન દેવો એ પરબ્રહ્મની વિભૂતિરૂપ છે. સારાંશ કે હિંદુઓ અનેકદેવવાદી નથી, પરંતુ વિશ્વેશ્વરવાદી છે.

આ પ્રમાણે હિંદુધર્મના રહસ્યનું કંઈક દિગ્દર્શન કરાવ્યું. ધર્મના બાહ્ય સ્વરૂપમાં જે કંઈ દૂષિત હોય તે દૂર કરવું એ આપણું કર્તવ્ય છે. આ અવશ્ય યાદ રાખવું કે મનુષ્ય પોતાની ભૂલો જોઈ શકતો નથી; અન્યને તે સહજ જણાય છે. આ સત્ય વિચાર મનમાં રાખી શુદ્ધ બુદ્ધિથી આ પુસ્તક વાંચશે તો વાંચનારને ઘણું અમૂલ્ય જ્ઞાન મળશે તેની સાથે લાભ પણ થયા વિના રહેશે નહિ. વામમાર્ગીઓના આચાર, જેમાં નીતિ લુપ્ત થાય છે, તથા ધર્મના આચારને મિષે જે પવિત્ર નીતિને દૂષિત કરે છે, તેમજ કેવળ વહેમી વિચારો જે ધર્મના પવિત્ર નામને કલંકિત કરે છે અને પ્રજાને ઉપહાસ્ય બનાવે છે, તેવા વિચારો બહુધા અજ્ઞ વર્ગમાંજ પ્રચલિત છે અને અજ્ઞાનજ તેનું કારણ છે. એ અજ્ઞાન દૂર થયે એવા વિચારો નષ્ટ થયા વિના રહેશે નહિ. આ પુસ્તકના અભ્યાસથી અશુદ્ધ વિચારો તરફ મન જતું અટકશે અને સુજ્ઞ પુરુષો તેવા વહેમી રિવાજો અટકાવવાનો પ્રયત્ન કરશે તો દેશનું ઘણું કલ્યાણ થયા વિના રહેશે નહિ.

ભાષાન્તર બને તેટલી સરળ ભાષામાં કરવાનો પ્રયત્ન કર્યો છે. ઋચાના મન્ત્રો તેમજ કેટલેક સ્થળે મૂળના શ્લોકો પણ આપ્યા છે. મન્ત્રો પર સાયણાચાર્યનું ભાષ્ય અને શ્લોકોનો અર્થ નીચેના ટિપ્પણમાં આપ્યાં છે. આશા છે કે પુસ્તક લોકપ્રિય થશે.

હવાડીઓ ચકલો,<br>
**સુરત**<br>
ઑગસ્ટ ૧૯૧૫

**કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી**

# જોયલાં મુખ્ય પુસ્તકો

| | | આવૃત્તિ |
|---|---|---|
| હિંદુસ્તાનમાં ધાર્મિક વિચાર અને જીવન | સર મોનિઅર વિલિઅમ્સ | ૧૮૮૩ |
| હિંદુસ્તાનનાં વીરરસ કાવ્ય | ,, | ૧૮૬૩ |
| હિંદુસ્તાનનું ડહાપણ | ,, (બીજી આવૃત્તિ) | ૧૮૭૫ |
| બ્રાહ્મણધર્મ અને હિંદુધર્મ | ,, (ત્રીજી આવૃત્તિ) | ૧૮૮૭ |
| હિંદુઓના ધર્મ ઉપર નિબંધો | પ્રોફેસર એચ. એચ. વિલ્સન એફ. આર. એસ. | ૧૮૬૨ |
| હિંદુઓનાં ઇતિહાસ, સાહિત્ય, અને ધર્મ સંબંધી વિચાર | રેવરન્ડ ડબલ્યુ વૉર્ડ (૫મી આવૃત્તિ) | ૧૮૬૩ |
| હિંદુપુરાણ | ડબલ્યુ. જે. વિલ્કિન્સ (૨જી આવૃત્તિ) | ૧૯૦૦ |
| ઉત્તર હિંદુસ્તાનનો લોકપ્રિય ધર્મ અને લોકકથા | ડબલ્યુ. ક્રૂક, આઇ. સી. એસ. ૨ભાગ (નવી આવૃત્તિ) | ૧૮૯૬ |
| તોપખાનું | રેવરન્ડ જે. ફ્રં. સ્ટૅચર | ૧૯૧૦ |
| મૂળ સંસ્કૃત ગ્રન્થોનાં વચન | ડૉકટર જે. મૂર | ૧૮૭૦ |
| હિંદુસ્તાનના ધર્મ | મૉન્સ. એ. બાર્થ (૩જી આવૃત્તિ) | ૧૮૯૧ |
| હિંદુ સર્વદેવ | એડ્વર્ડ મૂર | ૧૮૧૦ |
| હિંદુસ્તાનના ધર્મ | ડૉકટર ઈ. ડબલ્યુ હૉપ્કિન્સ | ૧૮૯૫ |
| પ્રાચીન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ | પ્રો. મૅક્સ મ્યૂલર | ૧૮૫૯ |

| | | |
|---|---|---|
| જર્મન કારખાનામાંથી કકડા (૪ ભાગો) | ,, | ૧૮૬૮-૧૮૭૫ |
| ખ્રિસ્તિ સાહિત્યમંડળની હાથપોથીઓ | ડૉ. મર્ડોક | જુદા જુદા |
| એશિઆનો અભ્યાસ (૨ ભાગ) | સર આલ્ફ્રેડ લાયલ કે. સી. બી. | ૧૮૯૭ |
| પ્રાચીન અને અર્વાચીન હિંદુધર્મ | રાવ બહાદુર લાલા વૈજનાથ | ૧૯૦૫ |
| અસલની કેળવણી (૨ ભાગ) | ટેલર, ડી.સી.એલ.એફ. આર. એસ. (તન્ત્રી) | ૧૮૯૧ |
| હિંદુપુરાણનો શિષ્ટ કોશ | જે.ડાસન એમ.આર.એ.એસ. | ૧૮૮૮ |
| પ્રાચીન નહિ એવાં પુરાણનો કોશ | મેરિઅન એડ્વર્ડ્ઝ અને લુઇ સ્પેન્સ | ૧૯૧૩ |
| પ્રાચીન હિંદુસ્તાનનાં વીરરસ કાવ્ય | રોમેશ દત્ત સી.આઇ.ઇ. | ૧૮૯૯ |
| હિંદુસ્તાનના મોટા ધર્મ | ડૉ. જે. મરે મિચેલ | ૧૯૦૬ |
| એશિઆનો પ્રકાશ | સર એડ્વિન આર્નોલ્ડ | ૧૮૯૦ |
| પ્રેમસાગર | ભાષાન્તર. | |
| પર્યટન અને સંસ્મરણ (૨. ભાગ) | મેજ. જન. ડબલ્યુ. એચ. સ્લીમૅન, કે. સી. બી. | ૧૮૪૩ |
| હિંદુપુરાણ | કર્નલ જે. કેનેડિ | ૧૮૬૨ |
| રામાયણ | પ્રો. રાલ્ફ જે. એચ. ગ્રિફિથ, સિ. આઇ. ઇ. | |
| હિંદુ ધર્મ અને ખ્રિસ્તિ ધર્મ | રેવરન્ડ ડૉ. જે. રૉબ્સન | ૧૯૦૫ |

| | | |
|---|---|---|
| એશિઆના લોકોનાં ચારિત્ર્ય, રીતભાત, અને રિવાજનું વર્ણન | ઍબે જે. એ. ડુબોઇસ | ૧૮૬૨ |
| હિંદુસ્તાનના પરમાત્મસમાગમ-વાદીઓ, યોગીઓ, અને સાધુઓ | પ્રો. જૉન કૅમ્પબેલ ઓમન | ૧૯૦૩ |
| હિંદુસ્તાનનો આત્મા | ડૉ. જ્યૉ. હેવેલ્સ | ૧૯૧૩ |
| હિંદુધર્મનું પ્રથમ પુસ્તક | જે. એન. ફાર્કુહર | ૧૯૧૧ |

# અનુક્રમણિકા

## ખંડ ૧લો

### પ્રાવેશિક



## ખંડ ૨જો

### વેદમાં વર્ણવેલા કુદરતના દેવો

# ખંડ ૩જો

## પુરાણના દેવો

### અર્વાચીન હિંદુધર્મના દેવો

---

## ખંડ ૪થો

### ઊતરતી પંક્તિના દેવો અને નાના દેવો

# ચિત્રો



---

# હિંદુસ્તાનના દેવો

## પ્રકરણ ૧લું

### હિંદુ પુરાણોનો વિકાસ

" જેમ કરોળીઆમાંથી જાળ નીકળે છે, જેમ અગ્નિમાંથી નાના તણખા નીકળે છે, તેમ એક આત્મામાંથી સર્વ પ્રાણો, સર્વ લોકો, સર્વ દેવો, અને સર્વ ભૂતો નીકળે છે "—એક **ઉપનિષદમાંથી ઉતારો** ( મોનિઅર વિલિઅમ્સે ભાષાન્તર કરેલો ). " +

" ભગવન્ ! સર્વના ઇશ્વર ! હું તમને અનન્ત ભિન્ન રૂપોમાં પ્રકાશતા જોઉં છું "—**ભગવદ્ગીતા.** *

બાલ્યાવસ્થાની એક, સર્વથી વિશેષ ઓળખાવી આપનારી ખાસીઅત એ છે કે દરેક ચીજને વાસ્તવિક રૂપ આપવામાં આવે છે. આસપાસના સર્વ કુદરતી બનાવોમાં જીવવાની, શ્વાસ લેવાની શક્તિ છે એમ બાળક કલ્પના કરે છે. તેને બાગનાં વૃક્ષો બોલતાં લાગે છે; અને લાકડાની ઢીંગલી બીજાઓને ગમે તેવી સૂગ ઉત્પન્ન કરે એવી

---

+ बृहदारण्यक उप० । २ । १ । २०—"स यथोर्णनाभिस्तन्तुनोच्चरेद्यथाग्नेः क्षुद्रा विस्फुलिङ्गा व्युच्चरन्त्येवमेवास्मादात्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे देवाः सर्वाणि भूतानि व्युच्चरन्ति—"
ભાષા૦ કર્તા.

* "अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनन्तरूपम्।
नान्तं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूप॥"
ભગ૦ ગી૦ ૧૧-૧૬, ભાષા૦ કર્તા.

કલ્પી લાગે, તોપણ તેના મનમાં તે એક, સુંદર આકારનો, ખાસ મૂર્તિમન્ત પદાર્થ છે. મેજ માર્ગમાં રહી અડચણ કરતું હોય અને અણચિંત્યું વાગી પીડા ઉત્પન્ન કરે તો આશ્ચર્યની લાગણીમાંથી મુક્ત થયે તરતજ બાળક ક્રોધના આવેશમાં તેને મારવા માંડે. રાતના અંધકારમાં ચીંથરાંની એક ઢીંગલી તેને અપાર દિલાસો આપે છે અને અભયની લાગણી ઉત્પન્ન કરે છે. વ્યક્તિની પેઠે, પ્રજાની બાલ્યાવસ્થામાં પણ એવાંજ લક્ષણો બળવાન્ છે. આરંભની સ્થિતિની પ્રજાઓનાં ખીલતાં મનને કુદરતનાં બળ અને શકિતઓ બધાં જીવતાં અને મૂર્તિવાળાં હોય એવાં, પોતાની સાથે સંબંધ ધરાવતાં સમજાય છે.

લગભગ ચાર હજાર વરસ ઉપર, એક બળવાન્ અને લડાયક પ્રજા હિંદુસ્તાનના વાયવ્ય કોણના પર્વતોની ડુંગરી ખીણોમાંથી પંજાબનાં* વિશાળ, અને સૂર્યના પ્રકાશવાળાં મેદાનોમાં ધસી આવી. સંપ ન હોવાથી તે એક પ્રજા ન હતી, પણ તેમાં અનેક ટોળીઓ અને જાતો હતી; અને તેઓ જેમ જેમ આવતી ગઈ તેમ તેમ વિજય મેળવતી ગઈ. તેમના આગલા ઇતિહાસ વિષે ભાગ્યેજ કંઈ પણ જાણવામાં આવ્યું છે. તેઓ સાદા, ભરવાડની જાતના લોકો હતા. તેઓ પ્રાચીન ઇરાની લોકો જોડે અને તેમનાથી વધારે દૂરનો, ગ્રીક અને રોમન લોકો જોડે સંબંધ ધરાવતા હતા. તે પ્રજા આરંભની સ્થિતિમાં હતી તોપણ તેમાં અત્યારનાં, ઊંચા સુધારાનાં બીજો રોપાયાં હતાં. કુદરતે તેને શક્તિઓ બક્ષી હતી અને તેની કલ્પનાશક્તિ અને ઉત્સાહશક્તિ પ્રબળ હતી.

---

* પ્રથમ તેઓ સિંધુ નદીના ( હાલ ઇન્ડસ કહે છે તેના ) કિનારા પરના પ્રદેશોમાં વસ્યા. એ શબ્દનો ઇરાની લોકો ' હિંધુ ' ઉચ્ચાર કરતા હતા અને પોતાના આર્ય જાતિભાઈઓને તેઓ હિંદુ કહેતા હતા. ગ્રીક લોકોએ હિંદુસ્તાન વિષે પોતાના પ્રથમ વિચારો ઇરાનીઓ તરફથી મેળવ્યા. તેમણે મહાપ્રાણ અક્ષરનો લોપ કરી હિંદુઓને ' ઇન્ડુઇ ' કહ્યા.–મોનિઅર વિલિઅમ્સકૃત ' હિંદુધર્મ, ' પૃ૦ ૧.

આ આર્ય કે આર્યન * પ્રજાને આ દેશમાં એક તદ્દન જુદી પ્રજા ક્યારનીએ વસેલી માલમ પડી. તે ઘણી વધારે શ્યામ વર્ણની હતી અને તેની જિંદગીની ટેવો આર્ય લોકોને વિચિત્ર અને કઢંગી લાગી. બે પ્રજાઓ વચ્ચે તરતજ લડાઈ જાગી અને વિશેષ શુરાતનને લીધે, વસવા આવેલી આર્ય પ્રજા વિજયી નીવડી. જેમ જેમ એ લોકો વિજય મેળવતા ગયા, તેમ તેમ અસલના વતનીઓને ગુલામ બનાવતા ગયા; અને જેઓ વશ ન થયા તેમને દક્ષિણ તરફ, દેશના વેરાન પ્રદેશોમાં હાંકી કાઢતા ગયા. હુમલો કરનારાઓએ મૂળ વતનીઓને દસ્યુ એટલે ગુલામ કહ્યા. તિરસ્કારથી તેઓ તેમને "નકટા, વાણી વિનાના, અને નાસ્તિક" કહેતા. એ શબ્દોથી માત્ર એવા અર્થનો ભાસ થાય છે કે તેમનાં નાક ટૂંકાં હતાં, તેઓ જુદી ભાષા બોલતા, તે ઘણું કરીને આર્ય લોકોની ભાષા જેવી સંસ્કારી ન હતી, અને તેમનો ધર્મ આર્ય પ્રજાના ધર્મથી જુદો હતો.

આ પ્રાચીન આર્યો, તેમના હાલના પ્રતિનિધિઓ, હિંદુઓની પેઠે ખરેખરા ધાર્મિક લોકો હતા. બાળકના જેવાં સરળ, નિષ્કપટ મનવાળા અને જલદી ઉશ્કેરાય એવી લાગણીવાળા હોવાથી જ્યાંસુધી તેઓ ગંજાવર હિમાલય પર્વતની સમીપમાં રહ્યા ત્યાંસુધી એ અતિપ્રૌઢ પર્વતોએ તેમનાં મન પર સચોટ છાપ પાડી, એ ધારવું મુશ્કેલ નથી. દરેક ચીજ તેમને વિસ્મયજનક લાગતી અને પૂજાની લાગણીથી ભાગ્યેજ જુદી પડે એવી, ભયની સાથે મિશ્રિત ચયલી સન્માનની લાગણી વારંવાર બહાર નીકળી આવતી. તેઓ કૃષ્ણ વર્ણની તળેટીની ટેકરીઓને પ્રકાશિત કરતી વીજળીનો ચમકાર નિહાળતા, શ્વેત ધુમસને ખીણમાં પ્રસરતી અને જમીન પરના દેખાવને દૂર કરતી જોતા; અને બરફથી ઢંકાયલાં મોટાં ગગનચુમ્બી શિખરોને, રાત પડતી ત્યારે, ગુલાબીમાંથી જાંબુડાં, જાંબુડાંમાંથી કાળાં આસમાની, અને આસમાનીમાંથી રાખોડી રંગનાં થતાં, અને

* વિદ્વાનો 'આર્યન' શબ્દનો અર્થ અમીરી, રાજભક્ત, કે નિમકહલાલ આપે છે.

સાંજને ટાઢને સમયે ભૂતના જેવાં, બીજી દુનિયાના વાસીના જેવાં ઊભાં રહેલાં દેખતા. આ પ્રમાણે આવી અતિવિશાળ અને સુંદર કુદરત પ્રત્યે તેઓ ઘણો પૂજ્યભાવ દર્શાવતા, તેનાં પ્રૌઢ બળોના દબદબા અને દેખાવને અલૌકિક માનતા, અને ઈશ્વરીથી બીલકુલ ઓછા ગણતા નહિ. તેમનો ધર્મ મૂર્તિપૂજા એટલે પ્રતિમાને પૂજવાનો ન હતો. તેઓ કુદરતને પૂજતા. આકાશ, હવા, અને સૂર્ય, એ કુદરતી બળોનાં કાર્ય પર તેમનાં દુનિયાના સુખનો એટલો બધો આધાર હતો કે પ્રત્યક્ષ દેવવાણીને અભાવે તેઓ સ્વાભાવિક રીતેજ એ બળો પ્રત્યે ઉપકારની અને ભય ને સન્માન સાથે ભેગા થયલા પ્રેમની લાગણીઓ દર્શાવતા. પણ કુદરત વિષે તેમના વિચાર આપણા જેવા ન હતા. કુદરતના પદાર્થોને જીવરહિત ધારવા એ આર્ય પ્રજાને માટે ઘણુંજ મુશ્કેલ કામ હતું. વહેતા ઝરા, સપાટાબંધ આવતા પવનો, અને ધગધગતા વહ્નિ—એ સર્વ તેમને પ્રાણથી ભરેલા લાગતા. જીવન આવું સ્પષ્ટ ન હોય એવાં અન્ય સ્થળોમાં, આત્મા કહો કે પરમેશ્વર કહો—એવી કોઈક અંદરની શક્તિથી દરેક દેખીતો પદાર્થ પ્રાણયુક્ત થયલો તમને લાગતો.§

આર્ય લોકો ઉત્તર હિંદુસ્તાનના વિશાળ મેદાનમાં વસતા અસલના વતનીઓના મુલકમાં ધસ્યા ત્યારે તેમણે તેમનાં ઘણા ધાર્મિક મતો અને ક્રિયાઓનો સ્વીકાર કર્યો અને તેમનો ધર્મ ઘણો

§ હિંદુસ્તાનની ધાર્મિક વૃદ્ધિ વિષે સર હંટરનો સિદ્ધાન્ત એવો છે કે "આર્ય પ્રજા દેવોને પૂજતી તેનાં કારણ પ્રથમ ભય, પછી સ્તુતિ, અને છેવટે ન્યાયબુદ્ધિ એ હતાં. દગ કરી નાખે એવાં કુદરતનાં બહારનાં સ્વરૂપો વેદમા વર્ણવેલા તેમના પ્રાચીન દેવો હતા. કાલક્રમે, તેઓ સુખકારક ગૃહદેવતા અગ્નિનું, પરોપકારી સૂર્યનું, મિત્રભાવ રાખતા દિવસનું, ખુશનુમા પ્રાતઃકાળનું, કેરી સોગલતાનું, અને એવાં દેવદેવીઓનું પૂજન કરવા લાગ્યા. બ્રહ્મા, વિષ્ણુ, ને રુદ્રની ભવ્ય ત્રિપુટીથી અને પૂજા કરવાની તમામ બુદ્ધિશાલી રચનાનો સમાવેશ થાય એવા એ ત્રિપુટીના સ્વરૂપોથી ધર્મવિચારોને બરાબર ગોઠવી તેમની પદ્ધતિ રચવાની તૃષ્ણા પરિપૂર્ણ થઈ."

જલદીથી બગડતો ગયો. અસલના વતનીઓ ઘણે ભાગે 'તાર્તર' વંશના હતા. તેઓ, ખારીલા દેવોની પૂજામાં મંડયા રહેતા અને તેમની ક્રિયા પણ એવીજ ક્રૂર રીતે કરતા. વેદના કેટલાક દેવો પણ ઘણા હલકા હતા તોપણ તેઓ દાનવ ન હતા, પરંતુ થોડા વખતમાં નીચ દાનવપૂજા હિંદુધર્મમાં ગણાવા લાગી.

વળી આ રાક્ષસી બળવાળી જાતિઓ એક વાર પોતાને નવે વસવાને ઠેકાણે વસી ઠેકાણે પડી એટલે સુધારાની માગણીઓ માટે અત્યુત્સુક હોવાથી અને નવા ઉત્પન્ન થયલા પ્રજાકીય જીવનનું તેમને ભાન હોવાથી તેમની વધતી જતી ધર્મની તૃષ્ણા સાદી, કુદરતની પૂજાથી વધારે વાર ધરાઈ નહિ. ગ્રીસની પેઠે હિંદુસ્તાનમાં અનેક દેવોની કથાથી સમૃદ્ધ થયલાં પુરાણો ઉત્પન્ન થયાં. એક અતિબળવાન્ ઈશ્વરી શક્તિને આધીન રહેવાનું જ્ઞાન અને તે સર્વવ્યાપક છે એવો અનુભવ કરવાની ઇચ્છા—આવા ધર્મવિચારો પ્રજાની વૃદ્ધિ સાથે વૃદ્ધિ પામતા ગયા અને તેના બળની સાથે વધારે બળવાન્ થતા ગયા તરતજ ગ્રીક પ્રજાની પેઠે હિંદુ પ્રજાએ માત્ર બહારની કુદરતમાં દેખાતી શક્તિઓનેજ નહિ પરંતુ અંદરની સર્વ લાગણીઓ, ભાવનાઓ, બુદ્ધિ ને નીતિનાગુણો અને શક્તિઓને પણ મૂર્તિવાળાં બનાવ્યાં, તેમાં દેવોની ભાવના કરી, અને તેની પૂજા કરી. તરતજ તે લોકો દરેક પદાર્થને અખિલ સૃષ્ટિ પર અધિકાર ચલાવતા સર્વશક્તિમાન્ પરમેશ્વરનું દશ્ય સ્વરૂપ માનવા લાગ્યા અને દરેક મરણ પામેલા શૂરવીર કે પરોપકારી પુરુષને એજ સર્વજ્ઞ અને સર્વવ્યાપક ઈશ્વરનો અવતાર સમજવા લાગ્યા. પછી એ પરમ પ્રભુનાં ભિન્ન ભિન્ન ગુણો અને શક્તિઓ, જે આ પ્રમાણે દુનિયામાં ખુલ્લી રીતે પ્રકટ હતાં, તેને મૂર્તિમન્ત સ્વરૂપ આપવા માટે *ગ્રીક અને હિંદુ બને

* " હિંદુસ્તાન અને યુરોપના ઘણા પૌરાણિક દેવદેવીઓ વચ્ચે મળતાપણું ખુલ્લું શોધી કાઢવામા આવ્યું છે. હમેશ વરસ દ મોકલનાર અને વજ્ર વાપરનાર ઇન્દ્ર અને પ્રલય કરનાર દેવ શિવ ઝ્યૂસ કે જ્યૂપિટરને મળતા આવે છે, દુર્ગા કે પાર્વતી જ્યૂનોના જેવાં છે; કૃષ્ણ એપૉલોને,

પ્રજાએ પોતાનાં સર્વ દેવાલયોમાં સંખ્યાબંધ દિવ્ય અને અર્ધદિવ્ય સ્વરૂપો સ્થાપ્યાં, એ સ્વરૂપોને પુરુષ અને સ્ત્રીનો આકાર આપ્યો, અને તેના સંબંધમાં ભિન્ન ભિન્ન કલ્પિત વાર્તાઓ, કથાનકો, અને રૂપકો જોડી કાઢયાં. કયા વિચારો દર્શાવવા એ પ્રતિમાઓ કલ્પી હતી તે લગાર પણ સમજ્યા વગર વિવેકવિનાના જનસમૂહે એ બધાં પુરાણો ખરાં માન્યાં.

પરિણામ એ થયું છે કે બધા દરજ્જાના હિંદુઓ વેદને પોતાના ધર્મનું મૂળ અને પ્રમાણભૂત આધારગ્રન્થ માને છે, તોપણ પ્રાચીન સમયમાં એ ધર્મપદ્ધતિ જે સ્વરૂપમાં હતી અને હાલ જે સ્વરૂપમાં છે તે બેની વચ્ચે વિશાળ અન્તર કેટલું રહેલું છે તેનું તેમને ભાગ્યેજ ભાન હોય એમ જણાય છે. અંદરથી તેમજ બહારથી એ પ્રાચીન સ્વરૂપમાં મોટી વૃદ્ધિ થઈ છે. અર્વાચીન હિંદુ ધર્મ નક્કી સ્વીકારેલો એક મત નથી, પણ વિરુદ્ધ મતોનો મોટો સમુદાય છે. પ્રાચીન સાદા ધર્મસ્વરૂપમાં વધારો થઈને, ઘણા દેવ અને દેવીઓ, કુદરતની શક્તિઓ, પરાક્રમોથી પ્રખ્યાતિ પામેલા પુરુષો, પૂર્વજો, અને સજીવ અને નિર્જીવ પદાર્થોની પૂજા—એવી ધર્મવ્યવસ્થા થઈ છે. વીરપૂજા એ પદ્ધતિનું એક મુખ્ય લક્ષણ છે. હિંદુઓના સર્વ દેવોમાંના મુખ્ય દેવો ને દેવીની ભરતી ઈશ્વરાવતાર માનેલા વીર પુરુષો ને સ્ત્રીઓથીજ થઈ છે. ત્રિપુર એ અસુર પર શિવનો વિજય, મહિષાસુર અને અન્ય અસુરો સાથે દુર્ગા દેવીનું યુદ્ધ, ભિન્ન ભિન્ન અવતારોમાં અસુર અને રાક્ષસોને વશ કરવાનાં વિષ્ણુનાં પરાક્રમો, અને રામ, કૃષ્ણ, અને હનુમાનનાં સાહસો—એ સર્વ એજ અનુમાન સૂચવે છે.

બુદ્ધ ધર્મની સ્થાપના થઈ તરતજ તેનો વધારો થયો તે

રતિ વીનસને, લક્ષ્મી કે શ્રી સીરીસને, વરુણ નેપ્ચ્યૂનને, સરસ્વતી મિનર્વાને, કાર્તિકેય માર્સને, યમ પ્લૂટોને, ગણેશ જેનસને, કામ કયુપિડને. અને દેવોના નિવાસસ્થાન કૈલાસ અને મેરુ, ઓઇડા અને ઓલિમ્પિઅસને મળતાં આવે છે. " હિંદુસ્તાનનાં વીરરસ કાવ્ય, પૃ૦ ૪૭-૮.

પ્રજાને માનીતો થયો એટલે હિંદુ ધર્મમાં મોટો ફેરફાર થયો અને તેની રચના બંધાઈ. હરીફાઈ કરતા ધર્મમતની સામા થઈ ખંડન કરવા શક્તિમાન્ થવા માટે બ્રાહ્મણોને પોતાનો ધર્મમત સારી વ્યવસ્થાવાળો કરવાની જરૂર પડી.

૧. વેદસમયના હિંદુ ધર્મના ઘણા પ્રાચીન દેવોનો હવે લોપ થયો અને તેને બદલે ઘણા નવા દેવો દાખલ થયા; અને હજી પણ એવા દેવો દાખલ થયા કરે છે.*

૨. નવા મતો દાખલ થયા; દાખલા તરીકે, પુનર્જન્મનો મત. હિંદુસ્તાનમાં જનસમુદાયના મન પર આથી થઈ છે તે કરતાં કોઈ પણ મતથી વધારે ઊંડી અસર થઈ નથી. ભક્તિનો એટલે "શ્રદ્ધા, તલ્લીનતા" નો સિદ્ધાન્ત પણ ઘણો અગત્યનો છે. વિષ્ણુની ભક્તિ કરતા પ્રહ્‌લાદ વિષે વિષ્ણુપુરાણમાં આપણે નીચે પ્રમાણે વાંચીએ છીએઃ—

"હજારો અવતારમાં મારો ગમે તે યોનિમાં જન્મ થાય તોપણ તારા પાદપંકજની અચળ ભક્તિ હું યાચું છું. સંસારી પુરુષો સંસારના લાભને અર્થે જે ભક્તિ કરે છે તે હું તારેજ માટે યાચું છું; હું તારૂં સદા સ્મરણ માગું છું."

**શ્રીમચ્છંકરાચાર્ય** પણ આ સ્વીકારતા હતા; કેમકે તે ગમે તેવા સર્વેશ્વરવાદી–અદ્વૈતવાદી હતા તોપણ કહે છે કેઃ—

* **દેવો શી રીતે બને છે**—"બુંદેલખંડમા સનોદનો કિલ્લો આસરે ૧૬૦ વરસ ઉપર રાજા ચતરસિંધે બાંધ્યો હતો. એ કિલ્લો પૂરો થયો કે તરતજ, ચિત્રકૂટ નામના પ્રસિદ્ધ યાત્રાસ્થળની પાસેના એક શહેર પર હુમલો કરતાં તેનો પુત્ર, રાયસિંધ મરણ પામ્યો. તેને સંસ્કાર કરવામાં આવ્યો તે સ્થળે એક મંદિર ને કબર બાંધવામાં આવ્યા. થોડો વખત રહીને, ચોથીઆ તાવથી પીડાતો કોઈક એક રાત્રે તે કબર પાસે આવ્યો અને કહ્યું કે રાયસિંધ મારો ચોથીઓ તાવ મટાડશે તો જીવીશ ત્યાંસુધી તેની કબર પર બલિદાન આપીશ. ત્યાર પછી તેને કદી પણ તાવ આવ્યો નહિ અને

" જુદાપણાનો વિચાર નાશ પામ્યો છે, તોપણ, હે બ્રહ્મ ! હું તારો છું, તું મારૂં નથીઃ મોજું સમુદ્રનું છે, સમુદ્ર મોજાંનો નથી.+"

૩. **યાત્રાનો,** એટલે પવિત્ર સ્થળોએ જવાનો, રિવાજ એ બીજી નવીનતા છે. નદીઓ પ્રત્યે ઘણો પૂજ્યભાવ દર્શાવવામાં આવે છે અને હિમાલયમાંથી નીકળે છે ત્યાંથી તે દરિયાને મળે છે ત્યાંસુધી તમામ સ્થળે ગંગા નદી પવિત્ર મનાય છે. તીર્થો હિંદુસ્તાનમાં સર્વત્ર માલમ પડે છે; તેમાંનું એક સર્વથી વધારે પ્રખ્યાતિ પામેલું ઓરિસામાં આવેલું પુરીનગર છે, ત્યાં જગન્નાથજીનું મંદિર છે. પવિત્ર નદીમાં સ્નાન કરવાથી બધાં પાપ ધોવાઈ જાય છે અને પવિત્ર સ્થળોની મુલાકાત લેવાથી ને ત્યાં જવાઆવવાના કઠિન પ્રવાસનો પરિશ્રમ સહન કરવાથી ઘણું પુણ્ય પ્રાપ્ત થાય છે.

૪. પ્રત્યક્ષ મૂર્તિપૂજા એ પાછળથી થયલો ધર્મનો વિકાસ છે. પ્રાચીન હિંદુઓ મૂર્તિપૂજક ન હતા અને તેમણે મંદિરો બાંધ્યાં ન હતાં. અગ્નિ, જળ, અને સૂર્ય—એ કુદરતી પદાર્થો હમેશ તેમની દૃષ્ટિસમીપ હોવાથી, મૂર્તિઓની તેમને જરૂર ન હતી. પરંતુ આર્ય લોકોના મનમાં આરંભથીજ પ્રતિમા પ્રત્યે પ્રેમ ઘણો ઊંડો રહ્યો હતો; અને ત્યાર પછીના સમયમાં હિંદુ ધર્મનું સહુથી વધારે ધ્યાન ખેંચે એવું લક્ષણ મૂર્તિપૂજા છે. જ્યાં જુઓ ત્યાં મૂર્તિ, મૂર્તિ, ને મૂર્તિજ છે. દેશમાં બધે ઠેકાણે લાખો મૂર્તિઓ માલમ પડે છે. તે પત્થર, લાકડાં, અને ધાતુની બનાવેલી હોય છે. તેમાં પિત્તળનો ઉપયોગ

તેણે વખતસર બલિદાન કર્યા કીધા. બીજાઓએ તેનો દાખલો લીધો અને અત્યાર સુધી હિંદુસ્તાનના તે ભાગના લોકો તેને દેવ તરીકે માને છે. " **સ્લીમૅન,** અંક ૧લો, પૃ૦ ૧૧૫.

+ सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम् ।
सामुद्रो हि तरङ्गः क्वचन समुद्रो न तारङ्गः ॥ ३ ॥

શ્રીમચ્છંકરાચાર્યની ષટ્પદી—

ભેદ જતો રહ્યા પછી પણ, હે નાથ! હું તારો છું, તું મારો નથીઃ મોજું સમુદ્રનું છે, સમુદ્ર મોજાંનો નથી. —ભાષા૦ કર્તા.

સહુથી વધારે છે. તે બધી જાતના કદની–મોટામાં 'મોટા, રાક્ષસી કદથી તે છેક નાનામાં નાના કદની–હોય છે. દરેક મૂર્તિ સામાન્ય રીતે પ્રકાશિત અને ચકચકિત હોય છે અને તેના પર લાલ ગેરૂ કે પ્રકાશિત સિંદૂર રંગેલું હોય છે. વૃક્ષ અને ખડકો પર પણ એવીજ રીતે નિશાન કરવામાં આવે છે. ખરેખર, એ રીતે દરેક પદાર્થની પૂજા કરી શકાય.

૫. જ્ઞાતિ એ એક બીજી અગત્યની નવીનતા છે. હાલ હિંદુ સમાજના અસંખ્ય વિભાગો થયા છે અને તે એક બીજાથી ભેદી ન શકાય એવી દિવાલોથી છૂટા પડેલા છે. ધાર્મિક શુદ્ધિ જાળવવાના હેતુથી જ્ઞાતિના આચારો નક્કી કરવામાં આવ્યા છે. પાછલા સમયમાં લખાયલા વેદો અને બીજાં હિંદુ પુસ્તકોમાં વિધિ અને ધાર્મિક ક્રિયાની બારીક વિગતો વધારે વધારે પ્રધાન ગણાવા લાગી અને હાલ હિંદુધર્મના અર્ધથી વધારે ભાગનો સમાવેશ ખાવાપીવા અને જીવન નિર્ગમન કરવાની પદ્ધતિ વિષે નક્કી કરેલા નિયમો પાળવામાં થાય છે. હાલના સમયમાં મનુષ્યનો ધર્મમત ગમે તેવો હોય અને આચાર પણ ગમે તેવો હોય, તોપણ જ્ઞાતિના નિયમો પાળે તો તે ખરો, ધર્માનુસારી હિંદુ મનાય છે. જ્ઞાતિના ધારા ઘણીખરી વાર જેવા મૂર્ખાઇભરેલા હોય છે તેવાજ ઘાતકી કે જુલમી હોય છે; પણ એને લીધે બ્રાહ્મણોએ પોતાની ઉપરિ સત્તા ૨,૦૦૦ વર્ષથી વધારે સમય થયાં જાળવી છે. પેશ્વાના સમયમાં પુના શહેર દેશી હકુમત નીચે હતું ત્યારે અધમ જ્ઞાતિના કોઈ પણ પુરુષને સવારે નવ વાગતા પહેલાં શહેરમાં પેસવા દેતા ન હતા અને બપોરના ત્રણ વાગ્યા પછી શહેરમાં રહેવા દેતા ન હતા. શા માટે? કારણ કે નવ વાગતા પહેલાં અને ત્રણ વાગ્યા પછી તેની છાયા ઘણીજ લાંબી પડતી અને જ્યારે એ છાયા બ્રાહ્મણ પર પડતી ત્યારે તે અપવિત્ર થતો; તેથી સ્નાન કરી એ પાપ ધોઈ ન નાખે ત્યાંસુધી તેનાથી ભોજન કરી શકાતું નહિ કે પાણી સરખું પીવાતું નહિ.

૬. હિંદુધર્મમાં એક ખરેખરો જાણવા લાયક ફેરફાર એ થયો છે કે પશુનું યજ્ઞોમાં બલિદાન આપવાનો રિવાજ અગાઉને મુકાબલે બંધ થયા જેવો છે. પ્રાચીન હિંદુધર્મમાં એ ક્રિયા સૈકાઓ સુધી સરખી રીતે વધતીજ ચાલી, વધારે વધારે સંખ્યાબંધ ભોગો અપાતા ગયા, અને વિધિ વધારે વધારે ગુંચવણભરેલી થતી ગઈ. યજ્ઞવિધિ કેટલે બધે દરજ્જે સુધી પહોંચી હતી અને બીજા કોઈ પણ ધર્મમાં હતી તે કરતાં કેટલી વધારે હતી એ બ્રાહ્મણગ્રન્થોમાં વાંચીને આપણે આશ્ચર્ય પામીએ છીએ. તોપણ, કાલિકાદેવી અને બીજા એક બે નાના દેવોને આપવામાં આવે છે તે સિવાય યજ્ઞોમાં પશુનું બલિદાન આપવાનો રિવાજ હિંદુધર્મમાંથી લગભગ નાબૂદ થયો છે.

૭. વિધવાઓ પોતાના સ્વામીની ચિતામાં બળી મરતી હતી એ બીજો ભયંકર રિવાજ હતો. આ રિવાજને માટે વેદમાં કંઈ પ્રમાણ નથી, પણ ઘણું કરીને સતી થવાની એ ક્રિયા ઓછામાં ઓછાં ૨,૦૦૦ વરસ સુધી પહોંચી અને એવી રીતે જેમણે આપઘાત કરેલો એવી સ્ત્રીઓની સંખ્યા લાખો હતી. આપણે જાણીએ છીએ કે એકલા બંગાળામાં પ્લાસીના યુદ્ધને લીધે એ પ્રાન્તનો અધિકાર અંગ્રેજ સરકારના હાથમા આવ્યો ત્યારથી તે ઇ. સ ૧૮૨૯માં સતીનો રિવાજ નાબૂદ થયો ત્યાંસુધી ૭૦,૦૦૦ થી પણ વધારે વિધવાઓ પોતાના સ્વામીની ચિતામાં બળી મુઈ હતી. તે વખતના બ્રાહ્મણો આ ભયંકર રિવાજ બંધ પાડવામાં આવ્યો તેની સામા જુસ્સાથી લડ્યા; પણ સુભાગ્યે અંગ્રેજ સરકાર દઢ રહી અને હવે, ભાગ્યેજ ક્વચિત્ છૂટોછવાયો દાખલો બને તે સિવાય એ રિવાજ તદ્દન બંધ થઈ ગયો છે.*

* આ પ્રકરણની બાબત ઘણે ભાગે ડૉ. પરે મિચેલના 'હિંદુસ્તાનના મોટા ધર્મો' પૃ. ૪૨–૫૬માંથી લીધેલી છે,

# પ્રકરણ ૨જું

## હિંદુઓનાં ધર્મપુસ્તકો

વેદ પિતૃ, દેવ, અને મનુષ્યોનું હમેશનું નેત્ર છે-હમેશ તેજ આપનાર નેત્રસમાન છે, તે મર્યાદિત મનુષ્યબુદ્ધિને અશક્ય છે-તેમજ મનુષ્યની તર્કબુદ્ધિના બળથી સિદ્ધ થઈ શકે એમ નથી, તે વ્યવસ્થિત અનુમાન છે. *

મનુસ્મૃતિ, ૧૨ અધ્યાય, ૯૪.
( મોનિઅર વિલિઅમ્સનું ભાષાન્તર ).

કોઈ હિંદુને તેનાં ધર્મપુસ્તકોનાં નામ દેવાનું કહીશું તો ઘણું કરીને તે આ અનુક્રમમાં દેશેઃ-સર્વથી વધારે અગત્યના, ચાર વેદો; ઉપનિષદો; પછી અઢાર પુરાણો; બે મહાન્ વીરરસ કાવ્યો, રામાયણ અને મહાભારત; મોટા ધર્મશાસ્ત્રી મનુની સ્મૃતિ; તન્ત્રો; અને આમાં છ દર્શનો એટલે તત્ત્વજ્ઞાનના ગ્રન્થો ઉમેરવા

---

* पितृदेवमनुष्याणां वेदश्चक्षुः सनातनम् ।
अशक्यं चाप्रमेयं च वेदशास्त्रमिति स्थितिः ॥१२-९४॥

વેદથીજ બ્રહ્મ જાણી શકાય છે એમ દર્શાવવા આ શ્લોકમાં વેદની પ્રશંસા કરી છે. પિતૃઓને કવ્યદાન-બલિ આપવામાં, દેવોને હવ્યદાન કરવામાં, અને મનુષ્યોને અન્નદાન કરવામાં વેદજ નેત્રના જેવું નેત્ર, અવિનાશી છે, કેમકે તેનું વેદજ પ્રમાણ છે; કવ્યદાન આદિનું ફળ દૂર છે, તેને વિષે અન્ય પ્રમાણને અવકાશ નથી. વળી વેદશાસ્ત્ર અશક્ય છે, કરી, શકાય એવું નથી. આથી વેદ પુરુષપ્રણીત નથી-અપૌરુષેય છે, એમ કહ્યું છે. વળી તે અપ્રમેય છે-મીમાંસા આદિ ન્યાય વગર તેમાંની જ્ઞેય-જાણવાની વસ્તુ સમજી શકાય એવી નથી. એવી વ્યવસ્થા છે. આથી મીમાંસા અને વ્યાકરણ આદિ વેદાંગોથીજ કર્મબ્રહ્માત્મક વેદાર્થ જાણવો એમ કહેવાનું તાત્પર્ય છે.-કુલ્લૂકભટ્ટની ટીકા; ભાષા૦ કર્તા.

આ ગ્રન્થમાં સ્થળના સંકોચને લીધે હિંદુઓ જે વધારે અગત્યના દેવો ને ઉપદેવોને પૂજે છે તેનોજ વિચાર કરવાનો છે, તેથી એ સંબંધી અમારા જ્ઞાનના પ્રમાણભૂત ગ્રન્થોનાં સંક્ષિપ્ત લક્ષણ આ પ્રકરણમાં આપવાં એટલીજ દરકાર કરવાની અમારે જરૂર છે. ઉપલક રીતે કહેતાં એ ગ્રન્થો નીચે પ્રમાણે છેઃ—ચાર વેદો, પુરાણો, મનુસ્મૃતિ, તન્ત્રો, અને બે વીરરસ કાવ્યો. હિંદુઓ શ્રુતિ ( સાંભળેલા ) અને સ્મૃતિ ( સ્મરણ કરેલા, કર્ણપરંપરાથી પ્રાપ્ત થયલા ) ઈશ્વરે પ્રકટ કરેલા સત્યના બે મૂળ ગ્રન્થો માને છે. બીજા શબ્દોમાં કહીએ તો ઈશ્વરે પ્રત્યક્ષ પ્રકટ કરેલું ને પરોક્ષ રીતે પ્રત્યક્ષ થયલું એવા સત્યજ્ઞાનને તેઓ માને છે. પ્રથમ વર્ગમાં વેદો આવે છે અને પાછલા વર્ગમાં મનુસ્મૃતિ અને ઉપનિષદો આવે છે.+ પરમ બ્રહ્મે ( પરમાત્માએ ) જાતેજ શ્રુતિનો ઉચ્ચાર કર્યો; મહાપ્રતાપી વેદ એનુંજ નિઃશ્વસિત છે એમ મનાય છે અને ઈશ્વરની ભક્તિ ને કૃપાનાં પાત્રો એવા થોડા ઋષિલોકોએ શ્રુતિને સંઘરી રાખી આવતા જમાનાના માણસોના કલ્યાણને અર્થે તેનું પઠન કર્યું. એ શ્રુતિગ્રન્થો પ્રમાણભૂત અને અત્યન્ત પવિત્ર મનાય છે. બીજા વર્ગના ગ્રન્થો, સ્મૃતિઓ એથી ઉતરતા, બીજા નંબરના પ્રમાણભૂત ગ્રન્થો છે. પવિત્ર માનવોએ, એટલે ઋષિઓએ પોતાની યાદદાસ્ત પ્રમાણે એ ગ્રન્થો લખ્યા છે. શ્રુતિની પેઠે સ્મૃતિઓને અનાદિ માનવામાં આવતી નથી. એમાં શ્રુતિનો અર્થ બરાબર ફરી કહેવામાં આવ્યો છે, તેથી એ પ્રમાણભૂત મનાય છે.

ઉપર કહેલા દરેક પ્રકારના ગ્રન્થનો વિષય અને અનુક્રમણિકા સંક્ષેપમાં આપતા પહેલાં હિંદુઓના વિચાર અને સાહિત્યનાં વિલક્ષણ સૌન્દર્ય અને મહત્તા વિષે સર મોનિઅર વિલિઅમ્સના સાક્ષીભૂત લખાણમાંથી નીચેનો ઉતારો આપીએ છીએઃ—

---

+ હિંદુઓના ગ્રન્થોમાં ઉપનિષદોને વારંવાર શ્રુતિમાં ગણવામાં આવે છે. ઉપનિષદો વેદાન્ત કહેવાય છે ને તેની શ્રુતિમાંજ ગણના છે. ભાષા૦ કર્તા.

" મને સંપૂર્ણ ખાતરી થઈ છે કે હિંદુસ્તાનના વતનીઓના વિચારો, ભાવનાઓ, વિચારોનાં તાત્પર્ય, ધાર્મિક વૃદ્ધિ, વિલક્ષણતા, અને દોષો ને વહેમો વિષે પણ જેમ જેમ આપણે વધારે શીખીશું, તેમ તેમ આપણાં પોતાના રૂઢિને અનુસરતાં યુરોપનાં ધોરણો પ્રમાણે તેમની પરીક્ષા કરવાને આપણે ઓછા તત્પર થઈશું, પૃથ્વી પર રહેલાં સર્વ સત્યજ્ઞાન, વિદ્યા, સદ્ગુણ, અને સંસ્કારના આપણેજ એકલા ભંડાર છીએ એમ વિચાર કરવાનું આપણને ઓછું મન થશે, તેમજ જે મનુષ્યોએ મનુસ્મૃતિ નામનો દુનિયાના સાહિત્યગ્રન્થોમાં એક અતિપ્રસિદ્ધ ગ્રન્થ રચ્યો, જેમણે ખ્રિસ્તિ ધર્મને પણ યોગ્ય એવી નીતિશાસ્ત્રની પદ્ધતિ વિચારી કાઢી, જેમણે કેટલેક અંશે ઇલિઅડ અને ઑડિસિથી પણ ઊંચા પ્રકારનાં કાવ્યો, રામાયણ અને મહાભારત રચ્યાં, જેમણે વ્યાકરણ, અંકગણિત, ખગોળવિજ્ઞાન, અને ન્યાયશાસ્ત્રનું આદિ સંશોધન કર્યું, અને જેમણે છ અતિગહન તત્ત્વજ્ઞાનની પદ્ધતિઓને—છ દર્શનોને સ્વતન્ત્ર રીતે, એટલે અન્ય પ્રજાની સહાયતા વિના, પરિશ્રમે પરિપૂર્ણ કર્યાં, તે મનુષ્યોનો આપણાથી ઊતરતી પ્રજા તરીકે તિરસ્કાર કરવાની આપણને ઓછી વૃત્તિ થશે. સર્વથી વિશેષ એ છે કે જે એ ધર્મો, ખ્રિસ્તિ ધર્મના ગમે તેવી શોચનીય રીતે વિરોધી છે, તોપણ હાલ દુનિયાની લગભગ અર્ધી વસ્તીથી સ્વીકારાયલા છે, તે ધર્મોના સ્થાપનારાઓને આપણે 'અજ્ઞાનરૂપી અંધકારમાં ડૂબેલા નાસ્તિકો' તરીકે નિન્દવાને ઓછું મન કરીશું."

## ૧. ચાર વેદો

હિંદુ ધર્મનું મૂળ, હિંદુઓના જીવનની સામાજિક રચનાનો પાયો, ધર્મ, ક્રિયા, અને સમાજને લગતી બાબતોનું ઉત્તમમાં ઉત્તમ પ્રમાણ વેદો છે. એ કોઈ પુરુષના રચેલા મનાતા નથી, પણ સાક્ષાત્ પરમેશ્વરે રચેલા મનાય છે, અને તેટલા માટે નિત્ય—અવિનાશી છે

'વેદ' શબ્દ સંસ્કૃત વિદ્ ધાતુ ઉપરથી આવ્યો છે. એ લૅટિન

ભાષાના ' વિદ્ ' ને અને અંગ્રેજી ભાષાના ' ટુ વિટ્ ' ને મળતો છે. આ પ્રમાણે એનો અર્થ જ્ઞાન થાય છે અને હિંદુઓ એમાં વધારો કરી ' ઈશ્વરદત્ત જ્ઞાન ' એવો અર્થ કરે છે. આ અતિપ્રાચીન પવિત્ર હિંદુગ્રન્થો ઋચાના-સ્તોત્રોના બનેલા છે. કુદરતની ભિન્ન ભિન્ન શક્તિઓને મૂર્તિમન્ત માની તેનું સ્તવન કરવા એ ઋચાઓ મઢી છે. એ સંસ્કૃત ભાષાના પ્રાચીન સ્વરૂપમાં રચાઈ છે અને અતિસામાન્ય રીતે સ્વીકારાયલા મત પ્રમાણે ઇ. સ. પૂર્વે ૧૦૦૦ થી ૧૫૦૦ વરસની અગાઉ રચાઈ છે. કેટલાક વિદ્વાનો એથી પણ પ્રાચીન સમય દર્શાવે છે; કારણ કે આન્તર પ્રમાણથી એવું સંભવિત લાગે છે કે કેટલીક પ્રાચીન ઋચાઓ આર્ય પ્રજા હિંદુસ્તાનમાં આવી તે પહેલાં રચાઈ છે. ગમે તે રીતે પણ, આપણે એમ માની શકીએ કે એ ઋચાઓ હાલ ૨૫૦૦ થી ૩૦૦૦ વરસ પહેલાંની છે, એના પ્રમાણને માટે લેશમાત્ર પણ સંદેહ નથી, અને ધર્મ તેમજ સુધારાની કળામાં પ્રાચીન આર્ય પ્રજાઓના વિકાસના અભ્યાસ કરવાનું એ ઋચાઓજ આપણું સાધન છે. ઘણા પ્રાચીન સમયથી ઋષિમુનિઓએ વંશપરંપરા પોતાના શિષ્યોને એનો મુખપાઠ કરાવી ભવિષ્યની પ્રજાને એનો વારસો આપ્યો છે. એ વેદો ક્યારે લખાયા તે જાણવામાં આવ્યું નથી; પણ વ્યાસ મુનિ એના " રચનાર " અથવા હાલ કહીએ છીએ તેમ તન્ત્રી તરીકે કહેવાય છે.

સામાન્ય સ્વરૂપમાં વેદો સંગીતકાવ્યના બનેલા છે. હિંદુસ્તાનના ઉપર પ્રથમ હુમલો કરનારા આર્ય લોકો જ્યારે ઉત્તર હિંદુસ્તાનના ઉમરામાંજ હતા અને પોતાના સુધારાથી જે દેશને પાછળથી પરિપૂર્ણ કરવાના હતા તે દેશમાં જ્યારે તરતજ પેઠા હતા ત્યારે તેમણે જે સ્તોત્રોથી પોતાના દેવોની સ્તુતિ કરી તે સ્તોત્રો તેમાં છે.

વેદો ચાર છેઃ—

૧. ઋગ્વેદ એટલે ઋચા કે સ્તોત્રોનો વેદ.

૨. યજુર્વેદ એટલે યજ્ઞનો વેદ.

૩. સામવેદ—ઋગ્વેદની ઋચાઓની ગાયન પ્રમાણે રચના.

૪. અથર્વવેદ—પવિત્ર મારણતારણ મન્ત્રોનો વેદ.

ઋગ્વેદ સર્વથી વિશેષ અગત્યનો છે. મૂળ ગ્રન્થમાં ૧૦૧૭ ઋચા છે અને ૧૧ એવી છે કે તે ઈશ્વરકૃત છે એમ સ્વીકારાયલું નથી. બધું મળીને ૧૦૨૮ છે. એ વેદોમાં ઉત્તમ છે. એની એટલી બધી પ્રશંસા કરવામાં આવી છે કે મનુસ્મૃતિમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

"સ્મરણસ્થાનમાં ઋગ્વેદ ધારણ કરનાર બ્રાહ્મણને, ત્રણ લોકોનો નાશ કરે તોપણ, કંઈ પાપ લાગતું નથી."* (૧૧. ૨૬૧).

વિદ્વાનો બીજા ત્રણ વેદો ઋગ્વેદની પછી થયા એમ અને અંશે તેને આધીન છે એમ માને છે. બીજા ને ત્રીજા વેદો ઋગ્વેદમાંથી લીધેલી ઋચાઓનાજ લગભગ બનેલા છે. ધાર્મિક વિધિ ને આચાર સાથે સંબંધ ધરાવતાં ખાસ પ્રયોજનને ઉદ્દેશીને એમાં ઋચાઓની વ્યવસ્થા કરવામાં આવી છે.

દરેક વેદમાં બે મુખ્ય ભાગ છેઃ—(૧) મન્ત્ર કે સંહિતા, એમાં પદ્યમાં સ્તુતિ કે પ્રાર્થના છે; અને (૨) બ્રાહ્મણ, એમાં ગદ્યમાં લખેલી ઋષિઓની ટીકા છે. જેમ જેમ વેદની ઋચાઓ

* ૧૧મા અધ્યાયનો એ ૨૬૧મો નહિ, પણ ૨૬૨મો શ્લોક છે.

हत्वा लोकानपीमांस्त्रीनश्नन्नपि यतस्ततः ।
ऋग्वेदं धारयन् विप्रो नैनः प्राप्नोति किंचन ॥ ११.२६२ ॥

ભૂર્લોક, ભુવર્લોક, અને સ્વર્લોક એ ત્રણનો નાશ કરીને મહાપાતકી આદિનું પણ અન્ન ખાનાર, ઋગ્વેદને ધારણ કરનાર, વિપ્રાદિ કંઈ પણ પાપ પ્રાપ્ત કરતો નથી. ઋગ્વેદનું ધારણ તો છૂપા પ્રાયશ્ચિત્તને અર્થે કહ્યું છે તેથી છૂપું પાપ થયે મન્ત્રબ્રાહ્મણાત્મક ઋક્સંહિતાનો અભ્યાસ કરવો—ટીકા. કુલ્લૂકભટ્ટની; ભાષા૦ કર્તા.

પ્રાચીન થતી ગઈ, તેમ તેમ આર્ય પ્રજાની પૂજામાં ધર્મક્રિયાની વિધિ અને બાહ્યાચાર વધતાં ગયાં અને ધર્મસંબંધી જિજ્ઞાસા ઉત્પન્ન થઈ. આ સમયે બ્રાહ્મણ નામના ગ્રન્થ હયાતીમાં આવ્યા. એ વેદનો બીજો ભાગ છે; એમાં બ્રાહ્મણ આચાર્યોએ ક્રિયાપદ્ધતિના ભિન્ન ભિન્ન ઉપદેશો અને વિધિના આચારની વિગત આપેલાં છે. દરેક બ્રાહ્મણગ્રન્થની સાથે જોડેલા, વિશેષ પરિશ્રમથી વિસ્તારવાળું વિવેચન કરનાર ગ્રન્થો ઉપનિષદ્ છે. એમાં ગૂઢ અને ગહન વિચારો સમાયલા છે. આ પ્રમાણે વેદની સાદી વાર્તાઓ ધીમે ધીમે ગૂઢ થતી ગઈ; અને દુનિયા ને મનુષ્યજાતિની ઉત્પત્તિ વિષે તર્કો જન્મ પામતા ગયા તેમ તેમ દેવો વધારે મૂર્તિમન્ત થયા, તેમનામાં નવા નવા ગુણો કલ્પવામાં આવ્યા, અને તેમનાં સ્વરૂપ વારંવાર બદલાતાં ગયાં.

અથર્વવેદ ઘણો રસ પડે એવો છે. એનો મોટો ભાગ શત્રુઓને નાશ કરવાના મારણમન્ત્રો અને મિત્રોને આરોગ્ય અર્પવાના તારણ-મન્ત્રોથી ભરેલો છે. એમાં ઘણો સૂક્ષ્મ પરિચય દર્શાવનારૂં વિગત-વાર વર્ણન છે. માથા પર તાલ પડી ગઈ હોય તો તેને પુનઃ આચ્છાદિત કરવાની ઉત્તમ પદ્ધતિ વિષે પણ એમાં ઉપદેશ કર્યો છે. એમાં ૭૬૦ સ્તોત્ર છે, તેમાંનાં માત્ર ⅙ ઋગ્વેદમાં માલમ પડે છે. ગ્રિફિથ કહે છે કે “ દેવોને શી રીતે સંતુષ્ટ કરવા અને તેમની રક્ષણ કરે એવી કૃપા મેળવવી, મિત્રોને શી રીતે આશીર્વાદ દેવો, અને માનવ અને રાક્ષસી શત્રુઓ તેમજ બધા નુકસાનકારક પ્રાણીઓને શી રીતે શાપ દેવો ને તેમનો નાશ કરવો તે એ વેદ શિખવે છે. પ્રાર્થના, વશીકરણમંત્રો, અને અભિચારમન્ત્રોનો-મારણતારણ મન્ત્રોનો ભરેલો એજ વેદ છે. ”

ઋગ્વેદ આપણને એવા પ્રાચીન સમયમાં લઈ જાય છે કે તે સમયે જનમંડળ પોતાની વગર સુધરેલી સાદાઈમાંજ સુખી હતું.

“ સર્વદા આનન્દી પ્રકૃતિમાં અને તીક્ષ્ણદૃષ્ટિવાળા, રોગ અને

પાપથી રહિત, પુષ્કળ છોકરાં સાથે, હે સૂર્ય ! અમે લાંબું આયુષ્ય ભોગવી દિવસે દિવસે ઊઠી તારૂં સ્વરૂપ નિહાળીએ ! ”

પણ અથર્વવેદમાં એ ચિત્રની પાછલી ભૂમિ ઘણીશ્યામ રંગેલી છેઃ એજ પ્રજાઓને રાક્ષસ, ભૂત, અને પિશાચની ગુલામ બનેલી ચિત્રેલી છે, અને હાલમાં ચાલતી રાક્ષસ અને ભૂતની પૂજાનું મૂળ કેવું પ્રાચીન સમયનું છે તે આપણને દર્શાવેલું છે.

વેદોના વિષય અને તાત્પર્યનું આ ઘણું ઉપલકીઉં રેખાદર્શન છે. એમાં ઘણા દોષ છે–ઋચાઓમાં પ્રેમ કે ઉપકારનું દર્શન ભાગ્યેજ છે. દેવો અને તેમના પૂજકો પરસ્પર અદલોબદલો કરતા વેપારી જેવા છે. હું તમને તે મેળવવા માટે આ આપું છું.” ઇન્દ્રને આ પ્રમાણે કહ્યું છેઃ—

“ તું અમારી સાથે વેપારી ના થતો; કદરીની પેઠે આપતો ના, તેમજ ઘણું વધારે માગતો ના. ”*

( ઋગ્વેદ ૧–૩૩–૩ ).

બાર્થ કહે છે કે વેદના ઘણા ઋષિકવિઓના સંબંધમાં કહીએ તો તેઓએ દેવોની પ્રાર્થના કરી છે તેનો સાર આજ છેઃ—

* नि सर्वसेन इषुधीँरसक्त समर्यो गा अजति यस्य वष्टि ।
चोष्कूयमाण इन्द्र भूरि वामं मा पणिर्भूरस्मदधि प्रवृद्ध॥

म० ( મણ્ડલ ) ૧, अ० ( અનુવાક ) ૭, सू० ( સૂક્ત ) ૩૩, ऋ ( ઋક્ ) ૩.

બધી સેનાવાળા તેણે બાણોનાં ભાથાને પીઠ પર બરાબર જોડયાં; અસુરે હરણ કરેલી, ગાયો જે દેવને આપવાને સ્વામિરૂપ ઇન્દ્ર ઇચ્છે છે તે દેવને ઘેર તે ગાયો બરાબર પહોંચાડે છે. હે ઘણી વૃદ્ધિવાળા ઇન્દ્ર ! ઘણી ગાયરૂપી ધન અમને આપતો, અમારે વિષે વ્યવહારી ના થતો; ગાયનું મૂલ્ય માગતો ના, એવો અર્થ છે, સાયણાચાર્યનું ભાષ્ય, ભાષા૦ કર્તા.

" આ અમે તમને ઘી આપીએ છીએ, તમે અમને ગાયો આપે પુત્રો, દીર્ઘ આયુષ્ય, અને શત્રુઓનો પરાજય એવાં વળી બ વરદાનો વારંવાર માગવામાં આવે છે. તોપણ આત્માના કલ્યા માટે પણ છૂટીછવાઈ પ્રાર્થનાઓ છે ને તે મુખ્યત્વે વરુ ઋચાઓમાં છે.

ઋગ્વેદ ૫–૮૫ માં નીચે પ્રમાણે છે *:—

" અમારા પર પ્રેમ રાખતા પુરુષની સામા અમે પાપ હોય, અમારા ભાઈ, મિત્ર, સોબતી, હમેશ અમારી સાથે રહે

---

* अर्यम्यं वरुण मित्र्यं वा सखायं वा सदमिद् भ्रातरं वा
वेशं वा नित्यं वरुणारणं वा यत्सीमागश्चकृमाशिश्रथस्त

॥ मं० ५ अ० ६ सू० ८५ ऋ० ७

હે વરુણ ! દાતાર પ્રતિ ( કે ગુરુ પ્રતિ; અર્યમ્યંનો અર્થ દાતા ગુરુ કર્યો છે ), સ્નેહ રાખનાર પુરુષ પ્રતિ, કે સખા પ્રતિ, ભાઈ કે નિત્ય નિકટ વસનાર પ્રત્યે, ન બોલનાર ( કે રણ ન આપનાર અરણંનો અર્થ અશબ્દ કે રણ ન આપનાર એમ કર્યો છે )–એઓ અમે જે નિત્ય અપરાધ કર્યો છે તેનો અમારામાથી નાશ કર.

સાયણા૦નું ભાષ્ય, ભાષા૦

कितवासो यद्रिरिपुर्न दीवि यद्वा घासत्यमुत यं न विद्म
सर्वा ता विष्य शिथिरेव देवाधा ते स्याम वरुण प्रियासः

॥ मं० ५ अ० ६ सू० ८५ ऋ० ८

ઘૂત રમનારાઓ [ તારું શું છે ? બધુ મેં જીત્યું છે એમ કહ કિતવ ( किं तव ) ] જેમ ઘૂતમા અમને દોષ લાગુ પાડે છે તેમ શ ' તેં આ પાપ કર્યું ' એમ જે પાપ લાગુ પાડે છે, અથવા જે પાપ, ખરે આરોપ વગર, અમે કર્યું છે, વળી જે પાપ કરેલું અમે જાણતા નથી તે પાપો, જેનાં બન્ધન શિથિલ થયા છે એવા દૂળાની પેડે ( બાણોના ભાગોની પેડે ) મુક્ત કર, પછી અમે તારા પ્રિય થઈએ.

સાયણાનું૦ ભાષ્ય, ભાષા૦

પાડોશી, કે કોઈ અજાણ્યા પુરુષને અમે ઈજા કરી હોય તો, હે વરુણ! તે અપરાધમાંથી અમને મુક્ત કર. " ૭.

" દ્યૂત રમનારા તરીકે અમે દ્યૂતમાં કોઈને છેતરીએ, કે છેતર્યા હોય, અજાણતાં અપરાધ કર્યો હોય કે જાણી જોઈને પાપ કર્યું હોય; તો એ બધાં પાપોને, ઢીલાં થયલાં બન્ધનોની પેઠે, દૂર કર, અને, હે વરુણ! અમે તારા પ્રિય થઈએ. " ૮.

ડૉક્ટર હૉપ્કિન્સ કહે છે કે ક્ષમા માટે નીચલી પ્રાર્થના કરી છે તેમાં, હાલ હિંદુસ્તાનમાં સર્વત્ર જોવામાં આવે છે તેમ, દેવને પાપ લાગુ પાડવાની વૃત્તિનું બીજ આપણને માલમ પડે છે. યાહુદીઓનાં સ્તોત્રોમાં જવાબદારી ને અપરાધની જે લાગણી જોવામાં આવે છે તેનાથી આ તદ્દન ઉલટુંજ છે:—

" + અમારા પિતાઓનાં પાપમાંથી અમને મુક્ત કરો, તેમજ અમારાં પોતાનાં શરીરે અમે જે પાપ કર્યાં છે તેમાંથી અમને મુક્ત કરો. "

---

+ अवं द्रुग्धानि पित्र्या सृजानोव याव्यं चकृमातनूभिः।
अव राजन्पशुतृपं न तायुं सृजावत्सं न दाम्नो वसिष्ठम्॥
मं० ७ अ० ५ सू० ८६ ऋ० ५॥

હે વરુણ! પિતાથી પ્રાપ્ત થયલા અમારા અપરાધોને—જે બંધનના કારણરૂપ છે તેને; અમારાથી છૂટા પાડ; વળી જે અપરાધો અમે શરીરે કર્યા છે તેને પણ છૂટા પાડ (તેનો નાશ કર). હે પ્રકાશમાન વરુણ! ચોરીનું પ્રાયશ્ચિત્ત કરીને અન્તે ઘાસ વગેરેથી પશુઓને તૃપ્ત કરનાર ચોરની પેઠે રજ્જુથી વાછરડાને છોડવે તેમ મને, વસિષ્ઠને બંધનમાથી—પાપમાથી છોડવ. સાયણાoનું ભાષ્ય, ભાષાo કર્તા.

न स स्वो दक्षो वरुण ध्रुतिः सा सुरा मन्युर्विभीदको अचित्तिः।
अस्ति ज्यायान्कनीयस उपारे स्वप्नश्चनेदनृतस्य प्रयोता॥
॥ मं० ७ अ० ५ सू० ८६ ऋ० ६॥

"હે વરુણ! અમારી પોતાની ઇચ્છાથી અમે કુમાર્ગે ગયા નથી, પણ કંઈક ખોટે રસ્તે ચઢાવનારા કારણથી–સુરા, ક્રોધ, દ્યૂત રમવાના પાસા, કે અવિચારીપણું. બળવાન્ નિર્બળને કુમાર્ગે લઈ જાય છે; ઊંઘમાં પણ અપવિત્ર કામ થાય છે." ( ઋગ્વેદ ૭–૮૬ ).

એમ છતાં પણ, વેદમાં ઘણા દોષો છે તોપણ, એ પ્રાચીન સમયમાં પણ ધાર્મિક ભાવના, દૈવી પદાર્થો માટે પૂજ્યભાવ, અને આત્માના અમરપણા વિષે શ્રદ્ધા કેવાં પ્રબળ અને બીજી બધી વૃત્તિઓને વશ કરનારાં હતાં તે વેદો પરથી જણાય છે. એ પ્રાચીન કવિઓ કુદરતને અત્યન્ત ચાહનારા હતા અને તેમણે કુદરતના દેવની શોધ કરી હતી. વળી પ્રાચીન નીતિનિયમો પણ કેવા શુદ્ધ હતા! હિંદુ સમાજમાં હાલ જે બગાડ સર્વત્ર પ્રસરતો માલમ પડે છે તે વેદમાં જણાતો નથી કે પ્રાચીન ઋષિઓએ તેને મંજુર કર્યો નથી.

વેદની ઋચાઓ જેવી હોવી જોઈએ એમ આપણે ધારીએ તેવીજ છે. ત્યાર પછીના સમયના ઋષિમાંના કોઈ પણ એવી ઋચા-

હે વરુણ! સ્વરૂપની પેઠે પુરુષનું બળ તેને પાપમાં ઉસ્કેરવાને કારણ થતું નથી. ત્યારે શું થાય છે? સ્થિર, ઉત્પત્તિસમયે નિર્મિત થયેલી દૈવગતિજ કારણ છે; અને તે ધ્રુતિ–હમણાં કહેવામાં આવશે તેવા સ્વરૂપવાળી છે. તે સુરા–પ્રમાદ–ગફલત ઉત્પન્ન કરનાર છે, તે ક્રોધ છે–ગુરુ આદિ વિષે થાય તો અનર્થનું કારણ છે, દ્યૂત રમવાના સાધનરૂપ પાસો છે, એ પણ પુરુષને દ્યૂતને વિષે ઉસ્કેરી અનર્થનું કારણ થાય છે. અજ્ઞાન–અવિવેકનું કારણ–છે. આથી એની દૈવની કલ્પનાજ પુરુષને પાપમાં ચલાવનારૂં કારણ છે. વળી હીન–અલ્પ પુરુષને પાપમાં ચલાવવાને પાસે નિયન્તા તરીકે રહેલો અધિક ઈશ્વર–છે તેજ તેને પાપમાં પ્રવર્તાવે છે. શ્રુતિ પણ કહે છે કે–જેને નીચે લઈ જવાની ઇચ્છા હોય તેને એજ અસાધુ કર્મ કરવા ઉસ્કેરે છે. એમ થયે, સ્વપ્ન પણ પાપની સાથે અત્યન્ત જોડનાર થાય છે. સ્વપ્ને કરેલાં કર્મોથી પણ બહુ પાપો થાય છે તો જાગતી સ્થિતિમાં કરેલાં કર્મોથી પાપો ઉત્પન્ન થાય તેમાં કહેવું શું? એટલા માટે મારો અપરાધ દૈવાગત છે, માટે, હે વરુણ! તારે માફ કરવો એવો ભાવ છે. સાયણા० ભાષ્ય, ભાષા० કર્તા.

આ બનાવી શકતજ નહિ. એમાં વિચાર કેવા અદ્દભુત અને અસલી સાદાઈવાળા છે ! ભાવનાઓ કેવી બાળપણ જેવી સરળ ને નિરપરાધી તેમજ હૃદયના જોરાવર ઉમળકાથી ભરેલી છે ! માનવ બાળ પોતાના સર્જનાર મહાન્ પિતા પ્રત્યે તેમજ પોષણ કરનારને ટકાવી રાખનાર કુદરત અને પંચમહાભૂતો રૂપી કૃપાળુ માતા પ્રત્યે કેવી રીતે પ્રથમનાંજ ડુસકાં ભરે છે અને ફરિયાદ કરી રુદન કરે છે !

વેદમાં કંઈ જ્ઞાનની વ્યવસ્થા કરી પદ્ધતિ બનાવવાનો પ્રયાસ નથી તેમજ આત્મજ્ઞાનની કે આત્મસાક્ષાત્કારની કંઈ સૂચના નથી. બ્રાહ્મણોએ ઘણી મોટી સત્તા ધારણ કરી છે તેને કોઈ પણ રીતે પુષ્ટિ આપે એવું એમાં કંઈ માલમ પડતું નથી. બ્રહ્મા, વિષ્ણુ, ને રુદ્રની મોટી હિંદુ ત્રિમૂર્તિનું, કે પુનર્જન્મનું, કે જ્ઞાતિના હાલના વિભાગોનું, કે વિદ્વાનોના સર્વેશ્વરવાદી તત્ત્વજ્ઞાનનું–અદ્વૈતવાદી દર્શનનું, કે અવિદ્વાનોના કઢંગા અનેકદેવવાદનું એમાં સૂચન નથી. તેમજ દેવોનાં મંદિરોનું, કે જુલમી ને સત્તાધારી બ્રાહ્મણવર્ગના પુરોહિતોનું, કે બાળલગ્નનું, કે સ્ત્રીઓને પડદામાં રાખવાના રિવાજનું વેદોમાં કંઈ વર્ણન નથી. ઋષિલોકોએ યાચેલા આશીર્વાદો આ દુનિયા સાથે સંબંધ ધરાવે છે, તેમની પૂજા કુટુંબનાં કાર્યને લગતી છે, ને તે કુદરતનાં ભૌતિક બળો દર્શાવનારી સત્તાને લાગુ પાડેલી છે, દશ્ય સ્વરૂપોને–પ્રતિમાને લાગુ પાડેલી નથી, માટે તે મૂર્તિપૂજા નથી. જે કુદરતી સત્તાએ તેમનાં મન પર અતિશય અસર કરી તે અગ્નિ, વરસાદ, પવન, ને સૂર્ય, એ હતાં. પ્રાતઃકાળ, તોફાનના દેવો, પૃથ્વી, પાણી, નદીઓ, આકાશ, ઋતુઓ, ચન્દ્ર, અને પિત્રીઓ કે પૂર્વજોના આત્માની સાથે તેમના વિચારો જોડાયલા હતા. યોદ્ધાઓ ને પુરોહિતો, બંને, દેવોના યજ્ઞ કરી અન્ન વગેરેનો હોમ કરતા હતા અને ઋચાઓ ગાતા હતા; અને એમ કરતાં કરતાં આખરે ધર્મક્રિયા સ્થાપન થઈ.

પણ વેદસમયના સાદા ધર્મને બગાડવામાં મદદ કરનાર બે કારણો કામે લાગ્યાં:–પ્રથમ તો બ્રાહ્મણવર્ગના આચાર્યોએ પોતાના

હાથમાં સત્તા મેળવવાનો અને તેમાં વધારો કરવાનો પ્રયત્ન કર્યો તે બ્રાહ્મણવર્ગની યુક્તિઓ; અને બીજું અનાર્ય લોકોની મોટી સંખ્યામાં હાજરી. એ લોકો સાથે આર્ય લોકો સેળભેળ થયા અને એમણે વંશપરંપરાથી ચાલ્યા આવતા પ્રાચીન વિચારોથી તદ્દન વિરોધી અંશો આર્યધર્મમાં દાખલ કર્યા. આ પ્રમાણે ધીમે ધીમે દેવોને મનુષ્યની આકૃતિ ને ગુણો અર્પવાથી તેમની મનુષ્યસ્વરૂપમાં પૂજા તેમજ રાક્ષસોની પૂજા હયાતીમાં આવી, પ્રાચીન પૂજામાં સાદાઈનો પ્રકાશ હતો તે ઝાંખો થયો, અને અધમ મૂર્તિપૂજા ને તેથી પણ વધારે અધમ આચારો ખુલ્લાં નજરે પડયાં.

## ૨. મનુસંહિતા–મનુના કાયદા

વેદના સમય પછી રચાયલા સર્વ ગ્રન્થોમાં પ્રાચીનમાં પ્રાચીન આ પ્રસિદ્ધ ધર્મશાસ્ત્ર છે અને સ્મૃતિમાં જે ગ્રન્થોની ગણના થાય છે તેમાં એ મુખ્ય છે. હાલના સ્વરૂપમાં તે ઇ. સ. પૂર્વે ૫ મા સૈકામાં લખાયલી છે. તેમાં ૨,૬૮૫ શ્લોકો છે અને તે એક ગ્રન્થકારની નહિ, પણ ઘણા ગ્રન્થકારોની કૃતિ છે એમ ખુલ્લું જણાય છે. તેમાં માનવ નામની જાતિના બ્રાહ્મણોના ધર્માચાર આપેલા છે. એ માનવો ઘણું કરીને કૃષ્ણ યજુર્વેદની શાખાના હતા અને હિંદુસ્તાનના વાયવ્ય કોણમાં દિલ્હીથી ઘણે દૂર નહિ એવા પ્રદેશમાં રહેતા હતા. વેદ પછીના સમયમાં, બ્રાહ્મણોના હાથમાં પ્રધાન અધિકાર આવ્યો ત્યારે એ સ્મૃતિ રચાઈ; પણ એમાંના દેવો વેદમાં વર્ણવેલા દેવો છે, વીરરસ કાવ્યો–રામાયણ અને મહાભારત–અને પુરાણોમાં વર્ણવેલા દેવો નથી. આ પ્રમાણે એ સ્મૃતિ વેદ અને પુરાણોનો વચલો સમય દર્શાવે છે.

એ હિંદુ ધર્મશાસ્ત્રનો–કાયદાનો પાયો છે. પ્રજામાં ચાલતા કાયદા અને ધર્મમતોનો એમાં સંગ્રહ છે; પણ યુક્તિથી રચેલો પદ્ધતિવાળો એ સંગ્રહ નથી. કાયદાની કચેરીઓમાં હાલ પણ વારંવાર એમાંના શ્લોકો પ્રમાણ તરીકે બોલાય છે અને હિંદુ સમાજના



ધર્મપુસ્તકોનો અભ્યાસ કરે છે.
કપાળ પર વિષ્ણુના પવિત્ર ચિહ્નો છે તે જુઓ



હિંદુ સન્તો

આચારો અને ન્યાતના ધારાઓનો જ્યાં વિચાર હોય એવા બધા મુકદ્દમાઓમાં હિંદુઓ એ સ્મૃતિનો આધાર આપે છે. એમાં ચાર મુખ્ય જ્ઞાતિઓનાં સ્પષ્ટ લક્ષણ આપેલાં છે, તેમજ તેમના ધર્મ અને આવશ્યક કર્મ પણ કહ્યા છે. વળી જે કાયદા અને કાનુનોથી બ્રાહ્મણોએ પોતાના તાબામાં વ્યવસ્થિત જ્ઞાતિબન્ધન હમેશ કાયમ રહે એવો પ્રયત્ન કર્યો છે તે કાયદાકાનુનોની તમામ રચનાની એમાં યોજના કરી છે.

" કેવળ ધર્મ અને તત્ત્વજ્ઞાનને લગતી આજ્ઞાઓ બાતલ કરતાં એમાં આપેલા ઘણાખરા નિયમોનો નીચે આપેલાં ચાર મથાળાંમાં સમાવેશ થાય છેઃ—

૧. **આચાર** એટલે અનાદિ કાળથી ચાલ્યા આવતા રિવાજ. ખરૂં જોતાં એમાં જ્ઞાતિઓએ પાળવાના બધા નિયમોનો સમાવેશ થાય છે અને ઊંચામાં ઊંચો કાયદો અને ઊંચામાં ઊંચો ધર્મ એ નિયમોનો બનેલો છે એમ માનવામાં આવે છે.

૨. **વ્યવહાર** એટલે કાયદા અને રાજ્યતન્ત્રના ધારા. એમાં કાયદાની કચેરીઓના વહીવટ, ઇન્સાફ કરવાના નિયમો, અને દિવાની ને ફોજદારી કાયદાનો સમાવેશ થાય છે.

૩. **પ્રાયશ્ચિત્ત**, એટલે પશ્ચાત્તાપની ક્રિયાઓ. એમાં આ જન્મમાં કરેલાં–મુખ્યત્વે જ્ઞાતિની વિરુદ્ધ કરેલાં–પાપો અને પૂર્વ જન્મમાં કરેલા અપરાધોનાં પરિણામો પસ્તાવા સાથે દૂર કરવાના નિયમોનો સમાવેશ થાય છે.

૪. **કર્મફળ** એટલે સારાંનઠારાં કર્મોનાં પરિણામ..સારાં કર્મના બદલામાં સ્વર્ગ મળે છે અને નઠારાં કર્મના બદલામાં અનેક પ્રકારના નરકમાં શિક્ષા ભમવી પડે છે અને મોક્ષ મળે ત્યાંસુધી અસંખ્ય યોનિઓમાં વારંવાર પુનર્જન્મ લેવો પડે છે

આખી દુનિયાના સાહિત્યમાં સર્વથી વધારે પ્રસિદ્ધ ગ્રન્થો જે

બીજા કેટલાક એથી પણ પ્રાચીન સમય કહે છે અને એથી ઉલટું, મન્ય વિદ્વાનો કહે છે કે તે ઇ. સ. પૂર્વે ૧૦૦ વરસથી અગાઉ રચાયાં હોય એમ માની શકાતુંજ નથી.

રામાયણ પછી એક સૈકો રહીને વ્યાસે મહાભારત રચ્યું એમ માનવામાં આવે છે; પણ ખરી વાત એ છે કે તેને એક વિષયનું કાવ્ય ભાગ્યેજ કહી શકાય. તે હિંદુ પુરાણની વાર્તાઓ, વંશપરંપરાથી ચાલી આવતી અદ્‌ભુત કથાઓ, નીતિ, અને તત્ત્વજ્ઞાનનો એક વિશાળ સંગ્રહ છે. તે સેંકડો વર્ષના કેળવાયલા હિંદુ વિચારોથી પરિપૂર્ણ છે. તેમાંના કેટલાક ભાગ છેક ઇ. સ. પૂર્વે પાંચમા સૈકામાં રચાયા છે; પણ બીજા ભાગો (મુખ્યત્વે ગ્રન્થમાં આવેલો ખુલ્લો ક્ષેપક ભાગ–પાછળથી ઉમેરેલો ભાગ) ત્યાર પછી ઘણા મોડા ઇ. સ. ના સાતમા કે આઠમા સૈકામાં રચાયા છે. તેમાં બધું મળીને ૨,૨૦,૦૦૦ લીટીઓ છે અને "મહાભારત એટલું બધું વિશાળ છે કે એમાં જે નથી તે ભારતમાં (હિંદુસ્તાનમાં) પણ નથી" એ કહેવું કેવું જણી છે તે એ ઉપરથી સ્પષ્ટ થાય છે.

રામાયણમાં ('રામ' અને 'અયન' જવું, રામનું જવું અથવા પરાક્રમ) માત્ર આસરે ૫૦,૦૦૦ લીટીઓ છે અને મોટે ભાગે વાલ્મીકિ ઋષિએ શુદ્ધ, છટાદાર ભાષામાં લખેલી એક અખંડ વાર્તા છે. તે ઘણું વખણાય છે અને હિંદુ જીવનની એક ચમત્કારિક કથાનું એમાં ચિત્ર છે. નમ્ર અને ઉદાર, "એક પત્નીના પતિ," વિચારમાં સત્યશીલ, અને કર્મમાં અમીરી, એવા રામ અને કલંકરહિત, હિમના જેવી શુદ્ધ, તેની પતિવ્રતા સ્ત્રી સીતા પ્રતિ ઊંચામાં ઊંચો પૂજ્યભાવ દર્શાવવામાં આવે છે તે યુક્ત છે.

વેદો વાંચવાનો અધિકાર માત્ર બ્રાહ્મણોને છે; પરંતુ રામાયણ, મહાભારત, અને પુરાણો વાંચવાનો અધિકાર તો બ્રાહ્મણ ઉપરાંત બીજી વર્ણોને પણ છે. હિંદુઓની ચોથી વર્ણ શૂદ્રને એ વંચાતાં સાંભળવાની છૂટ છે, પણ વાંચવાનો અધિકાર નથી. રામાયણના

બાલકાંડના પ્રથમ સર્ગને અન્તે એ ગ્રન્થ વાંચનારને મોટું ફળ પ્રાપ્ત થાય છે એવી પ્રતિજ્ઞા કરી છેઃ—

> " એ વાંચનાર બ્રાહ્મણ વિદ્યા ને વક્તૃત્વ પ્રાપ્ત કરે છે; ક્ષત્રિય (યુદ્ધ કરનાર વર્ગ) વાંચે તો રાજા થાય છે; વૈશ્યને વેપારમાં પુષ્કળ લાભ થાય છે; અને તે વંચાતું **સાંભળનાર** શૂદ્ર પ્રતિષ્ઠા પામે છે. "*

વળી એજ કાવ્યમાં તેમજ એને મળતા કાવ્ય **મહાભારતમાં** નીચેના શબ્દો વારંવાર કહેલા માલમ પડે છેઃ—

> " આયુષ્ય આપનાર આ પવિત્ર ગ્રન્થ જે વાંચે છે ને પઠે છે તે સર્વ પાપમાંથી મુક્ત થાય છે અને પુત્રપૌત્રાદિ સાથે ઉત્તમમાં ઉત્તમ સ્વર્ગ લોક પામે છે. "+

---

* पठन् द्विजो वागृषभत्वमीयात् स्यात् क्षत्रियो भूमिपतित्वमीयात् ।
वणिग्जनः पण्यफलत्वमीयाज्जनश्च शूद्रोऽपि महत्त्वमीयात् ॥ १ । १००
बालकांड.

દ્વિજ, એટલે દ્વિજોમાં મુખ્ય બ્રાહ્મણ, રામાયણ પડે તો શબ્દબ્રહ્મનો પાર પામે, જો ( स्यात्=यदि ) ક્ષત્રિય પડે તો ભૂપતિનું સ્થાન પામે, વણિક્ જન પડે તો વેચવાના પદાર્થોના મૂલ્યથી બમણોત્રમણો લાભ મેળવે-ધનસમૃદ્ધિ મેળવે, એવો ફલિતાર્થ છે; અને ત્રણ વર્ણોનો દાસ શૂદ્ર પણ સાંભળે તો ( शृण्वन् પદનો અહિં અધ્યાહાર છે ) દ્વિજથી અન્ય વર્ણોમાં શ્રેષ્ઠત્વ અથવા મરણ પછી પોતાથી ઊંચો વર્ણ પ્રાપ્ત કરવાની પ્રતિષ્ઠા મેળવે. रामायणतिलकम्; ભાષા૦ કર્તા.

\+ इदं पवित्रं पापघ्नं पुण्यं वेदैश्च संमितम् ।
यः पठेद्रामचरितं सर्वपापैः प्रमुच्यते ॥ ९८ ॥

આ બે મોટાં કાવ્યો પછી, પણ ઘણો વખત રહીને પુરાણો લખાયાં છે. આની સાબીતી એ છે કે એ મહાન્ કાવ્યોમાંના વીર પુરુષોનાં કૃત્યો ને પરાક્રમો મનુષ્યોનાંજ કૃત્યો ને પરાક્રમોની પેઠે એમાં વર્ણવ્યાં છે; પરંતુ પુરાણોને રચાતાં ઘણો સમય વીતી જવાથી તેમાં એવાં પરાક્રમોએ ઈશ્વરી રૂપ ધારણ કર્યું છે અને વીર પુરુષો મનુષ્ય ટળી દેવની પદવીએ પહોંચ્યા છે. એ પુરાણોને રચાતાં ઘણો સમય થયો છે અને તે ઇ. સ. ૬૦૦ થી ૧૬૦૦ લગણ ફેલા-ચલો છે. એ ગ્રન્થો અર્વાચીન હિંદુધર્મનાં વેદપુસ્તકો છે અને આઠમા કે નવમા સૈકામાં થઈ જનાર મહાન્ સુધારક શિવમાર્ગી શંકરાચાર્યના* સમયની સહેજ અગાઉ એ હાલના સ્વરૂપમાં આવ્યા છે. આખા હિંદુધર્મનાં એ કંઈ પ્રમાણપુસ્તક ગણાતાં નથી. એ ભિન્ન ભિન્ન અને વારંવાર વિરોધી શાખાઓ અને પંથોનાં ખાસ માર્ગદર્શક પુસ્તક છે, વિષ્ણુની ભક્તિ કે

---

एतदाख्यानमायुष्यं पठन् रामायणं नरः ।
सपुत्रपौत्रः सगणः प्रेत्य स्वर्गे महीयते ॥ ९९ ॥

वालकाण्ड, १ सर्ग.

હવે નારદ પોતે કહેલા સંક્ષેપરામાયણ પઢવાનું ફળ કહે છે. આ પવિત્ર, પાપ હણનાર, પુણ્યકારક, વેદસમાન, રામચરિત જે પઢે છે તે સર્વ પાપોથી મુક્ત થાય છે. ॥ ૯૮ ॥

આ આયુષ્ય આપનાર રામાયણ નામનું ( રામ જેમાં અયન-પ્રતિપાદન કરવાનો વિષય છે તે, જેમાં રામનું ચરિત વર્ણવ્યું છે તે) આખ્યાન-આખ્યાયિકા જે નર પઢે છે તે પુત્રપાત્રાદિ સાથે અને ગણો-દાસી, દાસ આદિ-સાથે ઐહિક ભોગો ભોગવી, મરણ પામી સ્વર્ગમાં પ્રતિષ્ઠા પામે છે-સ્વર્ગીઓથી સત્કાર પામી આનંદ પ્રાપ્ત કરે છે. ॥ ૯૯ ॥

રામા૦ તિ૦; ભાષાં૦ કર્તા.

* શંકરાચાર્યને શિવમાર્ગી કહેવા યુક્ત નથી. કેવલાદ્વૈતવાદીને શિવ, વિષ્ણુ વગેરે દેવો સમાનજ હતા; જેને સર્વ બ્રહ્મજ હતું તેને શિવ-વિષ્ણુનો ભેદ શો ? विष्णुसहस्रनाम પર એમણે ટીકા લખી છે.

ભાષાં૦ કર્તા.

શિવની ભકિતનો પ્રસાર કરવાના ખાસ હેતુથી રચાયાં છે, અને દરેકમાં અન્ય દેવ કરતાં તેમાં વર્ણવેલા દેવની સ્તુતિ વધારે હોય છે. કુદરતની ક્રિયાઓએ સૂચવેલી સાદી, આરંભની કલ્પનાઓને બદલે સુધારામાં ઘણી આગળ વધેલી અને સમાજની વધારે બગડેલી સ્થિતિમાં આવેલી પ્રજાની નિરંકુશ કલ્પનાઓ એમાં માલમ પડે છે. એ પુસ્તકો અનેકદેવવાદ–અનેક દેવોને માનવાનો મત, વિશ્વેશ્વર-વાદ–આખું વિશ્વ એજ ઈશ્વર છે, બધું બ્રહ્મ છે એવો કેવલાદ્વૈતવાદ, અને મૂર્તિપૂજાને પુષ્ટિ આપનારાં છે. વેદમાં વર્ણવેલા કેટલાક દેવો અને ત્યાર પછીના સમયના દેવોને લગતી અદ્દભુત વાર્તાઓ એમાં પુષ્કળ છે. પુરાણોમાં દેવોની મહત્તા દર્શાવી છે, તેમાંના દરેકને માટે જુદું પ્રકરણ આપી તેની પ્રતિષ્ઠા વધારી છે; દરેકનું માહાત્મ્ય અતિશય ગાયું છે, તેની અન્ય દેવો કરતાં વિશેષ સ્તુતિ કરી છે. એ દેવો ઉપરાંત ગ્રહોની પૂજા વૃદ્ધિ પામી છે, નદીઓને દેવીઓ ગણી છે, તેમજ ઘણાં પ્રાણીઓ અને પક્ષીઓની દેવદેવીઓનાં વાહન તરીકે પૂજા થાય છે. કેટલાંક ઝાડોને પણ પવિત્ર ગણી પૂજવામાં આવે છે. તેટલા માટે હિંદુધર્મના પાછળથી થયલા, અને વધારે નિર્મર્યાદ વિકાસનું પ્રમાણ પુરાણોમાં મળી આવે છે એમ આપણે સમજવાનું છે.

સંસ્કૃત શબ્દકોષ રચનાર અમરસિંહના મત પ્રમાણે અન્ય ગ્રન્થોથી પુરાણને જુદું પાડનારા છ મુખ્ય વિષયો આવવા જોઈએ:– સૃષ્ટિની ઉત્પત્તિ, પ્રલય, પુનરુત્પત્તિ, દેવો અને કુલપતિની વંશાવળી, મનુઓનાં ( દીર્ઘ સમયપર્યન્ત રાજ્ય કરનારાઓનાં ) રાજ્યો, અને સૂર્યવંશી ને ચન્દ્રવંશી રાજાઓનો ઇતિહાસ.* કોઈ પણ પુરાણમાં

* ' सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च ।
वंश्यानुचरितं चैव पुराणं पञ्चलक्षणम् ॥ '

' पुराणं पञ्चलक्षणम् ' એમ અમરસિંહે કહ્યું છે ને તે પાંચ

એ છએ ઓળખાવનારા વિષયોનું વર્ણન નથી. પણ વિષ્ણુપુરાણમાં એ છએ લક્ષણો લગભગ સચવાયાં છે. +

આ પુસ્તકો મૂળ સંસ્કૃતમાં લખ્યાં છે, પણ કેટલાકનાં ભાગોનાં અને કેટલાંક આખાનાં જુદી જુદી દેશી ભાષામાં ભાષાન્તર થયાં છે. ગોર કે ગામે ગામ ફરતા પૌરાણિકો વરસમાં પ્રવાસે નીકળે છે ત્યારે તેમાંના ભાગો વાંચી જાણતા ન હોય એવા પુરુષો આગળ વાંચી સમજાવે છે, એવી પ્રથા ચાલે છે. આ રીતે એ પુસ્તકોના –પુરાણોના જ્ઞાનનો સર્વત્ર પ્રચાર થાય છે; એટલુંજ નહિ, પણ એ સાધનોને બળે હિંદુધર્મમાં ભક્તિ ને આચાર સ્થાયી રૂપ લે છે અને શાશ્વત થાય છે.

## ૪. તન્ત્રો

તન્ત્રોમાં ચોસઠ પુસ્તકોની માળાનો સમાવેશ થાય છે; પણ તેમાંનાં પાંચજ ઉપયોગી છે. એ શબ્દનો અર્થ 'નિયમ' કે 'વિધિ' થાય છે અને એ ગ્રન્થો શિવ અને પાર્વતી વચ્ચે સંવાદના રૂપમાં ઇ. સ. ના છઠ્ઠા સૈકાને આસરે કે ત્યાર પછી લખવામાં આવ્યા છે. દૈવી શક્તિને એમાં પ્રાધાન્ય આપ્યું છે એ એનું ખાસ લક્ષણ છે. દેવ શાન્ત હોય અને તેની પ્રવૃત્તિનો સ્વભાવ શક્તિમાં (દેવીમાં) મૂર્તિમન્ત થતો હોય એવું તેમાં વર્ણન છે. શિવની પૂજાને ખાસ પ્રધાન ગણવામાં આવી છે અને એમની ભયંકર અને કંટાળો ઉત્પન્ન કરે એવી પૂજા ઉપરાંત એમની પત્ની, દેવીની પૂજા છે, તેની સાથે ક્રૂર અને વારંવાર નિર્મર્યાદ ક્રિયાઓ જોડાયલી છે. જેમ શિવ અંશે સૃષ્ટિના સર્જનાર અને કલ્યાણ કરનારા છે ને અંશે ભયંકર નાશકર્તા છે, તેમ એમનાં પત્ની અંશે નમ્ર અને

લક્ષણ ઉપલા શ્લોકમા આપ્યા છે.–સૃષ્ટિ, પરમેશ્વરે સરજેલાઓએ કરેલી પ્રતિસૃષ્ટિ, વંશ, મન્વન્તરો, અને વંશમાં જન્મેલાઓનું ચરિત.

+ સ્ટૅકરકૃત 'આર્સિનલ', (તોપખાનું) પૃ૦ ૭૦.

ઉપકારક ઉમા કે પાર્વતી છે અને અંશે ક્રૂર અને રુધિરપાનની તૃષ્ણા રાખનાર કાલી કે દુર્ગા છે. કમનસીબે, નમ્ર અને ઉદાર ઉમાની પૂજા કરતાં કાલી અને તેનાં એથી પણ વિશેષ ભયંકર સ્વરૂપોની પૂજા ભયના હેતુથી ઘણે મોટે ભાગે લોકોમાં પ્રચાર પામતી જાય છે.

શાકતોના ( શક્તિના ઉપાસકોના ) બે ભાગ છેઃ–દક્ષિણાચારી કે જમણા હાથના માર્ગવાળા પૂજકો અને વામાચારી કે ડાબા હાથના માર્ગવાળા પૂજકો. દક્ષિણમાર્ગીની પૂજા કરવાની રીત પૂજનીય ને માનનીય છે. તેઓ સામાન્ય રીતે પશુઓના બળિદાનને બદલે અનાજ ને દૂધનાં બળિદાન આપે છે. ઈશ્વરની કૃપાથી વામમાર્ગીઓની સંખ્યા બહુ પ્રસરેલી નથી. તેમની પૂજા કરવાની વિધિ ખાસ રીતે કમકમાટ ઉપજાવે એવી છે અને તેઓ સર્વથી વધારે નીચ પંથના છે. તેઓ સ્ત્રીત્વની પૂજા માત્ર મૂર્તિસ્વરૂપમાંજ નહિ, પણ જીવતી સ્ત્રીના પ્રત્યક્ષ રૂપમાં કરે છે. સ્ત્રીપુરુષ વચ્ચેના પ્રેમ અને વિષયવૃત્તિથી દેવી પ્રસન્ન થાય છે એમ માનવામાં આવે છે અને એક તન્ત્રમાં આપણા વાંચવામાં નીચે પ્રમાણે આવે છેઃ–

" દારૂ અને માંસનું સેવન અને સ્ત્રીસંભોગથી ઉત્પન્ન એજ મોક્ષ "[૧]

તન્ત્રોમાં મન્ત્રોના પ્રયોગની સ્તુતિ કરી છે અને કહ્યું છે કે બરાબર પઠવામાં આવે તો મન્ત્રો અતિપ્રબળ થઈ પડે છે. અર્વાચીન થીઓસોફિસ્ટો[૨] ( ઈશ્વરસમાગમવાદીઓ–ઈશ્વર સાથે પ્રત્યક્ષ સમા-

૧. એ દુરાચારોના સંબંધમાં મોનિઅર વિલિઅમ્સ લખે છે કે " મનુષ્યજાતિને અતિશય લાંછન લગાડનાર અને અધમ સ્થિતિમાં લાવનાર, વધારેમાં વધારે વડેમી વિચારોનાં ખરાબમાં ખરાબ પરિણામ શાક્તમતમાં આપણી સન્મુખ જોવામાં થાય છે. "

૨. એને માટે ' સનાતનધર્મી ' એવો શબ્દ વપરાય છે, તે અન્વર્થ નથી. શુદ્ધ વેદધર્મને માનનારા મૂર્તિપૂજકો પણ પોતાને માટે એ શબ્દ વાપરે છે. ભાષા૦ કર્તા.

ગમથી તેનું જ્ઞાન મળે છે એમ માનનારા ) ગૂઢ કળાના ગ્રન્થો તરીકે કેટલાંક તન્ત્રોનાં ઘણાં વખાણ કરે છે.

પ્રોફેસર મૅક્સમ્યૂલરના ગ્રન્થમાંથી નીચેનો આકર્ષક ઉતારો આપ્યો છે; તેમાં હિંદુઓનાં પવિત્ર પુસ્તકોની પરસ્પર મુકાબલે યોગ્યતા સંક્ષેપમાં દર્શાવી છેઃ—

" માત્ર વેદને પ્રમાણભૂત ગ્રન્થ તરીકે માનનાર હિંદુઓ પુરાણો ને તન્ત્રોને માનનારા કરતાં ખ્રિસ્તિ ધર્મની વધારે સમીપ રહેલા મતધારી છે. યુરોપના વતનીના દૃષ્ટિબિંદુથી જોતાં બેશક વેદમાં પણ મૂર્ખાઈભરેલું અને બાલિશ ઘણું છે અને ખ્રિસ્તિધર્મીની દૃષ્ટિથી વિચારતાં એવું ભાગ્યેજ કંઈ છે કે તેને આપણે સંપૂર્ણ સંમતિ આપી શકીએ. શિવ અને કાલીનાં અતિક્રૂર કર્મો, કૃષ્ણનાં નિર્મર્યાદ કાર્યો, કે વિષ્ણુનાં અદ્ભુત પરાક્રમોની વેદમાં કંઈ પણ નિશાની નથી ધર્મગુરુઓ ઈશ્વરી માન માગતા જણાય છે—જે ઈશ્વરની નિન્દા સૂચવે છે—તેને માટે કે કોઈ મનુષ્યને પશુથી પણ અધમ સ્થિતિમા લાવવા માટે પ્રમાણ આપતો કોઈ પણ નિયમ આપણને વેદમાં જડતો નથી બાળલગ્નની છૂટ આપનાર અને બાળ-વિધવાના પુનર્લગ્નની મના કરનાર નિયમોને પુષ્ટિ આપનારાં વચન વેદમાં મળતાં નથી; અને વિધવાએ પોતાના સ્વામીના શબ સાથે ચિતામાં બળી મરવાની અપવિત્ર ક્રિયા વેદના અક્ષરાર્થ તેમજ ફલિતાર્થ બંનેથી વિરુદ્ધ છે. " [1]

1 મૅક્સ મ્યૂલરકૃત ચિપ ( સંક્ષિપ્ત ભાગ ), અંક રજો, પૃ. ૩૧૭.

# ખંડ રજો



## વેદમાં વર્ણવેલા દેવો

# ખંડ ૨જો

## પ્રકરણ ૩જું

### દ્યૌસ્પિતા અને પૃથ્વી, આકાશ પિતા અને પૃથ્વી માતા

'દ્યૌસ્' (દિવ્ એટલે 'પ્રકાશવું' એની સાથે સંબંધ રાખે છે) એ ગ્રીક ભાષાના 'ઝયૂસ' ને લૅટિન ભાષાના 'ઘૂસ' ને મળતો છે. 'ઘૂસ' ઉપરથી અંગ્રેજી ભાષાનો 'ડીઈટી' (દેવ) શબ્દ આવ્યો છે; એથી પ્રકાશરૂપ દેવ એવો અર્થ સૂચવાય છે. આથી એ દેવને વારંવાર દ્યૌસ્પિતા, એટલે આકાશ કે આકાશ પિતા કહીને યાચવામાં આવે છે.

મૅક્સ મ્યૂલર નીચે પ્રમાણે કહે છેઃ—

મનુષ્યજાતિના પ્રાચીન ઇતિહાસના સંબંધમાં ઓગણીસમા સૈકામાં અતિશય અગત્યની શોધ થયલી તમે કઈ ગણો છો એમ મને કોઈ પૂછે તો તેના જવાબમાં હું નીચેનું ટૂંકું સમીકરણ આપું'— સંસ્કૃત, દ્યૌસ્પિતા=ગ્રીક, ઝયૂસ પેટર=લૅટિન, જ્યૂપિટર=જૂની નૉર્સ, ટર. આ સંક્ષિપ્ત રીત શું સૂચવે છે તેનો વિચાર કરો. એ એમ સૂચવે છે કે આપણા પૂર્વજો ને હોમર ને સિસરોના પૂર્વજો–ગ્રીક ને રોમન લોકોના પૂર્વજો–પોતાના અસલના વતનમા એકઠા રહેતા હતા ત્યારે હિંદુસ્તાનના લોકો જે ભાષા બોલતા તેજ ભાષા બોલતા. આરંભમાં આ શોધને લોકો બીલકુલ માનતા ન હતા, તોપણ હવે એ સાભળી અચંબો પામતા બંધ થયા છે, અર્થાત્, હવે એ પર છેક અશ્રદ્ધા બતાવતા નથી. આ ઉપરાંત બીજું એ પણ સૂચવે છે ને સાબીત કરે છે કે એક વખત એ બધા

પૂર્વજો એકજ ધર્મ પાળતા હતા અને એકજ પરમેશ્વરને આકાશ પિતા એ અર્થવાળા એકજ નામે પૂજતા હતા.

આર્ય પ્રજાઓ જુદી પડી અને ઉત્તર, દક્ષિણ, પૂર્વ, અને પશ્ચિમ તરફ નીકળી પડી તેને હજારો વરસ થઈ ગયાં છે. તેઓએ પોતપોતાની જુદી જુદી ભાષાઓ બનાવી છે; તેઓએ મોટાં રાજ્યો સ્થાપ્યાં છે અને તત્ત્વજ્ઞાનની પદ્ધતિઓ રચી છે; તેઓએ મંદિરો બાંધ્યાં છે ને તેમને જમીનદોસ્ત પણ કર્યાં છે; તે સર્વ પ્રજાઓ ઉમ્મરે ઘણી વધેલી અને કદાચ વધારે ડાહી અને સુધરેલી થઈ છે; પણ જે સર્વથી વધારે ઉંચું છે અમે તેમ છતાં પણ આપણામાંના દરેકને સૌથી વધારે વહાલું છે તેને માટે જ્યારે તેઓ નામ શોધે છે, ભય અને પ્રેમ, નિઃસીમ અને સીમાવાળું, એ બંને વિચાર એક શબ્દથી દર્શાવવા જ્યારે તેઓ ઇચ્છે છે, ત્યારે અવિનાશી આકાશને લક્ષપૂર્વક નિહાળીને અને દૂરમાં દૂર ને સમીપમાં સમીપ હોઈ શકે એવા પરમેશ્વરની હાજરીનો અનુભવ કરીને જેમ તેમના વૃદ્ધ પૂર્વજોએ કર્યું હતું તેમજ તેઓ કરી શકે, તેઓ એજ શબ્દો ભેગા કરીને એક વાર ફરી એજ પ્રાચીન આર્યપ્રજાની—આકાશ પિતા—એવી પ્રાર્થના જે સ્વરૂપમાં તે હમેશ રહેશે એવા સ્વરૂપમાં એટલે 'આપણા પિતા જે સ્વર્ગમાં છે' એ સ્વરૂપમાં કરી શકે."

દ્યૌસ્પિતા અને પૃથ્વીમાતા એ વેદના દેવોમાં સર્વથી વિશેષ પ્રાચીન છે અને એ અસલના યુગલમાંથી વેદના બાકીના દેવો ઉત્પન્ન થયા એમ એમના પ્રતિ પૂજ્યભાવ દર્શાવવામાં આવે છે. વેદોમાં એમને "મહાન્, બુદ્ધિશાલી, અને ઉત્સાહી" તરીકે વર્ણવ્યા છે. એઓ "સુખની વૃદ્ધિ કરે છે અને પોતાના પૂજકો પર દાનની વૃષ્ટિ કરે છે." એઓ સર્જનહાર છે; એટલુંજ નહિ, પણ પોતાનાં સર્વે સંતાનોના રક્ષક છે, તેમજ સર્વ પ્રત્યે ઉપકારશીલ અને દયાળુ છે.

એમનું લગ્ન એ કવિની એક ઉત્તમ કલ્પના છે.*

* ઐતરેય બ્રાહ્મણમાં (૪. ૨૭) આકાશ અને પૃથ્વીના લગ્નનું સૂચન કર્યું છે.—

હક્સલિ+કહે છે કે "જે આનન્દી યોદ્ધાઓ હમેશ મેઘનાદ અને સૂર્ય-પ્રકાશને ક્રીડાથી ભરેલા સત્કારથી વધાવી લે છે એવા, ઉત્કૃષ્ટ અને ઉત્સાહી જીવનવાળા પુરુષોથી ભરેલી દુનિયાનું ચિત્ર વેદ આપણા મ્હોં આગળ ખડું કરે છે. તોપણ એ અસંસ્કારી અસલી પ્રજાએ ચકચકિત, આસપાસ સર્વત્ર ફેલાયલું આકાશ તેની નીચે ફેલાયલી સમૃદ્ધ, અને ઉદાર પૃથ્વીને ગાઢ આલિંગન કરતું હોય એવી કલ્પના કરી છે. ઐતરેય બ્રાહ્મણમાં કહ્યું છે કે:—

"પછી દેવોએ આકાશ અને પૃથ્વી એ બંનેને સાથે આણ્યાં અને તેઓ ભેગાં થયાં એટલે તેમણે તેમનું દેવલગ્ન કર્યું."

એજ પ્રમાણે ગ્રીક લોકોએ પૃથ્વીને "દેવોની માતા, તારાથી ભરેલા આકાશની સ્ત્રી" કહી છે.§

---

"આ બે દુનિયાઓ ( આકાશ અને પૃથ્વી ) એક વાર ભેગી હતી, ( પાછળથી ) તે જુદી પડી. ( તેના જુદા પડયા પછી ), વરસાદ વરસ્યો નહિ અને સૂર્ય પણ પ્રકાશ્યો નહિ.

"પાચ પ્રકારના જીવો ( ઇશ્વર, મનુષ્ય, વગેરે ) તે સમયે પરસ્પર સલાહશાન્તિમા ન હતા ( તે ઉપરથી ) દેવોએ એ બે દુનિયા વચ્ચે સંધિ કરાવી. દેવોની લગ્નવિધિ પ્રમાણે બંનેએ લગ્ન કર્યાં." એક આધુનિક ફ્રેન્ચ લેખક મ. ઍલ્બર્ટ રેવિલ કહે છે કે "આકાશ અને પૃથ્વીનું લગ્ન એ, સો પૌરાણિક વાર્તાના આધાર રૂપ છે."

+ ઉત્ક્રાન્તિ અને નીતિશાસ્ત્ર, રોમનોને ભાષણ, ૧૮૯૪.

§ ( "ડાનેડીસ" માથી ) ઈસ્કિલસના ૪૧મા ભાગમાં ઍફ્રોડાઇટ પાસે આરંભમા આ પ્રમાણે કહેવડાવ્યું છે:—

"સ્વચ્છ આકાશ પૃથ્વી પર પ્રેમનો પ્રહાર કરવા ઇચ્છે છે; અને લગ્નગ્રન્થિથી જોડાવા પૃથ્વીને ઇચ્છા થાય છે. ભેજવાળા આકાશમાંથી પડતો વરસાદ પૃથ્વીને ગર્ભવતી કરે છે, તે મૃત્યુલોક માટે ઘેટાનો ખોરાક અને અન્નદેવીનું પોષણ ઉત્પન્ન કરે છે. વળી આ લગ્નથી ઉત્પન્ન થતી વૃષ્ટિથી જગ્યાઓમાં લીલોતરી પણ પુષ્કળ થાય છે. આ બધી ચીજોનું હું ( ઍફ્રોડાઇટ-વરુણને મળતી ગ્રીક દેવી ) અગ્ર કારણ છું."

હિંદુસ્તાનમાં વસ્યા પછી તરતજ હિંદુ લોકો દ્યૌસ્પિતાની પૂજા કરતા બંધ થઈ ધીમે ધીમે ઇન્દ્રની પૂજા કરવા મંડ્યા એમ માનવાને આપણી પાસે પૂરતું કારણ છે. જેમ જેમ નવા દેવની સ્તુતિ ગવાતી ગઈ, તેમ તેમ જૂના દેવને તેઓ ભૂલતા ગયા અને આધુનિક સમયમાં, દ્યૌસ્પિતાને લોકોએ લગભગ વિસારી મૂકયા છે; પરન્તુ ઇન્દ્ર પ્રતિ હજી પણ પૂજ્યભાવ છે. વેદમાં તો બંનેને સ્વર્ગના પિતા કહ્યા છે.* હિંદુઓના પ્રાચીન ધાર્મિક વિચારોમાં ઘણાખરા ફેરફારોનાં કારણની પેઠે આ ફેરફારનું કારણ ઋતુ છે. પ્રાચીન આર્યોનું સામાન્ય વતન મધ્ય એશિઆ હતું; ત્યાં બેરાન, અતિવિશાળ મેદાન, જેને જોવાથી આંખને ખીલકુલ આનન્દ થાય નહિ, એવાં મેદાનમાં ઘુઘવાટ કરતા ઠંડા પવનનો તેઓ દરરોજ અનુભવ કરતા હતા; તેથી આકાશનો ચકચકિત પ્રકાશ તેમને પવિત્રમાં પવિત્ર અને અત્યન્ત ઈશ્વરી પદાર્થ લાગતો હતો. પણ સૂર્યનાં લગભગ અસહ્ય કિરણો જ્યાં પડે છે એવાં હિંદુસ્તાનનાં મેદાનમાં જ્યારે તેઓ વસ્યા, ત્યારે ઇન્દ્રના અધિકારમાં રહેલી, ઠંડી, જીવમાં જીવ આપનારી, જળવૃષ્ટિ માટે તેઓને ઘણી ઉત્કંઠા થઈ અને તે સારૂ તેમણે ઇન્દ્રની પ્રાર્થના કરી. આ પ્રમાણે તેઓ દ્યૌસ્પિતાને જલદી ભૂલી ગયા અને ઇન્દ્રને પ્રધાન દેવ માનવા લાગ્યા.

તોપણ પૃથ્વી માતાની પૂજાના સંબંધમાં થોડો વખત તેમણે દ્યૌસ્પિતાની પણ પ્રાર્થના કરવી જારી રાખી.+

---

* વિલ્કિન્સકૃત ' હિંદુઓનાં પુરાણ ' પૃ૦ ૧૪.

+ " ઉત્સવોમાં બલિદાન સાથે ( હું પૂજા કરૂં છું ) અને આકાશ અને પૃથ્વીની સ્તુતિ કરૂં છું. એ પવિત્રતાનાં પોષક છે, મહાન્, બુદ્ધિશાલી, અને ઉત્સાહી છે. દેવો એમની સંતતિ છે તેથી અમારાં સ્તોત્ર સાંભળી તેમની સાથે તેઓ અમારા પર ઉત્તમમાં ઉત્તમ વરદાનોની વૃષ્ટિ વરસાવે છે.

પરોપકારી પિતાના વિચારનું અને માતાના પ્રબળ, સ્વાભાવિક પ્રસિદ્ધ બળનું હું મારાં સ્તોત્રો વડે પૂજન કરૂં છું. વિશાળ સૃષ્ટિ ઉત્પન્ન કરનારાં એ માતપિતાએ સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કર્યાં છે ,અને કૃપા કરી પોતાનાં

* વિષ્ણુ પુરાણમાં આપણે પૃથ્વીની ઉત્પત્તિનો વૃત્તાન્ત આ

સંતાનોને મોટું અમરત્વ ( બક્ષ્યું છે ). ઋગ્વેદ ૧, ૧૫૯, ૧ અને ૨.
( ૧ મ०, સૂ० ૧૫૯, ઋ० ૧ અને ૨ )

प्र द्यावा॑ य॒ज्ञैः पृ॑थि॒वी ऋ॑ता॒वृधा॑ म॒ही स्तु॑षे वि॒दथे॑षु॒ प्रचे॑तसा ।
दे॒वेभि॒र्ये दे॒वपु॑त्रे सु॒दंस॑से॒त्था धि॒या वार्या॑णि प्र॒भूष॑तः ॥

म० १ अ० २२ सू० १५९ ऋ० १.

આકાશ અને પૃથ્વીને, હું, યજમાન, યજ્ઞો વડે–અર્થાત્ હવિ આપવા માટે, અત્યન્ત સ્તવું છું. ( स्तुवे–પહેલા પુરુષના અર્થમાં છે ). द्यावापृथिव्यौ ( આકાશ અને પૃથ્વી ) કેવાં છે ? યજ્ઞની વૃદ્ધિ કરનારાં, મોટાં, અને યજ્ઞોમાં અમને અત્યન્ત જાણનારાં કે આમારે જેમનું જ્ઞાન મેળવવું જોઈએ એવાં. એ બેનો શો અતિશય–શી ઉત્કૃષ્ટતા–છે તેને માટે કહે છે–જે આકાશ અને પૃથ્વી, દેવરૂપ યજમાનો વડે, દેવો છે પુત્ર–પુત્ર જેવા, સેવા કરનારા જેમના, એવાં છે અથવા દેવો સહિત સારાં કર્મોવાળાં આકાશ ને પૃથ્વી અમારા પર અનુગ્રહ કરી વરવા યુક્ત–ધન અમને આપે છે, અથવા કર્મની સમાપ્તિને માટે હવિનો બરાબર સ્વીકાર કરે છે. સાયણનું ભાષ્ય, ભાષા० કર્તા.

उ॒त म॑न्ये पि॒तुर॒द्रुहो॒ मनो॑ मा॒तुर्महि॒ स्वत॑व॒स्तद्धवी॑मभिः ।
सु॒रेत॑सा पि॒तरा॒ भूम॑ चक्रतुरु॒रु प्र॒जाया॑ अ॒मृतं॒ वरी॑मभिः ॥

म० १, अ० २२, सू० १५९, ऋ० २

વળી પિતાની પેઠે પોતાના પુત્ર વગેરેનો કદી પણ અપકાર ન કરે એવી પૃથ્વીનું સ્વાધીન બળ–જાતેજ અમારા પર અનુગ્રહ કરવા ઉતાવળું થાય છે એવું–અને એજ કારણથી મોટું, અનુગ્રહયુક્ત મન હું આહ્વાનો વડે પ્રસન્ન કરું છું. અથવા તો એવા મનને હવનોથી મોટું થયલું માનું છું. તેમજ માતાનું–સર્વને ઉત્પન્ન કરનાર અન્તરિક્ષનું–દ્યુલોકનું; અથવા તો પિતાનું એટલે દ્યુલોકનું ને માતાનું એટલે પૃથ્વીનું, તેનું મન માનું છું–વળી માબાપ–દ્યાવાપૃથિવીના મનને મારા આહ્વાનથી પ્રસન્ન કરું છું. વળી માબાપ–દ્યાવાપૃથિવી–સારા બળ વડે યજમાનરૂપ પ્રજાના રક્ષણાદિથી વિસ્તીર્ણ અમૃતરૂપ ઇચ્છિત વરૂ કરે છે. સાયણનું ભાષ્ય, ભાષા० કર્તા.

* વિલ્કિન્સ. પૃ० ૧૪–૧૫.

પ્રમાણે વાંચીએ છીએ. વેન નામનો રાજા હતો, તે પોતાની ક્રૂરતા અને ધાર્મિક કર્તવ્ય પ્રતિ સામાન્ય બેદરકારી માટે બધે જાણીતો થયો હતો. તેનાં અપવિત્ર કૃત્યો બહુ વધી જવાથી તે સમયના ઋષિઓથી તે સહન ન થયાં ત્યારે તેમણે તેનો નાશ કર્યો. પણ એથી તો વધારે અનિષ્ટ ફળ નીપજ્યું. સર્વત્ર અવ્યવસ્થા વ્યાપી રહી તેથી તેમણે ધાર્યું કે અરાજક સ્થિતિ કરતાં ખરાબ રાજા હોવો એ વધારે સારી સ્થિતિ છે. આથી તેમણે મરણ પામેલા વેન રાજાના શબની જાંઘ ઘસી એટલે તેમાથી એક શ્યામ વર્ણનો વામન નીકળ્યો. આને તેમણે રાજા તરીકે સ્વીકાર્યો નહિ. પછી તેમણે તે શબનો જમણો હાથ ઘસ્યો, એટલે તેમાંથી એક સુંદર, દિવ્ય પૃથુ નામનો રાજકુમાર બહાર આવ્યો, તેણે પિતાને ઠેકાણે રાજ્ય કર્યું. તેના રાજ્યમાં દેશમાં ભયંકર દુકાળ પડયો અને પૃથ્વીમાંથી કંઈ પણ ફળ ઉત્પન્ન થયું નહિ, તેથી બધે ભારે સંકટ ફેલાઈ રહ્યું. પ્રજાની પીડાથી દયાર્દ્ર થઈ પૃથુએ કહ્યું, "પૃથ્વી પોતાનાં ફળ નહિ આપે તો હું તેનો નાશ કરીશ." આ ધમકીથી ભયભીત થઈ પૃથ્વીએ ગાયનું સ્વરૂપ ધારણ કર્યું; પણ પૃથુ તેની પાછળ પડયો અને છેક બ્રહ્મલોક સુધી ગયો.

આખરે દોડતાં દોડતાં થાકી જવાથી પૃથ્વી પાછી ફરી તેની સન્મુખ ઊભી અને કહ્યું, તું સ્ત્રીહત્યાનું પાપ જાણતો નથી કે આ પ્રમાણે મને મારવાનો પ્રયાસ કરે છે? રાજાએ જવાબ દીધો કે એક જીવનાશક પ્રાણીના નાશથી ઘણાંને સુખ થતું હોય તો તે પ્રાણીની હત્યા એ પુણ્યનું કામ છે. પૃથ્વીએ કહ્યું, પણ તારી પ્રજાના કલ્યાણને અર્થે તું મને મારી નાખશે, તો, હે શ્રેષ્ઠ રાજન્! તારી તે પ્રજા પોતાનું પોષણ ક્યાંથી મેળવશે? તારી આજ્ઞાથી, સર્વ વનસ્પતિ મારા દૂધમાંથી ઉત્પન્ન થઈ હોય એમ હું તેને જીવતી કરીશ; તેટલા માટે મનુષ્યજાતિના ભલાને અર્થે તું મને એક વાછરડી આપ કે હું દૂધનું રક્ષણ કરી શકું. વળી બધી જગા સરખી સપાટીની કર, એટલે સર્વ વનસ્પતિના બીજરૂપ મારું દૂધ હું આસપાસ સર્વત્ર ફેલાવું. પૃથુ રાજાએ એ સલાહ માથે ચઢાવી. એના સમય પહેલાં કોઈ પણ

પ્રકારની ખેતી ન હતી, ઢોરોને ચરવાને જમીન ન હતી, અને વેપારીઓ માટે સડક ન હતી. બધો સુધારો પૃથુ રાજાના રાજ્યમાં શરૂ થયો. જમીન સરખી થઈ એટલે રાજાએ ત્યાં વસવા માટે પ્રજાને કહ્યું......તેણે આ પ્રમાણે વાછરડો બનાવ્યો, * પૃથ્વીને દોહી, અને તેનું દૂધ પોતાના હાથમાં લીધું, તેમાંથી સર્વ પ્રકારનું અનાજ અને શાક ઊગ્યાં અને તે પર હાલ બધા લોકો ગુજરાન ચલાવે છે. પૃથ્વીને જીવિતદાન આપ્યાથી તે તેનો પિતા થયો અને તેના નામ ઉપરથી 'પૃથ્વી' એ અપત્યવાચક શબ્દ થયો છે.

આ વાર્તા સહેજ ફેરફાર સાથે ઘણાખરાં પુરાણોમાં માલમ પડે છે. પ્રોફેસર વિલ્સન કહે છે કે "અસલ એક સાદી આલંકારિક વાર્તા હતી તેમાં પૃથ્વીને ગાયનું સ્વરૂપ આપ્યું હતું અને તે ગાય દરેક પ્રાણીને જે દૂધની કે જે મનોરથોની ઇચ્છા હોય તે આપતી. આ સાદી વાતમાં ઘણું કરીને પાછળથી ફેરફાર કરી ઘણાંખરાં પુરાણોમાંનો વૃત્તાન્ત જોવામાં આવે છે." +

* તેણે સ્વયંભૂ મનુને વત્સ બનાવ્યો, એમ પુરાણમાં છે. ભાષાંતર્કર્તા.

+ દ્યૌસ્પિતા અને પૃથ્વી—ઓરિસાના ખોંડ લોકો પોતાની પૂજામાં પૃથ્વી દેવીની પૂજાને અગ્ર સ્થાન આપે છે; તેઓમાં વિચિત્ર ફેરફાર સાથે આ વાર્તા જોવામાં આવે છે. તેમના પુરાણોમાં કહ્યું છે કે બૂરા પેન્નુ કે બેલ્લા પેન્નુ, એ પ્રકાશના દેવ અથવા સૂર્યદેવે તરી પેન્નુ એટલે પૃથ્વી દેવીને પોતાની સહચારિણી-પત્ની તરીકે ઉત્પન્ન કરી અને તેઓમાંથી અન્ય મોટા દેવો જન્મ પામ્યા પણ એ બળવાન્ માબાપો વચ્ચે કજીઓ થયો અને પત્નીએ પતિની સારી સૃષ્ટિ નિષ્ફળ કરવા માટે બને એટલી સર્વ પ્રકારની કોશીશ કરી તેમજ સર્વ પ્રકારના શારીરિક અને માનસિક અનિષ્ટો ઉત્પન્ન કરવા પ્રયત્ન કર્યો. પાપની ઉત્પત્તિનું આ મૂળ છે એમ તેઓ સમજાવે છે. આમ સર્વ પ્રકારનાં દુઃખ ઉત્પન્ન કરતી પૃથ્વી દેવીને માણસનું ભયંકર બલિદાન આપીને પ્રસન્ન કરવી પડતી હતી. એ બલિદાનોને મેરિયાના બલિદાન કહેતા હતા અને તેને બંધ કરવા પડયા એમ હાલના હિંદુસ્તાનના ઇતિહાસથી જણાય છે. ધર્મગુરુ તરી પેન્નુને સેતું બલિદાન આપતો હતો તે સમયે નૃત્યો ચાલતા હતા. મદ્યપાનથી ચકચૂર બની ક્રિયાઓ

પૃથ્વીને વળી ધૈર્યની પણ મૂર્તિ ગણવામાં આવે છે. હિંદુઓ પોતાની કહેવતોમાં પૃથ્વીને અત્યન્ત સહનશીલતાના દાખલારૂપે સૂચવે છે. તે પોતાનાં અંગમાં ચીરા પાડવા દે છે, કાપા કરવા દે છે, અને તેમને છૂંદવા દે છે. આ પ્રમાણે કોઈ રીતે ગુસ્સો બતાવ્યા વિના કે બબડયા વિના તે દરેક પ્રકારનું અપમાન સહન કરે છે; એટલુંજ નહિ, પણ અપકારના બદલામાં ઉપકાર કરે છે અને જેઓ તેને અત્યન્ત નુકસાન કરે છે તેમના પર ઉત્તમમાં ઉત્તમ કૃપા કરે છે.

" પૃથ્વીની પૂજા ઘણાં સ્વરૂપમાં થાય છે. ધાર્મિક હિંદુ પ્રાતઃકાળે પથારીમાંથી ઊઠતાંવારને પૃથ્વીને નમન કરે છે અને ધર્મની ઓછી ભાવનાવાળા પુરુષો–ખેડુતો પણ વાવણીનું અને ખેડવાનું કામ કરતા પહેલાં પૃથ્વીની પૂજા કરે છે. પંજાબમાં ગાય કે ભેંસને પ્રથમ ખરીદવામાં આવે છે ત્યારે અથવા તો વીઆયા પછી તે દૂધ દેવા માંડે છે ત્યારે પૃથ્વી દેવીના સન્માનને અર્થે દૂધની પહેલી પાંચ સેર જમીન પર પડવા દે છે અને જ્યારે જ્યારે દોહવાનું કામ થાય છે ત્યારે ત્યારે પહેલી સેરનું એજ પ્રમાણે કરે છે.

આખા ઉત્તર હિંદુસ્તાનમાં પૃથ્વીને પવિત્ર માનવાનો વિચાર સર્વત્ર ફેલાયલો છે. મરણ પામતા માણસને અણીની વખતે * ધરતી માતા પર સુવાડે છે, તેમજ માતાને પણ પ્રસવકાળે જમીન પર સુવાડે

---

કરવામાં આવતી અને ધર્મગુરુની ક્રિયાનો અર્થ સમજાય એવા સંવાદવાળું એક ધાર્મિક નાટક ભજવાતું. બલિદાન અર્પી ધર્મગુરુ છોકરાં, ઢોર, મરઘાં-કુકડા વગેરે પક્ષીઓ, પિત્તળના વાસણ, ને સર્વ પ્રકારના દ્રવ્યનું વરદાન માગતો. દરેક પુરુષ અને દરેક સ્ત્રી પોતાની મનમાનતી યાચના કરતાં, ગુલામના શરીરને ફાડીને કકડે કકડા કરી નાખતાં, અને જે ખેતરો ખેડવાની ઇચ્છા હોય તે ખેતરો પર તેના કોળીઆઓ પાથરતા. ફ્રૅઝર્સનકૃત ' હિંદુસ્તાન ' ૬ પ્રકરણ જુઓ.

* " પરિપક્વ પુષ્પની પેઠે તું તારી ધરતી માતાના ખોળામાં પડે ત્યાંસુધી " મિલ્ટનકૃત પૅરેડાઇસ લૉસ્ટ, ૯. ૨૭૩.

છે. વળી પૃથ્વીને રોગ નિવારવાના ઉપાય તરીકે પણ ગણવામા આવે છે. માટીનું ઘણી વાર પોટીસ કરવામાં આવે છે અને ઘા અને સોજો મટાડવા માટે માટી ચોપડવામાં આવે છે. ઘણી વાર તેથી ઘણું નુકસાન થાય છે અને દરદમા વધારો થાય છે+ એમાં કંઈ અસ્વાભાવિક નથી. ”

ઉત્તર હિંદુસ્તાનમાં એક પાદરીના વાડા પાસે એક તળાવ છે, તે વરસમાં છ માસ સુકાઈ જાય છે. પાસેના ચમાર લોકોના ગામની સ્ત્રીઓ કોઈ પણ લગ્ન પહેલાં વરઘોડો કાઢી તે સૂકે તળાવે જાય છે ત્યાંથી તેઓ પવિત્ર માટી લાવે છે અને તે વડે લગ્નની વેદિ બનાવે છે, તેમજ લગ્નનાં ઉત્સવનિમિત્તનાં ભોજન રાંધવા માટે તેના ચૂલા કરે છે જ્યાથી માટી આણે છે તેની પાસેની જમીન પર કુંકુમ છાટે છે ને ઠેકાણે ઠેકાણે ગલગોટાનાં ફૂલ વધાવે છે, તેમજ માટી કાઢતા પહેલાં તે ધરતીની પૂજા કરવામાં આવે છે. જમીન ખોદનાર, હમેશ કન્યાને, ઘણી વાર પરણનારી કન્યાને, માટી આપે છે. પરણેલી સ્ત્રીઓને એ માટીને અડકવા દેતા નથી. કન્યા એને પોતાના પહેરેલા લુગડામાં લે છે અને વરઘોડો કાઢી ગામ લઈ જાય છે તે વરઘોડાને મોખરે તે કન્યા ચાલે છે. આ ક્રિયા છૂપી રીતે અને ઘણીખરી વાર રાત્રે કરવામાં આવે છે. પ્રાચીન પૃથ્વીપૂજાનો આ અવશેષ રહેલો હોવો જોઈએ એમાં કંઈ શક નથી.

---

+ વ ક્રૂકકૃત ‘ ઉત્તર હિંદુસ્તાનમા લોકપ્રિય ધર્મ અને લોકવાર્તા ’, ૧, ૧૩

# પ્રકરણ ૨જું



## અગ્નિદેવ

મહાન્ અગ્નિદેવ ! તારૂં તત્ત્વ એક છે તોપણ સ્વરૂપ ત્રણ છે. અગ્નિસ્વરૂપે તું અહિં–પૃથ્વી પર બળે છે; વીજળીના રૂપમાં આકાશમાં ચમકે છે, અને સુવર્ણમય સૂર્યના સ્વરૂપમાં સ્વર્ગમાં પ્રકાશે છે.

ડૉક્ટર મૂરકૃત ' મૂળ સંસ્કૃત ગ્રન્થોનાં વચન, ' પૃ. ૨૨૧.

ઇન્દ્ર સિવાય કોઈ પણ બીજા દેવ કરતાં અગ્નિનાં સ્તોત્રો વેદમાં વધારે છે. ' અગ્નિ ' શબ્દને મળતો લૅટિન ભાષામાં 'ઇગ્નિસ' શબ્દ છે. વધારે સ્તોત્ર હોવાનાં કેટલાંક કારણ આપી શકાય એમ છે. મનુષ્યના જીવન માટે અગ્નિ ઘણો જરૂરનો છે. આપણે એના પર અન્ન રાંધી શકીએ છીએ, એની મદદથી રાત્રે કામ કરી શકાય છે, અને અંધકારમાં વાસો કરતા રાક્ષસો ભય આપતા બંધ થઈ જાય છે. પ્રાચીન લોકોના તેમજ અર્વાચીન હિંદુસ્તાનમાં અસલી ઢબની પ્રજાઓના અભિપ્રાયમાં અગ્નિની ઉત્પત્તિ કંઈક ઘણીજ ગૂઢ વસ્તુ છે. લાકડાના બે કકડા લઈ ઘસીને તેમાંથી કંઈ જાદુઈ રીતે અગ્નિદેવને ઉત્પન્ન કરવામાં આવતો. સખ્ત ખડકમાંથી પણ તે બહાર કૂદી પડવા તત્પર હતો. આ અદ્ભુત દેવના સંબંધમાં અનેક પૌરાણિક વાર્તાઓ ઉદ્ભવે એમાં કંઈ નવાઈ નથી.

ઘણા સમય પર વૈદિક કવિઓ અગ્નિને પ્રકાશ અને ઉષ્ણતા સાથે એકરૂપ ગણતા. ચૂલામાં અને વેદિમાં અગ્નિની ઉષ્ણતામાંજ અગ્નિ રહેલો છે એમ નહિ, પરંતુ પ્રાતઃકાળમાં, સૂર્યમાં, અને સૂર્યની પેલીતરફના પ્રકાશિત લોકમાં પણ અગ્નિ છે એમ તેઓ તે સમયે સમજતા. આ પ્રમાણે અગ્નિ ત્રણ સ્વરૂપમાં દેખાય છે; સ્વર્ગમાં સૂર્યના રૂપમાં, આકાશમાં વીજળીના રૂપમાં, અને પૃથ્વી પર સાધારણ દેવતાના રૂપમાં.

"પ્રાચીન વેદસ્તોત્રોમાં અગ્નિ વિષે એક રસિક વાત કહેલી છે. તે લાકડાના બે કકડાની વચ્ચે રહે છે એમ તેનું વર્ણન છે. એક પ્રાણીની ઉત્પત્તિ સૂકા, નિર્જીવ લાકડાંમાંથી થાય એ એક અદ્ભુત વાત ગણવામાં આવી છે. પણ એથી પણ નવાઈ જેવી એક બીજી વાત છે. જન્મ થાય છે કે તરતજ બાળરાજા અગ્નિ, પોતાનાં માબાપ, જન્મનાં આપનાર લાકડાંને બાળી નાખવાનું શરૂ કરે છે. વેદના ઋષિ કહે છે કે એની ઉત્પત્તિ કેવી વિચિત્ર છે! એને જન્મ આપનાર માતા એનું પોષણ કરી શકતી નથી; પરંતુ એ બાળક જેમ જેમ વૃદ્ધિ પામે છે તેમ તેમ તે માતાનો નાશ કરે છે." *

આથી અન્ય દેવોને મુકાબલે બહુ થોડા વખતમાં અગ્નિ દેવની પૂજા બહુ પ્રતિષ્ઠા પામી. દેવોમાં પણ જે તેજ છે તે અગ્નિનુંજ છે અને અમરપણાનું વરદાન અગ્નિદેવજ આપે છે. એનો દૈવી, તેજસ્વી અંશ સર્વ પદાર્થમાં ગુપ્ત રહેલો છે અને એનામાં મૃત વસ્તુને સજીવન કરવાની શક્તિ છે. એક અમર દેવે મરણશીલ મનુષ્યો સાથે પોતાનો વાસ કીધો; તે તેમનો પુરોહિત હતો, પ્રાતઃકાળ થતા પહેલાં તે ઊઠતો હતો; સવારના ઝાંખા અજવાળામાં ચૂલામાં દેવતા સળગાવ્યો કે તરતજ આખું કુટુંબ તેની આસપાસ ફરી વળતું, એમ તથા ભયયુક્ત પૂજ્યભાવથી તેને નિહાળતું, અને તેને મિત્ર અને પુરોહિત બંને તરીકે માનતું; માનવલોકોનાં ઘરમાં પણ અભ્યાગત તરીકે આવીને બેસતો એવો એક નમ્ર, પ્રત્યક્ષ દેખાતો દેવ, તેમનાં કાર્યોને જોતો, તેમને શિખામણ આપતો, અને નિયમમાં રાખતો હતો. આવું વેદમાં તેનું વર્ણન છે. યજ્ઞનો દેવતા સળગાવનાર તે પહેલોજ હતો અને દેવતાની જ્વાળા જેમ ઊંચી જતી તેમ તે મૃત્યુલોકનાં હવિ અને બળિદાન દેવોને પહોંચાડતો હતો એમ માનવામાં આવતું. આ રીતે મનુષ્ય અને દેવોની વચ્ચે રહી બંનેનું કાર્ય કરનાર અગ્નિદેવ હતો. સાંજ પડવા માંડતી અને અંધારું વધી વધી ગાઢ થતું ત્યારે

* વિલ્કિન્સકૃત 'હિંદુપુરાણ,' પૃ. ૨૩–૭.

રાત્રીના ભયાનક ભૂતોને દૂર કરનાર અગ્નિદેવજ પૃથ્વી પર રહેતો. તેનાં કૃપાળુ કિરણ પ્રકાશતાં કે તરતજ મનુષ્યના હૃદયમાં હિંમત પાછી આવતી; કારણ કે પોષણ ને રક્ષણ કરનાર અગ્નિદેવ તેમની પાસે હોય ત્યારે રાક્ષસો તેમને શું કરી શકનાર હતા ? ખરેખર, એમાં કંઈ આશ્ચર્ય જેવું નથી કે કોઈ પણ ભાષામાં પ્રાચીનમાં પ્રાચીન કાવ્યોમાંના એક, એવા ઋગ્વેદની સહુથી પહેલી ઋચા, અગ્નિદેવની કીર્તિ સ્તવે છે. ગ્રિફિથ એ ઋચાનું ભાષાન્તર નીચે પ્રમાણે કરે છેઃ-

" હું અગ્નિનું સ્તવન કરૂં છું, એ મોટામાં મોટો પુરોહિત છે, દેવ છે, યજ્ઞનો ઋત્વિજ્ છે, અગ્રદૂત છે, તું પુષ્કળ દ્રવ્ય આપનાર છે.

અગ્નિ નૂતન તેમજ પ્રાચીન ઋષિઓથી સ્તવન કરાવા યોગ્ય છે. તે દેવોને અહિં લાવશે.

અગ્નિની કૃપાથી મનુષ્ય ધન પ્રાપ્ત કરે છે, રે સંપત્તિ પ્રાપ્ત કરે છે, દિવસે દિવસે વીર પુરુષોથી અતિસમૃદ્ધ થાય છે, કીર્તિમન્ત થાય છે.

હે અગ્નિ ! જે ન્યૂનતારહિત યજ્ઞની આસપાસ તું ફરી વળે છે તે દેવો પાસે જાય છે.

ડહાપણથી ભરેલા મનવાળા હોતા, સત્યશીલ, અતિશય કીર્તિમન્ત, મહાન્, એવા અગ્નિદેવ દેવો સાથે અહિં આવે !

હે અગ્નિ ! તારા યજમાનોને તું જે જે કલ્યાણકારક વસ્તુઓ આપીશ, તે તે તારૂં સાચું દાન છે.

રાત્રિને દૂર કરનાર, હે અગ્નિ ! દિવસે દિવસે પ્રાર્થનાથી તને નમસ્કાર કરી અમે તારી પાસે આવીએ છીએ.

યજ્ઞોના રાજા, નિત્ય નિયમના રક્ષક, પ્રકાશમાન, તારા પોતાના ઘરમાં વૃદ્ધિ પામતા,

હે અગ્નિ! પિતા પુત્રને થાય છે તેમ તું અમને સહેલાઈથી આપ્ત થા, અમારા કલ્યાણને માટે અમારી સાથે થા!"*

* ઋગ્વેદની ઋચા તથા સાયણાચાર્યનું ભાષ્ય નીચે પ્રમાણે છે:-

अग्निमीळे पुरोहितं यज्ञस्य देवमृत्विजम्। होतारं रत्नधातमम्॥

મ૦ ૧, અ૦ ૧, સૂ૦ ૧, ઋ૦ ૧.

હું હોતા અગ્નિનું સ્તવન કરું છું. (મન્ત્રોનો પ્રયોગ હોતા કરે છે, માટે હોતા-હોમનાર એમ સમજવાનું છે). કેવા અગ્નિનું? યજ્ઞના પુરોહિતનું, (જેમ રાજાનો પુરોહિત તેનું ઇચ્છેલું સંપાદન કરે છે, તેમ અગ્નિ પણ યજ્ઞને જેની અપેક્ષા છે એવા હોમને સંપાદન કરે છે) અથવા યજ્ઞના પૂર્વ ભાગમાં આ હવનીય રૂપે રહેલા એવા અગ્નિનું; વળી કેવાનું? દાનાદિ ગુણોથી ભરેલા, હોતા ઋત્વિક્નું (દેવોના યજ્ઞોમાં હોતૃ નામનો ઋત્વિક્ અગ્નિજ છે-અગ્નિ દેવોનો ઋત્વિક્ છે એવી શ્રુતિ છે); વળી કેવાનું? યજ્ઞના ફળરૂપ રત્નોના અતિશય ધારણ કરનાર કે પોષનારનું.

સાયo ભાષ્ય, ભાષા૦ કર્તા.

अग्निः पूर्वेभिर्ऋषिभिरीड्यो नूतनैरुत। स देवाँ एह वक्षति॥

મ૦ ૧, અ૦ ૧, સૂ૦ ૧, ઋ૦ ૨.

એ અગ્નિ પુરાતન, ભૃગુ, અંગિરસ્ આદિ, ઋષિઓથી સ્તુત્ય છે, હાલના આપણા વડે પણ સ્તુત્ય છે. તે અગ્નિ, સ્તુતિ થવાથી, આ યજ્ઞમાં હવિનું ભોજન કરનાર દેવોને આણો. સાયo ભાષ્ય, ભાષા૦ કર્તા.

अग्निना रयिमश्नवत् पोषमेव दिवे दिवे। यशसं वीरवत्तमम्॥

મ૦ ૧, અ૦ ૧, સૂ૦ ૧, ઋ૦ ૩.

જે એ હોતાથી સ્તવન કરવા યોગ્ય અગ્નિ છે તે એ અગ્નિરૂપ નિમિત્ત વડે યજમાન ધન પ્રાપ્ત કરે છે. કેવું ધન? દરરોજ વૃદ્ધિ પામતું, કદી પણ ક્ષીણ ન થતું, દાન આદિથી યશવાળું, પુત્ર, પરિવાર આદિ વીર પુરુષોથી અતિશય યુક્ત. સાયo, ભા૦ કર્તા.

अग्ने यं यज्ञमध्वरं विश्वतः परिभूरसि। स इद्देवेषु गच्छति॥

મ૦ ૧, અ૦ ૧, સૂ૦ ૧, ઋ૦ ૪.

હે અગ્નિ! તે જે યજ્ઞ, સર્વ દિશાઓમાં ચારે તરફથી પ્રાપ્ત કર્યો છે,

આજ પણ બધા ધાર્મિક પ્રસંગે હિંદુઓ અગ્નિનું આવાહન કરે છે. હજી પણ પવિત્ર અગ્નિની વધૂ પ્રદક્ષિણા કરે છે અને

તેજ યજ્ઞ દેવોને વિષે તૃપ્તિ ઉત્પન્ન કરવાને સ્વર્ગમા જાય છે ( પૂર્વાદિ ચારે દિશામાં આહવનીય આદિ અગ્નિઓ છે. પરિ શબ્દે કરીને હોતા આદિના સ્થાનમા પણ છે એમ કહ્યું છે ). કેવો યજ્ઞ ? હિંસારહિત; કેમકે અગ્નિએ સર્વ દિશામા રક્ષણ કરેલા યજ્ઞની હિંસા કરવા રાક્ષસો શક્તિમાન થતા નથી. સાય૦, ભા૦ ક.

अग्निर्होता कविक्रतुः सत्यश्चित्रश्रवस्तमः । देवो देवेभिरागमत् ॥

મ० १, अ० १, सू० १, ऋ० ५.

એ અગ્નિ દેવ અન્ય હવિ ભોજન કરનાર દેવો સાથે આ યજ્ઞમાં આવો. કેવો અગ્નિદેવ ? હોમ કરનાર, જેણે પ્રજ્ઞા ગ્રહણ કરી છે, અથવા જેણે કર્મ ગ્રહણ કર્યું છે, સત્ય ( અસત્યરહિત ફળ અવશ્ય આપે છે એવો અર્થ છે ), અતિશય, ચિત્ર કીર્તિયુક્ત. સાય૦, ભા૦ ક.

यदङ्ग दाशुषे त्वमग्ने भद्रं करिष्यसि । तवेत्तत्सत्यमङ्गिरः ॥

म० १, अ० १, सू० १, ऋ० ६.

અઙ્ગ અભિમુખ કરવાના અર્થનું અવ્યય છે. હે અગ્નિ ! તું હવિ આપનાર યજમાનની પ્રીતિને અર્થે જે વિત્ત, ગૃહ, પ્રજા, પશુ રૂપ કલ્યાણ કરશે તે કલ્યાણ તારુંજ ( સુખહેતુ છે–એવો શેષ છે ). હે અંગિરઃ–અગ્નિ, એ સત્ય છે. એમાં કંઈ વિરોધ નથી. યજમાનને વિત્ત આદિની સંપત્તિ પ્રાપ્ત થાય કે ફરી યજ્ઞ કરે એટલે અગ્નિને સુખ થાય છે.

સાય૦, ભા૦ ક.

उपत्वाग्ने दिवे दिवे दोषावस्तर्धिया वयम् । नमो भरन्त एमसि ॥

म० १, अ० १, सू० १, ऋ० ७.

હે અગ્નિ ! અમે યજ્ઞ કરનારાઓ પ્રતિદિન, રાતે ને દહાડે, બુદ્ધિ વડે નમસ્કાર કરતા, સમીપમાં તારી પાસે આવીએ છીએ. સાય૦, ભા૦ ક.

राजन्तमध्वराणां गोपामृतस्य दीदिविम् । वर्धमानं स्वे दमे ॥

म० १, अ० १, सू० १, ऋ० ८.

પૂર્વ મન્ત્રમાં તારી પાસે આવીએ છીએ એમ અગ્નિને કહ્યું–કેવાની પાસે ? દીપ્યમાન, રાક્ષસે કરેલી હિંસાથી રહિત યજ્ઞોના રક્ષક,



અગ્નિદેવ.



નારાયણ ( વિષ્ણુ ), સૂર્યદેવ;
એની ધ્રુવનો તારો ( કશ્યપ ) પૂજન કરે છે

# પ્રકરણ ૩જું

## સૂર્ય કે સવિતૃ

" તું જીવન્ત પ્રકાશનું મૂળ છે; પણ એથી ઘણો વધારે કીર્તિમન્ત તે છે, જેણે શાન્ત રીતે કહ્યુ, થા અને તું થયો–પોતે જાતે, અજ, અવ્યય, અને અદૃષ્ટ."

સર. વ. જોન્સ, 'સૂર્યની ઋચા.'

આ દેવ અનેક નામ હોવામાં આનન્દ માને છે, પણ વેદમાં એને સૂર્ય અને સવિતૃ, પરસ્પર બદલાય એવાં બે નામ આપેલાં છે. કેટલાક એમ માને છે કે એ દેવ જ્યારે યજમાનોને દેખાય છે ત્યારે એને સૂર્ય કહે છે અને જ્યારે નથી દેખાતો ત્યારે સવિતૃ કહેવાય છે, * પણ વેદોમાં સવિતૃનાં જે લક્ષણ આપ્યા છે તેથી સવિતૃ એટલે પોતાના પૂર્ણ તેજમાં પ્રકાશતો સૂર્ય અને સૂર્ય એટલે ઉદય પામતો ને અસ્ત પામતો સૂર્ય એમ માનવું વધારે સ્વાભાવિક છે. સવિતૃ " સુવર્ણનેત્ર, સુવર્ણકર, અને સુવર્ણજિહ્વ છે. સાત રક્તવર્ણની, શ્વેત પાદવાળી ઘોડીઓથી ખેંચેલા રથમા બેસી તે આકાશમાં ફરે છે. પ્રાણિમાત્રને જીવન આપનાર ને જાગ્રત્ કરનાર તરીકે પ્રાતઃકાળે તે

* નીચે આપેલો વિચિત્ર ભાગ ઐતરેય બ્રાહ્મણમા ( ૩. ૪૪ ) છે. " સૂર્ય કદી ઉદય પામતો નથી તેમજ અસ્ત પણ પામતો નથી. તે આથમે છે એમ લોકો ધારે છે ત્યારે દિવસને છેડે આવી તે માત્ર પોતાનુ અંગ ફેરવી નાખે છે અને રાતને નીચે ને દહાડાને ઉપર લાવે છે. પછી, સવારે તે ઊગે છે એમ લોકો ધારે છે ત્યારે રાત્રીને છેડે આવી તે માત્ર પોતાનુ અંગ ફેરવી નાખે છે અને દહાડાને નીચે ને રાતને ઉપર લાવે છે. ખરૂ જોતા, તે કદી આથમતો નથી. સૂર્ય કદી આથમતો નથી એવું જ્ઞાન જે પુરુષ પ્રાપ્ત કરે છે તે તેની સાથે એકરૂપતા પામે છે અને તેજ લોકમા રહે છે."

છે. અરણિના કાષ્ઠનું ઘર્ષણ કરી નવો અગ્નિ ઉત્પન્ન કરવાની પવિત્ર ક્રિયાની કસોટીનો પ્રયોગ કરવામાં આવે છે. આ રીતે વળેલાં અગ્નિ-કાષ્ઠમાંથી હજી પણ નવીન અગ્નિનો ઉદ્ભવ થાય છે અને તેમાં ઊનાં-કરેલા ઘીની ધારાનો હોમ કરવામાં આવે છે.

બે મુખવાળા, રતાશ પડતા બદામી રંગની આંખો, ભ્રમર અને કેશયુક્ત, રક્ત રંગના, પુષ્ટ પુરુષના સ્વરૂપમાં અગ્નિને દર્શાવવામાં આવે છે. તેને ત્રણ પગ ને સાત હાથ છે. ઘેટું તેનું વાહન છે અને એ પ્રાણીના ચિત્રથી તેનો ધ્વજ શણગારવામાં આવે છે. તેનાં મુખોમાંથી કાંટાવાળી જીભો અથવા જ્વાળાઓ નીકળે છે, તે વડે યજ્ઞોમાં વપરાતું ઘી તે ચાટી જાય છે. આ લક્ષણોમાંના દરેકનો ખાસ અર્થ છે. બે મુખો, સૂર્યના ને પૃથ્વીના, એમ બે વહ્નિઓ અથવા તો ઉત્પત્તિને અનુકૂળ–ઉત્પાદક ઉષ્ણતા અને વિનાશક વહ્નિ દર્શાવે છે. ત્રણ પગો ઘણું કરીને બ્રાહ્મણોના ત્રણ પવિત્ર વહ્નિઓ–વિવાહ સંબંધી, ઔર્ધ્વ-દેહિક–મરણને લગતી ક્રિયાઓ સંબંધી, અને યજ્ઞસંબંધી વહ્નિઓ–સૂચવે છે; અથવા તો વિશ્વના ત્રણ ભાગો–આકાશ, પૃથ્વી, ને પાતાળ-ઉપર તેની સત્તા, દર્શાવે છે અને તે સત્તા, સૂર્ય, વિદ્યુત્ અને યજ્ઞનો અગ્નિ એવાં તેનાં ત્રણ સ્વરૂપથી પ્રકટ થાય છે. સૂર્યના અશ્વનાં સાત માથાંની પેઠે તેના સાત હાથની કલ્પનાનું અસલ મૂળ કાચના પાસામાં પ્રકાશનાં કિરણના વિભાગ થાય છે તે છે, અથવા તો તે અગ્નિના સર્વવ્યાપક સ્વભાવની સર્વત્ર રહેલી સત્તા દર્શાવે છે.

ત્રણ અને સાત એ સંખ્યાના ગૂઢ અર્થની ગમે તે સમજુતી આપવામાં આવે, તોપણ હિંદુ, યાહુદી, મુસલમાન, અને ખ્રિસ્તિ પ્રજાઓમાં એ સંખ્યાઓ માનીતી છે એ જાણવાથી આનન્દ થશે. માત્ર બુદ્ધના અનુયાયીઓમાં આઠ એ માનીતી સંખ્યા છે.

" હે અગ્નિ ! તારાં સાત કાષ્ઠ છે, સાત જિહ્વા છે, સાત પવિત્ર ઋષિઓ છે, અને સાત રીતે પૂજા કરે છે. તારાં મૂળ સાત છે. આ ઘીથી તું તૃપ્ત થા, આ હોમ સફળ થાઓ. "

બ્રાહ્મણોની અગ્નિપ્રાર્થના,

# પ્રકરણ ૩જું

## સૂર્ય કે સવિતૃ

"તું જીવન્ત પ્રકાશનું મૂળ છે; પણ એથી ઘણો વધારે કીર્તિમન્ત તે છે, જેણે શાન્ત રીતે કહ્યું, થા અને તું થયો–પોતે જાતે, અજ, અવ્યય, અને અદૃષ્ટ."

સર. વ. જોન્સ, 'સૂર્યની આત્મા.'

આ દેવ અનેક નામ હોવામાં આનન્દ માને છે; પણ વેદમાં એને સૂર્ય અને સવિતૃ, પરસ્પર બદલાય એવાં બે નામ આપેલાં છે. કેટલાક એમ માને છે કે એ દેવ જ્યારે યજમાનોને દેખાય છે ત્યારે એને સૂર્ય કહે છે અને જ્યારે નથી દેખાતો ત્યારે સવિતૃ કહેવાય છે; * પણ વેદોમાં સવિતૃનાં જે લક્ષણ આપ્યાં છે તેથી સવિતૃ એટલે પોતાના પૂર્ણ તેજમાં પ્રકાશતો સૂર્ય અને સૂર્ય એટલે ઉદય પામતો ને અસ્ત પામતો સૂર્ય એમ માનવું વધારે સ્વાભાવિક છે. સવિતૃ "સુવર્ણનેત્ર, સુવર્ણકર, અને સુવર્ણજિહ્વ છે. સાત રક્તવર્ણની, શ્વેત પાદવાળી ઘોડીઓથી ખેંચેલા રથમાં બેસી તે આકાશમાં ફરે છે. પ્રાણિમાત્રને જીવન આપનાર ને જાગ્રત્ કરનાર તરીકે પ્રાતઃકાળે તે

* નીચે આપેલો વિચિત્ર ભાગ ઐતરેય બ્રાહ્મણમાં ( ૩. ૪૪ ) છે.

"સૂર્ય કદી ઉદય પામતો નથી તેમજ અસ્ત પણ પામતો નથી. તે આથમે છે એમ લોકો ધારે છે ત્યારે દિવસને છેડે આવી તે માત્ર પોતાનું અંગ ફેરવી નાખે છે અને રાતને નીચે ને દહાડાને ઉપર લાવે છે. પછી, સવારે તે ઊગે છે એમ લોકો ધારે છે ત્યારે રાત્રીને છેડે આવી તે માત્ર પોતાનું અંગ ફેરવી નાખે છે અને દહાડાને નીચે ને રાતને ઉપર લાવે છે. ખરું જોતાં, તે કદી આથમતો નથી. સૂર્ય કદી આથમતો નથી એવું જ્ઞાન જે પુરુષ પ્રાપ્ત કરે છે તે તેની સાથે એકરૂપતા પામે છે અને તેજ લોકમાં રહે છે."

છે. અરણિના કાષ્ઠનું ઘર્ષણ કરી નવો અગ્નિ ઉત્પન્ન કરવાની પવિત્ર ક્રિયાની કસોટીનો પ્રયોગ કરવામાં આવે છે. આ રીતે વળેલાં અગ્નિ-કાષ્ઠમાંથી હજી પણ નવીન અગ્નિનો ઉદ્ભવ થાય છે અને તેમાં ઊના-ઠરેલા ઘીની ધારાનો હોમ કરવામાં આવે છે.

બે મુખવાળા, રતાશ પડતા બદામી રંગની આંખો, ભ્રમર અને કેશયુક્ત, રક્ત રંગના, પુષ્ટ પુરુષના સ્વરૂપમાં અગ્નિને દર્શાવવામાં આવે છે. તેને ત્રણ પગ ને સાત હાથ છે. ઘેટું તેનું વાહન છે અને એ પ્રાણીના ચિત્રથી તેનો ધ્વજ શણગારવામાં આવે છે. તેનાં મુખોમાંથી કાંટાવાળી જીભો અથવા જ્વાળાઓ નીકળે છે, તે વડે યજ્ઞોમાં વપરાતું ઘી તે ચાટી જાય છે. આ લક્ષણોમાંના દરેકનો ખાસ અર્થ છે. બે મુખો, સૂર્યના ને પૃથ્વીના, એમ બે વહ્નિઓ અથવા તો ઉત્પત્તિને અનુકૂળ-ઉત્પાદક ઉષ્ણતા અને વિનાશક વહ્નિ દર્શાવે છે. ત્રણ પગો ઘણું કરીને બ્રાહ્મણોના ત્રણ પવિત્ર વહ્નિઓ-વિવાહ સંબંધી, ઔર્ધ્વ-દૈહિક-મરણને લગતી ક્રિયાઓ સંબંધી, અને યજ્ઞસંબંધી વહ્નિઓ-સૂચવે છે; અથવા તો વિશ્વના ત્રણ ભાગો-આકાશ, પૃથ્વી, ને પાતાળ-ઉપર તેની સત્તા, દર્શાવે છે અને તે સત્તા, સૂર્ય, વિદ્યુત્ અને યજ્ઞનો અગ્નિ એવાં તેનાં ત્રણ સ્વરૂપથી પ્રકટ થાય છે. સૂર્યના અશ્વનાં સાત માથાંની પેઠે તેના સાત હાથની કલ્પનાનું અસલ મૂળ કાચના પાસામાં પ્રકાશનાં કિરણના વિભાગ થાય છે તે છે, અથવા તો તે અગ્નિના સર્વવ્યાપક સ્વભાવની સર્વત્ર રહેલી સત્તા દર્શાવે છે.

ત્રણ અને સાત એ સંખ્યાના ગૂઢ અર્થની ગમે તે સમજુતી આપવામાં આવે, તોપણ હિંદુ, યાહુદી, મુસલમાન, અને ખ્રિસ્તિ પ્રજાઓમાં એ સખ્યાઓ માનીતી છે એ જાણવાથી આનન્દ થશે. માત્ર બુદ્ધના અનુયાયીઓમાં આઠ એ માનીતી સખ્યા છે.

"હે અગ્નિ! તારાં સાત કાષ્ઠ છે, સાત જિહ્વા છે, સાત પવિત્ર ઋષિઓ છે, અને સાત રીતે પૂજા કરે છે. તારાં મૂળ સાત છે. આ ઘીથી તું તૃપ્ત થા, આ હોમ સફળ થાઓ."

બ્રાહ્મણોની અગ્નિપ્રાર્થના,

# પ્રકરણ ૩જું

## સૂર્ય કે સવિતૃ

" તું જીવન્ત પ્રકાશનું મૂળ છે; પણ એથી ઘણો વધારે કીર્તિમન્ત તે છે, જેણે શાન્ત રીતે કહ્યું, થા અને તું થયો–પોતે જાતે, અજ, અવ્યય, અને અદૃષ્ટ. "

સર. વ. જોન્સ, ' સૂર્યની ઋચા. '

આ દેવ અનેક નામ હોવામાં આનન્દ માને છે; પણ વેદમાં એને સૂર્ય અને સવિતૃ, પરસ્પર બદલાય એવાં બે નામ આપેલાં છે. કેટલાક એમ માને છે કે એ દેવ જ્યારે યજમાનોને દેખાય છે ત્યારે એને સૂર્ય કહે છે અને જ્યારે નથી દેખાતો ત્યારે સવિતૃ કહેવાય છે; * પણ વેદોમાં સવિતૃનાં જે લક્ષણ આપ્યાં છે તેથી સવિતૃ એટલે પોતાના પૂર્ણ તેજમાં પ્રકાશતો સૂર્ય અને સૂર્ય એટલે ઉદય પામતો ને અસ્ત પામતો સૂર્ય એમ માનવું વધારે સ્વાભાવિક છે. સવિતૃ " સુવર્ણનેત્ર, સુવર્ણકર, અને સુવર્ણજિહ્વ છે. સાત રક્તવર્ણની, શ્વેત પાદવાળી ઘોડીઓથી ખેંચેલા રથમાં બેસી તે આકાશમાં ફરે છે. પ્રાણિમાત્રને જીવન આપનાર ને જાગ્રત્ કરનાર તરીકે પ્રાતઃકાળે તે

---

* નીચે આપેલો વિચિત્ર ભાગ ઐતરેય બ્રાહ્મણમા ( ૩. ૪૪ ) છે.
" સૂર્ય કદી ઉદય પામતો નથી તેમજ અસ્ત પણ પામતો નથી. તે આથમે છે એમ લોકો ધારે છે ત્યારે દિવસને છેડે આવી તે માત્ર પોતાનું અંગ ફેરવી નાખે છે અને રાતને નીચે ને દહાડાને ઉપર લાવે છે. પછી, સવારે તે ઊગે છે એમ લોકો ધારે છે ત્યારે રાત્રીને છેડે આવી તે માત્ર પોતાનું અંગ ફેરવી નાખે છે અને દહાડાને નીચે ને રાતને ઉપર લાવે છે. ખરૂં જોતાં, તે કદી આથમતો નથી. સૂર્ય કદી આથમતો નથી એવું જ્ઞાન જે પુરુષ પ્રાપ્ત કરે છે તે તેની સાથે એકરૂપતા પામે છે અને તેજ લોકમાં રહે છે. "

છે. અરણિના કાષ્ઠનું ઘર્ષણ કરી નવો અગ્નિ ઉત્પન્ન કરવાની પવિત્ર ક્રિયાની કસોટીનો પ્રયોગ કરવામાં આવે છે. આ રીતે વળેલાં અગ્નિકાષ્ઠમાંથી હજી પણ નવીન અગ્નિનો ઉદ્ભવ થાય છે અને તેમાં ઊનાં કરેલા ઘીની ધારાનો હોમ કરવામાં આવે છે.

બે મુખવાળા, રતાશ પડતા બદામી રંગની આંખો, ભ્રમર અને કેશયુક્ત, રક્ત રંગના, પુષ્ટ પુરુષના સ્વરૂપમાં અગ્નિને દર્શાવવામાં આવે છે. તેને ત્રણ પગ ને સાત હાથ છે. ઘેટું તેનું વાહન છે અને એ પ્રાણીના ચિત્રથી તેનો ધ્વજ શણગારવામાં આવે છે. તેનાં મુખોમાંથી કાંટાવાળી જીભો અથવા જ્વાળાઓ નીકળે છે, તે વડે યજ્ઞોમાં વપરાતું ઘી તે ચાટી જાય છે. આ લક્ષણોમાંના દરેકનો ખાસ અર્થ છે. બે મુખો, સૂર્યના ને પૃથ્વીના, એમ બે વહ્નિઓ અથવા તો ઉત્પત્તિને અનુકૂળ-ઉત્પાદક ઉષ્ણતા અને વિનાશક વહ્નિ દર્શાવે છે. ત્રણ પગો ઘણું કરીને બ્રાહ્મણોના ત્રણ પવિત્ર વહ્નિઓ-વિવાહ સંબંધી, ઔર્ધ્વદૈહિક-મરણને લગતી ક્રિયાઓ સંબંધી, અને યજ્ઞસંબંધી વહ્નિઓ-સૂચવે છે; અથવા તો વિશ્વના ત્રણ ભાગો-આકાશ, પૃથ્વી, ને પાતાળ-ઉપર તેની સત્તા, દર્શાવે છે અને તે સત્તા, સૂર્ય, વિદ્યુત્ અને યજ્ઞનો અગ્નિ એવાં તેનાં ત્રણ સ્વરૂપથી પ્રકટ થાય છે. સૂર્યના અશ્વનાં સાત માથાંની પેઠે તેના સાત હાથની કલ્પનાનું અસલ મૂળ કાચના પાસામાં પ્રકાશનાં કિરણના વિભાગ થાય છે તે છે, અથવા તો તે અગ્નિના સર્વવ્યાપક સ્વભાવની સર્વત્ર રહેલી સત્તા દર્શાવે છે.

ત્રણ અને સાત એ સંખ્યાના ગૂઢ અર્થની ગમે તે સમજુતી આપવામાં આવે, તોપણ હિંદુ, યાહુદી, મુસલમાન, અને ખ્રિસ્તિ પ્રજાઓમાં એ સંખ્યાઓ માનીતી છે એ જાણવાથી આનન્દ થશે. માત્ર બુદ્ધના અનુયાયીઓમાં આઠ એ માનીતી સંખ્યા છે.

"હે અગ્નિ! તારાં સાત કાષ્ઠ છે, સાત જિહ્વા છે, સાત પવિત્ર ઋષિઓ છે, અને સાત રીતે પૂજા કરે છે. તારાં મૂળ સાત છે. આ ઘીથી તું તૃપ્ત થા, આ હોમ સફળ થાઓ."

બ્રાહ્મણોની અગ્નિપ્રાર્થના,

# પ્રકરણ ૩જું

## સૂર્ય કે સવિતૃ

"તું જીવન્ત પ્રકાશનું મૂળ છે, પણ એથી ઘણો વધારે કીર્તિમન્ત તે છે, જેણે શાન્ત રીતે કહ્યું, થા અને તું થયો—પોતે જાતે, અજ, અવ્યય, અને અદૃષ્ટ."

સર. વ. જોન્સ, 'સૂર્યની ઋચા.'

આ દેવ અનેક નામ હોવામાં આનન્દ માને છે, પણ વેદમાં એને સૂર્ય અને સવિતૃ, પરસ્પર બદલાય એવાં બે નામ આપેલાં છે. કેટલાક એમ માને છે કે એ દેવ જ્યારે યજમાનોને દેખાય છે ત્યારે એને સૂર્ય કહે છે અને જ્યારે નથી દેખાતો ત્યારે સવિતૃ કહેવાય છે, * પણ વેદોમાં સવિતૃના જે લક્ષણ આપ્યા છે તેથી સવિતૃ એટલે પોતાના પૂર્ણ તેજમાં પ્રકાશતો સૂર્ય અને સૂર્ય એટલે ઉદય પામતો ને અસ્ત પામતો સૂર્ય એમ માનવું વધારે સ્વાભાવિક છે સવિતૃ "સુવર્ણનેત્ર, સુવર્ણકર, અને સુવર્ણજિહ્વ છે. સાત રક્તવર્ણની, શ્વેત પાદવાળી ઘોડીઓથી ખેંચેલા રથમા બેસી તે આકાશમા ફરે છે. પ્રાણિમાત્રને જીવન આપનાર ને જાગ્રત્ કરનાર તરીકે પ્રાત કાળે તે

* નીચે આપેલો વિચિત્ર ભાગ ઐતરેય બ્રાહ્મણમા ( ૩. ૪૪ ) છે. "સૂર્ય કદી ઉદય પામતો નથી તેમજ અસ્ત પણ પામતો નથી તે આથમે છે એમ લોકો ધારે છે ત્યારે દિવસને છેડે આવી તે માત્ર પોતાનુ અગ ફેરવી નાખે છે અને રાતને નીચે ને દહાડાને ઉપર લાવે છે. પછી, સવારે તે ઊગે છે એમ લોકો ધારે છે ત્યારે ગત્રીને છેડે આવી તે માત્ર પોતાનુ અગ ફેરવી નાખે છે અને દહાડાને નીચે ને રાતને ઉપર લાવે છે. ખરૂ જોતા, તે કદી આથમતો નથી. સૂર્ય કદી આથમતો નથી એવું જ્ઞાન જે પુરુષ પ્રાપ્ત કરે છે તે તેની સાથે એકરૂપતા પામે છે અને તેના લોકમા રહે છે."

પોતાના લાંબા સુવર્ણ કર ઊંચા કરે છે, સર્વ પ્રાણીને નિદ્રામાંથી જગાડે છે, તેઓમાં ઉત્સાહ પ્રેરે છે, અને સાંજે તેમને નિદ્રામાં લીન કરે છે," + એવું વેદમાં વર્ણન છે.

વેદમાંના ત્રણ પ્રધાન દેવોમાંનો સૂર્ય એક છે અને એ, અગ્નિ, ને વાયુ મળીને પ્રાચીનમાં પ્રાચીન હિંદુ ત્રિમૂર્તિ બને છે. એનું પ્રાચીન નામ પ્રજાપતિ, "પ્રાણીઓનો પતિ" છે; કારણ કે તેજ અને ઉષ્ણતાનું એ મોટું ઉત્પત્તિસ્થાન છે અને તેટલા માટે જીવનનો પણ પતિ છે એમ માનવામાં આવતું. આ મહાન્ દેવનો વંશ પણ પ્રતિષ્ઠિત અને યોગ્ય છે. એને દ્યૌસ્પિતા, આકાશપિતાનો પુત્ર કહ્યો છે. ઉષસ્‌ને એની પુત્રી કહી છે. બે અશ્વિનો, જે એના સારથિ અને દેવોના વૈદ છે તેમજ હમેશ તરુણ અવસ્થામાં ને સૌન્દર્યયુક્ત છે, તેઓ આશ્વિનીનું–ઘોડીનું રૂપ લઈ એની પાસેથી નાસી ગયલી એની સ્ત્રી સંજ્ઞાથી થયલા બે જોડીયા પુત્રો છે. ત્રણ પૈડાંના રથમાં તેઓ દરરોજ પૃથ્વીનું પરિક્રમણ કરે છે.

સર મોનિઅર વિલિઅમ્સે વેદમાં આપેલા સૂર્યના એક સૂક્તનું નીચે પ્રમાણે ભાષાન્તર કર્યું છેઃ—*

"ઉષસ્‌નાં—પ્રાતઃકાળનાં કિરણ જુઓ. મહાન્, સર્વજ્ઞ દેવ, સૂર્યનું દર્શન કરવા મનુષ્યો શક્તિમાન્ થાય માટે એ કિરણ તેને ઊંચો આણે છે. વહ્નિના ચળકતા ભડકાની પેઠે પ્રકાશતાં જેનાં કિરણ એક પછી એક પ્રજાને એનું આગમન જાહેર કરે છે એવા સર્વદર્શક નેત્ર આગળ રાત્રીની સાથે તારાઓ ચોરોની પેઠે ગંખવાઈ દૂર જાય છે. સ્પષ્ટ નેત્રવાળા, દિવસના દેવ, અગ્નિના જેવા ઝગઝગતા કેશના ગુચ્છાવાળા, હે સૂર્ય, સાત રાતી ઘોડીઓ તારા ઉતાવળા જતા રથને ખેંચી જાય છે. આ તારા, એની મેળે જોડાયલા ઘોડાઓ, તારા રથની સાત પુત્રીઓ છે, તેની સાથે તું આગળ ધસ્યો જાય છે. હે

+ વિલ્કિન્સકૃત 'હિંદુપુરાણ,' પૃ૦ ૩૩.
* હિંદુઓનું જ્ઞાન, પૃ. ૧૯.

સૂર્ય ! દેવોના દેવ ! આ નીચેના અન્ધકારની પેલી તરફ અને ઉપલી તરફ પ્રકાશપર્યન્ત, તારા પ્રકાશમાન બિંબ પર અમે ચઢીએ !”

સૂર્યની સ્ત્રી સંજ્ઞા વિશ્વકર્માની (ત્વષ્ટા, રોમન લોકોના વલ્કન દેવના મળતા હિંદુ દેવની ) પુત્રી હતી. એ સ્ત્રીથી સૂર્યને ત્રણ પુત્રો થયા, તેમાંનો એક, મરણ પામેલાં પ્રાણીનો ન્યાયાધીશ અને નિયામક, યમ હતો. પણ પતિની સાથે ત્રણ વરસ રહ્યા પછી સંજ્ઞા તેના પ્રકાશ અને તેજથી એટલી બધી પીડા પામી કે તેનાથી તેમની પાસે રહી શકાયું નહિ, તેથી તેમને છોડી દેવાની જરૂર પડી. તે પોતાના પિતાને ઘેર ગઈ અને પતિની પાસે પોતાને બદલે છાયા મૂકતી ગઈ. છાયાથી સૂર્યને બે પુત્રો થયા—પ્રાતઃકાળનું ઝાંખું અજવાળું અને સંધ્યાકાળનું ઝાંખું અજવાળું. સ્વામીનું ઘર છોડીને આવી તેથી તેનો પિતા તેના પર ગુસ્સે થયો; પરંતુ તેના દુઃખનું કારણ તેને વાજબી લાગ્યું તેથી તેણે સૂર્યને ચાક પર ચઢાવી તેના તેજના આઠમા ભાગને ઘસી નાખ્યો અને પગ સિવાય દરેક અવયવ છોલી કાઢયો. જે ભાગો કપાઈ ગયા તે પૃથ્વી પર પ્રકાશતા પડયા અને તેમાંથી વિશ્વકર્માએ અદ્ભુત પરાક્રમવાળું વિષ્ણુનું સુદર્શન ચક્ર, શિવનું ત્રિશૂલ, કાર્તિકેયની ( સેનાની, યુદ્ધના દેવની ) શક્તિ, અને કુબેર ( ધનપતિ ) નાં શસ્ત્ર બનાવ્યાં. પછી સંજ્ઞાએ પોતાના અતિશય તેજસ્વી ને કીર્તિમન્ત સ્વામી પાસે જવાનું કબૂલ કર્યું.

ક્રમે ક્રમે સૂર્યની પ્રતિષ્ઠા ધીમે ધીમે વધતી ગઈ અને સૂર્ય એક પ્રધાન દેવ તરીકે મનાવા માંડયો, તે એટલે દરજ્જે કે હાલ ઘણા સૈકા થઈ ગયા છે તોપણ હજી હિંદુઓ તેને પોતાના એક મહાન્ દેવ તરીકે પૂજે છે, તે મૅક્સ મ્યૂલર આપણને બહુ સ્પષ્ટ રીતે સમજાવે છેઃ—

“ માત્ર સૂર્યના પ્રકાશમાંથી પ્રાતઃકાળે જે પ્રકાશ માણસને નિદ્રામાંથી જાગ્રત્ કરે છે અને મનુષ્યનેજ નહિ, પરંતુ આખી સૃષ્ટિને નવું ચૈતન્ય આપતો દેખાય છે, એ પ્રકાશમાં જવું એ પહેલો ક્રમ

છે: જે આપણને સવારે જગાડે છે, આખી સૃષ્ટિમાં નવું જીવન પ્રેરે છે તેને તરતજ 'દરરોજનું જીવન અર્પનાર' કહે છે.

"વળી બીજા અને વધારે ચકિત કરે એવા ક્રમ પ્રમાણે દરરોજનો પ્રકાશ અને જીવન અર્પનાર સામાન્ય રીતે પ્રકાશ ને જીવન અર્પનાર ગણાય છે. જે આજે પ્રકાશ ને જીવન આણે છે તે પૂર્વના સમયમાં પ્રકાશ ને જીવન આણનાર હતો તેજ છે. પ્રકાશ જેમ દિવસનો આરંભ કરે છે તેમ પ્રકાશ સૃષ્ટિનો આરંભ કરે છે; અને માત્ર પ્રકાશ આણનાર અને જીવન અર્પનાર પરથી સૂર્ય સર્જનહાર થાય છે અને પછી તરતજ દુનિયાનો શાસન કરનાર થાય છે.

"ત્રીજા ક્રમ પ્રમાણે રાત્રીના ભયંકર અંધકારને દૂર કરનાર તેમજ પૃથ્વીને ફલદ્રુપ કરનાર તરીકે સૂર્ય પ્રાણિમાત્રનો રક્ષક અને અને કૃપાળુ સંભાળનાર ગણાય છે.

"ચોથા ક્રમ પ્રમાણે સૂર્ય દરેક વસ્તુ જુએ છે અને જાણે છે, તેથી જે એકલો એજ જાણે છે તેને ભૂલી જવા અને તેની ક્ષમા કરવા તેને યાચવામાં આવે છે."*

"આગળ મધ્ય યુગમાં જતાં એ તો સ્પષ્ટ જણાય છે કે શંકરાચાર્યના સમયમાં સૂર્યને એકલાનેજ દેવ તરીકે પૂજનારાઓની મોટી સંખ્યા હતી. તેઓમાં નીચે પ્રમાણે છ પંથ હતાઃ—

"૧. બ્રહ્મા સાથે એકરૂપ મનાતા ઊગતા સૂર્યના પૂજકો,
"૨. શિવ સાથે એકરૂપ મનાતા મધ્યાહ્ન સૂર્યના પૂજકો,
"૩. વિષ્ણુ સાથે એકરૂપ મનાતા અસ્ત પામતા સૂર્યના પૂજકો,
"૪. ત્રિમૂર્તિ સાથે એકરૂપ મનાતા ત્રણે સ્વરૂપમાં સૂર્યના પૂજકો,
"૫. સુવર્ણ જેવી ચકચકિત દાઢી અને કેશવાળા મનુષ્યના

* હિબર્ટ ભાષણો, પૃ૦ ૨૬૫, ૨૬૬.

આકારમાં ભૌતિક પદાર્થ તરીકે મનાતા સૂર્યના પૂજકો; આ પંથના અત્યન્ત ઉત્સાહી ગૃહસ્થો જ્યાંસુધી ઊગતા સૂર્યનું દર્શન કરતા નહિ ત્યાંસુધી સવારે કંઈ પણ ખાવાની ના પાડતા હતા;

"૬. સૂર્યની માનસિક આકૃતિના પૂજકો; આ લોકો સતત સૂર્યનું ધ્યાન ધરતા અને કપાળ, હાથ, અને છાતી પર ડામ દઈ સૂર્યબિંબના આકાર પાડતા.+

અકબર બાદશાહ મુસલમાન હતો તોપણ તેણે એક ખાસ પ્રકારની સૂર્યપૂજા પોતાના રાજ્યમાં દાખલ કરવા પ્રયત્ન કર્યો. તેણે પોતાની પ્રજાને દિવસમાં ચાર વાર સૂર્યની પૂજા કરવાનો હુકમ કર્યો હતો—સવારે, બપોરે, સાંજે, અને મધ્ય રાત્રે. બાદશાહે સૂર્યના સહસ્ર નામ એકઠાં કરાવ્યાં હતાં. તે પોતાની આગળ એ નામ વંચાવતો હતો અને તે વખત સૂર્યની દિશામાં ભક્તિભાવથી બેસતો હતો. પછી તે પોતાના બંને કાનને ઉપલા ભાગથી પકડતો અને એકદમ ગોળ ફરી જઈને બંને કાનની બૂટને મુઠ્ઠીથી મારતો. મધ્ય રાત્રે પોતાનું વાજું વગાડવાનો તેણે હુકમ કર્યો હતો અને સૂર્યની ગતિની ગણત્રી પ્રમાણે વરસ પૂરૂં થાય ત્યારે પોતાની સોનાની તુલા કરાવતો.[1] "

આ દેવની પૂજા સેંકડો વરસ થયાં થાય છે અને હજી પણ તે જારી છે. હાલ સૂર્યનાં ભાગ્યેજ કોઈ પણ મંદિર કે મૂર્તિ જોવામાં આવે છે; પરંતુ પ્રાત:કાળે ઊઠતાં વાર દરેક ભક્તિમાન્ હિંદુ એક પગ પર ઊભો રહી, પૂર્વ દિશા તરફ મુખ રાખી, ગાયત્રી મન્ત્ર વડે સૂર્યને વન્દન કરે છે. એ મન્ત્ર વેદમાં સર્વથી વધારે પવિત્ર ગણાય છે અને એનો અર્થ નીચે પ્રમાણે છે:—

+ મોનિયર વિલિઅમ્સકૃત 'હિંદુસ્તાનમાં ધાર્મિક વિચાર અને જીવન,' પૃ. ૩૪૨.

૧ બ્લૉકમૅનકૃત 'આઇને અકબરી,' નું ભાષાન્તર, પૃ. ૨૬૬.

"ચૈતન્ય અર્પનાર દેવનું ઉત્તમ કીર્ત્તિમન્ત સ્થાન આપણે પામીએ; એ પ્રમાણે તે આપણી બુદ્ધિમાં પ્રકાશ મૂકે કે પ્રેરે."

એ મન્ત્રનો જપ કરવાથી અગણિત લાભ થાય છે. સ્કન્દ પુરાણમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

"વેદોમાં ગાયત્રીમન્ત્રથી કંઈ પણ ચડીઆતું નથી. જેમ કાશીના જેવું કોઈ શહેર પવિત્ર નથી, તેમ કોઈમન્ત્ર ગાયત્રી જેવો પવિત્ર નથી. ગાયત્રી વેદો અને બ્રાહ્મણોની માતા છે. એના જપથી મનુષ્યનું રક્ષણ થાય છે. ખરેખર, એવું શું છે કે તે ગાયત્રીથી સિદ્ધ થતું નથી? કારણ કે ગાયત્રીજ બ્રહ્મા, વિષ્ણુ, અને રુદ્ર છે; ગાયત્રીજ ત્રણ વેદો છે"

આટલી બધી સ્તુતિ સાંભળી, સૂર્યની પૂજા જારી રહી છે તેમાં આપણે કંઈ નવાઈ જેવું સમજીશું નહિ.

"હાલના સમયમાં ઘણે ભાગે ગામડાંમાં સૂર્યનારાયણને એટલે સૂર્યમાં રહેલા નારાયણને (વિષ્ણુને) નામે સૂર્ય એક ઉપદેવ તરીકે પુજાય છે. શીઆળાની કકડતી ટાઢમાં પ્રાતઃકાળે તંબુમાં તમે ઊંઘમાંથી ઊઠી બેઠા થાઓ છો ત્યારે ઘણી વાર મજુર લોકોને બગાસાં ખાતા અને સૂર્યનાં પહેલાં કિરણ પૂર્વના આકાશમાં પ્રકાશતાં જોઈ 'સૂર્યનારાયણ', 'સૂર્યનારાયણ' કહેતા સાંભળો છો. નારાયણની પૂજાની એક નિશાની એ છે કે ઉત્તર હિંદુસ્તાનમાં ઘણાં ગામમાં રવિવારે (જે દિવસ વિચિત્ર રીતે આપણા વિશ્રામનો દિવસ છે) લોકો મીઠું ખાતા નથી અને તે દિવસે દહિં આખરવા સારૂ પોતાનું દૂધ વેચવું પસંદ કરતા નથી, પરંતુ એ દૂધ વડે બ્રાહ્મણોને આપવાની ચોખાની રોટલી બનાવે છે. કોઈ પણ દહેરાની પ્રદક્ષિણા કરતી વખત સૂર્યની ગતિને અનુસરવાનો રિવાજ છે. લગ્નની ક્રિયામાં વરકન્યા પવિત્ર અગ્નિની પ્રદક્ષિણા કરે છે ત્યારે તેઓ સૂર્યની ગતિપ્રમાણે ફરે છે. હિંદુ કન્યા સાસરે રહેતી થાય છે ત્યાર પછી પ્રાતઃકાળમાં તેને મેદાનમાં લઈ જઈ ઊગતા સૂર્યને

નમાવે છે. ‘ જે કન્યા પર સૂર્યનાં કિરણ પ્રકાશે છે તે કન્યા ખરેખર ભાગ્યશાળી છે. ’ ચરવા જાય છે ત્યારે ઢોરો પણ સૂર્યની ગતિએ-પૂર્વથી પશ્ચિમ તરફ-જાય છે.

“ સૂર્યપૂજકોનો એક ખાસ પંથ છે, તે નિંબાર્ક કહેવાય છે. તેઓ વૈષ્ણવ છે અને તેમના નામનો અર્થ થાય છે તે પ્રમાણે ‘ લીમડાના ઝાડમાં સૂર્ય ’ ની પૂજા કરે છે. એક એવી વાત છે કે એ પંથના સ્થાપકે એક વૈરાગીને-ભટકતા સાધુને-પોતાની સાથે જમવા બોલાવ્યો. તેણે જમવાનું તૈયાર કર્યું; પરંતુ સૂર્ય લગભગ આથમ્યો ત્યાંસુધી કમનસીબે વૈરાગીને તે જમવા બોલાવી શક્યો નહિ. હવે પોતાના માર્ગના નિયમ પ્રમાણે તે પવિત્ર માણસને સૂર્ય અસ્ત થયા પછી જમવાની મના હતી, તેથી તેને એવો ભય લાગ્યો કે મારે તે વૈરાગીને જમવા આવવાની ના કહેવી પડશે. પરંતુ તેણે સૂર્યનારાયણની પ્રાર્થના કરી તેથી જે લીમડાના ઝાડ નીચે ભોજન રાંધ્યું હતું ત્યાં સૂર્યનારાયણ ઊતર્યા અને જ્યાંસુધી તેઓ જમી રહ્યા ત્યાંસુધી લીમડાના ઝાડમાંથી તેમના પર પ્રકાશ પાડયા કર્યો. ” *

એમ જાણવામાં આવે છે કે સૂર્યનારાયણ મનુષ્યનું રૂપ ધારણ કરી પોતાના રથમાંથી નીચે ઊતર્યા અને પૃથ્વી પર પોતાના ગયાનાં ચિહ્ન તેમણે મૂક્યાં છે. પ્રાચીન સમયનો અયોધ્યાનો રાજવંશ, સૂર્ય પોતાનો મૂળ પુરુષ છે એવો દાવો કરે છે. વીર પુરુષ રામ, જે ઈશ્વરનો અવતાર મનાય છે, તે સૂર્યવંશી હતા. આજ પણ ઉદેપુરમાં રાજ્ય કરતું રજપૂત કુળ ઘણું પ્રાચીન રાજકુળ છે અને તે પ્રત્યક્ષ સૂર્યથી ઉતરી આવેલું છે એમ માને છે. આ કારણથી ઉદેપુરમાં સૂર્યની પૂજાને ખાસ પ્રાધાન્ય અપાય છે. આ કથા શહેરમાં મનાય છે તેનાં ઘણાં ચિહ્ન ત્યાં જોવામાં આવે છે. શહેરનો મુખ્ય દરવાજો, રાજમહેલનો મુખ્ય ખંડ, અને રાજ્યછત્ર, એ બધાં પર સૂર્યનારાયણની આકૃતિ છે.

* ક્રુ – ‘ લોકપ્રિય ધર્મ અને લોકવાર્તા. ’ ૧. ૫-૧૨.

# પ્રકરણ ૪થું

## વિશ્વના સર્વજ્ઞ દેવ વરુણ

" હે પ્રકાશ આપનાર વરુણ! તારી તીવ્ર દૃષ્ટિ આ બધા ખળભળાટવાળા, પ્રવૃત્તિમાં મચેલા જગતનું સૂક્ષ્મ નિરીક્ષણ કરે છે, વિશાળ અન્તરિક્ષમાં પણ પ્રવેશ કરે છે, અમારા દિવસ અને રાત્રીનું માપ લે છે, અને સર્વ પ્રાણીની ગુપ્ત વાત બાતમીદારની પેઠે શોધી કાઢે છે. "

ઋગ્વેદમાંથી (મોનિયર વિલિઅમ્સે ભાષાન્તર કરેલું).

મૅકસમ્યૂલર કહે છે કે વરુણ એ અત્યન્ત આનન્દ ઉપજાવે એવી હિંદુઓની એક માનસિક સૃષ્ટિ છે; કારણ કે આપણી ઉપર આવેલા, તારાથી ભરપૂર, વિશાળ, ચકચકિત વિસ્તાર, એ કુદરતના ઉપલા ભાગમાંથી એ દેવની કલ્પના ઉત્પન્ન થઈ છે એમ આપણે હજી પણ જોઈ શકીએ છીએ, તોપણ વેદના બીજા કોઈ પણ દેવ કરતાં એના સ્વરૂપને તદ્દન બેડોળ કરવામાં આવ્યું છે અને દુનિયા પર જે તપાસ રાખે છે, પાપીને શિક્ષા કરે છે, અને એની માફી માગે એવાઓનાં પાપને માફ પણ કરે છે, એવા દેવ તરીકે આપણી નજર આગળ તેને દર્શાવવામાં આવ્યો છે.

ઋગ્વેદમાં વરુણને અત્યન્ત પ્રતિષ્ઠિત સ્થાન આપવામાં આવ્યું છે, " જેનું ઉલ્લંઘન થઈ શકે નહિ એવા, અવિનાશી, સનાતન પ્રાણીઓ" અદિતિના પુત્રો, આદિત્યોમાં એ મુખ્ય છે. અદિતિ એ એક, અનન્તતાનું સ્વરૂપ દર્શાવતી કાલ્પનિક ગૂઢ સૃષ્ટિ છે, અને મૂર કહે છે તે પ્રમાણે "એને વિશ્વવ્યાપી, કુદરતની મૂર્તિ ગણવી એજ ઉત્તમ છે." આ અદિતિ માતાને બાર પુત્ર હતા. તેમાં વરુણ, મિત્ર, દક્ષ, ઇન્દ્ર, સવિતૃ, અને સૂર્ય મુખ્ય હતા. 'વરુણ' એ શબ્દ



વિશ્વનો સર્વજ્ઞ દેવ વરુણ; એની શિવ, પાર્વતી, બ્રહ્મા વગેરે પૂજા કરે છે.

સંસ્કૃત 'वृ[1] "ઢાંકવું" એ ઉપરથી આવ્યો છે. તેટલા માટે તે સર્વ પદાર્થોને ઢાંકનાર આકાશનો દેવ છે. ગ્રીક ભાષામાં તેને મળતા દેવને માટે જે શબ્દ છે તેનો અર્થ 'સ્વર્ગ' થાય છે અને આર્ય પ્રજાઓ છૂટી પડી તે પહેલાં ગ્રીક અને આર્ય લોકો જે પ્રાચીન આર્ય દેવોને પૂજતા તેમાંનો તે એક છે એ સ્પષ્ટ છે. આ પ્રાચીન સમયમાં તે પ્રધાન દેવ હતો. તેનું અસ્તિત્વ ગૂઢ માનવામાં આવતું, તેની સત્તા ગૂઢ માનવામાં આવતી, અને તેનું જ્ઞાન પણ ગૂઢ માનવામાં આવતું. "સૂર્ય આકાશમાં તેની સત્તાથી ઊગે છે; જે પવનો વાય છે તે માત્ર તેના શ્વાસરૂપ છે; નદીઓ તેની આજ્ઞાથી વહે છે ને તેના ઉંડા માર્ગો તેણે કર્યાં છે; અને તેણે સાગરની ઉંડાઈ કરી છે. તેના નિયમ સ્થિર છે અને તેનું ઉલ્લંઘન થઈ શકતું નથી. તેના નિયમોને બળે ચન્દ્ર પ્રકાશ સાથે ફરે છે અને રાત્રે આકાશમાં દેખાતા તારા દિવસના પ્રકાશમાં અદૃશ્ય થાય છે. હવામાં ઊડતાં પક્ષીઓ અને કદી પણ વિશ્રાન્તિ લીધા વિના સતત વહેતી નદીઓ તેના બળ અને ક્રોધ જાણી શકતાં નથી. પણ આકાશમાં પક્ષીઓ ઊડે છે તે, દૂર મુસાફરી કરતા પવનની ગતિ, અને મહાસાગર પર વહાણોના માર્ગો, એ સર્વ એ જાણે છે અને જે છૂપી વાતો થઈ ગઈ છે કે થવાની છે તે સર્વ એ જુએ છે." *

ખરૂં જોઈએ તો સર્વજ્ઞતા એ વરુણનો પ્રધાન ગુણ છે. પૃથ્વી પર જે કંઈ બને છે તે શોધી કાઢવા સારૂ સૂર્ય અને હજારો તારા, એ એનાં નેત્ર છે અને એનાથી અંધકાર પણ સંતાઈ શકતું નથી. જ્યારે બે જણ સાથે ચાલતાં હોય ત્યારે ત્યાં વરુણ ત્રીજો છેજ. નિર્મળ દૂર આકાશનો એ દેવ છે, તોપણ આપણામાંના કોઈથી પણ દૂર નથી.

"તેના જાસુસો આકાશમાંથી ઊતરી આ બધી પૃથ્વીની આસપાસ નજર કરે છે. તેમનાં હજાર નેત્ર, બધાં બારીક રીતે જોઈ

---

૧ वृ ધાતુ છે. ભાષા૦ કર્તા.

* મૂરકૃત 'મૂળ સંસ્કૃત ગ્રન્થનાં વચન,' પૃ. ૫૮.

પૃથ્વીના દૂરમાં દૂર આવેલા છેડા સુધી પહોંચે છે. જે કંઈ આકાશમાં કે પૃથ્વી પર છે, જે કંઈ આકાશની પેલી તરફ છે, તે સર્વ વરુણની નજર આગળ ખુલ્લું રહેલું છે. મૃત્યુલોકના દરેક પ્રાણીની આંખના છુપા પલકારા પણ તે બધા ગણે છે અને જેમ દ્યૂત રમનારો પાસા ખેલતો હોય તેમ તે આખા વિશ્વને ખેલે છે. " +

વેદની ઋચાના ભાષાન્તરનો ફકરો ઉપર આપ્યો છે તેમાં જે ગુણો વરુણને લાગુ પાડ્યા છે તે કરતાં તેના ઘણા ઊંચા ગુણો વેદમાં આપ્યા છે. ખરેખર, વરુણના જે જે ગુણો અને કાર્યો વેદમાં વર્ણવ્યાં છે તેથી એના લક્ષણમાં નીતિગુણો વિષેની એવી તો અનુપમ મહત્તા અને પવિત્રતા આવે છે કે વેદમાં સ્તવેલા કોઈ પણ અન્ય દેવનાં લક્ષણોથી તે ઘણીજ ચડીઆતી છે. પ્રાચીન આર્ય એની સમક્ષ નીચે પ્રમાણે દલીલ કરે છેઃ—

" હે તેજસ્વી દેવ ! કૃપાળુ થાઓ. મેં અશક્તિથી પાપ કર્યાં છે. કૃપા કરો.

" હે વરુણ ! એ પાપ શોધી કાઢવા સારૂ હું તપાસ કરૂં છું. તે પૂછવા માટે હું ડાહ્યા પુરુષો પાસે જાઉં છું. સર્વ ડાહ્યા પુરુષો મને એકજ વાત કહે છે-વરુણદેવ તારા પર કોપ્યા છે. એવું તે કેવું મોટું પાપ છે કે, હે વરુણ! તેને માટે તું તારા પૂજક અને મિત્રને મારી નાખવા ઇચ્છે છે ! અન્યથી જેની સામા માથું ન ઉઠાવી શકાય એવા અને સ્વાશ્રયી દેવ ! મને કહો એટલે પાપથી મુક્ત થયલો હું તરત તમારી પાસે પૂજા કરવા આવું. અમને અમારા પૂર્વજોનાં પાપોમાંથી મુક્ત કરો અને અમે જાતે જે પાપો કર્યાં હોય તેમાંથી પણ મુક્ત કરો.

" હે વરુણ ! એ પાપ અમારી ઇચ્છાથી કર્યું નથી, પણ કેટલીક પ્રેરનારી વસ્તુઓ–મદ્ય, ક્રોધ, પાસા, કે અવિચારીપણું–અમને

+ મૂરકૃત ' મૂળ સંસ્કૃત ગ્રન્થનાં વચન, ' પૃ. ૬૪.

આડે માર્ગે લઈ ગઈ છે. બળવાન્ નબળાને ઊંધે રસ્તે દોરવે છે. નિદ્રા પણ પાપ ઉત્પન્ન કરે છે ૧"

૧ ઋગ્વેદ, ૭. ૮૬. ૩—૬.

पृच्छे तदेनो वरुण दिदृक्षूपो एमि चिकितुषो विपृच्छम् ।
समानमिन्मे कवयश्चिदाहुरयं ह तुभ्यं वरुणो हृणीते ॥

म० ७, अ० ५, सू० ८६, ऋ० ३ ॥

હે વરુણ! જાણવા ઇચ્છતો હું તે પાપ પૂછું છું, કે જે પાપો વડે તારા પાશોથી બંધાયો છુ, પુછાયલો તું તે પાપ મને કહે. વિવિધ રીતે પૂછવા માટે હુ વિદ્વાન્ પુરુષો પાસે ગયો. તે વિદ્વાનોએ મને એકસરખુંજ કહ્યું. જે કહ્યું તે કહે છે—હે સ્તોતા! તારા પર વરુણજ કોપ્યો છે તેટલા માટે ક્રોધનો ત્યાગ કરી અમને પાશમાથી છોડાવ. સાયં ભા૦, ભાષા૦ કર્તા.

किमाग आस वरुण ज्येष्ठं यत्स्तोतारं जिघांससि सखायम्।
प्र तन्मे वोचो दूळभ स्वधावोऽव त्वानेना नमसा तुर ईयाम् ॥४॥

म० ७, अ० ५, सू० ८६, ऋ० ४ ॥

હે વરુણ! મારો કયો ભારે અપરાધ છે—મે કર્યો છે કે તે વડે મિત્રભૂત એવા સ્તોતાને તુ હણવા ઇચ્છે છે? હે અન્યથી જેનો બાધ ન થઈ શકે એવા તેજસ્વી વરુણ! તે અપરાધ મને કહે એમ થયે તેનુ પ્રાયશ્ચિત્ત કરી પાપથી મુક્ત થઈ હું જલદી નમસ્કાર વડે અને હવિ વડે તારી પાસે આવુ. સાયં૦ ભા૦, ભાષા૦ કર્તા.

अव द्रुग्धानि पित्र्या सृजा नोऽव या वयं चकृमा तनूभिः ।
अव राजन्पशुतृपं न तायुं सृजा वत्सं न दाम्नो वसिष्ठम् ॥५॥

म० ७, अ० ५, सू० ८६, ऋ० ५ ॥

હે વરુણ! પિતૃઓથી પ્રાપ્ત થયના અમારા બન્ધનહેતુઓને છોડ, અને અમે જે અપરાધો અમારા શરીરો વડે કર્યાં છે તેને છોડ. હે પ્રકાશમાન વરુણ! ચોરીનુ પ્રાયશ્ચિત્ત કરીને અન્તે ઘાસ આદિથી પશુઓને તૃપ્ત કરનાર ચોરના જેવા, જેમ દોરડામાથી વાછરડાને છોડે તેમ, મને વસિષ્ઠને પાપમાથી મુક્ત કર સાયં૦ ભા૦, ભાષા૦ કર્તા.

યજુર્વેદમાં વરુણ વિષે નીચેની હકીકત આપી છે. એક દેવર્ષિ ભૃગુને પરમતત્ત્વ બ્રહ્મ વિષે તે ઉપદેશ કરે છે કે "જેમાંથી સર્વ પ્રાણીઓ થાય છે, જન્મ્યા પછી જેને લીધે તેઓ જીવી શકે છે, જે પ્રતિ તેઓ જાય છે, અને જેની સાથે એકરૂપ થાય છે."

"તેણે પવિત્રતાથી એકાગ્ર ચિત્તે ધ્યાન ધરીને અન્નને (કે શરીર કે પદાર્થને) બ્રહ્મ જાણ્યું; 'કારણ કે સર્વ પદાર્થો અન્નથી ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયે અન્ન વડે જીવે છે, અન્ન પ્રતિ જાય છે, અને અન્નની સાથે એકરૂપ થાય છે.'

"તોપણ વિશેષ મનન કરતાં અસંતુષ્ટ થઈ, તેણે પ્રાણ બ્રહ્મ છે એમ શોધી કાઢ્યું; 'કારણ કે સર્વ પદાર્થો પ્રાણથી ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયે પ્રાણ વડે જીવે છે, પ્રાણ પ્રતિ જાય છે, અને પ્રાણની સાથે એકરૂપ થાય છે.

---

न स स्वो दक्षो वरुण ध्रुतिः सा सुरा मन्युर्विभीदको अचित्तिः।
अस्ति ज्यायान्कनीयस उपारे स्वप्नश्चनेदनृतस्य प्रयोता ॥६॥

मं० ७, अ० ५, सू० ८६, ऋ० ६ ॥

હે વરુણ! તે પુરુષનુ સ્વરૂપવાળુ બળ પાપપ્રવૃત્તિને વિષે કારણ નથી. ત્યારે શુ છે? સ્થિર, ઉત્પત્તિ સમયે નિર્મિત થયલી દૈવગતિજ કારણ છે. એ નિર્મિતિ આગળ કહે છે તેવી–સુરા–પ્રમાદ કરાવનારી છે કે ક્રોધ–ગુરુ આદિ પ્રત્યે કરેલો અનર્થનો હેતુ છે, કે દ્યૂત રમવાનો પાસો છે, તે પણ દ્યૂત રમવા તરફ પુરુષને પ્રેરીને અનર્થનો હેતુ થાય છે; અથવા અજ્ઞાનનુ–અવિવેકનુ કારણ છે આ પ્રમાણે આવી દૈવગતિજ પુરુષને પાપમાર્ગે ચઢાવવામા કારણ છે. વળી હીન પુરુષને પાપમા પ્રવૃત્ત કરનામા પાસે નિયામક તરીકે ઊભેલો અધિક પુરુષ સમર્થ છે, તેજ તેને પાપમા પ્રવર્તાવે છે–કારણ કે એવી શ્રુતિ છે કે જેને અધો માર્ગે લઈ જવા ઇચ્છે છે તેની પાસે એજ અસાધુ કર્મ કરાવે છે. એમ થયે સ્વપ્ન પણ પાપનો ઉગવનાર થાય છે. સ્વપ્નમા કરેલા કર્મથી પાપ થાય છે, તો જાગ્રદવસ્થામા કરેલા કર્મથી પાપ થાય તેમાં કહેવુંજ શુ? માટે મારો અપરાધ દૈવથી પ્રાપ્ત થયો છે, તે, હે વરુણ! તારે માફ કરવો જોઈએ, એવો ભાવ છે. साय० भा०, ભાષા० કર્તા.

"વળી તેણે ઉંડું ધ્યાન ધરી બ્રહ્મનું શોધન કર્યું અને મનવિચાર એ બ્રહ્મ છે એમ શોધી કાઢયું; 'કારણ કે સર્વ પદાર્થો મનથી જન્મે છે,' વગેરે, વગેરે. આ, તે સમજ્યો; પણ વરુણ પાસે આવીને કહ્યું, 'હે ભગવન્! બ્રહ્મ શું છે તે મને શિખવો.' વરુણે કહ્યું, તપ વડે બ્રહ્મ જાણ, તપજ બ્રહ્મ છે.'

"તેણે તપ તપ્યું અને તપ તપીને આનંદ બ્રહ્મ છે એમ જાણ્યું; કારણ કે ખરેખર સર્વ ચીજો ઇચ્છામાંથી ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયે ખુશીથી જીવે છે, સુખ પ્રત્યે જાય છે, અને તેઓ આનન્દ સાથે એકરૂપ થાય છે.'*

પદાર્થોની ઉત્પત્તિ વિષે વરુણે આવા તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કર્યો છે+

જ્યાંસુધી આર્યો માત્ર ઉત્તર પંજાબમાં રહ્યા ત્યાંસુધી

* મ્યૂરકૃત 'હિંદુ સર્વદેવ' પૃ. ૨૭૫.

+ તૈત્તિરીયોપનિષદ્‌મા ભૃગુવલ્લીમા ભૃગુએ વરુણને બ્રહ્મજ્ઞાન આપ્યું છે—
भृगुर्वै वारुणिः । वरुणं पितरमुपससार । अधीहि भगवो ब्रह्मेति । तस्मा एतत्प्रोवाच । अन्नं प्राणं चक्षुः श्रोत्रं मनो वाचमिति । तꣳ होवाच । यतो वा इमानि भूतानि जायन्ते । येन जातानि जीवन्ति । यत्प्रयन्त्यभिसंविशन्ति । तद्विजिज्ञासस्व । तद्ब्रह्मेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा अन्नं ब्रह्मेति व्यजानात् । अन्नाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते । अन्नेन जातानि जीवन्ति । अन्नं प्रयन्त्यभिसंविशन्तीति । ° —આ પ્રમાણે વરુણે પ્રથમ અન્નને, પછી વિજ્ઞાનને, અને છેવટે આનન્દને બ્રહ્મ કહ્યું. તપ એટલે બાહ્ય અને આન્તર ઇન્દ્રિયોની એકાગ્રતા. જેને બ્રહ્મ જાણવાની ઇચ્છા હોય તેણે એ પ્રમાણે બાહ્ય ને આન્તર ઇન્દ્રિયોની એકાગ્રતા કરવી એવો પ્રકરણનો અર્થ છે. ભાષા૦ કર્તા.

અપાર વિશ્વના દેવ તરીકે વરુણનું પ્રાધાન્ય જારી રહ્યું; પણ તેઓ ધીમે ધીમે ગંગા ને યમુના નદીના પ્રદેશોમાં વસ્યા, એટલે એને બદલે મેઘ અને વાવાઝોડાના તોફાની ઇન્દ્ર દેવની પૂજા જારી થઈ. દશ્ય આકાશની કે તેના પર અધિકાર ચલાવનાર અદશ્ય દેવની-વરુણની (કારણ કે હિંદુઓ એ બે વચ્ચે કંઈ ભેદ માનતા ન હતા) ભયંકર નિર્મળતા અતિશય પીડાકારક થઈ પડી અને તેનો તાપ એવો તો પ્રચંડ હતો કે તેઓ એ દેવનું વિસ્મરણ કરવા નાખુશ ન હતા. પણ જ્યારે માણસોએ એમ કહેવા માંડયું કે 'અભિમાની ઇન્દ્ર સર્વ દેવોમાં પ્રધાન છે,' ત્યારે તેઓની અધમ સ્થિતિ શોકકારક થઈ."*

પુરાણોમાં વરુણની પ્રતિષ્ઠામાં ખેદકારક ફેરફાર થયેલો વર્ણવ્યો છે. વેદના દેવોમાં સર્વથી ઉત્તમ દેવની પદવીમાંથી ભ્રષ્ટ થઈ વરુણ માત્ર સમુદ્રદેવ, બીજા વર્ગનો નેપ્ચ્યૂન (રોમન લોકોનો સમુદ્રદેવ) થાય છે. તે પોતાની પાસે નાગની ફેણનું બનાવેલું આભોગ નામનું, જળ સ્પર્શ ન કરી શકે એવું છત્ર રાખે છે.+ તેનાં નીતિનાં લક્ષણમાં પણ એવીજ અધમ સ્થિતિ થાય છે. મહાભારતમાં તેને વિષે આખ્યાન કહ્યું છે તેપ્રમાણે પાપને તિરસ્કારવાને બદલે તે ઉતથ્ય ઋષિની પુત્રીનું હરણ કરે છે અને પાછી આપવાની ના કહે છે, તેથી ઋષિ સમુદ્ર પી જાય છે અને ત્યારે

* મરે મિચેલકૃત "હિંદુસ્તાનના મોટા ધર્મ," પૃ. ૪૮.

+ પ્રોફેસર રોથ આ ફેરફાર માટે એક કારણ આપવાની હિંમત ધરે છે. "એક તરફથી જ્યારે વરુણને સર્વવ્યાપક આકાશ માનવાની કલ્પના દઢ થઈ હતી અને બીજી તરફથી જ્યારે પૃથ્વીના છેડા અને દરિયા સુધી વહેતી નદીઓને જોવાથી એવી અટકળ બંધાઈ હતી કે પૃથ્વીને પોતાની અંદર ઘેરી લેતો સમુદ્ર વસે છે, ત્યારે વરુણને સમુદ્રની સાથે જોડવાનો માર્ગ પૂરેપૂરો તૈયાર થયો હતો."

મોનિઅર વિલિઅમ્સકૃત 'હિંદુઓનું ડહાપણ,' પૃ. ૨૮.

વરુણ શરણે જાય છે. તેણે વળી સૂર્ય દેવ સાથે ભેગા થઈ ઉર્વશી નામની અપ્સરા જોડે કામક્રીડા કરી, તેથી અગસ્ત્ય નામના પ્રસિદ્ધ ઋષિનો જન્મ થયો.

ઋગ્વેદમાં નીચે લખેલી વાત આપી છે તેથી વરુણને એક વખત મનુષ્યનું બળિદાન આપવામાં આવતું એ શક્ય દેખાય છે. હરિશ્ચન્દ્ર નામના એક પુરુષને§ પુત્ર ન હતો; નારદની સલાહથી તે વરુણ પાસે ગયો અને તેને કહ્યું, "હે રાજન્, મને પુત્ર પ્રાપ્ત થશે તો તે પુત્રનું હું તમને બલિદાન આપીશ." વરુણે તેને એવું વરદાન આપ્યું. પુત્ર મોટો થયો ત્યારે તેના પિતાએ તેને પોતાની પ્રતિજ્ઞા કહી સંભળાવી, પણ પુત્રની મરજી યજ્ઞમાં હોમાવાની ન હતી; તેથી તે ઘરમાંથી નાસી ગયો. રાજાએ પોતાની પ્રતિજ્ઞા પાળી નહિ તેથી નારાજ થઈ વરુણે તેને શાપ દીધો અને તે જલંધરથી પીડા પામવા લાગ્યો. તે પુત્ર છ વરસ જંગલમાં ભટક્યો; આખરે તે એક બ્રાહ્મણને મળ્યો. તેને ત્રણ પુત્રો હતા, તેઓમાંના એકને ખરીદી પોતાને બદલે યજ્ઞમાં હોમવાની તેણે માગણી કરી. પિતાએ વડીલ પુત્રને આપી દેવાની નાખુશી બતાવી અને માતા કનિષ્ઠને છોડવા રાજી ન હતી; આથી વચલા છોકરાને લેવામાં આવ્યો. તે કુમારને બાંધ્યો અને તેને હોમવાની તૈયારી થઈ ત્યારે તેણે દેવોની સ્તુતિનાં કેટલાંક સ્તોત્રો ગાવાની રજા માગી. વરુણે એ યાચના સ્વીકારી અને તે ઋચાઓ પઢવાથી હરિશ્ચન્દ્રનો જળંધર મટી ગયો.

"હરણના માથા અને આગલા પગ અને માછલાના શરીર અને પુંછડીવાળા એક કલ્પિત જળચર રાક્ષસના પર બેઠેલા શ્વેત મનુષ્ય તરીકે વરુણનું સ્વરૂપ દર્શાવાય છે. પોતાના જમણા હાથમાં તે

— આ કથા ઐતરેય બ્રાહ્મણની ૭મી પઞ્ચિકામા (૧૩મા અધ્યાયમાં) આપી છે. ભાષા૦ કર્તા.

§ હરિશ્ચન્દ્ર નામનો ઇક્ષ્વાકુ કુળનો રાજા હતો. ભાષા૦ કર્તા.

એક પાશ રાખે છે કોઈક પ્રસંગે તેની પૂજા દુકાળના સમયમા કરવામા આવે છે અને તે પૂજા'માછીઓ જાળ નાખે છે ત્યારે કરે છે, પણ હાલના સમયમા તેની કંઈ મૂર્તિઓ નથી ”*

મિત્ર નામના દેવને વેદમા સામાન્ય રીતે એની સાથે વર્ણવવા મા આવે છે અને તેનામા એના જેવાજ ગુણો કહ્યા છે પણ એ બેની વચ્ચે તફાવત છે. વધારે સાધારણ રીતે મિત્ર દિવસના પ્રકાશના નમુનારૂપ દેવ તરીકે દર્શાવાય છે અને રાત્રીના તારાથી ભરપૂર વિસ્તીર્ણ પ્રદેશના સ્વરૂપ તરીકે વરુણનુ નિરૂપણ કરાય છે ઘણી વાર બ ને દેવો માટે ફેરબદલી કરીશકાય એવી ઋચાઓ પઠવામા આવે છે અને મિત્ર તેમજ વરુણને માટે એકજ શબ્દોનો પ્રયોગ કરેલો જોવામા આવે છે



* વિલ્કિન્સકૃત ' હિંદુપુરાણ, ' પૃ૦ ૪૩,

# પ્રકરણ ૫મું



## મેઘરાજા ઇન્દ્ર

" સૂર્યના પ્રકાશિત કિરણ પર આરૂઢ થયલો, વેગવાળા ખાસ માની વજ્રનો ફેંકનાર, સુખકારક ઝાકળ અને પાક ઉત્પન્ન કરનાર, ટેકરીઓ અને તૃષાતુર થયલા મેદાન પર વરસાદ વરસાવનાર. "

વેદમા કરેલી ઇન્દ્રની સ્તુતિ

વેદના દેવોમા આગળ પડતો અને આર્ય પ્રજાઓમા સર્વથી વધારે લોકપ્રિય દેવ ઇન્દ્ર છે મૅકસ મ્યૂલર કહે છે કે સંસ્કૃતમા વરસાદના ટપકાને 'ઇન્દુ[1]' કહે છે અને તેને મોકલનાર દેવને ઇન્દ્ર એટલે 'વૃષ્ટિ કરનાર', 'જળથી સિંચનાર' કહે છે રોમન લોકોના પુરાણમા એને મળતો દેવ જ્યૂપિટર પ્લૂવિઅસ છે " ઇન્દ્ર એ તોફાની આકાશનો દેવ છે, વજ્ર અને કુદરતના તત્ત્વોનો દેવ છે. અધમ રાક્ષસો એની આજ્ઞાને આધીન છે, પૃથ્વીની પૂર્વ દિશા પર એનો અધિકાર ચાલે છે, વળી સુવર્ણ પર્વત *મેરુ પર મૂકેલા દિવ્ય

---

૧ इन्दुनो અર્થ સોમરસના ટીપા એવો વેદમા થાય છે इमे सोमास इन्दवः सुतासो अधिबर्हिषि । ताँ इन्द्र सहसे पिब ॥

म० १, सू० १६, ऋ० ६

આ ભીનો સોમનો રસ યજ્ઞમા કાઢેલો છે, તે, હે ઇન્દ્ર ! તુ બળને માટે પી આ ઋચામા इन्दु શબ્દ છે તે उन्द् 'ભીના થવુ' એ ધાતુ પરથી આવ્યો છે, એમ સાયણાચાર્ય કહે છે 'इन्दुशब्द उन्दी क्लेदने इति धातोरुत्पन्न । इन्दव क्लेदनयुक्ता ' इन्द्र શબ્દને, ટીકાકારો इदि ऐश्वर्ये એ ધાતુ પરથી બનાવે છે इन्दतीति इन्द्र. આવી વ્યુત્પત્તિ મલ્લિનાથ આપે છે ભાષા૦ કર્તા.

* એક કલ્પિત પર્વત ઘણુ કરીને એ હિમાલયમા આવેલો છે

વાદિત્ર એની સત્તામાં છે. એ પર્વત પર એ દેવોને અમૃતપાન અને સ્વર્ગીય ગાયનથી આનન્દ પમાડે છે. એ અમરાવતી નામની સ્વર્ગની નગરીમાં રહે છે અને ત્યાં એનું દિવ્ય ગૃહ આવેલું છે. સ્વર્ગની નૃત્ય કરતી કન્યાઓ—અપ્સરાઓ ત્યાં રહે છે અને દિવ્ય ગૃહની પાસેની વાડીમાં, સર્વ મનોરથો સફળ કરનાર પારિજાતક કલ્પવૃક્ષ આવેલું છે, તેમજ એવાં બીજાં ત્રણ વૃક્ષો એવાંજ ફળદાયક ત્યાં છે.[1] ઇન્દ્રની રાણી ઇન્દ્રાણી કહેવાય છે. તેનું વાહન ઐરાવત હાથી છે. સમુદ્રનું મન્થન કર્યું તેમાંથી એ હાથી ઉત્પન્ન થયો છે અને માતલિ તેનો સારથિ છે.[2] ”

આ દેવની પ્રાચીન સ્થિતિ આપણે કેવી રીતે સમજાવીશું ? આર્ય પ્રજાઓ જે સ્થળમાં રહેતી હતી તેની આબોહવાની સ્થિતિ-થીજ એ સમજાવી શકાશે. “ ગંગાના મેદાનમાં ત્રણ મોટી ઋતુઓ છે–શીઆળો, ઊનાળો, ને ચોમાસું. ઊનાળાને અન્તે કુદરતના સર્વ પદાર્થ કરમાઈ જાય છે. સૂર્યનાં ભયાનક ઉષ્ણ કિરણ પૃથ્વી પર પડે છે, તેથી પાણીનાં નાળાં સુકાઈ જાય છે, મોટી નદીઓ ધીમે ધીમે ટપકતી ઝીણી સેરના જેવી વહે છે, આસપાસ હજારો એકર જમીન સૂર્યની ગરમીથી બળી ગયલી દેખાય છે, અને તેમાં ભૂખે મરતાં ઢોરને ચરવાને લીલોતરીની નિશાની પણ નથી. પીડાતા લોકો આકાશ તરફ નજર કરે છે અને ત્યાં, સમુદ્રમાંથી ચઢતાં, જીવન આપનાર પાણીથી ભરપૂર વાદળાં જુએ છે. પણ રાક્ષસો તેને પર્વતની ખીણમાં ગોંધી મૂકવા ઇચ્છે છે તેથી તેમનાં હડસેડેલાં આકાશમાં ચાલ્યાં જાય છે. લોકો ઇન્દ્રની પ્રાર્થના કરે છે કે તમે વાદળાંને ચાલ્યા જવાની ફરજ પાડનાર રાક્ષસોની સત્તા તોડો અને સર્વત્ર ફેલાયલાં લોકોનાં દુઃખોનું નિવારણ કરો. તે દેવને તથા તેમને સોમરસ બહુ પ્રિય છે, તે સોમરસના પુષ્કળ દાનથી તેઓ તેને

---

૧. મંદાર, પારિજાતક, સંતાન, કલ્પવૃક્ષ, અને હરિચન્દન, એ પાંચ દેવતરુ છે. ભાષા૦ કર્તા.

૨. મ્યૂરકૃત ' હિંદુ સર્વ દેવ, ' પૃ૦ ૨૫૫.

તૃપ્ત કરે છે. વીજળીનો ચમકારો નજરે પડે છે. એ તો વૃત્ર રાક્ષસની સામા ઇન્દ્ર પોતાનું વજ્ર ફેંકે છે. ગર્જના થાય છે–અરે ! એ તો તે રાક્ષસને ઇન્દ્રે પ્રહાર કર્યો અને તે નાસી જાય છે ત્યારે બરાડે છે. હવે સુખકર વૃષ્ટિ પૃથ્વી પર પડે છે અને બેરાન પ્રદેશોની વાડી બનાવી દે છે. મનુષ્ય, પશુ; વૃક્ષ, પુષ્પ–સર્વ ઇન્દ્રની કીર્તિથી આનન્દ પામે છે. "+ ઋગ્વેદમાં ઇન્દ્ર દેવની સ્તુતિની ઘણી ઋચાઓ છે, તેમાં દુકાળના રાક્ષસ પર એનો વિજય વર્ણવતી નીચેની ઋચા માલૂમ પડે છે, તેમાં કંઈ નવાઈ નથી:—

" તું અમારો રક્ષક, મદદગાર, અને મિત્ર, ભાઈ, પિતા, અને માતા, સર્વ એકઠોજ છે. સર્વ પિતાઓમાં શ્રેષ્ઠ પિતૃધર્મ પાળનાર! અમે તારા છીએ ને તું અમારો છે. અરે ! અમે તારી સ્તુતિ કરીએ ત્યારે તારો કૃપાળુ આત્મા દયાભાવે અમારી તરફ વાળ અને એક પાપને માટે કે અનેક પાપને માટે અમારો નાશ ન કરતો. અમારૂં રક્ષણ આજ, કાલ, દરરોજ કર. તે રાક્ષસ તારા બળની સામા થવાની ફોગટ હિંમત ધરે છે અને તારો પાણીનો ખજાનો અમારી પાસેથી લઈ લેવાનો વૃથા પ્રયત્ન કરે છે. તારા વજ્રના આઘાતથી પૃથ્વી કમ્પે છે, શત્રુ ભેદાય છે, અને તેના કકડે કકડા થઈ જાય છે–તેનાં શહેરો પાયમાલ થાય છે, તેનાં સૈન્યોનો પરાભવ થાય છે, અને તેના કિલ્લાઓના ધુજારાથી ચૂરેચૂરા થઈ જાય છે. હવે ગોંધાઈ રહેલું પાણી, લાંબા બંદીખાનામાંથી છૂટું થાય છે અને વરસાદનાં ઝાપટાં રૂપે પૃથ્વી પર પડે છે. નદીઓ જળથી રેલાઈ જઈ ફીણ કાઢતી અને ગર્જના કરતી પોતાના પશ્ચિમ તરફના વાસમાં જાય છે અને ગર્જના કરનાર મેઘરાજાનો વિજય જાહેર કરે છે. "*

વળી નીચે લખેલાં, વેદમાં આપેલાં, ઇન્દ્રને લગતાં વચન પણ ધ્યાન આપવા લાયક છે:—

+ ' હિંદુસ્તાનના મોટા ધર્મ, ' પૃ૦ ૪૪.
* મોનિઅર વિલિઅમ્સે ભાષાન્તર કરેલું.

" ઇન્દ્રે પ્રાચીન સમયમાં વજ્રથી જે પરાક્રમ કર્યાં છે તે હવે હું ગાઉં છું. તેણે અહિ ( વાદળાં રૂપી નાગ ) પર પ્રહાર કર્યો; પછી તેણે જળની વૃષ્ટિ કરી અને પર્વતોની નદીઓને છૂટી પાડી. જે પર્વતનું ત્વષ્ટાએ તેને માટે કીર્તિમન્ત વજ્ર બનાવ્યું તે પર્વતથી તેણે અહિને માર્યો. " +

હે બળવાન્ ઇન્દ્ર ! તારા ભારે, મજબૂત, લાલ શસ્ત્રને શત્રુઓ સાથે ઘસ. " ÷

" પ્રકાશની સાથે વજ્ર દેખાઓ અને એ લાલ વજ્ર તેજથી ચકચકિત પ્રકાશો. " *

---

+ ऋग्वेद १. ३२. १

÷ ऋग्वेद ३. ३४. ९

* इन्द्रस्य नु वीर्याणि प्रवोचं यानि चकार प्रथमानि वज्री ।
अहन्नहिमन्वपस्ततर्द प्र वक्षणा अभिनत्पर्वतानाम् ॥ १ ॥

म० १, अ० ७, सू० ३२, ऋ० १.

વજ્રયુક્ત ઇન્દ્રે મુખ્ય, પરાક્રમયુક્ત કર્મ કર્યાં, તે ઇન્દ્રનાં તે વીર્ય હું જલદી કહું છું. કયા વીર્ય, તે કહે છે–અહિને-મેઘને હણ્યો તે એક વીર્ય; પછી જળની હિંસા કરી, પૃથ્વી પર પાડ્યા એવો અર્થ છે, એ બીજું વીર્ય; પર્વતોની પ્રવહનશીલ-વહેવાનો જેનો સ્વભાવ છે એવી–નદીઓને ભેદી–એ કિનારાઓની ભેખડોને પાડી નાખે એવી રીતે વહેતી કરી–; એ ત્રીજું વીર્ય. સાય૦ ભા૦, ભાષા૦ કર્તા.

अहन्नहिं पर्वते शिश्रियाणं त्वष्टास्मै वज्रं स्वर्यं ततक्ष ।
वाश्रा इव धेनवः स्यन्दमाना अञ्जः समुद्रमव जग्मुरापः ॥२॥

म० १, अ० ७, सू० ३२, ऋ० २.

પર્વતને વિષે આશ્રય કરનાર મેઘને ઇન્દ્રે હણ્યો. એ ઇન્દ્રને માટે સારી પેઠે પ્રેરાય એવું, અથવા તો સારી પેઠે શબ્દો વડે કહેવાય એવું, સ્તુત્ય વજ્ર ત્વષ્ટાએ–વિશ્વકર્માએ ઘડ્યું. તે વજ્ર વડે મેઘ ભેદાયો એટલે પ્રસ્રવણયુક્ત પાણી એકદમ સમુદ્રમાં પ્રાપ્ત થયું. દૃષ્ટાન્ત કહે છે–વાછરડા પ્રત્યે હંભારવથી યુક્ત

વેદમાં ઇન્દ્રની ઊંચી પદવી છે. તે દ્યૌસ્પિતા અને પૃથ્વી માતાનો પુત્ર છે. તે અગ્નિનો જોડીઓ ભાઈ છે. પણ હિંદુઓના દેવો થોડો વખત રાજ્ય કરી પોતાની પછી આવનારાઓને રાજ્યાસન આપી દેનારા જેવા છે. ઇન્દ્રે જન્મ થતાં વાર પ્રાધાન્ય પદ મેળવવા સારૂ મહેચ્છા દર્શાવી. તેણે આયુધો મંગાવ્યાં અને માતા પૃથ્વીને પૂછ્યું, " ક્રૂર લડવઇઆ તરીકે કોણ પ્રસિદ્ધ છે? " તે પુખ્ત ઉમ્મરનો થયો એટલે તરતજ હિંદુઓના સર્વ દેવોમાં પ્રાધાન્ય મેળવવા માટે તેણે પ્રથમ લડાઈ શરૂ કરી. પાછળથી એવા પ્રકારની ઘણી લડાઈઓ થઈ; અને તેનાં માબાપને-પ્રકાશિત, નીલ વર્ણનું આકાશ અને વિસ્તીર્ણ પૃથ્વીને-તેના બળને તાબે થવું પડ્યું.

" દિવ્ય દ્યૌસ્પિતા ઇન્દ્રને નમ્યો, તેમ મોટી અને વિશાળ સ્થળોવાળી પૃથ્વીને પણ નમ્યું આપવું પડ્યું. "

તોપણ તેનું ઐશ્વર્ય લાંબું પહોંચ્યું નહિ. બ્રાહ્મણોની સત્તાના સમયમાં તેનો દરજ્જો નીચો થઈ બીજી પંક્તિના દેવ જેવો થયો છે. હિંદુઓની બ્રહ્મા, વિષ્ણુ, ને રુદ્ર એ પ્રબળ ત્રિમૂર્તિથી તે ઊતરતો થયો છે અને દરેક દિવ્ય સો વર્ષને અન્તે તેને ઇન્દ્રાસન છોડવાનો ભય રહે છે; કેમકે કોઈ દેવ કે મનુષ્ય પોતાની યોગ્યતાથી એ પદવી મેળવી શકે છે. તેને એ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા સો અશ્વમેધ કરવા પડે છે. આ ઊતરતો દરજ્જો પાસેના ચિત્રમાં બહુ સારી રીતે દર્શાવ્યો છે. એમાં ઇન્દ્ર તથા ઇન્દ્રાણીને શ્વેત હાથી પર બેઠેલાં અને શિવ, પાર્વતી, અને ગણેશને પૂજતાં ચિત્ર્યાં છે. ગણપતિ પવિત્ર નન્દી વૃષભ પર બેઠેલા છે અને તેના માથાને ઠેકાણે હાથીનું માથું છે. આ પ્રમાણે ઇન્દ્રનો દરજ્જો શિવના દરજ્જાથી ઊતરતો ગણ્યો છે. પુરાણોના બ્રાહ્મણ ગ્રન્થકારોએ પોતે ઊભા કરેલા દેવો કરતાં વેદના દેવોને જે રીતે ઉતારી પાડ્યા તે સમગ્ર રીતનું આજ સ્વરૂપ છે.

---

ધેનુઓની પેઠે; જેમ ગાય જલદી વાછરડાના ઘરમાં જાય છે તેમ.
સાય૦ ભા૦, ભાષા૦ કર્તા.

શ્વેત ઐરાવત હાથી પર બેઠેલા, એક સુંદર મનુષ્યના રૂપમાં ઇન્દ્રને દર્શાવવામાં આવે છે. તેની સૂંઢ સમુદ્રમાં ઘણી વાર ફરતો દેખાતો જળસ્તંભ છે, એમ કહે છે. તેને ચાર બાહુ છે. એક હાથમાં તે પોતાનું ભયંકર આયુધ વજ્ર ( ગર્જના સાથે દેખાતી વીજળીના ચમકારાની રેખા ) ધારણ કરે છે અને બીજા હાથોમાં શંખ, ધનુષ્, બાણ, અંકુશ, અને પાશ છે. હિંદુસ્તાનના કેટલાક ભાગમાં, મુખ્યત્વે દુકાળના વખતમાં હજી તેની પૂજા કરવામાં આવે છે. તેની નીતિ છેક અધમ પ્રકારની છે. તે સોમરસનું પાન કરવામાં ને મત્ત બનવામાં ઘણો મગ્ન રહે છે. વેદમાં એમ કહ્યું છે કે " હે ઇન્દ્ર ! તું અતિશય કેફ કરે છે. " જે સ્થળે " સોમરસનો પ્રવાહ ચાલતો હોય ત્યાં આખલાના જેવો મદમાતો થઈ" ધસે છે અને "તરસ્યા સાબરની પેઠે" પીએ છે.

" હે ઇન્દ્ર ! પ્રાચીન સમયમાં તેં વારંવાર અમે કાઢેલો સોમરસ પીધો છે; સર્વ દેવોને મધુર સોમરસ પર પ્રેમ છે, પણ તને સર્વ દેવો કરતાં વધારે પ્રેમ છે. "

ઋગ્વેદમાંથી નીચે આપેલા ઉતારા પરથી જણાશે કે બળવાન્ ઇન્દ્રને સોમરસ ખાસ વહાલો છે એમ માનવામાં આવતું.

" આ બળવાન્ દેવનાં પ્રબળ પરાક્રમ હું કહું છું; એ સત્ય દેવનાં સત્ય કાર્ય હું કહું છું. ત્રિકદ્રુક ઉત્સવમાં ઇન્દ્રે સોમરસ પીધો અને તેના અત્યન્ત હર્ષમાં અહિને ( રાક્ષસને ) માર્યો. તેણે વિશાળ આકાશને ખાલી જગામાં ટેકવી રાખ્યું. આ પરાક્રમ સોમરસ પીને તેના હર્ષમાં ઇન્દ્રે કર્યાં. પૂર્વ પ્રદેશોને ઘરની પેઠે પોતાનાં માપ વડે તેણે માપ્યા છે, પોતાના વજ્ર વડે તેણે નદીનાં મૂળ ખોલ્યાં છે, " વગેરે. *

* ઋગ્વેદ ૨-૧૫-૧.

प्र घान्वस्य महतो महानि सत्या सत्यस्य करणानि वोचम्।
त्रिकद्रुकेष्वपिबत्सुतस्यास्य मदे अहिमिन्द्रो जघान ॥ १ ॥

मं० २, अ० २, सू० १५, ऋ० १. ભાષા૦ કર્તા.

"૧. મેં, ખરેખર, ગાયો અને અશ્વો આપવાનો નિશ્ચય કર્યો છે. મેં સોમ પીધો છે.

---

ગૃત્સમદ કહે છે, બળવાન્ અને સત્યસંકલ્પ એવા ઇન્દ્રનાં યથાર્થ મોટા કામ હું કહું છું. તે ક્યા છે, તે કહે છે—ત્રિકદ્રુકોમાં—અમુક યજ્ઞોના દિવસોમા—કાઢેલો સોમરસ ઇન્દ્રે પીધો; અને પીધેલા એ રસના મદમાં—હર્ષ થયે—ઇન્દ્રે વૃત્ર અસુરને હણ્યો. સાય૦ ભા૦, ભાષા૦ કર્તા.

अवंशे द्यामस्तभायद् बृहन्तमारोदसी अपृणदन्तरिक्षम् ।
स धारयत्पृथिवीं पप्रथच्च सोमस्य ता मद इन्द्रश्चकार ॥

म० २, अ० २, सू० १५, ऋ० २.

અવંશમા—આધારરહિત આકાશમા—પ્રકાશમાન સૂર્ય કે દ્યુલોકને ઇન્દ્રે થભાવ્યા. મોટા અન્તરિક્ષને અને દ્યાવાપૃથિવીને પોતાના તેજથી પૂર્યાં, તેણે વિસ્તીર્ણ પૃથિવીને ધારણ કરી અને તેમ કહી તેમ વર્ણવી. સોમનો મદ—હર્ષ થયે છતે ઇન્દ્રે તે કર્મ કર્યાં. સાય૦ ભા૦, ભાષા૦ કર્તા.

सद्मेव प्राचो वि मिमाय मानैर्वज्रेण खान्यतृणन्नदीनाम् ।
वृथासृजत्पथिभिर्दीर्घयाथैः सोमस्य ता मद इन्द्रश्चकार ॥

म० २, अ० २, सू० १५, ऋ० ३.

જેમ યજ્ઞગૃહોને પરિમાણ વડે (છત્રીસ પગલાં પૂર્વ એવા માપ વડે) પૂર્વ તરફ વળેલાં કરે છે તેમ સિંધુઓને કે લોકોને પરિમાણ વડે ઇન્દ્રે પૂર્વાભિમુખ નિર્માણ કર્યા તેમજ નદીનાં નિર્ગમનદ્વારને વજ્રથી ખોદ્યાં, તેમજ લાંબે વખતે પહોચાય એવા માર્ગો વડે, અનાયાસે તે નદીઓ સર્જી.
સાય૦ ભા૦, ભાષા૦ કર્તા.

* ऋग्वेद १०–११९. १–१३

इति वा इति मे मनो गामश्वं सनुयामिति ।
कुवित्सोमस्यापामिति ॥ १ ॥

म० १०, अ० १०, सू० ११९, ऋ० १.

ખરેખર, એ પ્રમાણે મારા મનમાં છે. તે પ્રકાર દર્શાવે છે—કે ગાય ને અશ્વ હું સ્તોતાઓને આપું; કારણ કે મેં બહુ વાર સોમ પીધો છે.

૨. જે ઘુંટડા મેં પીધા છે તે મને તોફાની પવનના સપાટાઓની પેઠે હડસેલે છે. મેં સોમ પીધો છે.

૩. જે ઘુંટડા મેં પીધા છે તે, રથને અશ્વ હડસેલે છે તેમ, મને હડસેલે છે. મેં સોમ પીધો છે.

૪. ( મારા યજમાનનું ) સ્તોત્ર, જેમ ગાય પોતાના વહાલા વાછરડા પાસે જલદી જાય છે, તેમ મારી પાસે જલદી આવે છે. મેં સોમ પીધો છે.

૫. સુથાર ભારોઠીઆને ફેરવે છે તેમ હું તે ઋચાને મારા હૃદયમાં ફેરવું છું. મેં સોમ પીધો છે.

૬. પંચજનો–મનુષ્યની પાંચ ટોળીઓ–મને એક રજ જેટલી પણ લાગતી નથી. મેં સોમ પીધો છે.

---

प्र वाता॑ इव॒ दोध॑त॒ उन्मा॑ पी॒ता अ॑यंसत। कु॒वित्सोम॒स्यापा॒मिति॑ ॥ २ ॥

પુષ્કળ કંપતા વાયુઓની પેઠે–વાયુઓ જેમ વૃક્ષાદિનો ઉચ્છેદ કરે છે તેમ–પીધેલો સોમ મને પુષ્કળ પ્રેરે છે, કારણ કે મેં બહુ વાર સોમ પીધો છે.

उन्मा॑ पी॒ता अ॑यंसत॒ रथ॒मश्वा॑ इवा॒शवः॑ । कु॒वित्० ॥ ३ ॥

પીધેલો સોમ મને પ્રેરે છે–તેમાં દૃષ્ટાન્ત કહે છે–જેમ ક્ષિપ્રગામી અશ્વો રથને ઊંચો કરે છે તેમ, કારણ કે°

उप॑ मा म॒तिर॑स्थित वा॒श्रा पु॒त्रमि॑व प्रि॒यम् । कु॒वित्० ॥ ४ ॥

સ્તોતાઓએ કરેલી સ્તુતિ મને પ્રેરે છે–કેવી રીતે ? જેમ વાછરડું જેને બોલાવે છે એવી ગાય પ્રિય વાછરડા પાસે જાય છે તેમ; કારણ કે°

अ॒हं तष्टे॑व व॒न्धुर॒ं पर्य॑चामि हृ॒दा म॒तिम् । कु॒वित्० ॥ ५ ॥

જેમ સુથાર સારથિના નિવાસસ્થાનને કે રથને ઠીક કરે છે, તેમ હું સ્તુતિને મારા મન વડે ઠીક કરવા માટે જાઉં છું; કારણ કે°

न॒हि मे॑ अक्षि॒पच्च॒नाच्छा॑न्त्सुः प॒ञ्च कृ॒ष्टयः॑ । कु॒वित्० ॥ ६ ॥

૭. બે દુનિયાઓ મારા અર્ધની પણ બરાબર નથી. મેં સોમ પીધો છે.

૮. મહત્તામાં હું આકાશ અને આ વિશાળ પૃથ્વીથી ચઢિયાતો છું. મેં સોમ પીધો છે.

૯. ચાલો, આ પૃથ્વી હું અહિં કે ત્યાં સ્થાપું. મેં સોમ પીધો છે.

૧૦. હું પૃથ્વીને અહિં કે ત્યાં પ્રહાર કરૂં. મેં સોમ પીધો છે.

૧૧. મારો એક અર્ધ ભાગ આકાશમાં છે અને મેં બીજો નીચે ખેંચ્યો છે. મેં સોમ પીધો છે.

---

ચાર વર્ણો અને પાચમા નિષાદ એમ પંચજન અથવા તો દેવ, મનુષ્ય, વગેરે પાંચ મારા દષ્ટિસંચારને-હું નજર ફેંકું છું તેને-હાણી દેતા નથી (કેમકે એવી શ્રુતિ છે કે દ્રષ્ટાની દૃષ્ટિનો લોપ થતો નથી. ), કારણ કે°

न हि मे रोदसी उभे अन्यं पक्षं चन प्रति । कुवित्° ॥७॥

બને આકાશ ને પૃથ્વી મારા અન્ય પક્ષની પણ બરાબર નથી.

अभि द्यां महिना भुवमभीऽ१ मां पृथिवीं महीम् । कुवित्°॥८॥

કહેલી વાત પ્રતિપાદન કરે છે-મારા મહિમા વડે દ્યુલોકનો તથા મોટી પૃથ્વીનો અભિભવ કરૂં છું; કારણ કે°

हन्ताहं पृथिवीमिमां निदधानीह वेह वा । कुवित्° ॥ ९ ॥

'હન્ત' એ સંભાવના કે અનુજ્ઞાનો અર્થ કહે છે-હું સંભાવના કરૂં છું કે અનુજ્ઞા કરૂં છું કે હું આ પૃથ્વીને અહિં-અંતરિક્ષમાં મૂકું કે અહિં-દ્યુલોકમાં-એમ હાથે નિર્દેશ કરે છે; કારણ કે°

ओषमित्पृथिवीमहं जङ्घनानीह वेह वा । कुवित्° ॥ १० ॥

હું પૃથ્વીને ઉદ્દેશીને પોતાના તેજ વડે તાપનાર આદિત્યને અહિં-અંતરિક્ષમાં કે અહિં-દ્યુલોકમાં જવાને પ્રેરૂં; કારણ કે°

दिवि मे अन्यः पक्षोऽ३ घो अन्यमचीकृपम् । कुवित्°॥११॥

૧૨. હું મહાન્ છુ, આકાશમા ઊંચો થયો છુ. મેં સોમ પીધો છે.

૧૩. હું તૈયાર થયલો, હવિને વહન કરનાર દૂતની પેઠે, દેવોની પાસે જાઉં છું. મે સોમ પીધો છે. ”

મદ્યપાનમાથી તે સહેલાઈથી અનીતિમા ઊતરી પડે છે; અને પોતાના આચાર્ય ગૌતમની પત્ની સાથે અનીતિ કરે છે. એની અનીતિ કહેવતરૂપ થઈ પડી છે વળી અન્ય દેવોની પૂજા તરફ એને ઈર્ષ્યાથી જોતો વર્ણવેલો છે

“ ઇન્દ્રની પાસે સ્વર્ગમા અદ્ભુત સૌન્દર્યવાળી અનેક અપ્સરાઓ હતી. જે તપસ્વી પુરુષો તપને યોગે તેના સ્વર્ગના રાજ્યને ભયમા નાખતા હોય તેમને અપ્સરાઓ વડે તે લલચાવતો હતો. વિશ્વામિત્ર નામનો એવો એક ઋષિ હજારો વરસ સુધી ઘણુ ઉગ્ર તપ કરવામા રોકાયો હતો, તેને ઇન્દ્રે મેનકા નામની અપ્સરાની મોહિની કાન્તિથી વશ કર્યો હતો. આખરે તે ઋષિએ મનન કરીને કહ્યુ, મારૂં ડહાપણ, ઈન્દ્રિયો પરનો મારો કાબુ, મારૂં અડગ ધૈર્ય ને નિશ્ચય, એ બધાનો એકદમ એક સ્ત્રીથી નાશ થાય છે ? જે અપરાધ

મારો અન્ય પક્ષ દ્યુલોકમા મૂક્યો છે અને પૃથિવીમા અન્ય પક્ષ સ્થાપ્યો છે, કારણ કે°

अहमस्मि महामहोऽभिनभ्यमुदीपतः । कुवित्° ॥ १२ ॥

અતરિક્ષમા ઊગેલો સૂર્ય એવો હુ મોટાનો પણ મોટો છુ. અથવા તો મોટુ છે તેજ જેનું એવો—અતિતેજસ્વી છુ

गृहो याम्यरंकृतो देवेभ्यो हव्यवाहनः ॥ १३ ॥

गृह—હવિનો ગ્રહણ કરનાર, યજમાનો વડે અલકાર કરાયલો હું દેવોને—ઇન્દ્રાદિ દેવોને, અગ્નિસ્વરૂપ થઈ હવિ પહોચાડુ છુ; કારણ કે મે બહુ વાર સોમરસ પીધો છે, તેટલા માટે આટલા કામ કરીશ, એમ ઇન્દ્રે પોતાની સ્તુતિ કરી,

સાય° ભા°, ભાષા° કર્તા,

કરવામાં ઇન્દ્ર આનન્દ માને છે તે અપરાધ વડે મારા તપમાં ભંગ થવાથી તપ આચરવાથી થતા લાભો મેં ખોયા છે. "[૧]

એક પ્રસંગે ઇન્દ્રે ભરવાડનું રૂપ ધારણ કર્યું. એમ કરવામાં તેનો હેતુ એવો હતો કે પોતાની રાણી, ઇન્દ્રાણીના કાળા વાળના ગુચ્છાને શણગારવા માટે એક બાગમાથી કેટલીક દાડેમની કળીઓ તે વધારે સહેલાઈથી ચોરી શકે. ત્યાર પછી શું થયું તે સર વિલિઅમ જોન્સના બનાવેલા ઇન્દ્રના સુંદર સ્તોત્રમાં નીચે પ્રમાણે વર્ણવ્યું છે.

"આ પ્રકાશિત ફૂલોને લાલ ફળ આવવાની આશાએ તે ખેડુતે તેની લાંબો વખત થયાં સંભાળ લીધી હતી. તેણે પરિણામનો વિચાર કર્યા વિના જે દેવ તેને વરસાદ આપતો હતો તે દેવને પકડયો અને મજબૂત દોરડાંથી બાંધ્યો. આમ થયું કે તરતજ સાત પવનમાંથી અમર રાક્ષસો દોડી આવ્યા—ફીણવાળા મોજાં જેની આજ્ઞા માને છે એવો નીલ વર્ણનો વરુણ, દિવસના પ્રદીપની જ્યોતિવાળો ચકચકિત વહ્નિ, સર્વ જેને શોધે છે, પરંતુ કોઇકજ અનુભવે છે એવો કુબેર, પાંખવાળી પવનની લહેરોને ક્રીડા કરવાનો હુકમ કરે છે તે મરુત્, નિર્દય ન્યાયાધીશ, ક્રૂર યમ, શાન્ત ઈશ, અને નમ્રતા સાથે બહાદુરીવાળા નૈર્ઋત—આ [૨]બધા રતાશ પડતો વીજળીનો ચમકારો જે એનું વજ્ર દર્શાવે છે તે ચમકારાની સાથે એકદમ એનાં મિથ્યા બંધનને તોડી નાખે છે. આનન્દ પામતો દેવ પોતાનાં સહસ્ર

---

૧ મૂરકૃત 'હિંદુ સર્વદેવ,' પૃ૦ ૨૬૫.

૨ ઇન્દ્રની સાથે એ આઠ દિક્પાલ છે—

'इन्द्रो वह्निः पितृपतिर्नैर्ऋतो वरुणो मरुत् ।
कुवेर ईशः पतयः पूर्वादीनां दिशां क्रमात् ॥' અમર.

પૂર્વનો રક્ષક ઇન્દ્ર, અગ્નિકોણનો અગ્નિ, દક્ષિણનો યમ, નૈર્ઋત્યનો નૈર્ઋત, પશ્ચિમનો વરુણ, વાયવ્ય કોણનો વાયુ, ઉત્તરનો કુબેર, અને ઇશાનનો ઈશ છે. ભાષા૦ કર્તા.

નેત્ર, ચાર ઈશ્વરી હાથ, અને વખતે વખતે બદલાતા રંગનાં વસ્ત્ર પાછાં ધારણ કરે છે."

આ "બદલાતા રંગનાં વસ્ત્ર" તે બેશક વાદળાં છે અને 'સહસ્ર નેત્ર' તે, ગૌતમની પત્ની સાથેની તેની અનીતિને માટે દેવોની અપ્રીતિનાં ચિહ્ન છે.

આ દેવ અને તેનાં કૃત્યો વિષે કેવાં આખ્યાનો રચાયાં છે તે નીચેની વાત ઉપરથી સમજાશે:—

એક પ્રસંગે ઘણા દેવોને ગમ્મતને માટે ઇન્દ્રના મહેલમાં બોલાવ્યા હતા. તેમને પૂરેપૂરું સુખ આપવા માટે સુંદર અપ્સરાઓ તેમની આગળ નૃત્ય કરતી હતી. ઇન્દ્રનો પુત્ર ગંધર્વસેન એમાંની અપ્સરાની કાન્તિથી એટલો બધો મોહ પામ્યો અને એવી તો નિર્લજ્જ રીતે વર્ત્યો કે તેના પિતાએ તેને શાપ દીધો કે તું પૃથ્વી પર ગધેડો અવતર. સર્વ એકઠા મળેલા દેવોએ શાપનો અનુગ્રહ કરવા તેની પ્રાર્થના કરી; તેથી આખરે ઇન્દ્રે કૃપા કરવા કબૂલ કર્યું ને કહ્યું કે તું દિવસે ગધેડાનું ને રાતે માણસનું રૂપ ધારણ કરીશ. આમ હુકમ કરી તેણે તેને પૃથ્વી પર ભટકવા કાઢી મૂક્યો. એક દિવસ, તે ગધેડો જે તળાવ પાસે ભટકતો હતો તે તળાવમાં નહાવા સારૂ એક બ્રાહ્મણ ત્યાં આવ્યો. તે પ્રાણીએ તેની સાથે વાત કરી અને કહ્યું કે હું ઇન્દ્રનો પુત્ર છું. તમારા રાજા ધરુને કહેજો કે મને તેની છોકરી પરણાવે. બ્રાહ્મણે કબૂલ કર્યું અને બીજે દિવસે રાજા અને તેના મંત્રીઓ ત્યાં ગયા અને તે ગધેડા સાથે વાત કરી. ગધેડાએ પોતાનો વૃત્તાન્ત વર્ણવ્યો અને અધમ સ્થિતિ થવાનું કારણ આપ્યું. જ્યાંસુધી કંઈ ચમત્કાર કરી બતાવી પોતે પૃથ્વી પર અવતર્યો છે તેની ખાતરી કરી આપે નહિ, ત્યાંસુધી રાજાએ પુત્રી પરણાવવા કબૂલ કર્યું નહિ. ગધેડાએ એ વાતની હા કહી અને બીજે દિવસે રાત્રે ૪૦ ચોરસ માઇલ ને ૭ માઇલ ઊંચો એક લોઢાનો કિલ્લો બાંધ્યો. હવે રાજાને હા કહેવી પડી અને લગ્નનો દિવસ નક્કી થયો. તે દિવસ આવ્યો

એટલે કન્યાને ભારે દબદબાભરેલા દેખાવ, નૃત્ય, અને ગાયન સાથે કીમતીમાં કીમતી પોશાક અને જવાહીરથી શણગારી તે ગધેડા સાથે પરણાવવા સારૂ લોઢાના કિલ્લામાં લઈ ગયા. તેને જોઈ વરરાજાથી અવાજ કર્યા વિના રહેવાયું નહિ. સાથે આવેલા પરોણાઓ ગધેડાને ભૂંકતો જોઈ દિલગીર થયા અને આશ્ચર્ય પામ્યા કેટલાકે દિલગિરીમાં અને કેટલાકે હાસ્યમાં પોતાનાં મોં સંતાડયાં. બીજાઓએ વધારે બહાદુર થઈ રાજા પાસે જઈને કહ્યું, "હે રાજા, આ શું ઇન્દ્રનો પુત્ર છે? રાજાજી! તમે વરરાજા તો ઉત્તમ શોધી કાઢ્યા. લગ્નની ઢીલ ના કરો. આવી ઉત્તમ જોડી અમે કદી જોઈ નથી. અમે ઊંટનું લગ્ન ગધેડી સાથે થયલું સાંભળ્યું છે. ગધેડીએ ઊંટને જોઈને કહ્યું, 'હું કેવી ભાગ્યશાળી છું. કેવું સુંદર રૂપ છે!' ઊંટે ગધેડીનો અવાજ સાંભળી કહ્યુ, 'ધન્ય છે મને! કેવો મધુર અવાજ છે!' તે લગ્નમાં વરકન્યાની જોડી સરખી હતી. પણ તમારી કન્યાને આવો વર મળે એ ખરેખર આશ્ચર્ય પામવા લાયક છે." પછી બ્રાહ્મણોએ કહ્યુ, "હે રાજા, કેટલાંક લગ્નમાં ખુશાલીના ચિહ્ન તરીકે શંખ ફૂંકવામાં આવે છે, પણ તમારે તેની જરૂર નથી (કારણ કે તેને બદલે ગધેડો ભૂંકશે એમ સૂચવ્યું). પછી સ્ત્રીઓ બોલી ઊઠી, "રાજાજી, આ શું! આવી અપ્સરા જેવી કન્યા ગધેડા સાથે પરણાવવી!" રાજાને શરમ આવવાથી નીચું ડોકું કર્યું. આખરે રાજાએ વચન આપ્યું હતું તે ગંધર્વસેને યાદ કરાવ્યું અને આગ્રહપૂર્વક કહ્યું કે શરીર તો માત્ર વસ્ત્ર છે, ડાહ્યા માણસો પુરુષની કિંમત તેણે પહેરેલાં વસ્ત્રોથી નથી કરતા. મારૂં આ સ્વરૂપ તો પિતાના શાપને લીધે છે અને રાત્રે હું પુરુષનું રૂપ ધારણ કરી શકું છું. છેવટે રાજાએ વાંધો મૂકી દીધો અને તેની સાથે પુત્રીનું લગ્ન કર્યું. પરોણાઓને રજા આપતા સુધીમાં રાત પડવાની તૈયારી થઈ, એટલે એક સુંદર પોશાક પહેરી એક સુંદર પુરુષ રાજાની સમક્ષ હાજર થયો. કન્યાને દબદબા સાથે રાજમહેલમાં લઈ જઈ રાજાએ તેના સ્વામીને સ્વાધીન કરી. બીજે દિવસે તેણે તેને જવાહીર, ઘોડા, ઊંટ,

અને નોકરો આપ્યા અને લગ્નમાં આવેલા સજ્જનોનો યોગ્ય બક્ષીશથી સત્કાર કરી વિદાય કર્યા. તોપણ રાજાના મનમાંથી એવો વિચાર ગયો નહિ કે મારો જમાઈ એનું ગધેડાનું ખોળીઉં હમેશને માટે ઉતારી નાખે તો કેવું સારૂં. હજારો યુક્તિ કર્યા પછી તેણે વિચાર્યું કે ગન્ધર્વસેન ઇન્દ્રનો પુત્ર છે, માટે અમર છે. રાત્રે તે પોતાનું ગધેડાનું ખોળીઉં ઉતારી નાખે છે ને તે શબના રૂપમાં પડ્યું રહે છે. હું તે બાળી મૂકીશ, એટલે મારો જમાઈ હમેશ પુરુષના રૂપમાં રહેશે. તેણે એમ કર્યું એટલે શાપનું નિવારણ થયું.

# પ્રકરણ ૬ઠ્ઠું

## સોમ ( હિંદુઓનો માદક દે

( પાછળથી એ અને ચન્દ્ર એક ગણાયા. )

" હે અમૃતનાં કિરણવાળા ચન્દ્રદેવ ! ઝાકળવાળી રાત્રીના રાજા! સુગન્ધના રસથી ભરપૂર, તારાં રાત્રીનાં પુષ્પોને કરમાયલાં છોડી તું આટલો બધો વહેલો જતો રહીશ ? તેમજ અંધારામાં અંધારી ખીણમાં ચકચકતાં ઔષધિનાં પ્રકાશિત કિરણોને છોડી દઈશ?........ તે ઝાંખો થાય છે, તે ગૂમ થાય છે; [1]કશ્યપની સુંદર પુત્રીઓ ઝબકારા મારતી નષ્ટ થાય છે અને શાન્તતા આકાશમાં પ્રસરી આનન્દ ફેલાવે છે. આખરે પવનથી હાલતી ઝાડીમાંથી ચાતક પક્ષી કિલકિલાટ કરી મૂકે છે અને ચન્દનની સુગન્ધ લાવનારા પવનના સપાટાઓ પોતાની હવાની પથારી પર જાગ્રત્ થાય છે. "

સર વિલિઅમ જોન્સના સ્તોત્રમાંથી ઉતારો.

વેદના દેવોમાં આ દેવની કલ્પના સર્વથી વિશેષ વિલક્ષણ છે. ગામડાંના નાના દેવોની વિચિત્ર કલ્પનાને પણ આ કલ્પના લગભગ ઝાંખી પાડી નાખે છે. બોલનઘાટમાં પંજાબની ટેકરીઓ ઉપર અને બીજાં કેટલાંક ઉત્તર તરફનાં સ્થળોમાં એક નાનો વેલો ઊગતો હતો. તેને બહુ આછાં પાંદડાં હતાં અને તેના સ્વચ્છ, સફેદ રસનો સહેજ તીખો સ્વાદ હતો. કેટલાક સાહસિક આર્યો પ્રવાસથી થાકી ગયા હતા, તેમને માલમ પડયું કે એ લતાના રસમાં વિલક્ષણ શક્તિ છે. તે પરિશ્રમ અને ગ્લાનિને દૂર કરી તેને બદલે વિલક્ષણ આનન્દ અને સ્ફૂર્તિ આણે છે.' તેનું નાનામાં નાનું ટીપું પીવાથી પણ " તેમની

૧. ધ્રુવનો તારો.

૨. હિંદુના અને ગ્રીક અને રોમન લોકોનાં પુરાણોમાં કેટલું બધું

નસોમાં દેવ" આવ્યો હોય એમ તેમને લાગતું. પ્રોફેસર વ્હિટનિ તેની પૂજા દાખલ થવાનું કારણ નીચે પ્રમાણે આપે છેઃ[1]—

કુદરતની અદ્ભુત શક્તિઓ અને દેવાવોની પૂજા કરવામાં સરળ હૃદયના આર્ય લોકોનો ધર્મ સમાયલો હતો; તેથી જેવું તેમને એમ માલમ પડયું કે આ રસમાં ગ્લાનિ દૂર કરી જાગૃતિ લાવવાની અને થોડો વખત ઉન્માદ ઉત્પન્ન કરવાની એવી ભારે શક્તિ છે કે તેથી મનુષ્ય સ્વાભાવિક શક્તિ ઉપરાંતનાં પરાક્રમો

---

મળતાપણું છે તે આ પુસ્તકમાં વારંવાર બતાવ્યું છે. આનો બીજો દાખલો નીચેના ઉતારામા છે. ડૉક્ટર મૂરે યુરિપિડીસના 'બૅકી'નું ભાષાન્તર કર્યું છે તેમાંથી એ ઉતારો છે (પૃ. ૨૭૨). ગ્રીક લોકો પોતાના સોમદેવ ડાયોનિસિઅસને કેટલો બધો વખાણતા તે એ ઉપરથી જણાય છેઃ—

"જે તરુણ દેવને તું તિરસ્કારે છે તે ગ્રીસમાં કેવી પ્રતિષ્ઠા પામવા નિર્મિત થયો છે તે હું વર્ણવી શકતો નથી; કેમકે, હે તરુણ પુરુષ! મનુષ્યોમાં બે ચીજો આગળ પડતી છે–ડીમીટર એટલે પૃથ્વી દેવી–તારી મરજીમાં આવે તે નામે તું એને બોલાવ. એ મૃત્યુને આધીન માનવીનું સૂકા અન્નથી પોષણ કરે છે, પણ સેમેલીનો પુત્ર એથી ઉલટું કરે છે. તેણે દ્રાક્ષના રસનું પાન શોધી કાઢી મનુષ્યોમાં દાખલ કર્યું છે. એ દ્રાક્ષનો રસ પીએ છે ત્યારે દુઃખી પ્રાણીઓના શોકનો અન્ત આવે છે અને નિદ્રા આવે છે, તેથી દિવસે સહન કરેલા દુઃખોનું વિસ્મરણ થાય છે. આપણાં દુઃખો નિવારણ કરવાનો કોઈ બીજો ઉપાયજ નથી. દેવ તરીકે તે જન્મ્યો છે અને દેવોને આપવા માટે તે કાઢવામાં આવે છે; તેથી તેની મારફત મનુષ્યનું કલ્યાણ થાય છે........વળી એ દેવ ભવિષ્યભાખી છે; કારણ કે મદ્યપાનથી મનની ઉશ્કેરણી અને ઉન્માદ થાય છે તેમાં ભવિષ્ય ભાખવાની મોટી શક્તિ રહેલી છે. આ દેવ જુસ્સાથી શરીરમાં દાખલ થાય છે ત્યારે માણસોને ગાંડાની પેઠે બકાવે છે અને તેમની પાસે ભવિષ્ય કહેવડાવે છે. વળી તેનામાં યુદ્ધદેવનું પણ કંઈક સ્વરૂપ આવે છે; કારણ કે સામસામાં લશ્કરોનાં હથિયારોનું પરસ્પર ઘર્ષણ થતા પહેલાં વ્યૂહમાં ગોઠવેલા હથિયારબંદ લશ્કરની ટુકડી કેટલીક વાર એકદમ ભયભીત થઈ જાય છે. આ ઉન્માદનું કારણ પણ ડાયોનિસિઅજ (સોમદેવજ છે)."

૧. કેટલાક વિદ્વાનો સોમપૂજાનું આ કારણ કબૂલ કરતા નથી.

કરવા લલચાય છે અને શક્તિમાન્ થાય છે કે તરતજ તેમને એ રસમાં કંઈક ઐશ્વરી તત્ત્વ છે એમ લાગ્યું. તેમના વિચાર પ્રમાણે તે એક દેવ હતો અને જેમનામાં પ્રવેશ કરતો તેમનામાં દૈવી શક્તિ ઉત્પન્ન કરતો. જે છોડમાંથી એ રસ નીકળતો તેને તેમણે ઔષધિનો રાજા કહ્યો. તેને તૈયાર કરવાનો વિધિ એક પવિત્ર યજ્ઞ મનાયો અને તેને કાઢવાનાં સાહિત્યો પણ પવિત્ર ગણાવા લાગ્યાં. સોમરસના પાનનું તેમનું પ્રાચીન સ્તોત્ર સાંભળોઃ—

“અમે પ્રકાશિત સોમરસ પીને અમર બન્યા છીએ; અમે પ્રકાશમાં દાખલ થયા છીએ અને દેવોએ તે જાણ્યું છે. હવે કયો માનવી અમને ઈજા કરી શકે એમ છે કે કયા શત્રુથી અમને હવે પછી સંતાપાશે ? હે અમર દેવ ! તારે લીધે અમે હવે ભયના માર્ગ-થી ઊંચા ચઢયા છીએ.”[1]

હવે પછી એ છોડને તેઓ દેવ માનતા થયા અને જે અદૃશ્ય આત્મા આ અદ્‌ભુત ફીણથી ભરેલા રસને જીવન આપતો હતો તેને, દેવના ગુણો લાગુ પાડવામાં આવ્યા અને તેનું દેવ તરીકે સન્માન કરવામાં આવ્યું. પૂજ્યભાવના ઊંચામાં ઊંચા સ્વરોમાં તેને દેવ તરીકે બોલાવવામાં આવે છે. તેનામાં સર્વ શક્તિ છે અને તે સર્વ પ્રકારનાં વરદાન આપી શકે છે. તે નગ્નને વસ્ત્ર પૂરાં પાડે છે, માંદાંને સાજાં કરે છે, આંધળાંને આંખ આપે છે, અને નપુંસકને પુરુષત્વ બક્ષે છે. દેવો અને મનુષ્યોને અમરત્વ આપવા પણ તે સમર્થ છે. પર લોકનું સુખ તેની પાસે માગવામાં આવે છેઃ—

“હે પવમાન, મને એવા સનાતન અને અવિનાશી સ્વર્ગ-લોકમાં મૂકો કે ત્યાં હમેશ પ્રકાશ અને કીર્તિ જોવામાં આવે છે.”[2]

૧. મૂરકૃત “મૂળ સંસ્કૃત ગ્રન્થનાં વચન,” અં. ૫, પૃ. ૧૩૦.

૨ ઋગ્વેદ ૯. ૧૧૩–૭.

સૂક્ત ૧૧૩મું નહિ, પણ ૧૧૨મું છે.

ખરૂં જોઈએ તો આ અતિશય લોકપ્રિય દેવને જે માન આપવામાં આવે છે તેની હદ નથી. ઋગ્વેદનું આખું નવમું મંડળ એની કીર્તિ ગાય છે. તેમાં ઓછામાં ઓછાં ૧૧૪ સૂક્તો એની સ્તુતિનાં છે અને તે ઉપરાંત બીજાં પણ ઘણાં સૂક્તો છે.

સોમની ઉત્પત્તિ વિષે વેદમાં આ પ્રમાણે હકીકત આપી છે. ઇન્દ્રના સ્વર્ગના ગવૈયા ગંધર્વોમાં સોમ રહેતો હતો. દેવો એના દૈવી ગુણો જાણતા હતા, તેથી તેમની મરજી એને મેળવવાની થઈ. પ્રથમ બ્રહ્માની પત્ની ગાયત્રીએ એક પક્ષીનું રૂપ ધારણ કરી એને લઈ આવવાનો પ્રયત્ન કર્યો, પણ એના રક્ષક ગંધર્વોએ તેને એમ કરતાં અટકાવી. પછી ( વાણીની દેવી ) સરસ્વતીએ કહ્યું, 'ગંધર્વોને સ્ત્રીઓ પર પ્રેમ છે. મને જવા દો. હું એને લઈ આવીશ.' દેવોએ કહ્યું, 'અમને તારા વગર કેમ ચાલે?' તેણે જવાબ દીધો, 'હું એ દેવને મેળવીશ એટલે જ્યારે તમારે મારૂં કામ હશે ત્યારે હું પાછી આવીશ.' ગંધર્વો એના મોહક સૌંદર્યની સામા થઈ શક્યા નહિ. તેમણે તેને સોમ લઈ જઈ દેવોને આપવા દીધો.

"જ્યારે સોમ પ્રથમ દેવોના જોવામાં આવ્યો ત્યારે એનો પહેલો ઘુંટડો કોણે પીવો તેને માટે તેઓમાં તકરાર થઈ. આખરે

---

यत्र ज्योतिरजस्रं यस्मिँल्लोके स्वर्हितम् ।
तस्मिन्मां धेहि पवमानामृते लोके अक्षित इन्द्रायेन्द्रो परि स्रव ॥ ७ ॥

म० ९, अ० ७, सू० ११२, ऋ० ७.

હે પવમાન-પવિત્ર કરાયલા સોમ ! જે લોકમાં સર્વ તેજ સર્વદા અવિનાશી રહે છે, જે લોકમાં આદિત્ય નામનું જ્યોતિ મૂકેલું છે તે લોક-માં-મરણ રહિત અને તેથીજ અક્ષીણ લોકમાં-મને-હું જે સોમ રસ કાઢું છું તેને-મૂક; ત્યાંથી ઉત્તમ લોકમાં મને લઈ જવા તું ઇન્દ્રને માટે સર્વત્ર પ્રસર.

સાય૦ ભા૦, ભાષા૦ કર્તા.

શરત રમી એ વાતનો નિર્ણય કરવાનું ઠર્યું. શરતમાં વાયુ પહેલો આવ્યો ને ઇન્દ્ર બીજો આવ્યો. ઇન્દ્રે સર્વથી પહેલા આવવા બહુ મન્થન કર્યું અને લગભગ જીતવાના સ્થળ આગળ આવી પહોંચ્યા એટલે એમ દરખાસ્ત કરી કે આપણે સાથે પહોંચીએ અને તમે બે તૃતીયાંશ સોમરસ લેજો. વાયુએ કહ્યું, "ના, હું એકલોજ જીતીશ." ત્યારે ઇન્દ્રે કહ્યું, "આપણે સાથે જઈએ, તમે મને એક ચતુર્થાંશ સોમરસ આપજો." આ વાત વાયુએ કબૂલ કરી અને એ રીતે બંનેએ સોમરસ વહેંચી લીધો.[1]

અર્વાચીન સમયમાં હિંદુ પ્રજા ખાનપાનમાં નિયમશીલ છે અને વેદમાં વર્ણવેલા સ્વરૂપમાં સોમની પૂજા થતી બંધ થઈ છે. તોપણ ચન્દ્રની સાથે હજી એ નામ ચન્દ્રમાને આપવામાં આવે છે.[2] પાછલા વેદમન્ત્રોમાં સોમ શબ્દ બે અર્થમાં વપરાય છે—માદક રસપાનના દેવના અર્થમાં કે રાત્રીના અધિપતિ ચન્દ્રના અર્થમાં. રાત્રીના અધિપતિનું છૂપી રીતે ભૂલથાપ-દેવાનું સ્વરૂપ આનું કારણ હોઈ શકે. વેદના એક મન્ત્રમાંથી આ વિચારને પુષ્ટિ મળે છેઃ—

"સૂર્યનો સ્વભાવ અગ્નિ જેવો ને ચન્દ્રનો સોમ જેવો છે." વળી ચન્દ્રના પ્રકાશિત ડાઘાઓમાં અમૃત છે એમ ધારવામાં આવતું; અને દેવો એ છુપા રસનું પાન કરે માટે વિષ્ણુના વાહન (મનુષ્યાકારના કલ્પિત પક્ષી) ગરુડને તે લેવા મોકલ્યો હતો.

એમ વર્ણવવામાં આવે છે કે આ દેવને ૩૩ પત્નીઓનું સુખ હતું. એ પ્રજાપતિની પુત્રીઓ હતી. ઘણી પત્નીવાળા પૂર્વના રાજાઓને હાલ જે દુઃખ પડે છે તેવુંજ દુઃખ એને વેઠવું પડયું. તેનાથી બધી સ્ત્રીઓ સાથે સમતાથી વર્તી શકાયું નહિ. તેણે રોહિણી પ્રત્યે

૧ મૂરકૃત 'મૂળ સંસ્કૃત ગ્રન્થના વચન,' અં૦ ૫, પૃ૦ ૧૪૪.

૨. અથર્વવેદ ૧૧. ૬–૭. "સોમદેવ, જેમને તેઓ ચન્દ્ર કહે છે તે મને મુક્ત કરે."

ખુલ્લી રીતે વિશેષ ભાવ દર્શાવ્યો. આ ઉપરથી બાકીની બત્રીસ પત્નીઓ પોતાના પિતા પાસે ગઈ અને પતિની આવી વર્તણુક માટે ખૂબ ફરિયાદ કરી. સોમે તેમને પાછાં આવવા પ્રાર્થના કરી. હવે પછી બધી સ્ત્રીઓ પ્રત્યે હું સરખી માયા દર્શાવીશ એવું વચન આપો તોજ આવીશું એમ તેમણે કહ્યું. તેણે તેમ કરવા અત્યન્ત આતુરતાથી વચન આપ્યું; પણ ફરી એક વાર રોહિણીની ઉત્કૃષ્ટ કાન્તિને લીધે તે પોતાના નિશ્ચયથી ડગ્યો. પછી સોમ શિક્ષા તરીકે ક્ષયના રોગથી પીડાયો; અને હિંદુઓ એની કલાની વધઘટનું આજ કારણ આપે છે.

મુંબઈ ઇલાકામાં ચન્દ્રની કળાના ફેરફારનું એક વિચિત્ર કારણ પ્રચલિત છે. એક દિવસ ગણપતિ પોતાના વાહન ઉંદર ઉપરથી પડી ગયા. આ વિચિત્ર દેખાવ જોઈ ચન્દ્રને હસવું આવ્યા વિના રહ્યું નહિ. ક્રોધી દેવે એને શિક્ષા કરવા માટે એવી પ્રતિજ્ઞા કરી કે હવે કોઈ ચન્દ્રનું દર્શન નહિ કરે. ચન્દ્રે ક્ષમા યાચી, ત્યારે શાપ ઓછો કરવામાં આવ્યો. અમુક ઋતુમાંજ એને એ શિક્ષા ભોગવવી પડશે એમ નક્કી થયું.

દેવોના આચાર્ય બૃહસ્પતિની સ્ત્રી તારાનું હરણ કરવાનું તહોમત સોમના પર મૂકવામાં આવે છે. તેના પતિએ સ્ત્રીને શિક્ષા કરી કે તું પત્થર બન અને ચન્દ્ર ઉપર પોતાના પગનો જોડો માર્યો. આથી તેની સપાટી પર કાળો ડાઘ પડી ગયો. ચન્દ્રના પર કલંક દેખાય છે તેનું આ કારણ છે. બીજા હિંદુઓ એમ કહે છે કે ચન્દ્રમાં એક સસલું રહે છે. છોકરાં વારંવાર કહે છે કે તેમાં એક ઘરડી સ્ત્રી બેઠી બેઠી રેંટીઓ ફેરવે છે.

દસ ઘોડાએ ખેંચેલા ત્રણ પૈડાંના રથમાં બેઠેલા એક શ્વેત મનુષ્ય તરીકે સોમને દર્શાવવામાં આવે છે. તે જમણે હાથે આશીર્વાદ દે છે, પણ તેના ડાબા હાથમાં એક ડાંગ હોય છે. ખરેખર, આ એક

રૂપક છે. હાલ તેની પૂજા સૂર્ય અને અન્ય ગ્રહોની સાથેજ કરવામાં આવે છે.

કપાળ પર શિવ અર્ધ ચન્દ્ર ધારણ કરે છે, તેનું કારણ નીચે પ્રમાણે આપવામાં આવે છેઃ—

સોમ અથવા ચન્દ્ર દેવ પોતાની માનીતી સ્ત્રી રોહિણી સાથે પૃથ્વી પર ફરવા નીકળ્યો હતો અને અજાણતાં તેઓ શિવની સ્ત્રી ગૌરીના વનમાં પેઠાં. કહે છે કે એક વખત શિવ પોતાની પત્ની સાથે વિલાસ કરતા હતા તે સ્થળે કેટલાક માણસ એકાએક આવી પહોંચ્યા હતા તેથી શિવે તેમને શાપ દીધો હતો કે તમે સ્ત્રીઓ થઈ જાઓ. ત્યાર પછી જે મરદો આ વનમાં દાખલ થતા તે બધા સ્ત્રી બની જતા, એવી એ વનની શક્તિ કાયમ રહી હતી. આ કારણથી ચન્દ્ર એકદમ સ્ત્રી બની ગયો અને એ ફેરફારથી તેને એટલું બધું દુઃખ લાગ્યું અને શરમ આવી કે તે એકદમ છેક પશ્ચિમમાં ગયો અને રોહિણીને આકાશમાં પોતાની જગાએ મોકલી. તે એક પહાડમાં સંતાઈ બેઠો, તે પાછળથી સોમગિરિ કહેવાયો. ત્યાં તેણે અતિશય સખ્ત તપ કર્યું. પછી દુનિયામાં દરરોજ રાતે અંધારૂં ફેલાયું, પૃથ્વીનાં ફળો નાશ પામ્યાં, અને આખું વિશ્વ એવા ભય ને સંકટમાં આવ્યું કે બ્રહ્માને મોખરે કરી દેવો શિવની મદદ માગવા ગયા. શિવે ચન્દ્રને પોતાના કપાળ પર ધારણ કર્યો કે તરતજ તેણે પોતાની પુરુષજાતિ પ્રાપ્ત કરી અને એ પરથી શિવ ચન્દ્રશેખર ( ચન્દ્ર જેનો મુગટ છે એવા ) કહેવાય છે. આ વાર્તાની સમજુતી એવી અપાય છે કે રોહિણી નક્ષત્રમાં ચન્દ્ર હોય છે ત્યારે દક્ષિણ પર્વતોની પાછળ ગૂમ થતો દેખાય છે. ”[૧]

‘ ઉત્તર હિંદુસ્તાનનો લોકપ્રિય ધર્મ અને લોક વાર્તા ’ નામના પોતાના પુસ્તકમાં મિ. કુક ચન્દ્ર વિષે એક રસિક નોધ આપે છે —

૧ મૂરકૃત ‘ હિંદુ સર્વદેવ, ’ પૃ૦ ૨૯૦.

"રોગના સંબંધમાં ચન્દ્ર કેટલાક ખાસ ધર્મ બજાવે છે. ચાંદનીમાં એકઠાં કરેલાં મૂળીઆં અને ઔષધિઓ વિશેષ ફળદાયક થાય છે. શેકસપીઅરના વિચારને આ આબેહૂબ મળતું આવે છે; કેમકે જેસિકા કહે છે કે—

'આવી રાતે મીડીઆએ જાદુ ઔષધિ એકઠી કરી કે તેથી વૃદ્ધ ઈસનમાં નવું બળ આવ્યું.'

વળી લર્ટીસ "ચાંદનીમાં અસરકારક થાય એવી બધી ઔષધિમાંથી એકઠા કરેલા" ઝેર વિષે કહે છે. કૃષ્ણ પક્ષમાં, એટલે ચન્દ્ર ક્ષય પામતો હોય છે ત્યારે, માણસને ગમે તે રોગ થયો હોય તે ઓછો થવા તરફ વલણ છે એમ લોકમત ઘણું સામાન્ય છે. માબાપોને વારંવાર ઘી, દૂધ, કે પાણીમાં ચન્દ્રનું પતિબિમ્બ જોવાનું કહેવામાં આવે છે. એમ કરવાથી રોગની શાન્તિ થાય છે. ઘણે ભાગે કોઢ અને બીજા એવા રોગોમાં આ પ્રમાણે કરવામાં આવે છે.

આ બધા લાભો છતાં ચન્દ્રની ખાસ પૂજા નહિ જેવી રહી છે. એની મૂર્તિ ઊભી કરવામાં આવે છે, ત્યારે સાધારણ રીતે તે સૂર્યનારાયણની મૂર્તિની સાથે હોય છે. બંગાળા ને બિહારમાં ચન્દ્રપૂજા સર્વથી વિશેષ લોકપ્રિય છે.

# પ્રકરણ ૭મું



## મરણ પામેલાંનો ન્યાય ને શાસન કરનાર યમદેવ

"પૃથ્વી પર જે સત્કર્મ તેં કર્યાં છે તેને, દરેક યજ્ઞને, દરેક પવિત્ર કાર્યને તેનો યોગ્ય બદલો ત્યાં મળશે. કોઈ ઉચિત કાર્ય ભુલાશે નહિ.

તે સુંદર રાજ્યો જ્યાં દિવસો–વાદળાંવિનાના–પ્રકાશયુક્ત હોય છે, જ્યાં યમ દરેક આનન્દ પૂરો પાડે છે, અને જ્યાં દરેક તૃષ્ણા સંતુષ્ટ થાય છે, ત્યાં તારૂં સુખ અવિનાશી થશે."

ડૉ. મૂરકૃત 'મૂળ સંસ્કૃત ગ્રન્થનાં વચન,' પૃ૦ ૩૨૭.

આ દુનિયામાં જન્મેલા પ્રથમ માનવીઓ (મૃત્યુને આધીન પુરુષો) સૂર્ય દેવનાં છોકરાં હતાં. તેઓ યમ (રોમન લોકોના પ્લૂટોને મળતો હિંદુ દેવ) અને તેની બેન યમુના (યમી, જમના નદી) તરીકે પ્રસિદ્ધ હતાં. યમ સર્વથી પહેલો જન્મ્યો હતો તેમ મરણ પણ સર્વથી વહેલો પામ્યો.[1] તેણે પર લોકનો માર્ગ શોધી

[1] મૅક્સ મ્યૂલર એમ સૂચવે છે કે હિંદુઓના યમરાજાના મૂળનું અનુમાન તે વિવસ્વતનો એટલે સૂર્યનો પુત્ર હતો તે પરથી થઈ શકે એવું છે. સૂર્ય દરરોજ અસ્ત પામે છે અથવા વિનષ્ટ થાય છે એમ ધારવામા આવે છે; પૂર્વથી પશ્ચિમ સુધી જીવનમાર્ગે જનાર એ પહેલોજ હતો–એ પ્રથમજ મર્ત્ય હતો. આપણો માર્ગ પૂરો થાય છે અને આપણો સૂર્ય છેક પશ્ચિમમા આથમે છે એ બતાવનાર એ પહેલોજ હતો. પિત્રીઓ ત્યા યમની પાછળ ગયા; ત્યા તેઓ એની સાથે આનન્દ મહાલતા બેસે છે; અને એના દૂતો (દિવસ ને રાત) આપણને શોધી કાઢશે ત્યારે આપણે પણ ત્યા જઈશું..................એમ કહે છે કે યમે વેગવાળા વહેળા ઓળંગ્યા છે, ઘણાને માર્ગ દર્શાવ્યો છે, અને આપણા પિત્રીઓ જે માર્ગ ઓળંગીને ગયા તે માર્ગ તેણે પ્રથમ જાણ્યો હતો.

કાઢયો તેથી પ્રેતોને–મરણ પામેલાંને રક્ષિત કરેલા નિવાસસ્થાનમાં દોરવી લઈ જવાનો ભયંકર અધિકાર વેદમાં તેને સોંપવામાં આવે એ સ્વાભાવિક છે. આ અધિકાર પરથી એની પછીના અધિકાર પર જવું એ એકજ પગથીઉં છે. એ પ્રેતોનો ઉપરિ અધિકારી થાય છે. એ દરબાર ભરીને ન્યાયાધીશ તરીકે સભાનો અધ્યક્ષ થાય છે ત્યારે ન્યાયસભાના બધા દબદબા સાથે એ કામ કરે છે. દફતર સાચવનાર અધિકારી તરીકે એની પાસે ચિત્રગુપ્ત છે, તે પોતાના અગ્ર–સંધાની નામના મોટા દફતરમાંથી માણસની જિંદગીનો હેવાલ વાંચે છે. ત્યાર પછી દફતરે નોંધાયલા પુણ્યપાપમાં જે અધિક હોય તે પ્રમાણે યમ તેને માટે ફેંસલો આપે છે અને પ્રેતોનો આત્મા, સુખી આત્માઓના સ્થાન, સ્વર્ગમાં જાય છે કે તેનો ગુનો નાનોમોટો હોય તે પ્રમાણે હિંદુઓ જે એકવીસ નરક માને છે તેમાંના એકમાં તેને મોકલે છે, અથવા પોતાનું ભવિષ્ય નક્કી કરવા માટે તેને તરતજ પૃથ્વી પર મોકલી અન્ય યોનિમાં જન્મ આપવામાં આવે છે.

મરણસમયે હિંદુઓ કેટલીક વખત એવી કલ્પના કરે છે કે યમના દૂતો ભયંકર રૂપ ધારણ કરીને અમને લઈ જવા આવે છે. મરી જાય છે એટલે સર્વના આત્મા લાગલાજ યમ પાસે જાય છે. એ મુસાફરી કરતાં ચાર કલાક ને ચાળીસ મિનિટ લાગે છે, તેથી એટલો વખત ગયા પહેલાં શબને અગ્નિસંસ્કાર કરી શકાતો નથી. પ્રેતનો આત્મા યમના નિવાસસ્થાનમાં આવે છે કે તરતજ તેનો ન્યાય કરવામાં આવે છે. ત્યાં જવાનો માર્ગ જોખમભરેલો છે. રસ્તામાં કર્બુર (કાબરચિત્રો) અને શ્યામ (કાળો) નામનાં કઠતાં ધરાય નહિ, એવા બે કુતરા ચાર આંખ ઉઘાડી, દાંત પીસી, અને નસકોરાં પહોળાં રાખી ચોકી કરે છે. પ્રેતના આત્માને એવી સલાહ આપવામાં આવે છે કે તારે જેમ બને તેમ જલદી એ કુતરાઓને વટાવી દેવા. એમ કહે છે કે એ કુતરા યમના કિંકર તરીકે મનુષ્યોમાં ભટકે છે અને બેશક તેમનો હેતુ, માટીનું ખોળીઉં તજી દઈ જ્યાં આત્માએ જવાનું છે તે યમપુરીમાં પોતાના શેઠની પાસે તેને લઈ જવાનો છે.

દસ્તાવેજ નોંધનાર-ચિત્રગુપ્ત ઉપરાંત યમની પાસે પોતાની આજ્ઞાનો અમલ કરવા સારૂ ચંડ અને કાળપુરુષ નામના બે સેવકો છે. એના જાસુસો-રોજ ખિજમતમાં રહેનારા નોકરો-યમદૂતો પ્રેતના આત્માઓને લઈ આવે છે અને સભાગૃહને બારણે વૈધ્યટ નામનો ચોકીદાર બેસે છે.

મરી ગયલાનો ન્યાય થયા પછી તેનું શું થાય છે? સાર હિંદુના ભવિષ્ય વિષે નીચે પ્રમાણે હકીકત આપેલી છે:—સર્વ દુષ્ટ અને અસંપૂર્ણ વસ્તુઓને પોતાની પાછળ પૃથ્વી પર મૂકીને, દેવલોકના જેવો પ્રકાશ પામી, વિમાનમાં બેસી કે પાંખ ધારણ કરી, પિતૃઓ જે માર્ગે ગયા હતા તે માર્ગે તે સ્વર્ગમાં-પ્રથમ સ્વર્ગલોકમાં-જાય છે. ત્યાં તે પોતાનું પૂર્વ શરીર સંપૂર્ણ અને કીર્તિમન્ત રૂપમાં પ્રાપ્ત કરે છે, યમની સાથે આનન્દમાં રહેતા પૂર્વજોને મળે છે, તેની પાસેથી આનન્દમાં રહેવાનું સ્થાન મેળવે છે, અને ત્યાં વધારે સંપૂર્ણ જીવન નિર્ગમન કરવા માંડે છે. એ જીવન દેવોની પાસે અને તેમને સુખ પૂરાં પાડવામાં-તેમની આજ્ઞા ઉઠાવવામાં ગુજારવામાં આવે છે.[1]

આ પરલોકમાં પતિ પત્ની સાથે, છોકરાં માબાપ સાથે, અને ભાઈ બેન સાથે ભેગાં થાય છે. તેઓ પૃથ્વી પરની જિંદગીની સર્વ મોજમઝા અહિં ભોગવે છે અને તેનાં દુઃખ, દિલગીરી, અને નબળાઈમાંથી મુક્ત રહે છે. આમાં દેવો પણ ભાગ લે છે અને સર્વ મળીને આનન્દની સ્થિતિમાં રહે છે.

ઋગ્વેદમાં નીચેનું સૂક્ત છે:—

મહાન્ રાજા યમને હવિ અને સન્માન આપો. તે પ્રેતોનો પ્રથમ માનવી હતો, મૃત્યુના વેગવાળા ખળખળ વહેતા વહેળામાં ઝંપલાનારો પ્રથમ હતો, સ્વર્ગનો માર્ગ દર્શાવનાર પ્રથમ હતો, અને તે પ્રકાશમાન સ્થળમાં અન્યોનો સત્કાર કરનાર પણ પ્રથમ હતો. હે રાજન્! આ

૧ મૂરકૃત 'મૂળ સંસ્કૃત ગ્રન્થના વચન,' પૃ૦ ૩૦૨.

પ્રમાણે અમારે માટે તેં પ્રાપ્ત કરેલા નિવાસસ્થાનમાંથી અમને કાઢી મૂકવાની કોઈની શકિત નથી; અમે આવીએ છીએ. જે જે જન્મ પામ્યાં છે તેને તેને મૃત્યુ વળગેલુંજ છે; જે માર્ગે તું ગયો છે તે માર્ગે તેને જવાનું છેજ–એજ માર્ગે દરેક મનુષ્યજાતિ લાંબા વખત થયાં એક પછી એક ગઈ છે અને અમારા પૂર્વજો પણ ગયા છે. હે પૃથ્વી ! તારા હાથ પહોળા કર, નમ્ર સ્પર્શ અને સ્નેહાળ સ્વાગતથી પ્રેતોનો સત્કાર કર, અને જેવી રીતે માતા પોતાના વહાલા છોકરાને સુંવાળા કપડામાં ઢાંકી દે છે તેમ તું તેને પ્રેમથી ઢાંકી દે. પ્રેતોના આત્મા ! તું જા, માર્ગે જતાં બીતો મા; એજ પ્રાચીન માર્ગે પૂર્વજો ગયા છે. ઊંચે જા એટલે તું યમદેવને મળીશ અને તેમની સાથે આનન્દમાં રહેતા તારા પૂર્વજોને મળીશ. ચાર આંખવાળા કાબરચિત્રા કુતરાઓ પ્રેતો માટે ચોકી કરે છે તે ચોકીદારોને વટાવતાં બીતો મા. હે આત્મા ! તું તારે ઘેર પાછો જા. તારાં પાપ અને શરમ ઉપજાવનારાં કૃત્યો તું તારી પાછળ પૃથ્વી પર મૂક, પ્રકાશમાન રૂપ ધારણ કર. એ રૂપ તારૂં પોતાનું પ્રાચીન રૂપ છે અને તે સંસ્કારી અને સર્વ કલંકોથી મુક્ત છે. "[1]

---

૧. ઋગ્વેદ ૧૦. મોનિઅર વિલિઅમ્સે કરેલું ભાષાન્તર.

સૂક્તની સંખ્યા આપી છે. ૧૦મા મંડળની કેટલીક ઋચાઓ નીચે આપી છે—

परेयिवांसं प्रवतो महीरनु बहुभ्यः पन्थामनुपस्पशानम् ।
वैवस्वतं संगमनं जनानां यमं राजानं हविषा दुवस्य ॥ १ ॥

म० १०, अ० १, सू० १४, ऋ० १.

હે મારા અન્તરાત્મા કે યજમાન ! તું પિતૃઓના સ્વામી યમની પુરોડાશ આદિ હવિથી પરિચર્યા કર. કેવા યમની ? પ્રકૃષ્ટ કર્મવાળા, પુણ્ય કરનાર પુરુષને મરણ પછી તેમના ભોગને યોગ્ય ભૂપ્રદેશોમાં લઈ જનાર, તેમજ બહુ, સ્વર્ગકામી, પુણ્યશાલીને સ્વર્ગના ઉચિત માર્ગનો બાધ ન કરનાર ( પાપીઓને સ્વર્ગમાર્ગનો બાધ કરી નરકમાં લઈ જાય છે,

આ મૃત્યુલોકમાં—પૃથ્વી ,પરના જીવનમાં—જુદા જુદા દેવોની ભક્તિ તરફ મન વળ્યું હોય તે પ્રમાણે પ્રેત પુરુષના આત્મા હિંદુ-શાસ્ત્ર પ્રમાણે પાંચ મુખ્ય સ્વર્ગલોક પામે છે તેની યાદી નીચે આપી છેઃ—

---

પુણ્યવાનને નહિ એવો અર્થ છે ), વિવસ્વતના-સૂર્યના પુત્ર, અને પાપી-ઓને પહોંચવાના સ્થાનરૂપ.

यमो नों गातुं प्रथमो विवेद नैषा गव्यूतिरपभर्तवा उ ।

यत्रा नः पूर्वे पितरः परेयुरेना जज्ञानाः पथ्याइ अनु स्वाः ॥२॥

સર્વથી મુખ્ય યમ આપણું શુભાશુભ નિમિત્ત જાણે છે. અતિશય જ્ઞાનના યોગથી યમનો એ માર્ગ કોઈથી હરી શકાય એમ નથી. જે માર્ગે આપણા પૂર્વ પિતૃઓ ગયા છે, એજ માર્ગે જનારા સર્વે જન્મેલા પોતાના કર્મને અનુસરતી ગતિ પામે છે.

प्रेहि प्रेहि पथिभिः पूर्व्येभिर्यत्रा नः पूर्वे पितरः परेयुः ।

उभा राजाना स्वधया मदन्ता यमं पश्यासि वरुणं च देवम् ॥७॥

જે સ્થાનમાં અમારા પૂર્વ પિતૃઓ—પિતામહ આદિ ગયા છે, અનાદિ કાળથી ચાલતા માર્ગોએ, હે પિતઃ, તે સ્થાનમા તું જા. જઈને સ્વધાથી-અમૃતાન્નથી તૃપ્ત થતા બને રાજાને—યમ અને પ્રકાશમાન વરુણને—જો.

संगच्छस्व पितृभिः संयमेनेष्टापूर्तेन परमे व्योमन् ।

हित्वायावद्यं पुनरस्तमेहि संगच्छस्व तन्वा सुवर्चाः ॥ ८ ॥

હે મારા પિતા, અહિંથી તું ઉત્કૃષ્ટ સ્વર્ગ નામના સ્થાનમાં તારા પિતૃઓ સાથે એકઠો થા; શ્રૌત અને સ્માર્ત દાન ફળ વડે એકઠો થા. તે ઇષ્ટાપૂર્ત-શ્રૌત ને સ્માર્ત દાનફળ-સાથે આવીને પાપને તજીને અસ્ત-વિદ્યમાન નામના ઘરમા આવ. પછી તેજસ્વી શરીર સાથે સંગમ પામ.

अति द्रव सारमेयौ श्वानौ चतुरक्षौ शबलौ साधुना पथा ।

अथा पितॄन्त्सुविदत्राँ उपेहि यमेन ये सधमादं मदन्ति ॥ १०॥

૧. સ્વર્ગ એ ઇન્દ્રલોક છે. અહિં ઇન્દ્રની સાથે અપ્સરાઓનું (નૃત્ય કરતી કુમારિકાઓનું) ટોળું અને ગન્ધર્વો (સ્વર્ગના ગવૈયાઓ) છે.

૨. કૈલાસ એ હિમાલયમાં છે. એ શિવલોક છે. અહિં શિવ, પોતાની પત્ની પાર્વતી, અને પુત્રો ગણેશ અને કાર્તિકેય રહે છે, અને અહિંથી એ ભૂતોનાં ટોળાને નિયમમા રાખે છે.

૩. વૈકુંઠ એ વિષ્ણુનું સ્થાન છે. એ મેરુ પર્વત પર આવેલું છે અને બધું સુવર્ણનું બનેલુ છે તેમા તળાવો છે, ત્યાં નીલ, રક્ત, અને શ્વેત કમળો તરે છે. મધ્યાહ્નના સૂર્ય જેવા પ્રકાશમાન ગજ્યા-

---

હે અગ્ને, સાધુ માર્ગે બે કુતરાઓને ઓળગીને જા. (યમના જે બે કુતરા પ્રેતને બાધક છે તેને છોડી યોગ્ય માર્ગે પ્રેતને લઈ જા એવો અર્થ છે). કેવા કુતરા છે? સરમા નામની દેવોની કુતરીના પુત્ર, ચાર આખવાળા–ઉપરના ભાગમા બીજી બે આખવાળા, કાબરચિના રગના. પછી શોભન માર્ગે ગયા પછી જે પિતૃઓ યમની સાથે હર્ષમા છે, તે સારા અભિજ્ઞાનવાળા પિતૃઓ પાસે જા.

यौ ते श्वानौ यमरक्षितारौ चतुरक्षौ पंथिरक्षी नृचक्षसौ ।
ताभ्यामेनं परिंदेहि राजन्त्स्वस्ति चास्मा अनमीवं च धेहि ॥११॥

હે રાજન્! યમ! તારા જે બે કુતરા છે તેમને આ પ્રેત રક્ષણને માટે આપ. કેવા કુતરા? યમગૃહના રક્ષક, ચાર આખવાળા, માર્ગના રક્ષક, મનુષ્યો વડે કહેવાતા (શ્રુતિ, સ્મૃતિ, પુરાણ જાણનારા પુરુષો તેમને કહે છે), તે બે કુતરાઓને આપીને એ પ્રેતને કલ્યાણ ને રોગનો અભાવ સપાદન કર.

उरूणसावसुतृपा उदुंबलौ यमस्य दूतौ चरतो जनाँ अनु ।
तावस्मभ्यं दृशये सूर्याय पुनर्दातामसुमद्येह भद्रम् ॥ १२ ॥

યમના દૂતો કુતરાઓ પ્રાણીને અનુલક્ષીને ફરે છે કેવા? દીર્ઘ નાસિકાવાળા, પાપીના પ્રાણ લઈ તેથી તૃપ્ત થતા, [illegible] બળવાન, તે કુતરાઓ સૂર્યના દર્શનને માટે આજ આ કર્મમા સમીચીન [illegible] અમને આપો.

ભાષા૦ કર્તા.

સન પર વિષ્ણુ બેસે છે. તેની જમણી બાજુએ વીજળીના ચમકારા જેવી પ્રકાશતી લક્ષ્મી બેસે છે. તે એને સર્વથી વિશેષ પવિત્ર દેવ માને છે (દુર્ભાગ્યે એ પવિત્રતા તેના કૃષ્ણાદિ અવતારોમાં પ્રકાશતી નથી).

૪. ગોલોક એ કૃષ્ણનું સ્વર્ગ છે. એ ગોલોકમાં એ રહે છે. એ રત્નથી સુવિભૂષિત છે. એના હાથમાં વાંસળી છે. ગોપ અને ગોપીઓ–ગાયના ભરવાડ અને ભરવાડણો એનાં સોબતી છે.

૫. બ્રહ્મલોક એ બ્રહ્માનું સ્વર્ગ છે. હાલ તેની પૂજા નહિ જેવી છે તેથી એ વિષે વધારે કહેવાની જરૂર નથી."[1]

યમરાજા ન્યાય કરે છે ત્યાર પછી દુષ્ટોની દશા થાય છે તે હિંદુઓના ધર્મશાસ્ત્રોમાં સ્પષ્ટ રીતે સમજાવી છે. યમ માત્ર ન્યાયાધીશ નથી. જે અનેક નરકો પાપીઓને ભોગવવાં પડે છે તેનો એ રાજા છે. તે દક્ષિણ દિશાનો પાલક દેવ છે. એ દિશાએ નરકની શિક્ષા પામે છે તેમને રહેવું પડે છે. વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે "ઘણાં ઘોર નરકો છે, યમના એ ભયંકર પ્રાન્તો છે, રિબાવવાનાં હથિયારો, અગ્નિ આદિ યાતનાઓથી એ ભયંકર છે." જેમને નરકમાં નાખે છે તેમને એ યાતનાઓ–ભયંકર વેદનાઓ સહન કરવી પડે છે એમ હિંદુઓ દૃઢતાથી માને છે, એમાં બીલકુલ શક નથી. ઋગ્વેદમાં માત્ર એક નરક વર્ણવેલું છે. એ અન્ધારાથી ભરેલી જગા છે, પણ રિબાવવાની જગા નથી. આપણે વાંચીએ છીએ કે "તે જ્ઞાનપૂર્વક સર્વ પ્રાણીઓને જુએ છે. તે તિરસ્કારાયલા અને અધર્મિષ્ઠોને નરકમાં નાખે છે" (૯. ૭૩).[2] પણ બ્રાહ્મણગ્રન્થોમાં નરકનું વર્ણન એક

૧ સ્ટૅકરફૂત 'આર્સિનલ' (દારૂખાનું), પૃ. ૨૧૦.

૨ पितुर्मा॒त्दुर॒ध्यायै सम॑र्स्वरन्नृ॒चा शोच॑न्तः स॒न्दह॑न्तो अव्र॒तान्। इन्द्र॑द्विष्टा॒मप॑ धमन्ति मा॒यया॒ त्वच॒मसि॑क्नीं॒ भूम॑नो दि॒वस्परि॑॥५॥

म० ९, अ० ५, सू० ७३, ऋ० ५

શિખાવવાના સ્થાન જેવું છે. મનુસ્મૃતિમાં ૨૧ નરકો ગણાવેલાં છે.[1] તામિસ્ર ( અંધકાર ), રૌરવ ( ઘોર, ભયંકર ), તપન ( બાળી મૂકનાર ), લોહશંકુ ( લોઢાના ખીલાવાળું ), ઋજીષ ( પેણી ), કુડ્મલ ( કાંટાવાળું ઝાડ ), અસિપત્રવન ( તરવારનાં પત્રવાળું વન ), કાલસૂત્ર ( લોઢાની બેડીવાળું ), વગેરે. જૂઠું બોલનારને રૌરવ નરકની શિક્ષા થાય છે. ગાયનો વધ કરનાર કે માણસને ફાંસો ઘાલનાર રોધ નરકમાં ( અટકાયવાળા નરકમાં ) પડે છે. ઘોડાનો ચોરનાર ધગધગતા લોઢાના નરકમાં પડે છે. દેવોને, પિતૃઓને, અભ્યાગતોને અન્ન આપતા પહેલાં જે દુષ્ટ પોતે ભોજન કરે છે તે, નરકમાં પડે છે અને ત્યાં તેને અન્નને ઠેકાણે થૂંક આપવામાં આવે છે. વૃક્ષ કાપનાર અસિપત્રવન નામના નરકમાં પડે છે, વગેરે. આ ગણત્રીમાં તમને માલમ પડશે કે શિક્ષા ગુનાને બરાબર લાયક છે.

---

પિતા ને માતામાથી–દ્યુલોક ને પૃથ્વીમાથી સોમરસના જે કિરણો અધિક પ્રાદુર્ભૂત થયા છે, તે ઋત્વિક્થી કરેલી સ્તુતિથી દીપ્તિમાન્ થઈ કર્મરહિત યજમાનોનો વિનાશ કરી ઇન્દ્રે તિરસ્કારેલી રાત્રી જેવી કૃષ્ણરૂપ ત્વચાને–રાક્ષસને, માયાથી–કર્મથી કે પ્રજ્ઞાથી વિસ્તૃત થઈ ભૂલોકથી ને દ્યુલોકથી બહાર કાઢે છે—નાશ કરે છે. સાય૦, ભાષા૦ કર્તા.

૧ तामिस्रमन्धतामिस्रं महारौरवरौरवौ । नरकं कालसूत्रं च महानरकमेव च ॥ ४ । ८८ ॥
संजीवनं महावीचिं तपनं संप्रतापनम्। संघातं च सकाकोलं कुड्मलं पूतिमृत्तिकम् ॥ ४ । ८९ ॥
लोहशङ्कुमृजीषं च पन्थानं शाल्मलीं नदीम् । असिपत्रवनं चैव लोहदारकमेव च ॥ ४ । ९० ॥

તામિસ્ર, અન્ધતામિસ્ર, મહારૌરવ, રૌરવ, નરક, કાલસૂત્ર, મહાનરક, સંજીવન, મહાવીચિ, તપન, સંપ્રતાપન, સંઘાત, કાકોલ, કુડ્મલ, પૂતિમૃત્તિક, લોહશંકુ, ઋજીષ, પથિન્, શાલ્મલી નદી, અસિપત્રવન, અને લોહદારક એ એકવીસ નરક છે. ભાષા૦ કર્તા.



વિશ્વકર્મા, હિંદુઓનો વલ્કન
( ૨ વિશ્વકર્મા જુઓ )



પ્રેતોના ન્યાયાધીશ યમરાજ પાડા ઉપર બેઠેલા છે. તે શિવના એક ભક્તને લઈ જવા ઇચ્છે છે. છેક ડાબી તરફ એ ભક્ત પથ્થરના શિવલિંગને વળગી પડેલો દેખાય છે, અને એ લિંગમાંથી પાર્વતી અને ગણપતિ સાથે શિવ બહાર નીકળી આવે છે.

ભવિષ્યપુરાણમાં યમના લગ્ન વિષે નીચેની વાત આપી છે. એક બ્રાહ્મણપુત્રી વિજયા નામની કન્યાને જોઈ તેનું મન અત્યન્ત ખુશ થયું હતું. તે કન્યાએ તેને પ્રથમ જોયો ત્યારે તેના રૂપથી તેમજ તેનું સ્વરૂપ-તે કોણ છે તે-જાણવાથી તે અતિશય બીધી હતી. આખરે તેણે તેનો ભય શાન્ત કીધો અને તે કન્યાએ તેને પરણવાનું કબૂલ કર્યું. યમને ઘેર આવ્યા પછી તેણે તેને ચેતવણી આપી કે મારા રાજ્યના દક્ષિણ ભાગમાં તું કદી નહિ જાય તો હું તને ખાતરીથી કહું છું કે તું હમેશ સુખમાં રહીશ. થોડો વખત થયા પછી તેની જિજ્ઞાસાએ તેને વશ કરી અને દક્ષિણમાં જવાની મના કરી હતી ત્યાં સપત્ની રહેતી હશે એમ ધારી તેણે તે દિશાની મુલાકાત લીધી. ત્યાં તેણે દુષ્ટ, પાપી પ્રાણીઓને કેવી રિબાવી રિબાવીને શિક્ષા કરવામાં આવે છે તે જોયું અને એ પ્રાણીઓમાં પોતાની માતાને ઓળખી તેથી તેને ઘણો ખેદ થયો. અત્યન્ત શોક થવાથી તેણે માતાને છૂટી કરવા યમની પ્રાર્થના કરી, પણ યમે કહ્યું કે જ્યાંસુધી પૃથ્વી પરનું કોઈ માનવી અમુક યજ્ઞ કરી તેનું પુણ્ય એ બાપડી પીડાતી સ્ત્રીને આપે નહિ ત્યાંસુધી એ વાત બનવી અશક્ય છે. કેટલીક મુશીબત પડયા પછી એ યજ્ઞ કરવા એક સ્ત્રી ખુશ હોય એમ માલમ પડયું અને વિજયાએ માતાને છોડવી[1] ”

મહાભારતમાં આપેલા, પતિવ્રતા સ્ત્રીની પતિભક્તિના નીચેના ઉત્કૃષ્ટ કાવ્ય ઉપરથી આપણે જાણીએ છીએ કે મૃત્યુનો ભયંકર રાજા કોઈ વાર કૃપા કરી પ્રાર્થના સાંભળે છે અને એના સ્થાનમાં આવેલાઓને પૃથ્વી પર પાછા ફરવા દે છે.

“ અશ્વપતિ રાજાની સુંદર પુત્રી સાવિત્રી, એક ઋષિકુમાર સત્યવાન્ પર આસક્ત થાય છે. પરંતુ એક ભવિષ્ય જાણનાર મુનિ તેને સત્યવાન્ પરથી ચિત્ત દૂર કરવા ચેતવે છે; કારણ કે એની દશા

૧ વિલ્કિન્સકૃત ‘ હિંદુ પુરાણ ’, પૃ૦ ૮૪.

માઠી નિર્માણ થઈ છે, અને એનું આયુષ્ય માત્ર એક વરસ લાંબું છે. તે કન્યાએ ઉત્તર આપ્યો..

"તેનું આયુષ્ય લાંબું હોય કે ટૂંકું હોય, તે સગુણ હોય કે નિગુણ હોય, મેં તેને સ્વામી તરીકે વર્યો છે ને હું બીજાને વરવાની નથી.[૧]"

તેઓ પરણ્યાં અને તે સ્ત્રીએ આ ભયંકર ચેતવણી ભૂલી જવાનો પ્રયત્ન કર્યો; પણ વરસનો છેલ્લો દિવસ પાસે આવતો ગયો તેમ તેમ તેનાથી ચિન્તા દબાવી શકાઈ નહિ. તેણે યમરાજાના નાશકારક હાથને થોભાવવાની આશાથી બને તેટલી પ્રાર્થના, તપશ્ચર્યા, યાચના, અને સ્તુતિ કરી; પણ એ બધો વખત તેનો સ્વામી પોતાનું ભવિષ્ય જાણતો ન હતો અને તેને કહેવાની તે સ્ત્રીમાં હિંમત ન હતી. આખરે તે ભયંકર દિવસનું વહાણું વાયું, એટલે સત્યવાન્ જંગલમાં લાકડાં કાપવા નીકળી પડ્યો. તેની સ્ત્રીએ તેની સાથે આવવાની રજા માગી અને બહારથી હસતી પણ અન્તઃકરણમાં ખેદ સાથે તેની સાથે ચાલી. સત્યવાને તરતજ કુહાડાના ઘા વડે વનને ગજાવી મૂક્યું; પણ તેના માથામાં એકાએક અત્યન્ત વેદનાની કમકમારી છૂટી અને પડી જવાશે એમ લાગવાથી તેણે પત્નીને બોલાવી ટેકો આપવા કહ્યું:

"પછી તેણે મૂર્છા પામતાં સ્વામીને હાથમાં લઈ લીધો અને તેના ઢળી પડતા માથાને ધીમેથી ખોળામાં મૂકી પોતે શીતલ ભૂમિ પર બેઠી. ખેદ કરતાં કરતાં તેને તે મુનિનું ભાખેલું ભવિષ્ય યાદ આવ્યું અને દહાડા અને કલાકો ગણી કાઢ્યા. એકદમ, ક્ષણવારમાં

૧ दीर्घायुरथवाल्पायुः सगुणो निर्गुणोऽपि वा ।
सकृद्वृतो मया भर्ता न ( ॥

સાવિત્રીની અડગ ભક્તિ અને દૃઢતાથી પરવશ થઈને યમે તેને જે માગ્યું તે અપવાદ કર્યા વગર આપ્યું. સાવિત્રીએ કહ્યું:—

“મહારાજ, આ વખત તમે કશાનો અપવાદ કર્યો નથી. મારા સ્વામીને જીવિત આપો. તેના વિના હું કોઈ પણ સુખ ઇચ્છતી નથી, સ્વર્ગ પણ તેના વિના મારે જોઈતું નથી. તેના વિના મારાથી જીવાશે નહિ.” યમે જવાબ દીધો, “હે પતિવ્રતે! તથાસ્તુ (તેમ થાઓ). આ હું એને પાશથી મુક્ત કરું છું,” એમ કહી તેણે પાશ વડે બાંધેલા આત્માને મુક્ત કર્યો.[1]

# પ્રકરણ ૮મું



## વેદમાં વર્ણવેલા નાના દેવો

### ૧. ઉશસ્-પ્રાતઃકાળની દેવી

હે ઉશસ્ ! જેમ કોઈ દેવું તદ્દન આપી સાફ કરી દે તે પ્રમાણે આ શ્યામ પણ જણાઈ આવે એવો અન્ધકાર અમને ગાઢ આલિંગનમાં ઢાંકી દેવા આવ્યો છે, તેને હાંકી કાઢ."

મોનિઅર વિલિઅમ્સ.

બેશક, વેદના કવિની ઉત્કૃષ્ટ કલ્પના અને અત્યન્ત સ્તુતિ અને પ્રેમનું પાત્ર પ્રાતઃકાળની દેવી, ઉશસ્ છે. તે આકાશની પુત્રી, સૂર્યની પત્ની, અને રાત્રીની બેન છે. સૂર્યના સારથિ બે અશ્વિનો તેના મિત્ર છે. વળી અગ્નિદેવ તેના પર આસક્ત છે. તે પ્રકાશમાન અને કીર્તિમન્ત અમર દેવી છે. તે સદા તરુણ છે; કેમકે દરરોજ જન્મ પામે છે. અત્યન્ત ખેદની વાત છે કે તેનું જીવન ઘણું ટૂંકું છે; કારણ કે તેનો પતિ સૂર્ય દરરોજ તેની પાછળ પડે છે. આખરે તે પાછી ફરે છે અને પોતાના ભાવીને માટે ધ્રૂજે છે; કેમકે સૂર્યના પ્રબળ આલિંગનમાં તે નાશ પામે છે[1] તોપણ તે વૃદ્ધ છે; કેમકે અસંખ્ય

---

૧. કીર્તિમન્ત-સ્વામી સૂર્યના બાહુમાં ઉશસ્ પત્નીના મરણને મળતું ગ્રીક પુરાણમાં છે. ડૅફની તરુણ ને સુંદર છે. એપૉલો તેને ચાહે છે-તે તેનાથી નાસે છે અને જેવો તે પોતાનાં ચકચકિત કિરણોથી તેને આલિંગે છે કે તે મરણ પામે છે. વેદનો કવિ -( ઋગ્વે૦ ૧૦. ૧૮૯ ) એવીજ કલ્પના દર્શાવે છેઃ—"ઉશસ્ તેની પાસે આવે છે, અને જેવો તે શ્વાસ લેવા માંડે છે, જેવો તે મહાન્ દેવ આકાશને પ્રકાશિત કરે છે કે તરતજ તે મરણ પામે છે."

સ્વિફ્ટ જેવો આધુનિક કવિ પણ દરરોજના શોકજનક બનાવનું-ઉશસ્ આકાશમાં ધસે છે, કમ્પે છે, અને પ્રકાશિત સૂર્ય એકદમ આવે

વર્ષ સુધી જીવ્યાં કરે છે. અંધકાર અને ગૂઢ, અકલિત ભાવોના પ્રદેશમાંથી પોતાના અતિદૂરગામી પ્રકાશ સાથે પાછી ફરી, દિવ્ય રથમાં બેસી તે રાત્રીના ભયને હાંકી કાઢે છે. જગતને પ્રકાશમાન કરે છે, અને તેના ખજાના સર્વને ઉઘાડા કરે છે. એનેજ લીધે, ઉંઘતાં પ્રાણીઓ જાગે છે, તરુણ પક્ષીઓ માળાઓમાંથી પાંખ ફફડાવે છે, અને માણસો પોતાનાં લાખો કામ ફરી હાથમાં લે છેઃ—

" રક્ત દેવિ ! સુવર્ણમય ઉશસ્ ! તારા દિવ્ય રથે પ્રેરેલી, તું ભલે પધારી. માતાએ શણગારેલી એક દિવ્ય કન્યાની પેઠે તું આવે છે, તું લજ્જાપૂર્વક તારૂં ગુપ્ત સૌન્દર્ય અમારાં સ્તુતિ કરતાં નેત્રો આગળ ખુલ્લું કરે છે. અથવા તો તું એક પત્નીની પેઠે આવે છે, તે પોતાના સ્વામી આગળ પોતાનું સર્વ સૌન્દર્ય જાણીતા અભિમાન સાથે પ્રકટ કરે છે અને જેમ જેમ તે પતિ પ્રેમની દૃષ્ટિ પ્રેરે છે, તેમ તેમ દરેક આવતી સવારે વધારે નવીન અને સુંદર થાય છે. સેંકડો વર્ષ થયાં તારૂં જીવન ચાલ્યું જાય છે, તોપણ તું હજી એવીજ તરુણ છે. જે સર્વ શ્વાસ લે છે ને જીવે છે તે અને લાખો

છે કે તરતજ નષ્ટ થાય છે, એ બનાવતું-પોતાની કવિતામાં નીચે પ્રમાણે સંભારણું રાખે છે—" જ્યારે સૂર્ય પોતાના વહ્નિ જેવાં ચળકતા કિરણોથી તેની પાછળ જાય છે ત્યારે તેને લાજ આવે છે અને જલદી જતી રહે છે. "

अन्तश्चरति रोचनास्य प्राणादपानती । व्यख्यन्महिषो दिवम् ॥

મ૦ ૧૦, અ૦ ૧૨, સૂ૦ ૧૮૯, ઋ૦ ૨.

આ સૂર્યની દીપ્તિ શરીરમધ્યે મુખ્ય પ્રાણસ્વરૂપે ફરે છે. શું કરતી? નાડીમાંથી વાયુનું ઉપર જવાનું ને નીચે જવાનું કાર્ય કરે છે. અથવા તો અન્તઃ-એટલે દ્યાવાપૃથિવીની વચ્ચે આ સૂર્યની દીપ્તિ જાય છે. શું કરતી? ઉદયની પછી સાયંકાલે અસ્ત પામતી. એવી દીપ્તિથી યુક્ત, તે કારણથી મહાન્ એવો સૂર્ય અન્તરિક્ષ પર ઉદય ને અસ્તના સમયની વચ્ચે પ્રકાશ પાડે છે. સાય૦, ભાષા૦ કર્તા.

લાંબાં થઈને સુતેલાં પ્રાણીઓ દરરોજ, જાણે મરણમાંથી જાગે છે તે સર્વનો તું પ્રાણ ને જીવન છે. તું પક્ષીઓ પાસે માળામાં પાખ ફફડાવરાવે છે અને ઉદ્યોગથી પોતાની દરરોજની ફરજ બજાવવા, પોતાનાં નીમેલાં કામો કરવા, દ્રવ્ય, મોજ, કે કીર્તિ સારૂ પરિશ્રમ કરવા મનુષ્યોને જગાડે છે. ”

## ૨ સૂર્યના સારથિ, અશ્વિનો

આ બે જોડીઆ દેવો સૂર્યના સારથિ છે. તેમને હમેશ તરુણ ને કાન્તિમાન્, ચકચકિત અને કીર્તિમન્ત તરીકે દર્શાવવામાં આવે છે. તેઓ પોતાના ઘોડા પર સવાર થાય છે અને પ્રાતઃકાળના–ઉશસ્‌ના અગ્રેસર છે. “ પ્રાતઃકાળના સવારમાં તેઓ સર્વથી વહેલા પ્રકાશના લાવનારા છે. તેઓ પ્રાત.કાળ પહેલાં, વાદળાંમાં રહી જલદી આગળ આવે છે અને પ્રાતઃકાળને માટે માર્ગ કરે છે ” ( રૉથ ). તેમનો ચાબખો પ્રકળ પર મધ નાખે છે એમ કહે છે. તેઓ દુઃખીને આશ્રય આપે છે. જે સ્થળોએ જાદુઈ શક્તિવાળો સોમનો છોડ ઊગે છે તે સ્થળો તેઓ દેવોને પ્રકટ કરે છે. વેદો પર ટીકા કરનાર યાસ્કનો એવો મત છે કે તેઓ અન્ધકારમાથી પ્રકાશમાં જવાનો સક્રાન્તિકાળ દર્શાવે છે. એ વખતે બને પરસ્પર ભેગા થવાથી એ દેવોના જોડીઆ હોવાના સ્વરૂપથી દર્શાવાતું છૂટું ન પાડી શકાય એવું સુગમ બને છે.”

બીજું કામ તેઓ એ કરે છે કે દેવોના નિવાસસ્થાન સ્વર્ગમાં તેઓ વૈદ્ય છે. સ્વર્ગના દેવોને વૈદ્યની જરૂર છે એ નવાઈની વાત છે! તેઓ રોગીને સાજા કરવાની પ્રવૃત્તિ માત્ર સ્વર્ગમાંજ કરતા નથી, દુનિયા પર ભટકી રોગો મટાડવામાં તેઓ આનન્દ માનતા હતા. કરોચળી વળીને છેક ઘરડા ખખ થઈ ગયલા અને કુટુંબે છોડી દીધેલા ચ્યવનને તેમણે કેવી રીતે સારા કર્યા તે વિષે નીચે આપેલી વાર્તા કહેવાય છે–એક ઋષિના ( બ્રહ્મર્ષિના ) પુત્રોએ તેને રસ્તા પર ઊંધે મ્હોંએ પડેલો જોઈ એમ ધાર્યું કે તે મરી ગયો છે. તેથી તેમણે

તેના પર પત્થર માર્યા. તેમના આ વર્તન માટે પિતાને-ઋષિને ઘણી દિલગીરી થઈ. પોતાની પુત્રી સાથે તેની પાસે આવી પુત્રનાં આચરણ માટે માફી માગી અને શાન્ત કરવા તે નિર્બળ વૃદ્ધ પુરુષને પોતાની પુત્રી આપી. આ પ્રમાણે તે તેની સ્ત્રી થઈ. અશ્વિનોએ આ સુંદર કન્યાને જોઈ અને તેને માટે તૃષ્ણા થઈ તેથી પૂછ્યું, "તારી પાસે આ ઘરડો ખખ થઈ ગયલો, કરોચળી વળી ગયલો કોણ છે? એને છોડી અમારી સાથે ચાલ." તેણે જવાબ દીધો કે જ્યાંસુધી એ જીવશે ત્યાંસુધી હું એનો ત્યાગ નહિ કરૂં; કેમકે પિતાએ મને એની સાથે પરણાવી છે. પછી તેઓ બીજી વાર આવ્યા. સ્વામીની સૂચનાને અનુસરી તેણે કહ્યું, તમે જાતે અપૂર્ણ છો ને મારા સ્વામી વિષે તિરસ્કારથી બોલો છો! તેમણે તેને આગ્રહપૂર્વક અર્થ સ્પષ્ટ કરવા કહ્યું. છેવટે, અમે તારા સ્વામીને પાછો જુવાન બનાવીશું એવું વચન આપ્યું ત્યારે તેઓ કેવી રીતે અપૂર્ણ છે તે સમજાવવાનું તેણે કબૂલ કર્યું. પછી તેમણે કહ્યું, તારા સ્વામીને એક તળાવમાં સ્નાન કરાવ; એથી તેની જુવાની પાછી આવી અગાઉ જેવી શક્તિ આવશે. તે સ્ત્રીએ તેમને કહ્યું કે તમે અપૂર્ણ છો; કેમકે થોડા વખત પર એક યજ્ઞ થવાનો છે તેમાં તમને અન્ય દેવોની સાથે બોલાવ્યા નથી. અશ્વિનો યજ્ઞસ્થાને ગયા અને યજ્ઞમાં ભાગ લેવાની યાચના કરી; પણ દેવોએ તેમને મના કરી; કારણ કે વૈદ્ય તરીકે તેઓ મનુષ્યોમાં ભટકી તેમના રોગો સારા કરે છે અને તેટલા માટે અસ્વચ્છ છે. તેમણે તકરાર કરી કે અમારૂં કામ જરૂરનું છે. છેવટે તેમને સ્વચ્છ કરી યજ્ઞમાં ભાગ લેવા દીધો.[1]

### ૩. વિશ્વકર્મા ( ત્વષ્ટા ), હિંદુઓનો વલ્કન

વિશ્વની રચના કરનાર અને દેવોનો દેવ શિલ્પકાર વિશ્વકર્મા છે. રોમન લોકોમાં એને મળતા દેવને વલ્કન કહે છે. એણે સ્વર્ગનાં હથિયારોના આકાર બનાવ્યા છે. ઇન્દ્રનું વજ્ર અને અગ્નિનો લોઢાનો

૧ મુર પૃ. ૨૫૦.

સમજે છે અને તે રીતે તેમની પૂજા કરે છે. હિબક્-કુકે અન્ય પ્ર
માટે જે કહ્યું છે તે હિંદુસ્તાનના આજના કારીગરને લાગુ પડે છે

" તેઓ પોતાની જાળમાં બળિદાન આપે છે અને અંકુશ ધૂપ બાળે છે; કારણ કે એથી તેમને વિશેષ પ્રાપ્તિ થાય છે અને પુ માંસ મળે છે. "

આ વિચિત્ર રિવાજ વેદના સમયના આર્ય લોકોને જાણી હતો; અને અથર્વ વેદમાં, યજ્ઞનાં કામો માટે દૂધ અને અ પ્રવાહીઓને ઉકાળવા સારૂ નાળચાવાળી દેગડીની આ પ્રમાણે પૂજા કરાય છે:—

" શક્ર ( બળવાન્ ) ની પેઠે તે ત્રણ રસ્તા માપે છે. દુનિયાઓને—જે થઈ ગઈ તેને ને થશે તેને—માપીને તે દ્રવને કરવાનું કાર્ય કરે છે. મનુષ્યોમાં ઇન્દ્ર તરીકે જન્મી છે તેથી તપાવેલી અને પ્રકાશતી દેગડી કામ કરે છે. જેના પર યજ્ઞના અધિપતિનો કે યજ્ઞનો અધિકાર નથી, જેના પર આપનાર કે સ્વીકારનારનો અમલ નથી, જે સર્વનું જેતા, સર્વનું પોષક, અને સર્વ ઉદ્યોગ કરનાર છે, તે કયું ચોપગું છે તે, હે દેગડી ! અમને કહે. "[૧]

વળી આર્ય લોકો **યજ્ઞની કડછીઓને** નીચેનાં નામોથી પૂજતા. એ નામો તેઓ યજ્ઞમાં વાપરતા અને એમને દૈવી શક્તિ લાગુ પાડતા.—

" જુહુએ આકાશ સ્થાપ્યું છે, ઉપભૃતે, વાતાવરણ અને ધ્રુવે દઢ પૃથ્વી. "[૨]

બીજા પદાર્થો પણ દૈવી ગણાય છે; દાખલા તરીકે યજ્ઞમાં જે

૧ અથર્વવેદ ૪-૧૧-૨
૨ અથર્વવેદ ૧૮-૪-૫

કરી હતી તેને મળતો વેદમાં क દેવ છે એ પ્રશ્નાર્થક સર્વનામ છે અને દેવની પ્રતિષ્ઠા પામી પુજાય છે મૅક્સ મ્યૂલર કેટલાક બ્રાહ્મણ-ગ્રન્થોને આધારે કહે છે કે " જ્યારે પ્રશ્નાર્થક સર્વનામવાળી ઋચાઓ આવે છે ત્યારે કર્તા ઋષિ કહે છે કે क એ પ્રજાપતિ–ભૂતોનો સર્જનાર છે વળી એટલેથીજ અટકતા નથી પ્રશ્નાર્થક સર્વનામવાળી કેટલીક ઋચાઓને कद्वत् એટલે કદ્વાળી કહે છે પણ તરતજ નવું વિશેષણ બનાવવામા આવ્યુ અને માત્ર ઋચાજ નહિ, પણ દેવોને આપેલું હવિ પણ કાય કહેવાયુ ... .... ..આ પછી આપણને નવાઈ-જેવું નહિ લાગે કે ત્યાર પછાના સાહિત્યમા–પુરાણોમાં क એક સ્વીકારાયલા દેવ તરીકે જોવામા આવે છે, તેનો વંશ, કદાચ સ્ત્રી પણ છે, અને મનુસ્મૃતિમા વિવાહના પ્રકારો આપ્યા છે, તેમાનો એક સ્વીકારાયલો પ્રકાર પ્રજાપતિ નામથી સામાન્ય રીતે પ્રસિદ્ધ છે, તેને માટે કાય એ વિચિત્ર સંજ્ઞા પણ આપેલી છે."

એકંદર વેદોમાં " ત્રણ વાર અગીઆર (તેત્રીસ) દેવો " કહ્યા છે.

" હે દેવ ! જેઓ આકાશમાં અગીઆર છે, જેઓ પૃથ્વી પર અગીઆર છે, અને જેઓ તમારી કીર્તિમાં ( વાતાવરણના ) પાણીમાં અગીઆર વસનારા છે, તે તમે આ અમારું બળિદાન સ્વીકારો."

પણ ઋગ્વેદમાં દેવોની સંખ્યા એથી ઘણી વધારે આપી છે.

" ત્રણસે, ત્રણ હજાર, ત્રીસ અને નવ દેવોએ અગ્નિને પૂજ્યો છે" ( ૩. ૯–૯ ).*

---

૧ त्रीणि शता त्री सहस्राण्यग्निं त्रिंशच्च देवा नव चासपर्यन् ।
औक्षन्घृतैरस्तृणन्बर्हिरस्मा आदिद्धोतारं न्यसादयन्त ॥
म० ३, अ० १, सू० ९, ऋ० ९

ત્રણસે, ત્રણ હજાર, ત્રીસ, અને નવ, અર્થાત્ ત્રણ હજાર ત્રણસેને ઓગણચાળીસ–એટલા દેવોએ આ અગ્નિને પૂજ્યો. તે દેવોએ ઘી વડે

એનીજ સાથે એ પણ યાદ રાખવાનું છે કે કેટલાક પ્રાચીન કવિઓ કહે છે કે એક દેવ બીજાઓ સાથે એકરૂપ છે. ઋચાઓમાં વારંવાર સંક્ષિપ્ત રૂપમાં એમ કહેવામાં આવ્યું છે કે "દેવો જુદાં જુદાં નામોમાં માત્ર એકજ સત્ત્વ છે." અથર્વવેદમાં (૧૩. ૩–૧૩) નીચે પ્રમાણે છે:—

"સાંજે અગ્નિ વરુણ થાય છે; પ્રાતઃકાળે ઉદય પામતી વખતે તે મિત્ર થાય છે; સવિતૃ (સૂર્ય) થઈ તે આકાશની પાર જાય છે; ઇન્દ્ર થઈ તે મધ્યે આકાશને ઉષ્ણ કરે છે."

આ ઉતારા પરથી સ્પષ્ટ છે કે વેદમાં સર્વ દેવોની પૂજા તરફ વળવાના ઘણા દાખલા છે તેની સાથે પ્રાચીન ઋષિઓએ વેદની પહેલાંના વખતમાં હિન્દ–આર્ય પ્રજા એક દેવને પૂજતી તેનું સ્મરણ સંઘરી રાખ્યું. એ સ્થિતિને ઉપસંહાર તરીકે મૅક્સ મ્યૂલર નીચે પ્રમાણે વર્ણવે છે:–

"વેદની સર્વદેવપૂજાની પહેલાં એકદેવપૂજા છે; અને પોતાના અસંખ્ય દેવોના આવાહનમાં પણ એક અનન્ત દેવનું સ્મરણ મૂર્તિપૂજાની પરિભાષારૂપ, ધુમસમાંથી ફરતાં વાદળાંથી ઢંકાયલા નીલ આકાશની પેઠે, બહાર નીકળી આવે છે.

---

એ અગ્નિને સીંચ્યો, તથા એ અગ્નિ માટે બર્હિ–દર્ભ પાથર્યો, બર્હિ વડે વેદીને ઢાંકી, પછી તરતજ, તે દેવોએ એ બર્હિને વિષે એ અગ્નિને હોતા કરીને બેસાડ્યો. બૃહદારણ્યકમાં દેવની સંખ્યા કહી છે–દેવો તેત્રીસજ છે; આ તો એનો મહિમા છે. તેત્રીસ શી રીતે? ૮ વસુ, ૧૧ રુદ્ર, ૧૨ આદિત્ય, ૧ ઇન્દ્ર, ને ૧ પ્રજાપતિ. ભાષા૦ કર્તા.

# ખંડ ૩ જો



## પુરાણના દેવો

## અર્વાચીન હિંદુધર્મના દેવો

# ખંડ ૩જો

## પ્રકરણ ૧લું

### પરમ તત્ત્વ બ્રહ્મ અને હિંદુ ત્રિમૂર્તિ

"એકજ એવું તત્ત્વ છે, જે સ્થિર (એકરૂપ) છે તોપણ મનથી પણ વિશેષ ગતિવાળું છે; જેને દેવોના સ્વરૂપમાં ઇન્દ્રિયો પ્રાપ્ત કરવા અભ્યાસ કરે છે તોપણ તે તેનાથી ખૂબ દૂર દોડે છે; જે જાતે સ્થિર છે તોપણ અન્ય ભૂતોની ઉતાવળીમાં ઉતાવળી ગતિથી આગળ જાય છે; જે હવાની પેઠે સર્વ પ્રાણની ક્રિયાને પોષે છે. તે સર્વવ્યાપક, સ્વયંભૂ, તેજસ્વી, કાયાવિનાનું, સ્નાયુરહિત, જેને કંઈ ઘણુ ન લાગે એવું, શુદ્ધ, પાપના કલંકથી અદૂષિત છે. તે ફરે છે, પણ ફરતું નથી; દૂર છે પણ પાસે છે; તે આ વિશ્વની અંદર છે. જે સર્વ ભૂતોને એ તત્ત્વમાં—આત્મામાં જુએ છે અને સર્વના આત્માને સર્વમાં જુએ છે, તે ત્યારથી કોઈ પણ પ્રાણી તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોતું નથી.[1]"—ઉપનિષદ્‌માંથી ઉતારો (મોનિઅર વિલિઅમ્સનું ભાષાન્તર).

---

१ 'अनेजदेकं मनसो जवीयो नैनद्देवा आप्नुवन्पूर्वमर्शत् । तद्धावतोऽन्यानत्येति तिष्ठत्तस्मिन्नपो मातरिश्वा दधाति । तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके । तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः। यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति। सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ।....स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरं शुद्धमपापविद्धम् । कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान्व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥'

वाजसनेयसंहितोपनिषद्, ભાષા૦ કર્તા.

## પરમ તત્વ, બ્રહ્મ

સારી કેળવણી પામેલા હિંદુને મંદિરમાં પૂજા કરતો જોઈ તમે તેના પર મૂર્તિપૂજા કરવાનો આરોપ મૂકશો તો ઘણું કરીને તે ઘણો ગુસ્સે થશે અને તમારી તરફ મિજાજ કરી જવાબ દેશેઃ—" હું કોઈ મૂર્તિની પૂજા કરતો નથી. જે અવિનાશી પરમ તત્ત્વ સર્વ પદાર્થોનું મૂળ અને ઉત્પત્તિસ્થાન છે તેની આગળ હું નમન કરૂં છું. મૂર્તિઓ માત્ર ચિહ્નરૂપ છે અને ભક્તિની સહાયરૂપ છે. અજ્ઞ ગામડીઆઓ તેને ખરા દેવ કલ્પે; પરંતુ અમે કેળવાયલા હોવાથી સમજીએ છીએ કે એ પરમેશ્વરનાં માત્ર સ્વરૂપ છે. પરમેશ્વર જાતે અવિનાશી અને અદૃશ્ય છે."

એજ પ્રમાણે એક બ્રાહ્મણને એક વાર પ્રશ્ન પૂછયો હતો કે એકજ ઈશ્વર છે એમ કહેનારા, કેળવાયલી બુદ્ધિવાળા હિંદુઓ પણ યુરોપીઅનોને ઘણા દેવોના પૂજનારા શા માટે જણાય છે તેનું કારણ સમજાવો. તેનો ઉત્તર નીચે પ્રમાણે હતોઃ—

" બધા સ્થાપિત મત માનનારા હિંદુઓ એક પરમ તત્ત્વને –સર્વના પરમેશ્વરને માને છે. તેનીજ સાથે તેઓ એમ માને છે કે એ એક પરમેશ્વર અનેક રૂપ ધારણ કરે છે અને તે સર્વને પૂજી શકાય; જેમ સુવર્ણ બધે એક છે; પરંતુ જુદા જુદા દેશોમાં ને જુદે જુદે ઠેકાણે તે જુદા જુદા આકાર અને નામ ધારણ કરી શકે. દરેક માણસ પોતાનો પ્રિય દેવ કે પદાર્થ પસંદ કરે છે અને તેને ખાસ માન આપે છે.........જુદાં જુદાં સ્થાનોમાં જુદા જુદા માનીતા અધિકારી દેવો હોય છે, કાશીનું ખાસ રક્ષણ શિવનું અમુક સ્વરૂપ કરે છે, મથુરાનું કૃષ્ણ કરે છે, અને એજ પ્રમાણે અન્ય સ્થળોનું. એ દરેક દેવને અમે પૂજા અને યજ્ઞથી પ્રસન્ન કરીએ; પરંતુ અમારી બધી પૂજા અને યજ્ઞોનું ખરૂં પાત્ર બધાં સ્વરૂપોમાં રહેલો પરમેશ્વર છે. દરેક ક્રિયાને અન્તે અમે કહીએ છીએ કે આ અમારા કર્મથી પરમેશ્વર પ્રસન્ન થાઓ. આથી તમને અમે બહુદેવ-

વાદી-બહુ દેવને માનનારા દેખાઈશું, તોપણ ખરૂં જોતાં અમે એકેશ્વરવાદી-એક ઈશ્વરને માનનારા છીએ. તેમજ તમે જે અર્થમાં 'વિશ્વેશ્વરવાદી' સમજો છો એવા પણ અમે નથી. અમારામાંના પ્રૌઢ ચિન્તકોજ સાકાર ઈશ્વરથી આગળ જઈ સર્વ પદાર્થોમાં વ્યાપી રહેલા નિરાકાર તત્ત્વનું મનન કરે છે. અમે કેળવાયલા બ્રાહ્મણો વ્યવહારમા ઈશ્વરવાદી-ઈશ્વર છે એમ માનનારા છીએ.[1] ”

પરમ તત્ત્વ બ્રહ્મને હિંદુ ત્રિમૂર્તિમાંના પહેલા દેવ બ્રહ્મા સાથે સેળભેળ ન કરવું. નિત્ય સત્સ્વરૂપ બ્રહ્મને નિર્ગુણ એટલે ગુણરહિત વર્ણવેલું છે. એ શબ્દ નપુંસક લિંગનો છે અને બૃહ્ 'વિસ્તાર પામવો' એ ધાતુ પરથી આવ્યો છે. તે વિશ્વનો મહાન્ આત્મા છે; તે સ્વયંભૂ, અપરિચ્છિન્ન, અને નિત્ય છે. તેને બ્રહ્મ કહે છે; કારણ કે તે સર્વ આકાશમાં વિસ્તાર પામ્યું અને સર્વ વિશ્વમાં છે-સજીવમાં તેમજ નિર્જીવમા, મોટામાં મોટા દેવમા તેમજ નાનામા નાના સત્ત્વમાં. તે શુદ્ધ તત્ત્વ છે, અનવચ્છિન્ન[2], નિરાકાર, અદૃશ્ય અને તેનાં સર્વ સ્વરૂપમાં વ્યાપક છે. [3]

---

૧ મોનઅ વિ નઅમ્સકૃત 'હિંદુસ્તાનમા ધાર્મિક વિચાર અને જીવન,' પૃ૦ ૫૦

૨ જેને મર્યાદા-હદ નથી એવુ.

૩ તેઓ કહે છે કે “ એ દેવ સર્વવ્યાપક છે-પૃથ્વીમા, વિશાળ સમુદ્રમા, અને આકાશના ઉંડા ઘુમ્મટમા છે. દરેક જાતના પશુ, પંખી, ઢોર, માણસ, અને દરેક સત્ત્વ તેમાથી પ્રકાશમાન જીવન પ્રાપ્ત કરે છે, તેમાજ પાછા જાય છે, અને મૃત્યુમાથી મુક્ત થાય છે-મોક્ષ પામે છે ત્યારે તેનેજ વિષે લય પામે છે પણ તેઓ જીવતા ઊંચા જઈ તારાની પંક્તિમા જાય છે અને આકાશમા પ્રતિષ્ઠિત સ્થાન લે છે.” વર્જિલકૃત 'જ્યૉર્જિક્સ' ૪-૨૨૧ (જોન કૅાનિંગ્ટનનુ ભાષાન્તર).

વર્જિલની કડીઓનો ખરો અર્થ એક અંગ્રેજ કવિએ કેવી સારી રીતે ઉતાર્યો છે —

"તેટલા માટે બ્રાહ્મણો કહે છે કે પૃથ્વી પર જે બધા આકા દેખાય છે તે, સમુદ્રમાંથી બિંદુઓની પેઠે, અગ્નિમાંથી તતડીઓની પેઠે, એક નિત્ય સત્સ્વરૂપ તત્ત્વમાંથી નીકળ્યા છે. પત્થરો, પહાડો નદીઓ, છોડો, વૃક્ષો, અને પ્રાણી—એ બધો બ્રહ્મસ્વરૂપના અપા વિસ્તારનો એક એકથી ચડતો ક્રમ જોવામાં આવે છે. બ્રહ્મસ્વરૂપનું પૃથ્વી પર ઉત્તમમાં ઉત્તમ વિવરણ મનુષ્ય છે. મનુષ્યોમાં ચઢતું વિવરણ વર્ગોમાં છે અને ત્યાં પણ ઉપર જતો ક્રમ જોવામાં આ છે; કેમકે સર્વથા ઊંચો વર્ગ બ્રાહ્મણોનો છે."[1]

આ પરમાત્માની પ્રત્યક્ષ પૂજા કરવામાં આવતી નથી. "જેની કીર્તિ આટલી બધી છે તે પરમાત્માને માટે કોઈ મૂર્તિ નથી" (વેદ) આખા દેશમાં કોઈ સ્થળે એ પરમાત્માના માનમાં મંદિર બાંધવામાં આવ્યું નથી તોપણ બ્રહ્મની અત્યન્ત ભક્તિ મનનથી કરવામાં આવે છે. જન્મમરણની દુઃખદાયક ઘટમાળમાં દરેક પવિત્ર હિંદુ આખરે પરબ્રહ્મમાં લય પામવા—એકરૂપ થવાની આશા રાખે છે.[2] એ મતલબ

"મારે વિષે મને એક એવું તત્ત્વ હોય એમ લાગે છે કે તે ઊંચા પ્રકારના વિચારના આનન્દવી મારા મનમાં વિક્ષેપ કરે છે; કંઈક વધારે ઉંડા વ્યાપેલા એ તત્ત્વ વિષે ઊંચી સમજવી મારું મન ડોળાય છે. એ તત્ત્વનું નિવાસસ્થાન અસ્ત પામતા સૂર્યનો પ્રકાશ, ચારે તરફ ફેલાયેલો સમુદ્ર, ચૈતન્યમય હવા, નીલ આકાશ, અને મનુષ્યનું મન છે. એ વેગવાન તત્ત્વ સર્વ વિચારયુક્ત પદાર્થોને અને સર્વ વિચારના સર્વ પદાર્થોને પ્રેરે છે અને સર્વ ચીજોમાં પ્રસરે છે."

૧ મોનિઅર વિલિઅમ્સકૃત 'હિંદુસ્તાનમાં ધાર્મિક વિચાર અને જીવન,' પૃ૦ ૪૩.

૨ પુનર્જન્મ—હિંદુ લોકોના મત પ્રમાણે આત્મા શરીરરૂપી મુસાફરખાનામાં વાસ કરતા એકાન્ત યાત્રી જેવો છે. તે કર્મની શૃંખલાથી બંધાયેલો છે અને પૂર્વ કર્મના ફળ ભોગવે છે તેથી તે લગભગ અનન્ત સંસારચક્રમાં અધમ કે ઉત્તમ સ્થિતિમાં ચાલ્યો જાય છે. આત્માને ૮૮,૦૦,૦૦૦ વાર જન્મ લેવાનો સંભવ છે અને છેક ઊંચી યોનિમાંથી તે નીચી યોનિમા-

પરમાત્મા સિવાય અન્ય કંઈ છેજ નહિ, એ પરમાત્મા સંબંધી સિદ્ધાન્ત છે. એ પરમાત્માની પાર્થના ગૂઢાક્ષર ઓમ્ થી (અ ઉ મ્ થી) કરવામાં આવે છે. એ અક્ષર સર્વ પ્રાર્થના અને ધર્મવચનના આરંભમાં વપરાય છે અને એવો પવિત્ર છે કે કોઈથી સંભળાય નહિ એવી રીતે તે બોલવો જોઈએ.

અહિં સ્વાભાવિક રીતે એવો પ્રશ્ન ઊભો થાય છે કે "એક પરમ તત્ત્વ બ્રહ્મના આવા ઊંચા સિદ્ધાન્ત છતાં પણ અર્વાચીન હિંદુધર્મમાં આપણે મૂર્તિપૂજા અને બહુદેવવાદ શા માટે જોઈએ છીએ ?" એનો ઉત્તર હિંદુઓનાં ધર્મપુસ્તકોમાંથી આપી શકાશે. પ્રથમ અથર્વ વેદમાંથી—"જેમ ગાયો ગૌશાળામાં-કોડમાં છે તેમ સર્વ દેવો બ્રહ્મમાં છે. આરંભમાં બ્રહ્મ આ (વિશ્વ) હતું. તેણે દેવોને સર્જ્યા. દેવોને સર્જીને તેણે આ દુનિયાઓમાં મૂકયા—અગ્નિને આ લોકમાં, ઇન્દ્ર-વાયુને વાતાવરણમાં, સૂર્યને (મિત્રને) આકાશમાં (અ ઉ મ્ મા). આ દેવો આરંભમાં મૃત્યુને વશ થયા હતા; પણ બ્રહ્મથી વ્યાપ્ત થયા એટલે અમર થયા."[1]

વળી વિષ્ણુપુરાણમાં એ વિષય પર વધારે પરિશ્રમથી વિવેચન કર્યું છે:-

"એ બ્રહ્મની બે સ્થિતિ છે—સગુણ અને નિર્ગુણ. એમાંની એક ક્ષર-વિનાશી છે અને બીજી અક્ષર-અવિનાશી છે. એ સર્વ સત્ત્વોમાં રહેલી છે. અક્ષર તે પરબ્રહ્મ છે, ક્ષર તે આ સર્વ સૃષ્ટિમાં છે. એક સ્થળે બળતા અગ્નિનો ભડકો આસપાસ બધે પ્રકાશ અને ગરમી ફેલાવે છે, તે પ્રમાણે જગત્ એ પરબ્રહ્મની વ્યકત-પ્રકટ થયલી શકિતજ છે, બીજું કંઈ નથી, અને તેજ અને અગ્નિ આપણે તેની પાસે કે દૂર હોઈએ તે પ્રમાણે વધારે પ્રબળ કે વધારે નિર્બળ લાગે છે, તેમ પરબ્રહ્મની શકિત જે સત્ત્વો તેની પાસે હોય

૧ મુરહૃત 'મૂળ સસ્કૃત ગ્રન્થોના વચન,' ૫૦ ૩—૭.




ગૂઢાક્ષર ઓમ્

હિંદુ ત્રિમૂર્તિના અંશો દરેક વિભાગમા દેખાય છે

(૧) બ્રહ્મા, સરસ્વતી અને પોતાના હંસ સાથે

(૨) શિવ, પાર્વતી અને નન્દી વૃષભ સાથે

(૩) વિષ્ણુ, લક્ષ્મી અને ગરુડ સાથે

તેમાં વધારે અને દૂર હોય તેમાં ઓછી પ્રબળ હોય છે. બ્રહ્મા, શિવ, અને વિષ્ણુ એ પરમેશ્વરની સર્વથી વિશેષ પ્રબળ શક્તિઓ છે; તેનાથી ઊતરતી શક્તિઓ ઊતરતા દેવો છે; પછી તેમની સાથેના ગણો ને ભૂતો, પછી મનુષ્ય; પછી પ્રાણી, પક્ષી, જન્તુ અને વનસ્પતિ એમાંનું દરેક જેમ જેમ મૂળ ઉત્પત્તિસ્થાનથી વધારે વધારે દૂર જાય છે, તેમ તેમ વધારે વધારે નબળું થાય છે.[૧] "

પરમાત્માના ઐકયનો સિદ્ધાન્ત ગમે તેટલો ઊંચો ને પ્રૌઢ છે તોપણ સામાન્ય લોકોને તેથી સંતોષ થયો નહિ. આર્ય લોકોએ જે લોકોને જીત્યા હતા તેમનામાં જે સ્થાનિક દેવો માલમ પડતા હતા તેમને તેઓ પૂજવા મંડયા અને એ દેવો તેમના જીવન પર અસર કરવા લાગ્યા. લોકો પર પોતાની સત્તા જતી રહે તેના કરતાં પુરોહિતોએ એ નવા દેવોને સ્વીકારી લીધા અને પ્રાચીન વેદના દેવો સાથે તેમની ઉત્પત્તિનો સંબંધ જોડયો. આ પ્રમાણે સહેલાઈથી જણાતા ક્રમ પ્રમાણે હિંદુ પુરાણની હાલની વિકાસ પામેલી સ્થિતિએ પહોંચાય છે. મૂર્તિ માટેની હિંદુ લોકોની ગાંડાઈ બેહદ જણાય છે. હાલ હિંદુઓમાં નાનામોટા દેવો મળીને ૩૩ કરોડ કહેવાય છે અને છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે હિંદુસ્તાનની વસ્તી એથી કંઈક

તેમાં વધારે અને દૂર હોય તેમાં ઓછી પ્રબળ હોય છે. બ્રહ્મા, શિવ, અને વિષ્ણુ એ પરમેશ્વરની સર્વથી વિશેષ પ્રબળ શક્તિઓ છે; તેનાથી ઊતરતી શક્તિઓ ઊતરતા દેવો છે; પછી તેમની સાથેના ગણો ને ભૂતો; પછી મનુષ્ય; પછી પ્રાણી, પક્ષી, જન્તુ અને વનસ્પતિ એમાંનું દરેક જેમ જેમ મૂળ ઉત્પત્તિસ્થાનથી વધારે વધારે દૂર જાય છે, તેમ તેમ વધારે વધારે નબળું થાય છે.[૧] ”

પરમાત્માના ઐક્યનો સિદ્ધાન્ત ગમે તેટલો ઊંચો ને પ્રૌઢ છે તોપણ સામાન્ય લોકોને તેથી સંતોષ થયો નહિ. આર્ય લોકોએ જે લોકોને જીત્યા હતા તેમનામાં જે સ્થાનિક દેવો માલમ પડતા હતા તેમને તેઓ પૂજવા મંડયા અને એ દેવો તેમના જીવન પર અસર કરવા લાગ્યા. લોકો પર પોતાની સત્તા જતી રહે તેના કરતાં પુરોહિતોએ એ નવા દેવોને સ્વીકારી લીધા અને પ્રાચીન વેદના દેવો સાથે તેમની ઉત્પત્તિનો સંબંધ જોડયો. આ પ્રમાણે સહેલાઈથી જણાતા ક્રમ પ્રમાણે હિંદુ પુરાણની હાલની વિકાસ પામેલી સ્થિતિએ પહોંચાય છે. મૂર્તિ માટેની હિંદુ લોકોની ગાંડાઈ બેહદ જણાય છે. હાલ હિંદુઓમાં નાનામોટા દેવો મળીને ૩૩ કરોડ કહેવાય છે અને છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે હિંદુસ્તાનની વસ્તી એથી કંઈક ઓછી છે. એ સંખ્યા ૩૧૧/૨ કરોડ છે. મોનિઅર વિલિઅમ્સ બરાબર કહે છે કે “ સ્વર્ગમાં કે પૃથ્વી પર એવો કોઈ પદાર્થ નથી કે તેની પૂજા કરવા હિંદુ તૈયાર ન થાય. સૂર્ય, ચન્દ્ર, તારા, ખડક, ઝાડનાં થડ, અને પત્થર, વૃક્ષ, છોડ, અને ઘાસ, સમુદ્ર, તળાવ, અને નદી; તેના પોતાના ધંધાનાં હથિયાર; જે પ્રાણી તેને બહુ ઉપયોગી લાગે તે; જે ઈજાકારક પેટ ઘસડીને ચાલનાર પ્રાણીથી તે બીએ છે તે; કોઈ અલૌકિક ગુણ–પરાક્રમ, પવિત્રતા, સદ્ગુણ કે દુર્ગુણ–માટે પ્રસિદ્ધ માણસો; સારા ને નઠારા દૈત્યો, ભૂતો, પિશાચો, અને મરણ પામેલા પૂર્વજોના આત્મા; અસંખ્ય અર્ધ મનુષ્ય અને અર્ધ દેવ–

૧ વિલ્કિન્સ પૃ૦ ૯૫.

તેમાં વધારે અને દૂર હોય તેમાં ઓછી પ્રબળ હોય છે. બ્રહ્મા, શિવ, અને વિષ્ણુ એ પરમેશ્વરની સર્વથી વિશેષ પ્રબળ શક્તિઓ છે; તેનાથી ઊતરતી શક્તિઓ ઊતરતા દેવો છે; પછી તેમની સાથેના ગણો ને ભૂતો; પછી મનુષ્ય; પછી પ્રાણી, પક્ષી, જન્તુ અને વનસ્પતિ એમાંનું દરેક જેમ જેમ મૂળ ઉત્પત્તિસ્થાનથી વધારે વધારે દૂર જાય છે, તેમ તેમ વધારે વધારે નબળું થાય છે.[૧] ”

પરમાત્માના એકયનો સિદ્ધાન્ત ગમે તેટલો ઊંચો ને પ્રૌઢ છે તોપણ સામાન્ય લોકોને તેથી સંતોષ થયો નહિ. આર્ય લોકોએ જે લોકોને જીત્યા હતા તેમનામાં જે સ્થાનિક દેવો માલમ પડતા હતા તેમને તેઓ પૂજવા મંડયા અને એ દેવો તેમના જીવન પર અસર કરવા લાગ્યા. લોકો પર પોતાની સત્તા જતી રહે તેના કરતાં પુરોહિતોએ એ નવા દેવોને સ્વીકારી લીધા અને પ્રાચીન વેદના દેવો સાથે તેમની ઉત્પત્તિનો સંબંધ જોડયો. આ પ્રમાણે સહેલાઈથી જણાતા ક્રમ પ્રમાણે હિંદુ પુરાણની હાલની વિકાસ પામેલી સ્થિતિએ પહોંચાય છે. મૂર્તિ માટેની હિંદુ લોકોની ગાંડાઈ બેહદ જણાય છે. હાલ હિંદુઓમાં નાનામોટા દેવો મળીને ૩૩ કરોડ કહેવાય છે અને છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે હિંદુસ્તાનની વસ્તી એથી કંઈક ઓછી છે. એ સંખ્યા ૩૧½ કરોડ છે. મોનિઅર વિલિઅમ્સ બરાબર કહે છે કે “ સ્વર્ગમા કે પૃથ્વી પર એવો કોઈ પદાર્થ નથી કે તેની પૂજા કરવા હિંદુ તૈયાર ન થાય. સૂર્ય, ચન્દ્ર, તારા, ખડક, ઝાડનાં થડ, અને પત્થર, વૃક્ષ, છોડ, અને ઘાસ, સમુદ્ર, તળાવ, અને નદી; તેના પોતાના ધંધાનાં હથિયાર, જે પ્રાણી તેને બહુ ઉપયોગી લાગે તે; જે ઈજાકારક પેટ ઘસડીને ચાલનાર પ્રાણીથી તે બીએ છે તે; કોઈ અલૌકિક ગુણ–પરાક્રમ, પવિત્રતા, સદ્‌ગુણ કે દુર્ગુણ–માટે પ્રસિદ્ધ માણસો; સારા ને નઠારા દૈત્યો, ભૂતો, પિશાચો, અને મરણ પામેલા પૂર્વજોના આત્મા; અસંખ્ય અર્ધ મનુષ્ય અને અર્ધ દેવ–

૧ વિલ્કિન્સ પૃ૦ ૯૫.

એવાં સત્ત્વો; સાત ઉપલી ને સાત નીચલી દુનિયાના લોકો—આ બધાં પ્રત્યે દેવના જેવું સન્માન અને ઓછોવત્તો ભક્તિભાવ દર્શાવવામાં આવે છે.

## ૨ હિંદુ ત્રિમૂર્તિ

"ત્રણ ગુણોના પતિ, મનુષ્યની સ્થિતિ, બન્ધ, અને
મોક્ષનું કારણ" ઉપનિષદ્.

ત્રિમૂર્તિ એટલે બ્રહ્મા, વિષ્ણુ, અને રુદ્ર એવા હિંદુઓના ત્રણ દેવ. સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયના એ પ્રૌઢ મૂર્તિમન્ત સ્વરૂપ છે. બ્રહ્મા એ રજોગુણ એટલે મનોવૃત્તિ કે કામના જેથી સૃષ્ટિ ઉત્પન્ન થઈ તેની મૂર્તિ છે, શિવ એ તમોગુણ અથવા અંધકાર કે ક્રોધની વૃત્તિ અને જેથી સૃષ્ટિનો પ્રલય થાય છે એવા નાશકારક અગ્નિની મૂર્તિ છે; અને વિષ્ણુ એ સત્ત્વગુણની એટલે દયા અને સાધુતા, જેથી સૃષ્ટિની સ્થિતિ રહે છે ને રક્ષણ થાય છે તેની મૂર્તિ છે. એજ સત્ય વાત બીજા શબ્દોમાં કહીએ તો પરમેશ્વરમાં રજોગુણ કે કાર્યશક્તિ પ્રધાન હોય ત્યારે તે બ્રહ્મા છે, સત્ત્વગુણ કે સાધુતા પ્રધાન હોય ત્યારે વિષ્ણુ છે, અને તમોગુણ પ્રધાન હોય ત્યારે શિવ છે. પુરાણના અને અર્વાચીન હિંદુધર્મના એ ત્રણ મુખ્ય દેવ છે.

બ્રાહ્મણોના સિદ્ધાંત પ્રમાણે માયા કે મોહક, ઉત્પાદક શક્તિથી વ્યાપ્ત થયે પરમાત્માએ અથવા બ્રહ્મે આદિ, પુરુષદેવ બ્રહ્માને ઉત્પન્ન કીધા અને તેમણે ત્રણ લોક અને સર્વ પ્રાણીઓને સર્જ્યાં. પણ સૃષ્ટિના કાર્યમાં અવશ્ય રક્ષણ અને નાશનાં કાર્યોનો સમાવેશ થાય છે. આજ કારણથી બ્રહ્માની સાથે સૃષ્ટિના રક્ષક વિષ્ણુ અને સંહારક અને પુનઃ ઉત્પાદક રુદ્ર–શિવ દેવ જોડાયા. આ ત્રણ દેવોનાં કાર્ય અખંડ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ, ને લય છે. એ મુખ્ય દેવ છે અને અર્વાચીન હિંદુ ધર્મની તમામ વ્યવસ્થા અને તેની તરેહવાર અને અનેક શાખાઓ એ દેવોને મુખ્ય બિંદુ ગણી તેમની આસપાસ ઉદ્ભવ પામી છે.

ગૂઢ અને ગંભીર અર્થસૂચક ઓમ્ ( अ उ म् ) અક્ષર વિષે અગાઉ સૂચના કરવામાં આવી છે, એના ત્રણ અક્ષરો એ ત્રણ દેવોનાં મૂર્તિમન્ત સ્વરૂપ છે. આ અક્ષર ત્રણ વેદોનું પણ મૂર્તિમન્ત સ્વરૂપ છે એમ કહેવાય છે અને વેદના સમયથી ઊતરી આવ્યો છે. તે વખતે કુદરતમાં ત્રણ મુખ્ય પદાર્થ હતા. પૃથ્વી, જળ, અને સૂર્ય કે અગ્નિ; ત્રણ લોક હતા–પૃથ્વી, દ્યુલોક, અને આકાશ; પદાર્થનાં ત્રણ સ્વરૂપ હતાં–નક્કર, પ્રવાહી, અને વાયુરૂપ; અને વેદના ત્રણ દેવ હતા–અગ્નિ, ઇન્દ્ર–વાયુ અને સૂર્ય.[1]

ત્રિમૂર્તિ, એટલે હિંદુઓના ત્રણ દેવ, એ મૂળ, હિતકારક ઉષ્ણતાથી આકારો ઉત્પન્ન કરવાનું, પ્રકાશથી તેનું રક્ષણ કરવાનું, અને દાહક કિરણોને એકાગ્ર કરી તેનો નાશ કરવાનું એમ સૂર્યના ત્રિગુણાત્મક સ્વરૂપનું પ્રદર્શન છે, બીજું કંઈ નથી. આ વારંવાર દર્શાવાતા અભિપ્રાયને એક મોટા વિદ્વાનના પ્રમાણભૂત વચનથી પુષ્ટિ મળે છે.[2] તેટલા માટે સાંજે પશ્ચિમમાં આથમે છે ત્યારે સૂર્ય વિષ્ણુ–રક્ષક છે, પ્રાતઃકાળે ઉદય પામે છે ત્યારે બ્રહ્મા છે, અને મધ્યાહ્નને શિવ છે.

બ્રાહ્મણોના ખરા સિદ્ધાન્તથી એવો બોધ મળે છે કે ત્રિમૂર્તિના ત્રણ દેવોમાંના કોઈએ બીજા બેથી અધિક થવાનું નથી–ત્રણેએ સમાન રહેવાનું છે, એટલે દરેક, અન્યનું સ્થાન લઈ શકે અને પરમાત્માનું કાર્ય કરી શકે.

હિંદુ કવિઓમાં મોટામાં મોટો કાલિદાસ કહે છે કે " ત્રિમૂર્તિમાં એકજ પરમેશ્વરનું પ્રદર્શન છે; એમાંનો દરેક પ્રથમ પદે

---

૧ મોનિઅર વિલિઅમ્સકૃત ' હિંદુસ્તાનમાં ધાર્મિક વિચાર અને જીવન, ' પૃ૦ ૪૫.

૨ મૂરકૃત ' હિંદુ સર્વ દેવ ', પૃ૦ ૨૭૮–૯.

તેમજ અન્તિમ પદે છે; બ્રહ્મા, વિષ્ણુ, અને શિવમાં–એ ત્રણ સુખ-સ્વરૂપમાં–દરેક પહેલો, બીજો, અને ત્રીજો થઈ શકે.”

તોપણ એ સમતા આગળ જતાં જતી રહી અને પાછળનાં પુરાણોમાં જોવામાં આવતી નથી. સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું કાર્ય બંધ થયું છે તેથી બ્રહ્માની પૂજા ઓછીઓછી થતી ગઈ છે, અને બીજા બે દેવો વધારે સન્માન પામે છે અને અગત્યના ગણાય છે. વિષ્ણુના પ્રકરણમાં વાત કહી છે તે આ બાબત સારી રીતે સ્પષ્ટ કરે છે.

આ ત્રણ દેવો બીજા બધા દેવની અને માનવની રચનાથી જુદા અને ચઢીઆતા છે; કેમકે તેમને પુનર્જન્મનો નિયમ લાગુ પડતો નથી. તેમણે ઉત્તમમાં ઉત્તમ ગતિ પ્રાપ્ત કરી છે; માત્ર બ્રહ્મમાં વિલય પામ્યા નથી–એકરૂપ થયા નથી.

હિંદુ અને ખ્રિસ્તિઓના ત્રિમૂર્તિ વિષેના વિચારમાં આટલો ફેર છે. બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ એ ત્રણે પરમ તત્ત્વથી ઉદ્ભવ પામ્યા છે અને એ ત્રણની પૂજા કરવાથી કે એ ત્રણમાંના બીજા બેથી વિશેષ પ્રબળ મનાયલી ગમે તે કોઈ એકની પૂજા કરવાથી પરમ તત્ત્વની પૂજા થાય છે. એ ત્રિમૂર્તિના દેવોમાં ગમે તે કોઈ અન્યની પૂજા કરી પરમ તત્ત્વને પૂજી શકે છે; કેમકે દરેક પોતાને અન્યથી ઊતરતો માને છે.

વળી, ઉતરતા દેવો અને દેવીઓ, મરણ પામેલા પૂર્વજો, જીવતા બ્રાહ્મણો, શૂરવીરો, પ્રાણીઓ અને વનસ્પતિને પૂજવાથી પરમાત્માનું પૂજન થઈ શકે છે, અથવા એ બધાંની પૂજાની મારફત પરમાત્માની પૂજા કરી શકાય છે. ”[૧]

૧ મોનિઅર વિલિઅમ્સકૃત ‘ હિંદુસ્તાનના ધાર્મિક વિચાર અને જીવન, ’ જુઓ પૃ૦ ૪૬ અને ૫૦.

આ પ્રમાણે, એક ઈશ્વરમા હમેશ ત્રણ પુરુષો રહેલા છે એવા શુદ્ધ ખ્રિસ્તિમતમા અને પરમ તત્ત્વથી પ્રાપ્ત થયલી અને તેજ કારણથી તેને ગૌણ રહેલી ત્રિમૂર્તિના મતમા ઘણો ભેદ છે. પાછલા પ્રકારની ત્રિમૂર્તિના વિચારમાથી બહુદેવવાદ ઉત્પન્ન થાય છે અને ધર્મની સ્થિતિ અધમ થાય છે.

# પ્રકરણ ૨જું



## સર્જનહાર, બ્રહ્મા અને વિદ્યાદેવી, સરસ્વતી

### ૧ સર્જનહાર, બ્રહ્મા

" હે આદિ પુષ્પ ! દિવ્ય રત્ન ! તને નમસ્કાર. કયા ચતુર્મુખ દેવ, સુંદર વસ્ત્ર અને પ્રકાશમાન મુકુટ પહેરી, તારા લીલાછમ નાલમાંથી નીકળી આવ્યા ? સંપૂર્ણ શક્તિ પામેલા બ્રહ્મા.

સર વિલિઅમ જોન્સકૃત ' કમળ વિષે ગીત.'

પરમાત્માનાં એટલે બ્રહ્મનાં ત્રણ મૂર્તિમન્ત સ્વરૂપ, ત્રણ મોટ હિંદુ દેવોમાં બ્રહ્મા પહેલા છે. તેને સષ્ટા-વિશ્વના રચનાર-કહે છે જ્યુપિટરની પેઠે તે " દેવો અને મનુષ્યોનો પિતા " છે, અને વેદમાં તેનું નામ પ્રજાપતિ, " પ્રજાનો પતિ " છે. બધા પેદા થયલ પદાર્થો તેમાંથી ઉત્પન્ન થયા છે અને ઉત્પન્ન થતા પહેલાં તેનેજ વિષે હતા.

જેમ ફળ બીજમાં રહેલું છે, તેમ બધાં ભૌતિક રૂપ બ્રહ્માને વિષે હતાં અને વ્યાકરણ-વિવરણ અને વિસ્તારની વાટ જોતાં હતાં.

" એક પછી એક થતા પાક, દાણેદાણા સાથે અને અનન્ત જંગલ એક સૂક્ષ્મ ઢાંકણમાં નિદ્રારૂપમાં રહેલાં છે. " ડાર્વિન.

ઋગ્વેદમાંની નીચે આપેલી પ્રસિદ્ધ ઋચાઓ (૧૦-૧૨૯-૧-૬) વિશ્વની સૃષ્ટિનું વર્ણન કરે છે.[1]

---

* नासदासीन्नो सदासीत्तदानीं नासीद्रजो नो व्योमापरोयत् ।
किमावरीवः कुह कस्य शर्मन्नम्भः किमासीद्गहनं गभीरम् ॥१॥
म० १० अ० ११ सू० १२९ ऋ० १

પાત્રમાં ( તે સમાયું હતું ) ? શું તે પાણી કે ગંભીર ગહન હતું
ત્યાં મૃત્યુ નહોતું, તેમજ અમરત્વ પણ નહોતું. દિવસ કે રાત્રીને

અભાવને લીધે. તે બ્રહ્મે શ્વાસ લીધો, પણ ત્યારે તો શ્વાસ લેનાર, જી ભાવ પામેલા બ્રહ્મનુંજ સત્ત્વ થાય, નિરુપાધિક બ્રહ્મનું-જે વિવક્ષિત છે તેનું-નહિ. ' अप्राणो ह्यमनाः शुद्ध ' ( પ્રાણરહિત, મનોરહિત, શુદ્ધ એમ તેને પ્રાણના સંબન્ધનો અભાવ કહ્યો છે. તેટલા માટે કહે છે કે બ્રહ્મે વાયુ વિના શ્વાસ લીધો. સ્વધા-પોતાને વિષે આશ્રય કરીને રહે તે માયા-, તે માયાએ કરીને તે બ્રહ્મ એક-વિભાગ પ્રાપ્ત ન કરેલા એવું-હતુ તે માયાસહિત બ્રહ્મથી બીજી કોઈ પણ વસ્તુ-ભૂતભૌતિકાત્મક જગત્-હતું નહિ સૃષ્ટિથી પર-પછી થયલું-આ જગત્ ન હતું.

**तम आसीत्तमसा गूढमग्रे प्रकेतं सलिलं सर्वमा इदम् ।**
**तुच्छयेनाभ्वपिहितं यदासीत्तपसस्तन्महिनाजायतैकम् ॥३॥**

પ્રલયદશામા ભૂતભૌતિક સર્વ જગત્ અન્ધકારથી ગૂઢ હતું. જે રાત્રીનું અંધારું સર્વ પદાર્થને ઢાંકી દે છે, તેમ એ અન્ધકારે આત્મતત્ત્વ ઢાંક્યુ હતું. તમસ્-અન્ધકાર એટલે અહિ માયા સમજવાની છે માયાર્થ આત્મતત્ત્વ નિગૂઢ હતુ. માયારૂપ કારણથી આચ્છાદિત થયું હતું. આચ્છાદ એવું જે તે તમસ્ તેમાથી નામરૂપે પ્રકટ થયુ, એનેજ જગતનો જન્મ કહે છે. પણ કારણરૂપ તમસ્‌ને વિષે જગદાત્મક કાર્ય હતું તો **नासीद्रजः** એમ અગાઉ નિષેધ કેમ કર્યો છે ? તેને માટે કહે છે કે **तम आसीत्**-તમસ્-ભાવરૂપ અજ્ઞાન-મૂલકારણ હતું. આત્મા તદ્રૂપ હતો. બધું જગત્ તમસ્ હતું તે કારણથી ' રજ ન હતું ' એમ નિષેધ કર્યો છે, પણ તમ આવરક-ઢાંકનાર છે અને જગત્-આવાર્ય-ઢંકાનાર છે તો બેનું તાદાત્મ્ય શી રીતે? તેથી કહે છે-**अप्रकेतम्**-અજ્ઞાયમાન હતું-નામરૂપથી સ્પષ્ટ, વ્યવહારદશામા જણાય છે તેમ, સ્પષ્ટ જણાતું ન હતુ. શાથી જણાતું ન હતું તેને માટે કહે છે-**सलिलम्**-આ દૃશ્યમાન જગત્ કારણની સાથે સલિલ-સંગત-અવિભક્ત હતું. અથવા **सलिलमिव** એમ લુપ્તોપમ-ઉપમાવાચક **इव** લોપાયો છે એવું-લઈ શકાય. જેમ દૂધથી અવિભક્ત થયલુ જળ જાણી શકાતું નથી, તેમ માયાથી અવિભાગ પામેલું-એકરૂપ થયલું-જગત્, જાણી શકાય નહિ એવું હતું એવો અર્થ છે. પણ આવા વિચિત્ર પ્રપંચનો

અંધારાથી ઘેરાયલું અંધારૂં હતું. એ બધું ન સમજાય એવું પાણી હતું. જે એક શૂન્ય અંધકારમાં ઘેરાયલું હતું તે તપના મહિમાથી

---

વિષે–નામરૂપે વ્યાકાર ન પામેલા કારણને વિષે–વિવેચન કરીને જાણ્યું. અર્થાત્, વિદ્વાનોએ વિચારીને પ્રાણીઓએ કરેલા કર્મને અસતને વિષે–કારણને વિષે–જાણ્યું.

तिरश्चीनो विततो रश्मिरेषामधः स्विदासी३दुपरि स्विदासी३त् ।
रेतोधा आसन्महिमान आसन्त्स्वधा अवस्तात्प्रयतिः परस्तात् ॥५॥

આ પ્રમાણે અવિદ્યા, કામ, અને કર્મને સૃષ્ટિના હેતુ કહ્યા. એ હેતુઓને પોતાનું કાર્ય ઉત્પન્ન કરવામા શીઘ્રતા થઈ એમ પ્રતિપાદન કરે છે–તિરશ્ચીનો°. અવિદ્યા, કામ, અને કર્મનો જે રશ્મિ જેવું ( જેમ સૂર્ય-કિરણ ઉદય પામે છે કે તરતજ નિમેષમાત્રમાં એકી વખત સર્વ જગતને વ્યાપ્ત કરે છે તેમ શીઘ્ર સર્વને વ્યાપનાર ), જે કાર્ય વિસ્તત હતું તે કાર્ય શું તિરશ્ચીન હતું–મધ્યે હતું કે નીચે હતું કે ઉપરિ હતું ( સ્વિત્ તર્કવાચક છે ) ? એ ત્રણ સ્થાનોમાં પ્રથમ ક્યાં હતું તે વિચારવાનું છે–અર્થાત્ જલદી સર્વ દિશામાં સૃષ્ટિ ઉત્પન્ન થઈ. ઉત્પન્ન થયલાં કાર્યોમાં, કેટલાક પદાર્થો બીજભૂત કર્મના કર્તા—ભોક્તા જીવો હતા, કેટલાક પદાર્થો આકાશાદિ ભોગ્ય હતા. આ પ્રમાણે માયાસહિત પરમેશ્વરે સર્વ જગત્ સર્જીને, તેમાં પોતે પ્રવેશ કરીને ભોક્તા ને ભોગ્યરૂપે વિભાગ કર્યો. તૈત્તિરીયકમાં કહ્યું છે કે, ' तत्सृष्ट्वा तदेवानुप्राविशत् '–તેને સર્જીને તેમાંજ પછી પ્રવેશ કર્યો. તે ભોક્તા ને ભોગ્યને વિષે ભોગ્યપ્રપંચ નિકૃષ્ટ ને ભોક્તા ઉત્કૃષ્ટ હતો.

को अद्धा वेद क इह प्रवोचत्कुत आ जाता कुत इयं विसृष्टिः ।
अर्वाग्देवा अस्य विसर्जनेनाथा को वेद यत आबभूव ॥ ६ ॥

હવે આ સૃષ્ટિ દુર્વિજ્ઞાન છે તેથી વિસ્તરે કહી નથી એમ કહે છે. કો°–કોણ પુરુષ ખરેખરી રીતે જાણે છે કે આ લોકમાં કોણ કહી શકે ? આ દરયમાન વિચિત્ર સૃષ્ટિ ક્યા ઉપાદાનકારણમાંથી કે ક્યા નિમિત્તકારણ-

જન્મ પામ્યું. પ્રથમ તેમાં **કામના** ઉત્પન્ન થઈ, જે મનનું પ્રથમ બીજ હતું અને જે વિદ્વાનોએ-પોતાની બુદ્ધિ વડે શોધતાં પોતાના અંતઃકરણમાં સત્‌ને અસત્ સાથે જોડતું બન્ધન છે એમ શોધી કાઢયું છે. આ (લોકો) ની પેલી તરફ જે કિરણ (કે રજ્જુ) ફેલાયલું હતું તે શું નીચે હતું કે ઉપર? ત્યાં ઉત્પન્ન કરનાર શક્તિઓ અને મોટાં બળ હતાં; સ્વાશ્રયી તત્ત્વ નીચે હતું અને શક્તિ ઉપર હતી. આ સૃષ્ટિ શેમાંથી ઉત્પન્ન થઈ છે તે કોણ જાણે છે? અહિં કોણ કહી શકશે?"

સૃષ્ટિના આ વિચિત્ર વર્ણનની મૅકસમ્યૂલર સમજુતી આપે છે તે આ પ્રમાણે છેઃ—એક તત્ત્વ જે આરંભમાં સ્વાશ્રયી રહી શાન્ત રીતે શ્વાસ લેતું હતું તે તેની અંદર રહેલી ઉષ્ણતાથી (પ્રોફેસર રૌથ એ શબ્દનો અર્થ 'સખ્ત અને અત્યન્ત એકાગ્રતાથી' એવો કરે છે) વૃદ્ધિ પામે છે. એ વૃદ્ધિ **કામના** ઉત્પન્ન કરે છે. એ કામના તરતજ એક તત્ત્વમાં દાખલ થાય છે અને મનનું પ્રથમ બીજ છે, અભાવ અને ભાવની વચ્ચેની પ્રથમ સાંકળ છે." વેદનો ઋષિ ઉત્પન્ન કરનાર શકિતઓ અને મહાન્ બળો, ગ્રાહક શકિત અને પ્રવૃત્તિમય શકિત વિષે કહે છે; પણ વિશ્વ શી રીતે ઉત્પન્ન થયું તે કહેવા પોતે અશકત છે એમ સ્વીકારે છે.

હિંદુ ગ્રન્થોમાં સૃષ્ટિ વિષે એટલા બધા લેખો છે કે તે બધાની એકવાકયતા કરવી—બધા એક અર્થ સૂચવે છે એમ સમજાવવું—

માંથી ઉત્પન્ન થઈ છે તે જાણવાને કે વિસ્તારે કહેવા કોણ શક્તિમાન્ છે? દેવો તો આકાશાદિની ઉત્પત્તિ પછી જે વિવિધ ભૌતિક-સૃષ્ટિ છે તેની પછી ઉત્પન્ન થયા છે એટલે પોતાની ઉત્પત્તિની પૂર્વે થયલી સૃષ્ટિ શી રીતે જાણે? અને ન જાણે તો તે વિષે શી રીતે કહી શકે? જો દેવો પણ જાણતા નથી તો મનુષ્યાદિ શી રીતે જાણી શકે? જે કારણમાંથી આખું જગત્ ઉત્પન્ન થયું તે શી રીતે જાણી શકે? **સાય૦** ભા૦, ભાષા૦ કર્તા.

અશક્ય છે. મનુ નીચે પ્રમાણે વર્ણન આપે છે, હિંદુ ધર્મમાં કેવા ગુંચવણભરેલા વિચારો છે તે એ ઉપરથી સમજાશેઃ—

[1]'આ જગત્ અન્ધકારમાં ઘેરાયલું હતું. એ અન્ધકાર પ્રત્યક્ષ દેખાય નહિ એવું, ઓળખાય નહિ એવું, શોધાય નહિ અને સમજાય નહિ એવું, જાણે તદ્દન ઉંઘમાં ગરક થયલું હતું. પછી અનિવાર્ય

---

१. आसीदिदं तमोभूतमप्रज्ञातमलक्षणम् ।
अप्रतर्क्यमविज्ञेयं प्रसुप्तमिव सर्वतः १ ॥ ५ ॥

ततः स्वयंभूर्भगवानव्यक्तो व्यञ्जयन्निदम् ।
महाभूतादिवृत्तौजाः प्रादुरासीत्तमोनुदः ॥ ६ ॥

योऽसावतीन्द्रियग्राह्यः सूक्ष्मोऽव्यक्तः सनातनः ।
सर्वभूतमयोऽचिन्त्यः स एव स्वयमुद्बभौ ॥ ७ ॥

सोऽभिध्याय शरीरात् स्वात् सिसृक्षुर्विविधाः प्रजाः ।
अप एव ससर्जादौ तासु बीजमवासृजत् ॥ ८ ॥

तदण्डमभवद्धैमं सहस्रांशुसमप्रभम् ।
तस्मिञ्जज्ञे स्वयं ब्रह्मा सर्वलोकपितामहः ॥ ९ ॥

तस्मिन्नण्डे स भगवानुषित्वा परिवत्सरम् ।
स्वयमेवात्मनो ध्यानात्तदण्डमकरोद् द्विधा ॥ १२ ॥

ताभ्यां स शकलाभ्यां च दिवं भूमिं च निर्ममे ।
मध्ये व्योम दिशश्चाष्टावपां स्थानं च शाश्वतम् ॥१३॥

મનુસ્મૃતિ, ભાપા૦ કર્તા.

[1]અપ્રજ્ઞાત એટલે અપ્રત્યક્ષ-સકલ પ્ર[illegible] પર [illegible] સમજાય છે તે પ્રજ્ઞાત કહેવાય છે તેવું નહિ [illegible] એટલે [illegible] ગમ્ય નહિ એવું, અપ્રતર્ક્ય—તર્ક ન કરી શ[illegible] અભાવને લીધે શબ્દથી પણ અવિજ્ઞેય.'

ભગવાન્ સ્વયંભૂ પોતે જાતે અવ્યકત રહી, પંચ મહાભૂત અને બીજા પદાર્થો સાથે વિશ્વને વ્યકત કરાવવા પ્રકટ થયા અને અન્ધકારને દૂર કર્યું. જે ઇન્દ્રિયોથી ગ્રહણ કરી શકાતો નથી, સૂક્ષ્મ, અવ્યકત, અને સનાતન છે, સર્વ ભૂતોનું તત્ત્વ છે અને અચિન્ત્ય છે તે જાતે પ્રકટ થયો. તેણે કામના કરી; પોતાના શરીરમાંથી જુદાં જુદાં પ્રાણીઓને ઉત્પન્ન કરવા ધારી પ્રથમ જળ ઉત્પન્ન કર્યું અને તેમાં બીજ મુકયું. એ (બીજ) સૂર્યના જેવું પ્રકાશમાન, સુવર્ણનું અંડ–ઇંડું થયું. તેમાં પોતેજ બ્રહ્મા સર્વ લોકના પિતામહ તરીકે જન્મ્યા. તે ભગવાને તે અંડમાં એક વરસ રહી, પોતાના ધ્યાનથીજ તે અંડના બે ભાગ કર્યા. એ બે કકડાઓ વડે તેણે સ્વર્ગ અને પૃથ્વી સર્જ્યાં અને વચ્ચે આકાશ, આઠ દિશા, અને જળનું શાશ્વત સ્થાન–એ મૂકયાં. "[1]

વિષ્ણુપુરાણમાં એ અદ્‌ભુત અંડ વિષે નીચે પ્રમાણે વર્ણન છેઃ—

"તેની યોનિ મેરુ પર્વત જેટલી વિશાળ હતી અને પર્વતોની બનેલી હતી મોટા સાગરોના જળથી તેનું પોલાણ ભરાઈ ગયું હતું. એ અંડમાં ખંડો, નદીઓ, અને પર્વતો હતા, ગ્રહો અને વિશ્વના વિભાગો, દેવો, રાક્ષસો, અને મનુષ્યજાતિ હતાં. સ્રષ્ટા એ અંડમાં એક હજાર વર્ષ (એક "દેવ" વર્ષ) રહ્યા ત્યાર પછી તે અંડ ફાટયું અને ધ્યાનથી બ્રહ્મા તેમાંથી બહાર નીકળ્યા અને સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું કામ શરૂ કર્યું. "[2]

મહાભારત અને બીજાં કેટલાંક પુરાણોમાં બ્રહ્માને અંડમાંથી નહિ, પણ વિષ્ણુના નાભિકમળમાંથી નીકળેલા વર્ણવ્યા છે.

રામાયણમાં (૨. ૧૧૦–૧૨) સૃષ્ટિની ઉત્પત્તિનું એથી ભિન્ન વર્ણન આપ્યું છે. વસિષ્ઠ કહે છેઃ—

૧ મૂરકૃત 'મૂળ સંસ્કૃત ગ્રન્થોના વચન,' અંક ૪ પૃ. ૩૧.
૨ વિલ્કિન્સકૃત 'હિંદુપુરાણ,' પૃ. ૬૦૦.

"હે લોકનાથ, મારી પાસેથી તમે આ લોકોની ઉત્પત્તિ (ઉત્પત્તિનું વર્ણન) જાણો. સર્વ જળજ હતું અને તેમાં પૃથ્વી ઉત્પન્ન થઈ. પછી સ્વયંભૂ બ્રહ્મા દેવતાઓની સાથે ઉત્પન્ન થયા. તેણે વરાહ થઈ પૃથ્વી (પોતાના પ્રબળ દાંત પર) ઊંચી કીધી અને પોતાના પુત્રો, સાધુ પુરુષો (ઋષિઓ) સાથે આખું જગત્ પેદા કર્યું".[1]

સૃષ્ટિક્રમનું વૉર્ડ વધારે વિગતવાર વર્ણન આપે છેઃ–બ્રહ્માએ પ્રથમ જળ ઉત્પન્ન કર્યું, પછી પૃથ્વી, પછી તેણે પોતાના મનમાંથી કેટલાક બ્રહ્મર્ષિઓ ('દેવર્ષિ' માટે ભાગ ૩જો, પ્રકરણ ૧૧મું જુઓ) અને ચાર સ્ત્રીઓ ઉત્પન્ન કરી. પછી એના હાથમાંથી ક્ષત્રિયો, જાંઘમાંથી વૈશ્યો, અને પગમાંથી શૂદ્રો ઉત્પન્ન થયા. આ પ્રમાણે હિંદુઓની સર્વ સામાજિક વ્યવસ્થા ઉત્પન્ન થઈ અને અપાર પેટા જ્ઞાતિના ભેદ સાથે જ્ઞાતિપદ્ધતિ પણ ઉદ્ભવ પામી. વળી એમ કહે છે કે બ્રહ્માની આંખમાંથી સૂર્ય અને મનમાંથી ચન્દ્ર ઉત્પન્ન થયા, અને તેણે, હાલ જોવામાં આવે છે તેવા, પ્રાણી અને વનસ્પતિના સર્વ ભિન્ન આકારો પોતાના શરીરમાંથી ઉત્પન્ન થયલાં બીજોમાંથી પેદા કર્યા."

પુરાણોમાં કહ્યું છે કે બ્રહ્માને પ્રથમ પાંચ મસ્તક હતાં, પણ ચિત્રોમાં ચાર મસ્તકવાળા રક્ત મનુષ્ય તરીકે તેનું પ્રદર્શન કરવામાં આવે છે. તે શ્વેત વસ્ત્ર પહેરે છે અને તેનું વાહન હંસ છે. તે એક હાથમાં દંડ અને બીજામાં ભિક્ષાપાત્ર રાખે છે.[2]

બ્રહ્માનાં પાંચ મુખની સમજુતી આપવા નીચેની વાર્તા આપવા- માં આવે છેઃ—"બ્રહ્માએ મનુષ્યરૂપ ધારણ કર્યું અને તેનું અર્ધ શરીર ઉત્પન્ન થયું એટલે તેણે તેમાંથી એક કાન્તિવતી શતરૂપા

૧. અયોધ્યાકાણ્ડ, ૧૧૦મો સર્ગ, ૨, ૩ ને ૪ શ્લોકો. ભાષા૦ કર્તા.
૨. વિલ્કિન્સકૃત 'હિંદુપુરાણ,' પૃ૦ ૧૦૦.

બનાવી, પણ તેમ કરવામાં તેના શરીરનો જરાએ ભાગ ઓછો થયો નહિ. તે એવી તો સુંદર હતી કે તેના રૂપથી તે તેના પર મોહ પામ્યા; પણ તે પોતાના શરીરમાંથી જન્મી હતી, તેથી તેણે તેને પોતાની પુત્રી વિચારી અને પોતાના વિકાર માટે લજ્જા પામ્યા. કામ અને શરમની વચ્ચે લડાઈ થતી હતી ત્યારે તેની તરફ પોતાની આંખ સ્થિર રાખી તે નિશ્ચલ થઈ રહ્યા. શતરૂપા આ સ્થિતિ સમજી ગઈ અને તેની દૃષ્ટિથી દૂર થવા ત્યાંથી ચાલી ગઈ. બ્રહ્માથી હાલી શકાતું ન હતું; પણ હજી તેને જોવાને આતુર હોવાથી તે જે દિશાએ ગઈ તે દિશા તરફ એક મુખ ઉત્પન્ન કર્યું. તેણે ચાર વાર જગા બદલી અને પૃથ્વીની ચાર દિશા તરફ તેટલાંજ મુખ બ્રહ્માના માથામાંથી ઉત્પન્ન થયાં."[1] એમ કહે છે કે તેનાં ચાર મુખમાંથી ચાર વેદો નીકળ્યા.

પાંચમું માથું જતું રહ્યું તે વિષે મહાભારતમાં નીચે પ્રમાણે વર્ણન આપ્યું છેઃ—

એક દિવસ વિષ્ણુની સમક્ષ ઋષિઓએ (દેવર્ષિઓએ) બ્રહ્માને પૂછયું કે બ્રહ્મા, શિવ, અને વિષ્ણુ, એ ત્રણમાં મોટામાં મોટું કોણ? બ્રહ્માએ કહ્યું કે હું મોટો; તે પરથી બ્રહ્મા ને વિષ્ણુની વચ્ચે લડાઈ થઈ. આખરે તેમણે એ વિષે વેદનું પ્રમાણ જોવા કબૂલ કર્યું. પવિત્ર વેદપુસ્તકમાંથી એમ જણાયું કે એ સન્માન શિવનું છે. બીજા બે દેવો સામા થયા ને બોલી ઊઠયા કે 'ભૂતોના પતિ, શ્મશાનમાં આનન્દ માનનાર, આખે ડીલે ભસ્મ ચોળેલી એવા નગ્ન ભક્ત, ઝરડાઈ ગયલા દેખાવવાળા, જટાધારી ને સર્પથી ભૂષિત થયલા, એવા શિવ સર્વમાં શ્રેષ્ઠ શી રીતે હોય?' તેઓ આમ કહેતા હતા એટલામાં મનુષ્યરૂપ ધારણ કરી વિશાળ અને ભયંકર રૂપમાં શિવ તેમના મ્હોં આગળ ખડા થયા. તેમને જોઈ બ્રહ્માનું પાંચમું માથું ક્રોધથી રક્ત થઈ ગયું અને બોલ્યું, 'હે ચન્દ્રશેખર, હું તમને સારી પેઠે ઓળખું છું; કારણ કે તમે મારા માથામાંથી ઉત્પન્ન

૧. મૂરકૃત 'હિંદુ સર્વ દેવ.'

થયા છો અને તમે રોયા માટે મેં તમને રુદ્ર કહ્યા. તેટલા માટે તમે જલદી મારે પગે પડો એટલે, હે પુત્ર ! હું તારૂં રક્ષણ કરીશ.' આ અભિમાનના શબ્દ સાંભળી શિવને ઘણો ક્રોધ ચડયો અને તેના ક્રોધમાંથી ભૈરવ નામનું ભયંકર સ્વરૂપ ઊભું થયું, તેણે ડાબા હાથના અંગુઠા વડે બ્રહ્માનું માથું કાપી નાખ્યું.'[1]" દુનિયાને આશ્ચર્ય ઉત્પન્ન કરનાર આ કેવો દેખાવ ! ભૈરવના ડાબા હાથના અંગુઠાના નખથી મોટા સ્રષ્ટાનું માથું કપાઈ ગયું !

બ્રહ્માનો દેખાવ પૂજ્ય છે, કાર્ય પ્રૌઢ છે, અને નામ ગૌરવવાળું છે, તોપણ એની નીતિનો વૃત્તાન્ત અદેખાઈ કરવા જેવો નથી. તે ત્રણ લોકના સર્જનહારે પોતાની પુત્રી સાથે અનીતિનું કામ કર્યું અને એ ભયંકર અપરાધ માટે તેને બાકીના દેવોએ શિક્ષા કરી કે તમારી પૂજા કરવામાં નહિ આવે. વળી મદ્યપાનનો બીજો અપરાધ પણ તેને શિર મૂકવામાં આવે છે, તેમજ સ્કન્દપુરાણમાં એક નિર્લજ્જ વાત છે,[2] તેમાં અસત્ય બોલવાનો દોષ તેને લગાડયો છે ને સાબીત કરવામાં આવ્યો છે. તેની પૂજા લગભગ બંધ થઈ છે તેનું આ પણ એક કારણ છેઃ–

" તમે બાલિશ રીતે અને મન્દ બુદ્ધિથી અસત્ય બોલ્યા છો, તેથી હવે પછી કોઈ તમારૂં પૂજન કરશે નહિ. "

હિંદુસ્તાનમાં આજ તેની ભાગ્યેજ પૂજા થાય છે. માત્ર બેજ મંદિર જોવામાં આવે છે, એક રજપુતાનામાં પુષ્કર તલાવ પાસે, અને બીજું આબુ પર્વતની પાસે દેહર આગળ. એ ખરી વાત છે કે આવી રીતની મના છે તેમ છતાં બ્રાહ્મણો પ્રાતઃકાળ અને સાયંકાળની સંધ્યામાં મન્ત્ર બોલે છે તેમાં બ્રહ્માનું વર્ણન આવે છે અને મધ્યાહ્નને તેને કોઈ વખત પુષ્પ અર્પે છે. અને કોઈ વખત ઘીનો હોમ કરે છે.

---

૧ વિલ્કિન્સકૃત ' હિંદુપુરાણ, ' પૃ૦ ૧૦૨.
૨ કેનેડિકૃત ' હિંદુપુરાણ, ' પૃ૦ ૨૭૧.

પણ બીજા દેવોના વૃત્તાન્ત એવાજ દોષભરેલા છે, છતાં તેઓની પૂજા જારી છે. હાલ બ્રહ્માનું ભાગ્યેજ સન્માન કરવામાં આવે છે તેનું ખરૂં કારણ એ છે કે તેણે માત્ર એક સૃષ્ટિ ઉત્પન્ન કરવાનુંજ કામ કર્યું છે અને તે કામ થઈ રહ્યું એટલે હિંદુ પ્રજાનો તે પરનો પ્રેમ જતો રહ્યો છે.

હિંદુ પુરાણોમાં બ્રહ્માનું આયુષ્ય તેનાં પોતાનાં ૧૦૦ વર્ષ એમ કહ્યું છે અને મનુષ્યનાં ૪૩,૨૦,૦૦૦ વર્ષ તે બ્રહ્માનો એક દિવસ છે ને તે કલ્પ કહેવાય છે. તેની રાત્રી પણ એટલીજ લાંબી છે. દરેક કલ્પને અન્તે જગતનો પ્રલય થાય છે અને પોતાની દીર્ઘ રાત્રીમાં બ્રહ્મા વિશ્રામ લે છે ત્યાર પછી તેની પુન. ઉત્પત્તિ થાય છે.

## ૨. વિદ્યાદેવી, સરસ્વતી

"હે વાગ્દેવી[1]! જ્યા નમ્રદૃષ્ટિવાળા યાત્રાળુઓ 'ત્રિવેણીસંગમ[2]ના તરંગને નમસ્કાર કરે છે તે ઉત્કૃષ્ટ હૃદમાથી નીકળતી તારી સુખકારક વિદ્યાના અમે તૃષાતુર છીએ."

સર વિલિઅમ જોન્સકૃત 'સરસ્વતીસ્તોત્ર.'

હિંદુ લોકોની બધી દેવીઓ પતિની ગૌણ શક્તિઓ છે એમ વર્ણવવામાં આવે છે. એજ પ્રમાણે સૃષ્ટિના કર્તા બ્રહ્માની પત્ની સરસ્વતી ડહાપણની દેવી તરીકે પ્રસિદ્ધ છે અને તેનામાં શોધકવૃત્તિ અને કલ્પનાશક્તિના ગુણો છે તે સાધારણ રીતે ઉત્પાદક કહી શકાય. તેને 'વેદની માતા' કહી છે અને દેવનાગરી લિપિ તથા સંસ્કૃત ભાષાની યોજનાર તરીકે સન્માન આપવામાં આવે છે. તે લલિત કલાની, મુખ્યત્વે ગાયન અને અલંકારશાસ્ત્રની, પોષક દેવી છે તેથી તેને વાગ્દેવી, એટલે "વાણીની દેવી" કહે છે.

---

૧ વાચ્, બ્રાહ્મણી, સાવત્રી, એ બધા સરસ્વતીના નામ છે.

૨ આ અલાહાબાદની પાસેનુ પવિત્ર સ્થળ, જ્યા ગંગા, જમના, અને કલ્પિત સરસ્વતી મળે છે તેને લાગુ પડે છે.

'સરસ્વતી' શબ્દનો અક્ષરાર્થ "જળવાળી" એવો થાય છે. તે પંજાબના એક વહેળાનું પ્રાચીન નામ છે. પ્રાચીન કાળમાં તેને કિનારે દેવોના પ્રૌઢ યજ્ઞો કરવામાં આવતા.[1] તેનાં પવિત્ર જળના પ્રવાહને ઘણી યોગ્ય રીતે છટાદાર વાણીના પ્રસાર અને પવિત્ર મન્ત્ર અને પ્રાર્થનાના પાઠમાં સ્વર અને તાલ સાથે સરખાવતા. આથી સરસ્વતી વાણીની પ્રેરનારી, અને વિજ્ઞાન અને વિદ્યાની પોષનારી દેવી તરીકે પોતાનું સ્થાન લે છે.

પાછલાં પુરાણોમાં સરસ્વતીને જુદાં જુદાં નામોમાં બ્રહ્માની સ્ત્રી તરીકે વર્ણવી છેઃ—

---

૧ નદી તરીકે અર્વાચીન હિંદુઓને જેવી ગંગા તેવી પ્રાચીન હિંદુઓને સરસ્વતી.

ઋગ્વેદ (૧૦–૧૭–૨૦) સરસ્વતીનું નામ કહી કહે છેઃ—"તે (પાણી), જે, ઘીથી શુદ્ધ કરે છે તે અમને ઘીથી શુદ્ધ કરો; કારણ કે તેની દેવીઓ અશુદ્ધિ લઈ જાય છે; હું તેમાથી શુદ્ધ અને સ્વચ્છ થઈ આવું છું;" અને વળી

"અરે સમૃદ્ધ જળ! તમે દ્રવ્યના અધિપતિ છો, તમે ઉત્કૃષ્ટ શક્તિવાળા અને અમર છો. તમે ધન અને સંતતિની દેવી છો. સરસ્વતી પોતાના પૂજકને આ ચૈતન્ય અર્પો." ઋગ્વેદ ૬. ૫૨–૬.

મન્ત્ર તથા સાયણનું ભાષણ નીચે આપ્યાં છેઃ—

आपो॑ अ॒स्मान्मा॒तरः॑ शुन्धयन्तु घृ॒तेन॑ नो घृत॒प्वः॑ पुनन्तु ।
विश्वं॒ हि रि॒प्रं प्र॒ वह॑न्ति दे॒वीरुदिदा॑भ्यः॒ शुचि॒रापू॒त ए॑मि ॥

म० १०, अ० २, सू० १७, ऋ० २४.

જગતની માતા જેવું જળ અમને પ્રોક્ષણથી શુદ્ધ કરો; વળી ઘૃતથી એટલે ઉદકથી અમને પવિત્ર કરે છે એવું જળ, અથવા ઘૃતથી એટલે ગવ્યથી અમને પવિત્ર કરે છે એવું જળ, પ્રત્યક્ષ ઉદકથી અમને પવિત્ર કરો; કારણ કે દેવી–દેવનશીલ–પ્રકાશમાન જળ સર્વ પાપને પુરુષ પાસેથી લઈ જાય છે; પછી જળથી શુદ્ધ થયલો હું સ્તોતા–ઉપર જાઉં છું, સ્વર્ગમાં જાઉં છું, એવો અર્થ છે.

" બ્રહ્મામાંથી નીકળેલો શબ્દ તે બધાના કાનમાં પેઠો; પછી સ્વર્ગમાંથી દિવ્ય સરસ્વતી ઉત્પન્ન થઈ. "[1]

" આખા હિંદુસ્તાનમાં વિદ્યાર્થીઓ એ દેવીની નિયમિત રીતે પૂજા કરે છે અને પોતાના માનીતા વાહન મોર પર બેઠેલી, વાદિત્ર વગાડતી, અને બેવડા હાથોમાં પુસ્તક પકડતી અને પતિને પુષ્પ આપવા જતી–એવું તેનું ચિત્ર ઘણી હાઇ સ્કૂલો અને કૉલેજોના મુખ્ય દ્વારો અને દરવાજાઓ પર માલમ પડે છે. માઘ માસની પાંચેમે ( જાન્યુઆરિમાં ) તેની મૂર્તિ આગળ કલેમ, ખડીઓ, કે પુસ્તક, એ પદાર્થો તે દેવીના યોગ્ય પ્રતિનિધિઓ મનાય છે, તેની આગળ તેની પૂજાનો ખાસ ઉત્સવ ઉજવાય છે. ઘરની પશ્ચિમે કે દક્ષિણે મેજ પર મૂર્તિ કે તેના પ્રતિનિધિને મૂકવામાં આવે છે. ક્રિયા કરાવનાર ગોર પૂજા કરી નૈવેદ્ય ધરે છે ત્યાર પછી, દરેક યજમાનનું નામ ગણાવવામાં આવ્યું હોય છે તે પોતાના હાથમાં પુષ્પ લઈ, તે દેવીની પ્રાર્થના કરી તેને અર્પે છે. ત્યાર પછી હમેશ પ્રમાણે બ્રાહ્મણોને દક્ષિણા આપે છે અને ભોજન કરાવે છે. તેને બીજે દિવસે *હિંદુઓ હમેશનું વ્યાવહારિક કામ કરે છે, તોપણ કોઈ પણ,* પુસ્તક લેતું નથી કે લખતું નથી. તેઓ દિવસમાં એકવારજ જમે છે અને મત્સ્યનો ત્યાગ કરે છે. "[2]

રાત્રીનો છેલ્લો પહોર સરસ્વતીનો ખાસ, પવિત્ર ગણાય છે. મનુસ્મૃતિમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

" ગૃહસ્થે બ્રાહ્મ્ય મુહૂર્તમાં–બ્રાહ્મી ( બ્રહ્માની સ્ત્રી ) એટલે ભારતી, સરસ્વતી તેના મુહૂર્તમાં એટલે રાતને છેલ્લે પહોરે ધર્મ અને ધાર્મિક કૃત્યો, અને વેદનો અર્થ અને તત્ત્વાર્થ–એ બધાંનું ચિન્તન કરવું જોઈએ. " ( અધ્યાય ૪ શ્લોક ૯૨ ).

---

૧ મહાભારત, શાન્તિપર્વ, ૬૮૧૧.
૨ વૉર્ડકૃત ' હિંદુઓ,' પૃ૦ ૧૦૭.

વિદુષી અને સૌન્દર્યવતી સરસ્વતી ઉપરાંત બ્રહ્માને ગોપકન્યા ગાયત્રી નામની બીજી સ્ત્રી હતી. એ બે સ્ત્રીઓની ઈર્ષ્યા અને પાછળથી થયલા સમાધાન વિષે સ્કન્દપુરાણમાં એક રસિક વાત કહી છે. શિવ પોતાની પત્ની દેવીને ( પાર્વતીને ) કહે છે:—

" દેવિ! સાંભળો. સરસ્વતીએ બ્રહ્માને કેવી રીતે તજ્યા અને તે કારણથી બ્રહ્મા કેવી રીતે ગાયત્રીને પરણ્યા તે હું તમને કહું છું. વેદમાં કહ્યું છે કે યજ્ઞો કરવાથી ઘણા લાભ થાય છે, દેવ પ્રસન્ન થાય છે, અને તેઓ પૃથ્વી પર વૃષ્ટિ મોકલે છે........આ કામને માટે બ્રહ્મા, સરસ્વતી, દેવો, અને પવિત્ર મુનિઓ પુષ્કર ગયા; પણ યજ્ઞો કરવા માટે સર્વ વિધિઓ અને ક્રિયાઓ માટે બધી તૈયારી થઈ, ત્યારે સરસ્વતી કંઈ ઘરકામમાં રોકાયલાં હોવાથી ત્યાં હાજર નહોતાં. તે પરથી તેમને બોલાવવા એક ઋત્વિજ્ ગયો. પણ તેમણે કહ્યું, મેં હજી મારાં વસ્ત્ર પહેર્યાં નથી તેમજ બીજાં કેટલાંક કામ પણ કર્યાં નથી. લક્ષ્મી, ગંગા, ઇન્દ્રાણી, અને બીજા દેવો અને પવિત્ર મુનિની પત્નીઓ હજી આવ્યાં નથી, તો સભામાં એકલી હું શી રીતે દાખલ થાઉં ?

ઋત્વિજે પાછા જઈ બ્રહ્માને કહ્યું કે સરસ્વતી કામમાં છે, માટે આવવાનાં નથી; અને પત્ની વગર આ ક્રિયાઓ કરવાથી શું ફળ મળશે ? બ્રહ્મદેવ તેમની રીતભાતથી ગુસ્સે થયા અને ઇન્દ્રને આજ્ઞા કરી કે જાઓ, મારા હુકમ પ્રમાણે મારે માટે જ્યાં આલમ પડે ત્યાંથી એક સ્ત્રી લાવો. ઇન્દ્ર એકદમ બહાર નીકળ્યા અને એક તરુણ, સુંદર, અને હસતા મુખની ગોપકન્યા દહિંની માટલી લઈ જતી તેમની નજરે પડી. તેમણે તેને પકડી અને સભામાં લઈ ગયા. પછી બ્રહ્માએ આ પ્રમાણે કહ્યું, ' હે પવિત્ર મુનિઓ ! તમને ઠીક લાગતું હોય તો હું આ ગાયત્રી જોડે લગ્ન કરૂં. ' તે ઉપરથી બ્રહ્માના ગાયત્રી સાથે લગ્ન થયાં. ગાયત્રીને કન્યાના મંડપમાં લઈ ગયા અને કીમતીમાં કીમતી ભૂષણોથી શણગારી.

આ વખતે વિષ્ણુ, રુદ્ર, અને અન્ય દેવોની પત્નીઓ સાથે સરસ્વતી યજ્ઞસ્થાનમાં આવ્યાં. કન્યાના મંડપમાં ગોપકન્યાને બેઠેલી અને ઋત્વિજોને યજ્ઞ કરતા જોઈ તે બોલી ઊઠ્યાં, "હે બ્રહ્મદેવ ! તમે મને-તમારી પરણેલી સ્ત્રીને-કાઢી મૂકવાનો પાપી વિચાર કર્યો છે ? તમને કંઈ લજ્જા લાગતી નથી કે કામને વશ થઈ તમે આવું નિર્લજ્જ કામ કરો છો ? તમને દેવોના અને પવિત્ર મુનિઓના મોટા પિતા કહે છે, તોપણ તમે જાહેર રીતે એવું આચરણ કર્યું છે કે તેથી ત્રણ ભુવનમાં તમારો તિરસ્કાર થશે. પણ હું મારું સુખ શી રીતે બતાવું કે મારા પતિથી તજાયલી થવાથી હું મને પત્ની શી રીતે કહું ?" બ્રહ્માએ ઉત્તર આપ્યો, "ઋત્વિજોએ મને કહ્યું કે યજ્ઞનો સમય જતો રહે છે અને સ્ત્રી પાસે ન હોય તો મારાથી ક્રિયા થાય નહિ....અને ઇન્દ્ર ગાયત્રીને લઈ આવ્યા એટલે વિષ્ણુએ અને રુદ્રે મારું તેની સાથે લગ્ન કર્યું. તેટલા માટે આટલા એક અપરાધની ક્ષમા કરો. હું કદી તમારો ફરીને અપરાધ કરીશ નહિ."

આ શબ્દો સાંભળી સરસ્વતી બોલ્યાં, "યજ્ઞો કરવાથી મેં જે શક્તિ પ્રાપ્ત કરી છે તેથી હું કહું છું કે વરસમાં એક દિવસ સિવાય બ્રહ્માની પૂજા મંદિરમાં કે પવિત્ર સ્થળમાં નહિ થાય. હે ઇન્દ્ર ! તમે આ ગોપકન્યાને બ્રહ્મા પાસે લાવ્યા માટે તમે સાંકળોએ બંધાઈ અજાણ્યા દેશમાં કેદી થશો. વિષ્ણુને કહ્યું, તમે એનું બ્રહ્મા સાથે લગ્ન કર્યું માટે તમારે મનુષ્યોમાં જન્મવું પડશે અને ઢોરોના ગરીબ પાલક તરીકે લાંબો વખત ભટકવું પડશે. પછી ઋત્વિજોને ને બ્રાહ્મણોને કહ્યું, હવે પછી તમે દક્ષિણા મેળવવાના લોભથીજ યજ્ઞ કરશો અને લોભથી તીર્થોમાં જશો." આ શાપો દઈ સરસ્વતી સભામાંથી ચાલ્યાં ગયાં; પણ બ્રહ્માની પ્રાર્થનાથી વિષ્ણુ અને લક્ષ્મી તેમની પાછળ પડ્યાં અને પાછાં ફરવા વિનવ્યાં. વળી જે શાપો સરસ્વતીએ દીધા હતા તેને સાવિત્રીએ ઓછા કર્યા અને બ્રહ્માના સર્વ ભક્તોને સર્વ પ્રકારનાં સુખ મળશે, છેવટે તેમનામાં એકરૂપ પણ થશે, એમ પ્રતિજ્ઞા કરી વરદાન આપ્યું,

સરસ્વતી પાછાં આવ્યાં ત્યારે બ્રહ્માએ તેમને પૂછ્યું કે મારે ગાયત્રીનું શું કરવું તે વિષે તમારી જે ઇચ્છા હોય તે કહો. વળી ગાયત્રી પણ સરસ્વતીને પગે પડયાં. તેમણે તેમને બેઠાં કરી કહ્યું, સ્ત્રીએ પતિની ઇચ્છા ને આજ્ઞા માથે ચઢાવવી જોઈએ; કારણ કે જે "સ્ત્રી સ્વામીને ઠપકો દે છે, જે ફરિયાદ કરે છે અને કજીઆખોર છે, તે મુઆ પછી નક્કી નરકમાં પડશે. તેટલા માટે આપણે બંનેએ બ્રહ્માને અનુરક્ત થવું જોઈએ." ગાયત્રીએ કહ્યું, "બહુ સારૂં, તમારી આજ્ઞા હું હમેશ માનીશ અને તમારી મૈત્રી મારા જીવન જેવી કીમતી ગણીશ, હે દેવિ! હું તમારી પુત્રી છું, કૃપા કરી મારૂં રક્ષણ કરો."[૧]

આ પ્રમાણે બંને વચ્ચે સંપૂર્ણ સમાધાન થયું, પણ સરસ્વતી-એ ક્રોધમાં દીધેલા શાપો આજના લોકપ્રિય હિંદુધર્મમાં આશ્ચર્ય-કારક રીતે ખરા પડયા છે.

૧. વિલ્કિન્સકૃત 'હિંદુપુરાણ,' પૃ૦ ૧૧૧-૧૩.

# પ્રકરણ ૩જું

## સૃષ્ટિનું રક્ષણ કરનાર વિષ્ણુ અને સંપત્તિની દેવી લક્ષ્મી

### ૧. સૃષ્ટિનું રક્ષણ કરનાર વિષ્ણુ

" હે સ્વયંભૂ દેવ ! તારી વાણી સ્વર્ગીય છે, તું જળમાં શયન કરે છે તેથી તારૂં નામ નારાયણ પડયું છે. તને નમસ્કાર. "

સર વિલિયમ જોન્સ.

બધા હિંદુ લોકોના વૈષ્ણવ (વિષ્ણુના ભક્ત), શૈવ (શિવના ભક્ત), અને શાક્ત (દેવી કે ઐશ્વરી શક્તિના ભક્ત) એવા ત્રણ મોટા વિભાગ થઈ શકે છે, તેથી હિંદુ પુરાણમાં આ દેવનું સ્થાન કેવું અગત્યનું છે તે સહેલાઈથી સમજાશે. જુદા જુદા અવતારોમાં વિષ્ણુની પૂજા બીજા કોઈ દેવની પૂજા કરતાં વધારે હિંદુ લોકો કરે છે. એના પૂજકો ઘણે ભાગે ઉત્તરની મજબૂત લડાયક જાતોમાં માલમ પડે છે, એથી ઉલટું, શિવના પૂજકો મુખ્યત્વે કરીને વધારે નરમ દક્ષિણના લોકોમાં જોવામા આવે છે. શક્તિની પૂજા વ્યાવહારિક રીતે બંગાળા અને ઓરિસાના ભાગોમાંજ જણાય છે.

વિષ્ણુ એ ત્રિમૂર્તિમાં બીજા છે, પરંતુ એથી કંઈ તે બ્રહ્માથી ઊતરતા છે એમ સમજવાનું નથી. આગળ જોવામાં આવશે તેમ વિષ્ણુ પોતાને સર્વથી શ્રેષ્ઠ માને છે. બ્રહ્માનું ખાસ કામ સષ્ટિનું સંરક્ષણ કરવાનું છે. આપણે [1]વાંચીએ છીએ કે " આ દુનિયા સર્જવા પરમાત્માએ પોતાના જમણા પાસામાંથી બ્રહ્માને, તેનું સંરક્ષણ કરવા ડાબા પાસામાંથી વિષ્ણુને, અને સંહાર કરવા મધ્યમાંથી શિવને પેદા કર્યા. "

૧. પદ્મપુરાણ, વિલ્કિન્સકૃત ' હિંદુપુરાણ ', પૃ૦ ૧૧૬ જુઓ.

હિંદુ ત્રિમૂર્તિના ત્રણ દેવોમાં વિષ્ણુ મનુષ્યસ્વરૂપને સર્વથી વધારે મળતા છે, તેમજ લક્ષણ, ગુણ, અને સમાનભાવમાં મનુષ્ય-સ્વભાવને યોગ્ય દયાથી પરિપૂર્ણ છે. આથી તે સર્વથી વિશેષ લોકપ્રિય થયા છે. તેને ચાર હાથ છે. પોતાના ભક્તોનો ઉદ્ધાર કરવામાં જે શક્તિ તે વાપરે છે તે શક્તિના સૂચક એ ચાર હાથ છે (એવડા અવયવ હોવા એ વિશેષ શક્તિ બતાવવાની હિંદુઓની રીત છે). તેના સમગ્ર દિવ્ય સ્વભાવે કે તેના અંશોએ, ભયને અને આકસ્મિક ભારે જોખમને પ્રસંગે પૃથ્વીનો ઉદ્ધાર કરવા પૃથ્વી પર અવતાર લીધો છે. હજી પણ તેઓ સાધુ પુરુષોમાં અને જીવતા આચાર્યોમાં ઊતરે છે એમ માનવામાં આવે છે. "[1]

વિષ્ણુનાં લક્ષણનું આબેહુબ ચિત્ર વૈષ્ણવોનાં જ્ઞાતિચિહ્નોમાં છે. તેમના કપાળ પર V એ અંગ્રેજી અક્ષરનું ચિહ્ન, જેમાં બિન્દુ નીચે આવે છે, તે તેમને બીજા ભક્તોથી ઓળખાવી કાઢે એવું ચિહ્ન છે. આ ચિહ્ન વિષ્ણુને જળની સાથે એકરૂપ કરે છે; કેમકે જળનો સ્વભાવ નીચે વહેવાનો છે. તેમજ શિરોબિન્દુ ઉપર હોય એવો ખુણો શિવનું ચિહ્ન છે તે તેથી ઓછું લાયક નથી. તે અગ્નિનું સૂચક છે, તેથી પ્રાણના આપનાર અને નાશ કરનાર બળનું ચિહ્ન છે. આ સંબંધમાં આ વાત કહેવી યોગ્ય છે કે વૈષ્ણવો ઘણી વાર વિષ્ણુને નારાયણ કહે છે. એ શબ્દનો અર્થ મનુસ્મૃતિમાં (અધ્યા૦ ૧ શ્લો૦ ૧૦) સમજાવ્યો છેઃ–' જળને નાર કહે છે; કેમકે તે નરના–પરમાત્માના પુત્રની પ્રથમ સૃષ્ટિ છે; તે (જળ) એનું પૂર્વ અયન-ગતિનું સ્થાન છે, માટે એ નારાયણ–જળમાં ગતિ કરનાર કહેવાય છે.[2] " તેજને પણ વિષ્ણુની સાથે સંબંધ છે; કેમકે તેજ જળમાંથી ઉત્પન્ન થયું છે એમ કહે છે.

ખરૂં જોઈએ તો વિષ્ણુને તેજ, ગરમી, હવા, કે પાણી સાથે

---

૧. મોનિઅર વિલિઅમ્સકૃત 'હિંદુસ્તાનમાં ધાર્મિક વિચાર અને જીવન', પૃ૦ ૪૬.

૨. મૂરકૃત 'હિંદુ સર્વદેવ,' પૃ૦ ૭૪.



સાવિત્રી ( વિદ્યાની સરસ્વતી ) બ્રહ્માના ( સર્જનહારના )
વાહન હંસ પર બેઠા છે અને તેના હાથમાં એક [illegible]
ચોપડી અને કાગળનો વીંટો છે



બ્રહ્માના બીજા પત્ની સાવિત્રી
પંચ માથા સાથે



એક વૈષ્ણવ પુરોહિત બધા જ્ઞાતિના ચિહ્નો સાથે



અર્ધનારીનટેશ્વર  હરિહર.
શિવની સાથે જોડાયલા, મોહિની
સ્વરૂપમા વિષ્ણુ

સંબંધ હોય તોપણ એ તો ખુલ્લુંજ છે કે તેનું મુખ્ય કામ ઐશ્વરી વ્યાપકતું ( વિપ્ 'વ્યાપવું', એ સંસ્કૃત ધાતુ ઉપરથી 'વિષ્ણુ' શબ્દ આવ્યો છે ) અને સજીવ અને નિર્જીવ, સૃષ્ટ પદાર્થોમાં ખાસ કામોને માટે પોતાનો અંશ પ્રેરવાનું છે; દાખલા તરીકે, શાલિગ્રામ જેવા પત્થરોમાં, ગંગા જેવી નદીઓમાં, તુલસી જેવા છોડો ને વૃક્ષોમાં, માછલું, કાચબો, અને વરાહ જેવાં પ્રાણીમાં અને છેવટે મનુષ્યમાં.'[1]

વિષ્ણુ બીજા બે દેવો કરતાં અધિક બળવાન્ છે. તેને માટે નીચેની બે વાર્તાઓ આપી છે, તેમાંની એક ભાગવત પુરાણમાંની છેઃ—

સરસ્વતીને કિનારે પવિત્ર ઋષિઓ યજ્ઞ કરતા હતા ત્યારે ત્રણ દેવોમાં કયો શ્રેષ્ઠ છે તે વિષે તેમનામાં તકરાર થઈ. તેમણે બ્રહ્માના પુત્ર ભૃગુને એ બાબત નક્કી કરવા મોકલ્યા. તેઓ પ્રથમ બ્રહ્મલોકમાં ગયા અને સત્ય જાણવાની ઇચ્છાથી સન્માન આપવાનો હમેશનો આચાર કર્યા વિના તેમની સભામાં દાખલ થયા. આ અપમાનથી બ્રહ્માને ક્રોધ ચઢયો અને તેમનો નાશ કરવાની તૈયારીમાં હતા, એટલામાં ભૃગુ પોતાનો પુત્ર છે એમ યાદ આવવાથી તેમણે ક્રોધ શમાવી દીધો. પછી ભૃગુ શિવના નિવાસસ્થાન કૈલાસ ગયા. શિવ તેમને ભાઈની પેઠે આલિંગન કરવા ગયા; પણ તે મુનિ આલિંગન કરતાં પાછા હઠી ગયા. આવા તેના વર્તનથી ક્રોધ પામી દેવે પોતાનું ત્રિશૂળ લીધું અને તેને મારી નાખવા જતા હતા, એટલામાં પાર્વતી તેમને પગે પડયાં અને તેનાપ્રાણ બચાવવા વિનવ્યા. પછી તે વિષ્ણુના સ્વર્ગ, વૈકુંઠમાં ગયા અને વિષ્ણુ સૂતા હતા ત્યારે તેની છાતીમાં લાત મારી. ભગવાન્ નિદ્રામાંથી ઊઠયા એટલે તેમણે ભૃગુને માનપૂર્વક નમસ્કાર કર્યા અને કહ્યું, 'મહારાજ, આપને વન્દન કરૂં છું. આપ આસન પર બેસવા કૃપા કરો અને અભ્યાગત આવે ત્યારે તેને યોગ્ય માન આપવું જોઈએ તે મેં આપ્યું નથી તે અપરાધની ક્ષમા કરો, તેમજ તમારા સુકુમાર પગને ઇજા થઈ હશે તેને માટે પણ ક્ષમા

૧. મોનિયર વિલિઅમ્સકૃત 'હિંદુસ્તાનમા ધાર્મિક વિચાર અને જીવન,' પૃ૦ ૩૪૬.

કરો.' પછી તેણે પોતાને હાથે ભૃગુ ઋષિના પગ ચાંપ્યા અને કહ્યું, 'આજ હું અત્યન્ત સન્માન પામ્યો છું; કેમકે હે ભગવન્, તમારા પગની પાપનાશક રજ તમે મારી છાતી પર મૂકી છે. અપમાનના સંબધમાં આ જવાબ સાંભળી ભૃગુને એવી તો શરમ લાગી કે રોતા રોતા તે ઋષિ લોકો પાસે દોડી ગયા. તેમણે આ સર્વ હકીકત જાણી એકદમ ઠરાવ કર્યો કે વિષ્ણુ સર્વમાં મોટામાં મોટા દેવ છે; કેમકે અક્ષમા અને ક્રોધથી મુકત છે.[1] "

વળી સ્કન્દ પુરાણમાં વર્ણવ્યું છે કે આખી પૃથ્વી જળમય થઈ હતી અને વિષ્ણુ સહસ્રમુખ શેષનાગની છાતી પર લાંબા થઈને સૂતા હતા, ત્યારે તેમની નાભિમાંથી એક કમળ ઉત્પન્ન થયું અને તેનું ઊંચું જતું ફૂલ તરતજ પાણીની સપાટી લગણ પહોંચ્યું અને તે ફૂલમાંથી બ્રહ્મા નીકળ્યા. બ્રહ્માએ આસપાસ જોયું અને અપાર, વિસ્તૃત આકાશમાં કોઈ પ્રાણીને જોયું નહિ, તેથી તેમણે પોતેજ પ્રથમ જન્મ્યા છે અને બીજા બધા પદાર્થો કરતાં ઊંચા દરજ્જાના થવા યોગ્ય છે એમ ધાર્યું. તોપણ તેમણે પ્રથમ સમુદ્રમાં શોધ કરવાનો અને મારી સાથે શ્રેષ્ઠ પદ માટે કોઈ તકરાર કરનાર છે કે નહિ તે નક્કી કરવાનો નિશ્ચય કર્યો. તેથી તે કમળના નાળ તરફ ચાલ્યા અને વિષ્ણુને ઊંઘતા જોઈ બૂમ પાડીને પૂછયું કે 'તમે કોણ છો ?' વિષ્ણુએ કહ્યું, 'હું પ્રથમ જન્મ પામનાર છું' અને બ્રહ્માએ એ વાત સ્વીકારી નહિ એટલે બંને વચ્ચે ભારે કજીઓ થયો. એ તકરાર ચાલ્યા કરી, એટલામાં શિવ બંને યોદ્ધાઓની વચ્ચે પડયા અને ગુસ્સાથી બોલ્યા, 'હું ખરેખરો પ્રથમ જન્મેલો છું; પણ તમારા બેમાંનો જે મારા માથાની ટોચ પર કે પગને તળીએ પહોંચી શકશે તેને હું મારૂં શ્રેષ્ઠ પદ આપી દઈશ.' બ્રહ્મા એકદમ ચઢ્યા; પરંતુ અપાર સ્વરૂપના પ્રદેશમાં ચઢી ચઢીને થાક્યાને કંઈ વળ્યું નહિ તથાપિ શ્રેષ્ઠ ગણાવાતું માન છોડી દેવા નાખુશ હોવાથી જૂઠું બોલ્યા કે મેં 'શિવના માથાનો મુકુટ જોયો.'

૧ કેનેડિકૃત 'હિંદુપુરાણ,' પૃ૦ ૨૪૦.



વિષ્ણુ હજાર માથા વાળા શેષ પર સૂતા છે, ત્યારે લક્ષ્મી તેમના પગ ચાંપે છે અને સર્જનહાર બ્રહ્મા તેમના નાભિકમળમાં ઉત્પન્ન થાય છે.



લક્ષ્મીનો જન્મ ( ૨. લક્ષ્મીની હકીકત જુઓ. )

અભિમાન ને અસત્યના આ એવડા પાપ માટે શિવે નિર્માણ કર્યું કે બ્રહ્માની પૂજા કે પવિત્ર ક્રિયા કોઈ કરશે નહિ. વિષ્ણુ પાછા ફર્યા અને કબૂલ કર્યું કે હું મહાદેવના (શિવના) પગ જોઈ શક્યો નથી. તે પરથી શિવે કહ્યું કે 'તમે દેવોમાં સર્વથી પ્રથમ જન્મ્યા છો અને સર્વથી ઊંચું પદ પામવા યોગ્ય છો. આ પ્રમાણે વિષ્ણુ અગ્રે જન્મ પામ્યા છે તે અને નીતિમાં સર્વોપરિ છે તે વાત સિદ્ધ થઈ.[1]

ત્રણ મોટા દેવોમાં વિષ્ણુજ એકલા વેદના પ્રાચીન ધર્મમાં અને અર્વાચીન હિંદુ ધર્મમાં એક નામે પુજાય છે. ઋગ્વેદમાં વિષ્ણુને સૂર્ય કલ્પ્યા છે અને તેના ત્રણ ક્રમ છે–ઉદય, મધ્યાહ્નને માથે આવવું, અને અસ્ત. એ ત્રણ પગલે એ આકાશ ઓળંગે છે એમ વેદના ઋષિઓ ધારે છે. આ વિષ્ણુનું મોટું પરાક્રમ છે અને એ એનો ખાસ મહિમા છે. આ ત્રણ વિક્રમ–પગલાં વિષે એમ કહે છે કે એમાંનાં બે–'ઉદયનું' ને 'અસ્તનું'–માનવ લોકની પાસે છે અને ત્રીજા પગલા પાસે કોઈથી પહોંચી શકાતું નથી; ગરુડ પણ પોતાના વેગથી ત્યાં જઈ શકતો નથી. તેણે એ ત્રણ પગલાં મનુષ્યલોકના સંરક્ષણ અને હિતને માટે ભર્યાં કે તેથી તેમના રક્ષણ નીચે મનુષ્ય સુખે જીવી શકે. વચલા પગલાને અથવા ઊંચામાં ઊંચા સ્થાનને યોગ્ય રીતે વિષ્ણુનું પરમપદ, ઉત્કૃષ્ટ સ્થાન કહે છે.[2]

વિષ્ણુ બીજા દેવોથી અવતાર લેવાના લક્ષણથી જુદા પડે છે. (રામ, કૃષ્ણ, વગેરે) તેના ભિન્નભિન્ન સ્વરૂપમાં વિષ્ણુ લાખો માણસોના વિચારમાં વ્યાપી રહ્યા છે અને જીવનને હલમલાવી નાંખે

---

૧ મ્યુરકૃત 'હિંદુ સંદેશ', પૃ. ૧૮.

૨ વિષ્ણુ સૂર્યદેવ તરીકે–"જે સ્થાનમાંથી વિષ્ણુ પૃથ્વીના સપ્ત લોકમાંથી ચાલ્યા તે સ્થાનમાંથી દેવો અમારું રક્ષણ કરો. વિષ્ણુ આ (દુનિયા) પર ચાલ્યા. ત્રણ સ્થળે તેમણે પોતાના પગલાં મૂક્યાં. વિષ્ણુનું એ ઊંચામાં ઊંચું સ્થાન (સૂર્યનું ઊંચામાં ઊંચું સ્થાન) ઋષિઓ જુએ છે. ઋગ્વેદ ૧ પૃ૦ ૧૬–૨૨.

છે. અવતારનું કારણ એવું આપવામાં આવે છે કે મનુષ્યજાતિનું સંરક્ષણ કરવાનું વિષ્ણુનું જે શ્રેષ્ઠ કામ તે કામ પરિપૂર્ણ કરવા માટે અવતાર ધારણ કરવામાં આવ્યા હતા. માનવ લોક પર જ્યારે ભારે સંકટ આવી પડે છે અથવા તો રાક્ષસોનાં ક્રૂર કર્મોને લીધે તેમનાં સુખ અને વૃદ્ધિમાં દુસ્તર વિઘ્ન આવી પડે છે, ત્યારે સંરક્ષક દેવ વિષ્ણુ અદૃશ્ય સ્વરૂપ છોડી દઈ મનુષ્યનો ઉદ્ધાર કરવા પૃથ્વી પર કોઈ પણ રૂપમાં અવતાર લે છે અને પોતાનું ખાસ કામ પૂરું થાય છે કે સ્વર્ગલોકમાં પાછા ફરે છે.

એ અવતારો વિષે કેનેડિ[1] કહે છે કે " એમાંના કેટલાક તદ્દન જગત્‌ની રચનાને લગતા છે, પણ બીજાઓ ઘણું કરીને ઐતિહાસિક બનાવોને આધારે છે; એમાંના મુખ્ય પુરુષને ધીમે ધીમે ઐશ્વરી ગુણો લાગુ પાડવામાં આવ્યા અને છેવટે તેને દેવનો પ્રત્યક્ષ અવતાર માનવા લાગ્યા. " ( ' હિંદુ પુરાણ, ' પૃ૦ ૨૪૪ ).

---

૧ " જે વિષ્ણુએ પૃથ્વીના પ્રદેશો માપ્યા, અને ત્રણ પગલા મૂકીને, વિશાળ પગલાથી, ઊર્ધ્વ લોક સ્થાપ્યો, તે વિષ્ણુના હું ભિન્ન પરાક્રમો કહું છું. તેટલા માટે વિષ્ણુ પોતાના મહિમા માટે પ્રસિદ્ધ છે, વન્ય પશુ જેવા ભયંકર છે, નાશકારક છે, પર્વતોમા કે ( વાદળામા ) વસે છે, અને તેનાં ત્રણ વિશાળ પગલામા સર્વ લોકો દુનિયામા વસે છે. જેના ત્રણ, મધથી ભરેલાં, અવિનાશી મયકો આપણને આનન્દ પમાડે છે; જે એકલાએ ત્રેવડા વિશ્વને-પૃથ્વી, આકાશ, અને અન્તરિક્ષને-ટેકવ્યાં, હું તેનું તે પ્રિય સ્વર્ગ પામું, જ્યાં દેવોના ભક્તજનો આનન્દમા રહે છે; તેમને માટે વિશાળ પગલાવાળા વિષ્ણુના ઊંચામા ઊંચા સ્થાનમાં મધનો ઝરો છે." ઋગ્વેદ ૧–૧૫૪.

" તું તારા શરીર વડે અમારા માપથી અત્યન્ત વિશેષ વૃદ્ધિ પામે છે. મનુષ્યો તારા મહિમાને પહોંચી શકતા નથી. અમે પૃથ્વી પરના તારા બંને પ્રદેશો જાણીએ છીએ; તું દિવ્ય વિષ્ણુ દૂરમાં દૂર ( પ્રદેશ ) જાણે છે. હે દિવ્ય વિષ્ણુ ! જે કોઈ જન્મ પામે છે કે જન્મ પામી ચૂક્યો છે તે તારા મહિમાની અતિદૂર સીમા જાણતો નથી. ઊંચા ને વિશાળ આકાશને તેં ટેકવ્યું જ છે; તેં પૃથ્વીના પૂર્વ શિખરને ટકાવ્યું જ છે (ઇસૈઆહ ૪૦, ૨૨; ૪૫.

૧૨, ૧૮ સાથે સરખાવો ). હે વિષ્ણુ ! તેં આ બે દુનિયાને જુદી જુદી રોકવી છેજ; તેં પૃથ્વીને દરેક બાજુએ પ્રકાશના કિરણોથી ઢાંકી દીધી છે–" ઋગ્વેદ ૭. ૯૯. ૧–૨.

विष्णोर्नु कं वीर्याणि प्रवोचं यः पार्थिवानि विममे रजांसि ।
यो अस्कंभायदुत्तरं सधस्थं विचक्रमाणस्त्रेधोरुगायः ॥
म० १ अ० २१ सू० १५४ ऋ० १ ॥

હે નરો ! વિષ્ણુનાં–વ્યાપનશીલ દેવનાં–હું વીરકર્મો ઘણા જલદી કહું છું; જે વિષ્ણુએ પૃથિવીસંબંધી રંજનાત્મક, ક્ષિતિ આદિ ત્રણ લોકના અભિમાની અગ્નિ, વાયુ, ને આદિત્ય રૂપ રજનું વિશેષ નિર્માણ કર્યું. વળી જે વિષ્ણુએ ઉપર રહેલા, અતિવિસ્તીર્ણ, સાથે રહેલા–ત્રણ લોકના આશ્રયભૂત અંતરિક્ષને આધાર તરીકે નિર્મ્યું, એટલે અન્તરિક્ષમાં રહેલા ત્રણ લોકને પણ સર્જ્યાં—અથવા જે વિષ્ણુએ પૃથિવીસંબંધી રજસ્ લોકો ( रजस् શબ્દ લોકવાચી છે એમ યાસ્ક કહે છે. ) એટલે પૃથિવીની નીચેના સાત લોકો સર્જ્યાં અને ઉપર રહેલા પુણ્યવાનના સહનિવાસને યોગ્ય, ભૂરાદિ સાત લોક સર્જ્યાં. શું કરતાં ? ત્રણ પ્રકારે પોતે સર્જેલા લોકો પર વિવિધ રીતે પગ મૂકતા. તે કારણથીજ મોટાઓથી જેની કીર્તિ ગવાતી હતી એવા, અથવા અત્યન્ત જેની કીર્તિ ગવાતી હતી એવા વિષ્ણુએ સર્જ્યાં.

प्र तद्विष्णुः स्तवते वीर्येण मृगो न भीमः कुचरो गिरिष्ठाः ।
यस्योरुषु त्रिषु विक्रमणेष्वधिक्षियन्ति भुवनानि विश्वा ॥ २ ॥

તે વિષ્ણુનું વીર્ય વડે સર્વથી સ્તવન કરાય છે, જેમ ભયંકર, કુત્સિત હિંસા વગેરે કરનાર, પર્વતાદિમાં રહેનાર સિંહનાં સર્વ વખાણ કરે છે–વિષ્ણુ પણ મૃગ–શત્રુઓનો શોધનાર, ભીમ–ભયંકર, કુચર–સર્વ ભૂમિમાં, ત્રણ લોકમાં ચરનાર–અને ગિરિની પેઠે ઊંચા લોકોમાં રહેનાર કે મન્ત્રાદિ વાણીને વિષે હમેશ રહેનાર–એવો વિષ્ણુ પોતાના મહિમાથી વખણાય છે. જે વિષ્ણુનાં ત્રણ વિસ્તીર્ણ પગલામા સર્વ ભુવનો વસે છે.

प्र विष्णवे शूषमेतु मन्म गिरिक्षित उरुगायाय वृष्णे ।
य इदं दीर्घं प्रयतं सधस्थमेको विममे त्रिभिरित्पदेभिः ॥ ३ ॥

કારણ પુરાણના સમયના વિચારની વૃદ્ધિ અને વિકાસ સાથે બરાબર

અમારા કૃત્ય આદિથી ઉત્પન્ન થયલુ મોટુ બળવાન્ સ્તોત્ર અથવા અમારૂ મનનીય બળ વિષ્ણુ પાસે જાઓ. કેવાની પાસે ? વાણીને વિષે કે ઉન્નત પ્રદેશમા રહેનાર, બહુથી જેની સ્તુતિ કરાય છે, કામોનો જે વર્ષનાર-પૂરનાર છે તેની પાસે વળી જે વિષ્ણુએ આ પ્રસિદ્ધ દશ્યમાન, દીર્ઘ-અતિ-વિસ્તૃત, નિયત, સાથે રહેનાર ત્રણ લોકને, એકલોજ, અદ્વિતીય હોઈ, ત્રણ, પગલા વડે વિશેષ માપ્યા

यस्य त्री पूर्णा मधुना पदान्यक्षीयमाणा स्वधया मदन्ति ।

य उं त्रिधातु पृथिवीमुत द्यामेको दाधार भुवनानि विश्वा ॥४॥

જે વિષ્ણુના મધુર, દિવ્ય અમૃત વડે પૂર્ણ, ત્રણ પગલા અક્ષય થતા અન્ન વડે તેને આશ્રયે રહેલા પુરષોને તૃપ્ત કરે છે જેણેજ, પૃથ્વી, અંત રિક્ષ, અને સર્વ ભૂતજાત ચૌદ લોક-અથવા તો-પૃથ્વી એટલે તેની નીચેના અતલ, વિતલ આદિ સાત ભુવન, દ્યુ એટલે તેની અંદરના, ભુવ વગેરે સાત ભુવન, એમ ચૌદ લોકોને, વિશ્વ ભુવન એટલે તેમા રહેનાર સર્વ લોકોને, ત્રણ ધાતુનો સમાહાર તે ત્રિધાતુ, પૃથ્વી, જળ, ને તેજરૂપ ત્રણ ધાતુથી વિશિષ્ટ થાય તે પ્રમાણે ધારણ કર્યા-ઉત્પન્ન કર્યા, અથવા ત્રિધાતુ એટલે ત્રણ કાળ કે ત્રણ ગુણ સાથે.

तदस्य प्रियमभि पाथो अश्यां नरो यत्र देवयवो मदन्ति ।

उरुक्रमस्य स हि बन्धुरित्था विष्णोः पदे परमे मध्व उत्सः ॥५॥

એ વિષ્ણુનુ પ્રિયભૂત તે-સર્વથી સેવાય છે માટે પ્રસિદ્ધ-અન્તરિક્ષ ( પાથ-અન્તરિક્ષનુ નામ છે ), એટલે અવિનશ્વર બ્રહ્મલોક હુ વ્યાપુ ! જે સ્થાનમા દેવને-દ્યોતમાન વિષ્ણુને યજ્ઞાદિથી પોતાના ઇચ્છતા નરો તૃપ્તિ અનુભવે છે. અત્યધિક સર્વ જગતને વ્યાપ્ત કરનાર વિષ્ણુના ઉત્કૃષ્ટ-નિરતિશય-કેવલ સુખાત્મક સ્થાનને વિષે મધુનો નિષ્પન્દ-પ્રવાહ ચાલે છે આ પ્રમાણે ખરે-ખર તે સર્વનો બન્ધુ છે સાય० भाष्य, ભાષા० કર્તા

परो मात्रया तन्वा वृधान न ते महित्वमन्वश्नुवन्ति ।

उभे ते विद्म रजसी पृथिव्या विष्णो देव त्वं परमस्य वित्से॥

म० ७ अ० ६ सु० ९९ ऋ० १ ॥

બંધબેસતું આવે છે. વળી એ અવતારોમાં માછલાં, કાચબો, અને વરાહ જેવાં ઊતરતાં જાનવરોથી-અર્ધ મનુષ્ય અને અર્ધ પ્રાણીના આકારમાં થઈને-નરસિંહમાં થઈને, વામનાવતાર અથવા મનુષ્ય-

માત્રા એટલે માપથી પર એવા શરીર વડે વર્ધમાન, હે વિષ્ણો! તારા મહિમાને તેઓ વ્યાપતા નથી-ત્રૈવિક્રમસમયે જે તારૂં માહાત્મ્ય તે કોઈ જાણવા સમર્થ નથી. પૃથ્વીથી આરંભીને તારા બંને લોક-પૃથ્વી ને અન્તરિક્ષ-અમે જાણીએ છીએ, ચક્ષુથી જોઈએ છીએ, બીજું જોઈ શકતા નથી, તું એ પરમ લોકને જાણે છે, તેથી તારો મહિમા કોઈથી વ્યાપી શકાતો નથી.

न ते विष्णो जायमानो न जातो देव महिम्नः परमन्तमाप।
उदस्तभ्ना नाकमृष्वं बृहन्तं दाधर्थ प्राचीं ककुभं पृथिव्याः ॥२॥

હે વિષ્ણો! જન્મતો પુરુષ તારા મહિમાની દૂર સીમાને પ્રાપ્ત કરી શકતો નથી. તેમજ જન્મેલો પુરુષ પણ પ્રાપ્ત કરતો નથી. શો તે મહિમા છે તે કહે છે-દર્શનીય, મોટા ઘુલોકને તે ઊંચો ટેકવ્યો છે-તે નીચે ન પડે તેમ ટેકવ્યો છે. તેમજ પૃથ્વીની પૂર્વ દિશાને ધારણ કરી છે. એ ઉપલક્ષણ છે-વિશેષ અર્થ સૂચવનાર છે-અર્થાત્ સર્વ પ્રાણીને ને ભુવનોને ધારણ કર્યાં છે. સાય૦ ભાષ્ય, ભાષા૦ કર્તા.

इरावती धेनुमती हि भूतं सूयवसिनी मनुषे दशस्या।
व्यस्तभ्ना रोदसी विष्णवेते दाधर्थ पृथिवीमभितो मयूखैः ॥३॥

હે દ્યાવાપૃથિવ્યો-પૃથ્વી ને અન્તરિક્ષ-સ્તવન કરનાર મનુષ્યને આપવાની ઇચ્છાથી યુક્ત એવા તમે, અન્નવાળા, ગાયવાળા, અને સુંદર યવસ-ઘાસવાળાં થયા છો. એ પ્રસિદ્ધ છે. વિષ્ણુએ પગ મૂક્યો છે એટલે હે પૃથ્વિ ને અંતરિક્ષ! તમેજ એવા થયા છો. હે વિષ્ણો! એ બનેને બરાબર ધારણ કરો, પૃથ્વીને ઊર્ધ્વમુખે ને આકાશને અધોમુખે. વળી પૃથ્વીને સર્વત્ર રહેલા પર્વતોથી તમે ધારણ કરી છે, જેમ ચાલે નહિ તેમ દૃઢ રાખી છે. પર્વતો એ વિષ્ણુના આત્મસ્વરૂપ છે; વિષ્ણુ પર્વતોના અધિપતિ છે એવી શ્રુતિ છે. સાય૦ ભાષ્ય, ભાષા૦ કર્તા.

જાતિના નાનાંમાં નાના સ્વરૂપમાં અને પછી વીર પુરુષો અને અર્ધ-દિવ્ય ગુણોથી યુક્ત મનુષ્યોનાં ઉત્તમમાં ઉત્તમ સ્વરૂપ સુધી આપણે વિકાસ જોઈએ છીએ. કેટલાક આપ્ત[1] પુરુષો એમ વિચારે છે કે આમાંની ઘણી વાર્તાઓ મૂળ કલ્પિત વાર્તા તરીકે લખી હતી, પણ અર્વાચીન હિંદુ લોકોના ગમે તે ખરૂં માનવાના આશ્ચર્યકારક સ્વભાવથી કલ્પિત વાર્તાને બદલે એ સત્ય વાર્તા થઈ અને આ બનાવો અદ્‌ભુત પરાક્રમો ગણાયા.

યમની પેઠે મરણ પામેલાં પ્રાણી પર સર્વોપરિ અધિકાર મારો પણ છે એમ વિષ્ણુ કહે છે. કહે છે કે અજામિલ નામનો એક પુરુષ ઘણો ક્રૂર હતો. તે ગાયો ને બ્રાહ્મણોને મારતો, દારૂ પીતો, અને દરરોજ પાપી કામોમાં જીવન નિર્ગમન કરતો. તેના મરણ પછી યમકિંકરો તેને લેવા આવ્યા અને શિક્ષા કરાવવા સારૂ યમરાજા પાસે લઈ જતા હતા એટલામાં વિષ્ણુના દૂતોએ તેને બચાવ્યો. યમની નોંધબુકો આ માણસનાં અન્યાયી કર્મોની હકીકતથી ભરેલી હતી તેથી યમે વૈકુંઠમાં જઈ વિષ્ણુને આમ કરવાનું કારણ પૂછ્યું. વિષ્ણુએ કહ્યું કે મરણસમયે એણે મારૂં નામ લીધું છે, એ કારણ છે, એટલું બસ છે, મનુષ્યનું જીવન ગમે તેવું પાપી હોય તોપણ મરતાં મરતાં તે વિષ્ણુનું કે તેના એકાદ અવતારનું નામ દે તો તેનો અવશ્ય ઉદ્ધાર થાય.

ઘણાખરા હિંદુઓ આ માને છે. છેલ્લી ઘડીએ તેમને માત્ર ‘રામ,’ ‘કૃષ્ણ,’ ‘નારાયણ,’ કે ‘હરિ’—જે બધાં વિષ્ણુનાં પવિત્ર નામ છે તેમાંનું ગમે તે, મહા મહેનતે શ્વાસ લઈને કાઢવાનું-ઉચ્ચારવાનું છે. એટલું કરશે તો તેમને અવશ્ય સંપૂર્ણ મોક્ષ મળશે. હિંદુના શબને સફેદ વસ્ત્રમાં વિંટાળી વાંસની ઠાઠડી પર બાંધી બાળવાના ઘાટ પર લઈ જાય છે, ત્યારે ડાઘુઓ ‘રામ, રામ, સત્ય નામ’—રામ, રામ, સાચું નામ એમ બોલે છે. વિષ્ણુના અવતારના

૧. જેના વચન પ્રમાણભૂત ગણી શકાય એવા. ભાષાં૦ કર્તા.

આ નામમાંજ યમરાજનાં દ્વાર બંધ કરવાની, યમકિંકરોનો પરાજય કરવાની, અને સ્વર્ગમાં અવશ્ય પ્રવેશ મેળવવાની શક્તિ છે.

“ આષાઢ માસના ( જુન–જુલાઈના ) શુકલ પક્ષની એકાદશીથી કાર્તિક માસના (ઑક્ટોબર–નવેંબરના) શુકલ પક્ષની એકાદશી સુધી દરેક વરસમાં ચાર મહીના વિષ્ણુ શયન કરે છે એવું સામાન્ય માનવું છે. એ ચાતુર્માસ વિષ્ણુ નિદ્રામાં હોય છે ત્યારે દૈત્યો બહાર ફરવા નીકળે છે, તેથી આ ચાર મહીનામાં રક્ષણ કરનારા ઉત્સવો અસાધારણ સંખ્યામાં ઉજવવામાં આવે છે. જે દિવસે દેવ પોઢે છે તે દિવસે સ્ત્રીઓ રક્ષણ તરીકે ગાયના છાણથી ઘર લીંપે છે. તેઓ દિવસે ઉપવાસ કરે છે અને રાત્રે મિષ્ટાન્ન જમે છે. એ ચાર માસમાં લગ્ન કરવાં, ઘરનું છાપરૂં સમરાવવું, અને પાટી પર સૂવું એ અમાંગલિક ગણાય છે. દેવ નિદ્રામાંથી ઊઠે છે તે દિવસથી શેરડી કાપવાનું કામ શરૂ થાય છે. શેરડીની ઘાણીને કુંકુમથી ચિત્રે છે અને તેના પર દીવા સળગાવે છે. આસરે દોઢેક ફુટ ઊંચા લાકડાના ફકડા પર વિષ્ણુ અને તેમનાં પત્ની લક્ષ્મીની મૂર્તિ છાણ ને માખણની લીટીથી કાઢે છે. એ કકડા પર રૂ, છોડ, ફળ, ને મીઠાઈ મૂકે છે; હોમ કરવામાં આવે છે અને પાંચ શેરડીને એકઠી મથાળેથી બાંધી તેનું મડળ બાંધવામાં આવે છે. વિષ્ણુ દેવના સૂચક શાલગ્રામના પત્થરને ઊંચકે છે અને બધાં એકઠાં થઈ ગામડીઆ ગીત ગાય છે તેમાં દેવને જાગ્રત્ થવા અને એ મંડળમાં ભાગ લેવા પ્રાર્થના કરવામાં આવે છે.

નિદ્રાળુ દેવને જગાડવાના મન્ત્રના શબ્દો આ છેઃ—

‘ વાદળા વેરાઈ ગયાં છે; પૂર્ણ ચન્દ્ર તરતજ સંપૂર્ણ તેજમાં પ્રકાશશે. શુદ્ધિ પ્રાપ્ત કરવાની આશામાં હું તને ઋતુનાં તાજાં ફળનું નૈવેદ્ય ધરાવવા આવું છું. તારી દીર્ઘ નિદ્રામાંથી ઊઠ, ભુવનોના અધિપતિ, જાગ્રત્ થા, જાગ્રત્ થા. ’

વિધિ બરાબર પૂરી થયા પછી, ક્રિયા કરાવનાર બ્રાહ્મણ જાહેર કરે છે કે માંગલિક મુહૂર્ત આવ્યું છે; પ્રભુ જાગ્યા છે; હવે કાપણીનું કામ શરૂ કરો. તરતજ આખા ગામમાં સર્વત્ર આનંદ અને ઉત્સવ વ્યાપી રહે છે; કાપણી કરી તાજાં ફળ લાવે છે ત્યારે લોકો ગાયન ને નૃત્યમાં મગ્ન થયલા હોય છે. "[1]

વિષ્ણુને સાધારણ રીતે ચતુર્ભુજવાળા કૃષ્ણ મનુષ્ય તરીકે દર્શાવવામાં આવે છે; તેના એક હાથમાં ગદા છે, બીજામાં શંખ છે, ત્રીજામાં ચક્ર છે–એ એક જાતનું દૂર ફેંકવાનું હથિયાર છે અને એ વડે એ પોતાના શત્રુઓને મારે છે–અને ચોથા હાથમાં પદ્મ-કમળ છે; તે નાગ પર શયન કરે છે, જળમાં તેનું વસતિસ્થાન છે; અને તે પૌરાણિક પક્ષી ગરુડ પર સવાર થાય છે.

જે સાધનોથી આ દેવની કૃપા પ્રાપ્ત કરી શકાય છે તે વિષ્ણુપુરાણમાં નીચે પ્રમાણે વર્ણવ્યાં છેઃ–" જે મનુષ્ય વર્ણાશ્રમ ધર્મ અને સંસ્કારો પાળે છે તે મનુષ્ય ભગવાન્ વિષ્ણુને પ્રાપ્ત કરે છે, એને પ્રસન્ન કરવાનો બીજો માર્ગ નથી. જે યજ્ઞ કરે છે તે વિષ્ણુને યજે છે, જે જપ કરે છે તે એને જપે છે, જે પ્રાણીઓને ઇજા કરે છે તે એને ઇજા કરે છે, કારણ સર્વ હરિમય છે–વિષ્ણુમય છે. જે બીજાનું ભલું કરે છે, જે કદી અપશબ્દ ઉચરતો નથી, નિન્દા કરતો નથી, અને અસત્ય બોલતો નથી, જે પરસ્ત્રી કે પરધનની તૃષ્ણા કંઈ પણ કરતો નથી, જે કોઈનો પણ દ્વેષ કરતો નથી, જે કદી સજીવ કે નિર્જીવ પદાર્થોને પ્રહાર કરતો નથી કે તેમની હિંસા કરતો નથી, જે સર્વદા દેવ, બ્રાહ્મણ, અને ધર્મગુરુની સેવામાં ઉદ્યોગી રહે છે, જે સદા સર્વ પ્રાણીનું, પોતાનાં છોકરાંનું, ને પોતાના આત્માનું કલ્યાણ કરવા ઇચ્છે છે, અને જેના શુદ્ધ હૃદયમાં રાગ અને દ્વેષ રૂપ અપૂર્ણતાથી કંઈ પણ આનન્દ થતો નથી તેના પર કેશવ ( વિષ્ણુનું બીજું

૧ ક્રૂકકૃત ' ઉત્તર હિંદુસ્તાનમાં લોકપ્રિય ધર્મ અને લોકકથા, ' રજો અંક, પૃ૦ ૨૯૯.

નામ છે, ‘જેના અતિસુંદર કેશ છે’) વધારે પ્રસન્ન થાય છે. શાસ્ત્રમાં દરેક વર્ણ અને આશ્રમને માટે જે જે ધર્મો કહ્યા છે તેને. જે પુરુષ અનુસરે છે તેજ વિષ્ણુને ઉત્તમ રીતે પૂજે છે. વિષ્ણુને પ્રસન્ન કરવાનો બીજો કોઈ માર્ગ નથી.[1] ”

ભાગવત પુરાણમાં આ ઊંચા પ્રકારના ઉપદેશને વધારે દ્રઢ કરવામાં આવ્યો છેઃ–“ વિષ્ણુભક્તો તેની કૃપા હૃદયના પવિત્ર નિઃસ્વાર્થી પ્રેમથી મેળવે છે, ઉત્તમ કુળમાં જન્મથી, અપાર વિદ્યાથી, અનન્ત ધનથી, કે બીજી કોઈ દુનિયાની ચીજથી મેળવતા નથી. તેટલા માટે, હે મનુષ્યો ! હરિ પર પુષ્કળ પ્રેમ રાખો. હું તમને કહું છું કે મનુષ્યના ઊંચામાં ઊંચા ગુણ બે છેઃ–પરમેશ્વર પ્રતિ પરમ પ્રેમ અને ભક્તિ અને સર્વ સર્જેલા પદાર્થો તરફ પૂજ્યભાવ પ્રકટ કરી એ ભગવાનને અત્યન્ત પૂજ્યભાવ દર્શાવવો તે. આ ‘ પ્રેમ ’ અને ‘ ભક્તિ ’ એટલે સંપૂર્ણ અને અનન્ય ભાવે ઈશ્વરમાં લીન રહેવું તે. જેવા પ્રેમે કદરી ધનને માટે તલસે છે, માતા પોતાના નવા બાળક અને પ્રેમી પોતાની પ્રિયાને ચાહે છે, તેવા પ્રેમે પ્રભુને ભજો. આવો ઊંડો પ્રેમ મેળવવાનાં સાધનો નીચે પ્રમાણે છેઃ—(૧) ગુરુ કે ધર્મના આચાર્ય પ્રતિ પ્રેમ, (૨) ‘ઈશ્વરમાં પરાયણ રહેનારા માણસો’ અને વિશ્વપ્રેમથી ભરેલા મનુષ્યોનો સમાગમ, (૩) સર્વ કર્મ અને સિદ્ધિ ઈશ્વરને અર્પણ કરવી–‘ અનાસક્તિનું એ દ્વાર ’ છે; (૪) વિષ્ણુ પર પ્રેમ રાખવો અને અને શુદ્ધ મનથી એનાં ચરણકમળ નીચે વાસ કરવો; (૫) સર્વ પદાર્થ પર પ્રેમ રાખવો; કેમકે સર્વમાં ભગવાન્ છે, (૬) કામ, ક્રોધ, લોભ, મદ, અને મત્સર એ દિવ્ય જીવનના આન્તર શત્રુઓ પર હમેશ દાબ રાખવો. ”

## ૨. સંપત્તિની દેવી, લક્ષ્મી

“ પછી, કમળ પર બેઠેલી, સૌન્દર્યની પ્રકાશમાન દેવી, અનુપમ શ્રી મોજાંમાંથી નીકળી. ”

૧. વિલ્કિન્સકૃત ‘ હિંદુપુરાણ, ’ પૃ૦ ૧૨૪.

લક્ષ્મીનું વધારે સાધારણ નામ **શ્રી** છે; તે વિષ્ણુની શક્તિ કે કાર્યપ્રવૃત્તિ છે, અલૌકિક રૂપ અને સૌન્દર્યની દેવી છે, અને તેનાં લક્ષણ નિષ્કલંક છે. વિષ્ણુના જેટલા સ્વરૂપો કે અવતારોમાં કોઈપણ દેવ દેખાતો નથી, અને સ્વામીના ચિત્તનું અનુરંજન કરતી લક્ષ્મી પણ ઘણાં સ્વરૂપોમાં માલમ પડે છે. વિષ્ણુ અદિતના પુત્ર તરીકે વામનાવતારમાં જન્મ પામ્યા ત્યારે લક્ષ્મી કમળમાંથી પદ્મા તરીકે ઉત્પન્ન થઈ; તેમણે રામનો અવતાર લીધો ત્યારે લક્ષ્મી સીતા થઈ, અને જ્યારે કૃષ્ણાવતાર લીધો ત્યારે તે રુકિમણી થઈ. એઓ સ્વર્ગીય રૂપ લે છે, ત્યારે તે પણ દિવ્ય સ્વરૂપ ધારણ કરે છે, એઓ માનવનો અવતાર લે છે, ત્યારે તે પણ માનવ રૂપ ધારે છે, આ પ્રમાણે વિષ્ણુને જે જે રૂપ લેવાનુ મન થાય છે તે તે રૂપને અનુકૂળ રૂપ લક્ષ્મી પણ ધારણ કરે છે.[1]

આખા હિંદુસ્તાનમાં લક્ષ્મીને સૌન્દર્ય, સંપત્તિ,ને ભાગ્યની દેવી માનવામાં આવે છે. મનુષ્ય ધનાઢ્ય થાય છે, ત્યારે લક્ષ્મી તેની પાસે રહેવા આવી છે એમ કહે છે અને જ્યારે તે વિપત્તિમાં ડૂબે છે ત્યારે તેને 'લક્ષ્મીએ તજ્યો' છે એમ કહે છે. સર્વ હિંદુઓના હૃદયમાં તે ભાગ્યની રાણી તરીકે બિરાજે છે અને તેના મંદિરો નથી તોપણ અત્યન્ત ઉદ્યોગથી તેની આરાધના થાય છે અને સાક્ષાત્ ધનના પતિ, કુબેરના કરતાં પણ સંપત્તિની વૃદ્ધિને માટે તેની વિશેષ પ્રાર્થના કરવામાં આવે છે.

રામાયણમાં તેની ઉત્પત્તિ વિષે વર્ણન આપેલું છે તેજ સામાન્ય રીતે સ્વીકારવામાં આવે છે. ગ્રીક લોકોની પ્રેમની દેવી એફ્રોડાઇટની પેઠે લક્ષ્મીદેવી સમુદ્રમાથી પ્રકાશ અને કીર્તિની ભરેલી નીકળી આવી; પણ તે તો હિંદુઓના ક્ષીરસાગરમાથી ઉત્પન્ન થઈ! દેવ અને દાનવોએ સમુદ્રનું મન્થન કરી જે રત્નો—મૂલ્ય ન કરી શકાય

૧. વિષ્ણુપુરાણ, પૃ૦ ૮૦, વિલ્કિન્સે પૃ૦ ૧૨૮ મે એનો ઉલ્લેખ કર્યો છે.

એવા અત્યન્ત કીમતી પદાર્થો—નીકળ્યાં તેમાંની તે એક હતી.[1] લક્ષ્મીની ઉત્પત્તિનું કારણ વિષ્ણુપુરાણમાં આપ્યું છે. વાત આ પ્રમાણે છેઃ—એક દિવસ, શિવના અંશરૂપ, દુર્વાસા નામના ઋષિ રસ્તામાં જતા હતા, એવામાં તેમને એક મધુર સુગન્ધવાળી માળા લઈને જતી અપ્સરા મળી. ઋષિના કહેવાથી અપ્સરાએ તે માળા તેમને આપી. ગન્ધથી તેમનું ચિત્ત ક્ષોભ પામ્યું અને તેઓ નૃત્ય કરવા લાગ્યા. રસ્તામાં, હાથી પર બેઠેલા ઇન્દ્ર મળ્યા. તેમને પ્રસન્ન કરવા ઋષિએ તેમને માળા આપી. ઇન્દ્ર દેવે તે હાથીની ડોકમાં ઘાલી, એટલે હાથી વ્યાકુળ થયો, સૂંઢ વડે તે માળા પકડી, અને જમીન પર ફેંકી દીધી. આથી, પોતાના દાનનો આ પ્રમાણે તિરસ્કાર થયલો જોઈ ઋષિ નારાજ થયા અને ક્રોધમા ઇન્દ્રને શાપ દીધો; તેથી તે સમયથી તેમની સત્તા ઘટતી ગઈ. આ ભયંકર શાપનાં પરિણામનો અનુભવ દેવોને થયો, તેથી તેમણે બ્રહ્માની સહાયતા માગી. બ્રહ્મા તેમને મદદ કરી શકયા નહિ, પરંતુ વિષ્ણુ પાસે લઈ ગયા. વિષ્ણુએ તેમને દાનવો પાસે મદદ માગવા કહ્યુ. તેમણે કહ્યું કે જો દેવ અને દાનવો એકઠા થઈ સમુદ્રનું મન્થન કરશે તો તેમાંથી એક પ્રાણી ઉત્પન્ન થશે તે ઇન્દ્રને શાપમાથી મુક્ત કરશે. લક્ષ્મી પ્રકટ થયાં એટલે ઋષિઓ તેમને જોઈ મોહ પામ્યા, ગન્ધર્વોએ તેમની કીર્તિ ગાવા માંડી, અને અપ્સરાઓ તેમની આગળ નૃત્ય કરવા લાગી. ગંગામા અને બીજી પવિત્ર નદીઓ તેમની પછી પ્રકટ થયાં અને સ્વર્ગના હાથીઓએ તેમના પર પવિત્ર નદીનું જળ રેડયું. ક્ષીરસાગરે તેમને કદી કરમાય નહિ એવાં પુષ્પોની માળા આપી અને દેવોના શિલ્પકારે તેમને રમણીય અલંકારોથી વિભૂષિત કર્યાં. આ પ્રમાણે સ્નાન કરી, વસ્ત્ર સજી, આભૂષણથી અલંકૃત થઈ તે વિષ્ણુની છાતી પર બેઠાં અને પછી દેવોને દિવ્ય અમૃતપાત્ર આપ્યું. અમૃતનું પાન કરી દેવો લડવા ગયા અને ઇન્દ્રનો શાપ દૂર કરવામાં સફળ થયા.”[2]

૧. ‘ કૂર્મ અવતાર, ’ પૃ૦ ૧૧૧ જુઓ.

૨. વિલ્કિન્સકૃત ‘ હિંદુપુરાણ, ’ પૃ૦ ૧૩૦–૩૨.

"ઘણાં વર્ષ વીતી ગયાં પછી એક સુકુમાર નયનવાળી સુંદર કન્યા, જેના પર સૌન્દર્યના અભિમાનનો તરુણ પ્રકાશ પડયો હતો તે પોતાની કમળની પથારી પર તરી આવી. સુવર્ણ અને મોતીના જેવા ચળકાટથી તે પ્રકાશતી હતી અને તેજ અને કીર્તિની છાપથી તે દેવી છે એમ સ્પષ્ટ જણાતું હતું. દરેક ગોળ બાહુ ઉપર અનેક રત્ન પ્રકાશતાં હતાં; તેની સુંવાળી ભમરો પર મુકુટ શોભતો હતો. તેના મુકુટની નીચે ચકચકિત કેશ મોજાંની પેઠે ઊંચાનીચા થતા, તેની ગરદન પર અમૂલ્ય મોતી ગબડતાં હોય એવાં દેખાતાં હતાં: તે સ્ત્રી દીપ્તિમાન્ સુવર્ણ જેવી પ્રકાશતી હતી. દેવોની તે રાણી જમીન પર કૂદી. તેના અનવદ્ય—દોષરહિત હાથમાં કમળનું પુષ્પ હતું; અને કમળમાંથી ઉત્પન્ન થયલી, કમળનું પુષ્પ ધારણ કરનાર વિષ્ણુને પ્રેમે વળગી રહી. ઉપર દેવો અને નીચે મનુષ્યો તેને સૌન્દર્ય અને સુભાગ્યની રાણી તરીકે જાણે છે."[1]

કહે છે કે લક્ષ્મીનાં અલૌકિક લાવણ્ય અને ગુણો જોઈને દેવોને પણ અદેખાઈ આવી અને તે લેવાની ઇચ્છા થઈ. શતપથ બ્રાહ્મણમાં (૧૦. ૪, ૩) આપણને નીચે પ્રમાણે માલમ પડે છે:–

"ત્યાં પ્રકાશમાન અને કંપતી, ઊભી રહેલી જોઈને દેવોને તેને માટે અતિતૃષ્ણા ઉત્પન્ન થઈ અને પ્રજાપતિને વિજ્ઞાપના કરી કે અમને એને મારી નાખવાની અને એના ગુણો લઈ લેવાની રજા આપો. તેણે જવાબ દીધો કે એ સ્ત્રી છે અને પુરુષો સામાન્ય રીતે સ્ત્રીઓની હિંસા કરતા નથી. તેટલા માટે એના પ્રાણ લીધા વગર તમે એની પાસેથી એના ગુણો લો. તે પરથી અગ્નિએ તેની પાસેથી અન્ન, સોમે રાજ્યાધિકાર, વરુણે મહારાજ્યાધિકાર, મિત્રે યુદ્ધની શક્તિ, ઇન્દ્રે બળ, બૃહસ્પતિએ આચાર્યની કીર્તિ, સાવિત્રીએ રાજ્ય, પૂષન્ દેવે (સૂર્યે) તેજ, અને સરસ્વતીએ પોષણ લીધાં."

લક્ષ્મી સંપત્તિની દેવી છે, તેથી કેટલીક વાર તેને 'ચપલા' એવું નામ આપવામાં આવે છે. પણ લક્ષ્મીને આવું કલંક લગાડવાનું

૧ ગ્રિફિથકૃત 'રામાયણ,' ૧. ૨૦૪.

કંઈ વાજબી કારણ નથી. તે હમેશ પોતાના સ્વામી સાથે જોવામાં આવે છે અને અચલ સ્વભાવ અને પતિવ્રતાના ધર્મનો તે ઉત્તમ નમુનો છે. સહસ્ર મસ્તકવાળા શેષ નાગ, જે અનન્તતાનું સ્વરૂપ છે, તે પર વિષ્ણુ પ્રૌઢ શાન્તિમાં શયન કરે છે ત્યારે લક્ષ્મી તેમના પગ ચાંપતી જોવામાં આવે છે. જ્યારે તેના સ્વામી રામનો અવતાર લે છે, ત્યારે લક્ષ્મી પોતાની ઇચ્છાથી ચાસમાંથી સીતારૂપે પ્રકટ થાય છે અને તે પતિવ્રતા સ્ત્રીઓમાં સર્વોપરિ છે. વિષ્ણુ-પુરાણમાં કહ્યું છે કેઃ—

" શ્રી, વિષ્ણુની પત્ની અને જગતની માતા, અમર અને અવિનાશી છે. જેમ વિષ્ણુ સર્વવ્યાપક છે, તેમ શ્રી સર્વત્ર પ્રત્યક્ષ છે. વિષ્ણુ અર્થ ને શ્રી વાણી છે, વિષ્ણુ નય ને શ્રી નીતિ છે. વિષ્ણુ વિચાર અને શ્રી બુદ્ધિ છે, વિષ્ણુ ન્યાય અને શ્રી ભક્તિ છે. ટૂંકામાં, જે કંઈ પુરુષ કહેવાય છે તે વિષ્ણુ અને સ્ત્રી કહેવાય છે તે શ્રી છે; એ બે સિવાય બીજું કંઈ નથી "[1]

વિષ્ણુ અને લક્ષ્મીનો પુત્ર કામદેવ–પ્રેમનો દેવ છે.

દીવાળી એટલે દીપાલી–દીવાનો ઉત્સવ કાર્તિક[2] માસની અમાવાસ્યાને દિવસે ( ઑક્ટોબર–નવેંબરમાં ) ઉજવાય છે અને ઘણાંખરાં ઉત્તર હિંદુસ્તાનનાં શહેરોમાં ખાસ જોવા લાયક માંગલિક પ્રસંગ છે. દરેક ઘેર રોશની કરવામાં આવે છે કે બારીએ દીવા મૂકે છે અને ઘણી વાર કુવાઓ ઉપર અને ખેતરોમાં રાક્ષસોથી પાકનું રક્ષણ કરવા દીવા મૂકવામાં આવે છે. આ ઉત્સવ ઘણો લોકપ્રિય છે અને મુખ્યત્વે લક્ષ્મીના સન્માનમાં ઉજવાય છે. લોકો એમ માને છે કે સંપત્તિ અને સુભાગ્યની દેવીને દ્યૂત રમવાથી પ્રસન્ન કરાય છે. આ કારણથી આ ઉત્સવમા ઘણો જુગાર રમાય છે.

---

૧ 'વિષ્ણુપુરાણ,' પૃ૦ ૫૯, વિલ્કિન્સ, પૃ૦ ૧૨૮.

૨ ઉત્તર હિંદમા પૂર્ણિમાએ મહીના બદલાય છે. ત્યાની કાર્તિક વદિ અમાવાસ્યા તે અહિંની આશ્વિન વદિ અમાવાસ્યા છે. ભાષા૦ કર્તા.

બંગાળામા દુર્ગાપૂજાના ઉત્સવ પછી લાગલો તરતજ લક્ષ્મીનો ઉત્સવ ઉજવાય છે. દરેક હિંદુના ઘરમા એક ટોપલી માંડવામાં આવે છે તે દ્રવ્ય અને સંપત્તિનો પ્રતિનિધિ મનાય છે, અને તેની પૂજા કરે છે. આ ટોપલી અથવા દાણા ભરવાના માપમા ચોખા ભરે છે, તે પર પુષ્પોની માળા ઢાંકે છે, અને પછી લુગડાના કકડાથી ઢાકી દે છે. ગૃહસ્થો પોતાની સામા ટોપલી મૂકી આખી રાત જાગે છે અને લક્ષ્મીના આવવાની રાહ જુએ છે જાગતા રહી તપાસ રાખવામાં ગફલત થાય તો આખું કુટુંબ દુર્દશામાં આવે એવું માનવામાં આવે છે. વળી આ વખત કંઈ પણ દાન આપવાનું નથી કે પૈસા ખરચવાના નથી કે બગાડવાના નથી, કેમકે એમ કરવાથી શ્રી અને સંપત્તિની રક્ષક દેવી ગુસ્સે થાય.[1]

૧ 'કલકત્તા રિવ્યુ', અંક ૧૮, પૃ૦ ૬૦.

# પ્રકરણ ૪થું



## વિષ્ણુના દસ અવતાર

"અસત્યમાંથી સત્યમાં, અન્ધકારમાંથી પ્રકાશમાં, મરણમાંથી અમરત્વમાં મને દોરવો."

એક ઉપનિષદમાં પ્રાર્થના.

વિષ્ણુના પ્રકરણમાં સમજાવી ગયા તે પ્રમાણે, કોઈ ભારે વિપત્તિથી દેવો અને મનુષ્યોની જીંદગી જોખમમાં આવતી કે કોઈ દુષ્ટ કર્મ દુનિયાને ધ્રુજાવતું, ત્યારે પાપને નિર્મૂલન કરી ન્યાય સ્થાપન કરવા માનવના કે અન્ય પ્રાણીના, કોઈ પણ સ્વરૂપમાં સંરક્ષક વિષ્ણુ પૃથ્વી પર અવતાર લેતા. એ અવતારોની ચોક્કસ સંખ્યા માટે નક્કી ખબર પડતી નથી. કેટલાંક હિંદુ ધર્મશાસ્ત્રોમાં દસ, કેટલાંકમાં ચોવીસ, અને કેટલાંકમાં અસંખ્ય અવતાર કહ્યા છે. તોપણ દસ એ સંખ્યાનો સામાન્ય રીતે સ્વીકાર થયો છે અને એજ સર્વથી વધારે અગત્યના છે. એ દસમાંના નવ અવતાર થઈ ચૂકયા છે અને દસમો, કલ્કિ હજી થવાનો છે.

હિંદુઓ અવતારના સિદ્ધાન્ત વિષે આ પ્રમાણે કહે છેઃ–" તે (પરમાત્મા) અનન્ત કૃપા, દયા, પ્રેમ, અને ઉદારતાનો સાગર છે, તેથી પોતાના ખરેખરા ઐશ્વરી સ્વભાવનો ત્યાગ કર્યા વિના તેણે જુદાં જુદાં સરખાં રૂપો ધારણ કર્યાં, વખતે વખતે જુદી દુનિયાઓમાં અવતાર લીધા, અને પોતાના ભક્તોને તેમની ઇચ્છા પ્રમાણે ધર્મ, ધન, પાર્થિવ (પૃથ્વી પરનો) પ્રેમ, અને મોક્ષ એ ફળો આપ્યાં. પૃથ્વીનો ભાર ઓછો કરવાનેજ તે પૃથ્વી પર અવતાર લે છે એમ નહિ, પરંતુ આપણે માનવી જેવા છીએ તેવા એમને મેળવી શકીએ તેટલા માટે તે પૃથ્વી પર અવતરે છે અને પોતાનું સ્વરૂપ દુનિયામાં પ્રકટ કરે છે એટલે આપણે બધા તેને જોઈ શકીએ છીએ. વળી તે એવાં અદ્ભુત

પરાક્રમ કરે છે કે નાનાંમોટાં સર્વ પ્રાણીનાં અન્તઃકરણ અને આંખને મોહ પમાડે છે. "[1]

અવતારના સિદ્ધાન્તમાં સત્યનો અંશ રહેલો છે. રેવરન્ડ ટી. ઇ. સ્લેટર કહે છે:–" મૂર્તિમાન્ દેવ, જે દેવ મનુષ્યજાતિ સાથે સમાનભાવ રાખે અને વિપત્તિને સમયે સહાયતા કરે, એવા દેવ પર શ્રદ્ધાવાળા ધર્મને માટે લોકોની ઉંડી, અન્તઃકરણની ઇચ્છાને એ સિદ્ધાન્ત તૃપ્ત કરે છે. જિંદગીનાં પાપો અને દુઃખોમાંથી ઉદ્ધાર કરનાર દેવને માટે લોકોની ઇચ્છા એ સિદ્ધાન્ત પરથી જણાઈ આવે છે. સંકટને સમયે દેવો મનુષ્યની પાસે આવી શકે છે ને આવે છે એવી શ્રદ્ધામાં મોક્ષનાં વચનનો વિચાર સમાયલો છે; પણ ઈશ્વર પોતાના ઉચાંમાં ઊંચાં સ્થાનમાંથી નીચે ઊતરી મનુષ્યલોકમાં આવે છે અને મનુષ્યરૂપ ધારણ છે એમ કલ્પના કરવામાં હિંદુઓ ખ્રિસ્તિ લોકો સાથે મળતા આવે છે તોપણ એ કલ્પના ખ્રિસ્તિ કલ્પનાથી તદ્દન જુદી છે. "

દિલગીરીની વાત એ છે કે આ કલ્પનામાં જૂઠી અને જોડી કાઢેલી બાબતોથી ખરી અને સાચી બાબતને મરડી મચડીને ખોટા સ્વરૂપમાં મૂકી છે. " આ દૈવી અને અર્ધદૈવી પ્રાણીઓનાં સ્વરૂપ અને કર્મો સામાન્ય રીતે રાક્ષસી, ભયંકર, કમકમાટ છૂટે એવી, અને માની ન શકાય એવી બાબતો સૂચવે છે; તેના શૂરવીરો જેઓ જાતે અર્ધા દેવ છે તેમનાં પરાક્રમો કલ્પનાને નિર્મર્યાદ તરંગના પ્રદેશમાં ચઢાવી દે છે; અને આખું પુરાણનું શાસ્ત્ર તરેહવાર અને રાક્ષસી ચિહ્નો, કમકમાટ છૂટે એવી સૃષ્ટિ–અર્ધા પ્રાણી ને અર્ધા દેવો, મનુષ્યનું ભક્ષ કરનાર દૈત્યો, ઘણાં માથાવાળા રાક્ષસો, અને કંટાળો ઉત્પન્ન કરે એવાં ભૂતોના વૃત્તાન્તોથી ખીચોખીચ ભરેલું આપણી નજરે પડે છે " ( મોનિઅર વિલિઅમ્સ).

૧. ભગવદ્ગીતાના વિચારના અનુયાયી, તત્ત્વજ્ઞાની રામાનુજના ગ્રન્થમાંથી 'એડિન્બરો કૉન્ફરન્સ રિપોર્ટ' માં ( ૪, પૃ૦ ૧૭૯ ) કરેલો ઉલ્લેખ જુઓ.

અવતારનો–મનુષ્યરૂપ ધારણ કરવાનો–વિચાર એ હિંદુ લોકોના ધર્મસંબંધી વિચારોમાં બેશક મોટો વિકાસ દર્શાવે છે. દુનિયાને મદદ કરવા માટે ઈશ્વર સ્વર્ગમાંથી ઊતરે ને મનુષ્યરૂપ ધારણ કરે એ ધારણામાં કંઈ ઉંડું સત્ય ગર્ભિત હોવુંજ જોઈએ. નવ અવતારોનાં વર્ણન લખાઈગયાં છે તેમાં પહેલા અવતારો પ્રાણિરૂપે કે અંશે પ્રાણિરૂપે છે અને પાછલા વીરપુરુષરૂપે છે–કાચબાના અવતાર પછી મત્સ્યનો, અને વરાહના અવતાર પછી નરસિંહનો આવે છે. પછી વામનાવતારઅને પછી પૂર્ણ વૃદ્ધિ પામેલા સ્વરૂપના વીર પુરુષોના પરશુરામ, રામચન્દ્ર, કૃષ્ણ, અને બુદ્ધના–અવતાર આવે છે. પ્રાણિસ્વરૂપના અર્થ વિષે આપણે માત્ર કલ્પનાજ બાંધી શકીએ. પણ પાછલાં સ્વરૂપો વિષે આપણે કહી શકીએ કે તેઓ બધા વિષ્ણુના અવતાર છે, તેથી તે દેવની પૂજા સર્વત્ર ચાલતી હતી તે સમયમાં એ કલ્પનાઓ ઉત્પન્ન થઈ છે. પરશુરામની વાતમાં આપણે પ્રથમ ખરેખરી હકીકત જોઈએ. છીએ. બ્રાહ્મણવર્ગની ક્ષત્રિયવર્ગ સાથેની જુસ્સાબંધ લડાઈ અને છેવટે બ્રાહ્મણવર્ગનો વિજય, એના પરિણામ તરીકે એ વાતોને આપણે ઓળખી શકીએ છીએ અને રામચન્દ્ર, કૃષ્ણ, અને બુદ્ધમાં, પ્રથમ કથારૂપ વીર પુરુષો અને પાછળથી સમર્થ દેવો એમ બેવડા વિકાર પામેલા ખરા પુરુષો આપણે કબૂલ કરીએ છીએ. અહિં આપણે ઇતિહાસને મળતા આવતા સ્વરૂપમાં આવીએ છીએ અને આપણા પગ નક્કર જમીન પર અડકતા લાગે છે–આપણે વિશ્વાસ રાખી શકાય એવા પ્રદેશમાં આવ્યા હોઈએ એમ લાગે છે. હિંદુસ્તાનના ઇતિહાસના કોઈ પ્રાચીન સમયમાં આ વીર પુરુષો ખરેખરા થઈ ગયા એવો સંભવ છે એમ માનતાં આપણે આચકો ખાતા નથી.

વિષ્ણુના દસ અવતાર નીચે પ્રમાણે છે:—

## (૧) મત્સ્યાવતાર કે માછલાનો અવતાર

પ્રાચીન સમયમાં એક મોટા જલપ્રલયે દુનિયાને વેરાન કરી નાખી તે વિષે હિંદુ લોકોના ગ્રન્થોમાં ઘણે ઠેકાણે વર્ણન કરેલું છે.

જીનીસિસના ગ્રન્થમાં રેલને વિષે વર્ણન આપેલું છે તેની સાથે આ જલપ્રલય ઘણો મળતો આવે છે. એ રેલમાં મનુષ્યજાતિનો તદ્દન નાશ થતો અટકાવવા માટે વિષ્ણુ મોટા માછલાના સ્વરૂપમાં પ્રકટ થયા અને મનુને નાશમાંથી બચાવ્યો. એ મનુ નવી માનવજાતિનો પ્રથમ પુરુષ થયો. સર્વત્ર પાપ ફેલાયું હતું એવા અપવિત્ર જમાનામાં પોતાની પવિત્રતાથી મનુએ નોઆની પેઠે પરમેશ્વરની કૃપા મેળવી. વાર્તા નીચે પ્રમાણે છે:—

"પ્રાચીન સમયમાં મનુ નામનો એક પવિત્ર પુરુષ હતો. તેણે તપ અને પ્રાર્થનાથી સ્વર્ગના નાથની કૃપા પ્રાપ્ત કરી હતી. એક દિવસ તેને માટે નહાવાનું પાણી આણ્યું. તેના હાથ ધોવામાં આવ્યા, એટલામા એક નાની માછલી જળમાંથી નીકળી આવી અને મનુષ્યવાણીમાં તેને કહ્યું, 'તું મારી સંભાળ લઈશ તો હું તને બચાવીશ.' મનુએ પૂછ્યું, 'તું મને શેમાંથી બચાવીશ?' માછલીએ કહ્યું, 'રેલમાં સર્વ પ્રાણીઓ તણાઈ જશે, તેમાંથી હું તને બચાવીશ.' મનુએ કહ્યું, 'હું તારૂં રક્ષણ શી રીતે કરૂં?' માછલીએ જવાબ દીધો, 'જ્યાસુધી આપણે નાના છીએ, ત્યાંસુધી આપણે હમેશ નાશના ભયમાં છીએ, કારણ કે માછલી માછલીનું ભક્ષ કરે છે. તેટલા માટે મને એક ઘડામાં રાખ, અને હું ઘડા કરતાં મોટી વધું ત્યારે ખાડી ખોદી મને તેમાં રાખ. હું ખાડી કરતાં પણ વધું ત્યારે મને સમુદ્રમાં લઈ જા–એટલે ત્યાં મને જોખમ પહોંચી શકાશે નહિ.' મનુને આ પ્રમાણે બોધ આપ્યા પછી, તરતજ તે માછલું મોટું થયું અને તેને ફરી કહ્યું, "ફલાણે વરસે જળપ્રલય થશે, માટે એક વહાણ બાંધ અને મારૂં સન્માન કર. પૂર વધે એટલે તું વહાણમાં દાખલ થજે; હું તારૂં રક્ષણ કરીશ." આ ઉપરથી મનુ આજ્ઞા પ્રમાણે વર્ત્યો. તેણે તે માછલાને બચાવી સમુદ્રમાં સહીસલામત મૂક્યું. જે વરસે તેને વહાણ બાધવાનું કહ્યુ હતુ તેજ વરસમાં તેણે વહાણ બાધ્યું, માછલાનું સન્માન કર્યું, અને રેલ આવી ત્યારે તે વહાણમાં આસરો



વિષ્ણુના દસ અવતાર.

(૧) મત્સ્ય (માછલું), (૨) કૂર્મ (કાચબો), (૩) વરાહ (ડુક્કર), (૪) નરસિંહ, (૫) વામન,
(૬) પરશુરામ (ફરસી સાથે) (૭) રામચન્દ્ર, (૮) કૃષ્ણ, (૯) બુદ્ધ, (૧૦) કલ્કિ.

લીધો. તરતજ તે માછલું તરતું મનુની પાસે આવ્યું અને તેના શીંગડા સાથે મનુએ પોતાના વહાણનું દોરડું મજબૂત બાંધ્યું. આ પ્રમાણે પાણીમાં તણાતો મનુ ઉત્તર પર્વતની પેલી તરફ ચાલ્યો ગયો. પછી માછલાએ મનુને કહ્યું, 'મેં તારૂં રક્ષણ કર્યું છે; તરતજ વહાણને પેલા ઝાડ સાથે બાંધ; પણ પાણી ખૂબ જલદી ઊતરવા માંડશે તે તારા પગ નીચેથી જતું રહે તે પહેલાં તું ધીમેથી પર્વત પરથી ઊતરી પડજે.' એ પ્રમાણે ઉત્તર પર્વત ઉપરથી તે ઊતરી પડયો. જળપ્રલયે બધાં પ્રાણીઓનો નાશ કર્યો હતો. માત્ર મનુજ જીવતો રહ્યો હતો."

આ વર્ણનમાં બીજા વર્ણન કરતાં સહેજ ફેરફાર છે. પુરાણોમાં આપણને એમ માલમ પડે છે કે મનુ ઉપરાંત સાત દેવર્ષિઓ,[1] બ્રહ્માના માનસિક પુત્રો, અને તેમની સ્ત્રીઓને પણ મત્સ્યે પ્રલયમાંથી બચાવ્યાં હતાં. એ બધાંએ પાછળથી આ સૃષ્ટિ પાછી ભરી નાખી છે. વળી એમ પણ કહે છે કે મત્સ્યાવતારનો હેતુ ચાર પવિત્ર વેદોનુ સંરક્ષણ કરવાનો હતો. પૃથ્વી જળમાં ડૂબી ગઈ એટલે એ પવિત્ર વેદો પણ ડૂબી ગયા અને જ્ઞાનના અભાવને લીધે દુનિયાની પાયમાલી થવાનો ભય હતો. પછી વિષ્ણુએ મત્સ્યનું રૂપ ધારણ કીધું, પાણીમા ઊતર્યા, અને એ પવિત્ર પુસ્તકોને પાછાં પ્રકાશમાં આણ્યાં.

## (૨) કૂર્માવતાર અથવા કાચબાનો અવતાર

હિંદુ પુરાણોમાં દેવ અને દાનવોની વચ્ચે સતત વિગ્રહ ચાલ્યા કરવાનું વર્ણન છે. અસુરો દારુણ તપ આચરી વારંવાર વરદાન મેળવતા ને તેથી તેઓને દેવોના પર પ્રાધાન્ય મળતું. આવા એક પ્રસંગે આ અવતાર થયો છે. દૈત્યોનું બળ સર્વોપરિ થયું હતું અને દેવોએ વિષ્ણુની પ્રાર્થના કરી કે અમને અમારી જતી રહેલી સત્તા મેળવી આપો. વિષ્ણુએ જવાબ દીધો:–

૧, ભાગ ૪, પ્રકરણ ૧૧મા 'દેવર્ષિ' વિષે જુઓ.

"હે દેવો ! તમે તમારી સત્તા પાછી મેળવશો. હું તમને આજ્ઞા કરું છું તેમ તમારે માત્ર કરવાનું છે. આ તમારા શત્રુઓ સાથે સંધિ કરી શાન્ત રીતે એકઠા થાઓ. દરેક દિશાએથી જુદી જુદી જાતના છોડો અને ઔષધિઓ એકઠાં કરો. તેને ક્ષીર-સાગરમાં નાખો. મન્દર પર્વતનો મન્થનદંડ–રવૈ બનાવો, અને વાસુકિ નાગને વલોવવાનું દોરડું–નેતરું કરો. બધા એકઠા થઈ સમુદ્રને વલોવો, એટલે તેમાંથી બળ અને અમરત્વનું મૂળ એવો પીવાનો પદાર્થ નીકળશે." [૧]

આ અમર પાન તે જીવનનું જળ, અમૃત હતું. એ અને બીજી કેટલીક અમૂલ્ય ચીજો પ્રલયમાં નાશ પામી હતી. દેવોએ મન્થન કરવાનું શરૂ કર્યું. વિષ્ણુ કાચબાનું રૂપ લઈ સમુદ્રને તળીએ બેઠા; અને દેવો ને દાનવોને મન્દર પર્વત હલાવવા સારૂ પોતાની વિશાળ પીઠ મધ્યબિંદુ તરીકે વાપરવા કહ્યુ. અમૃતનું પાન કરીને દેવો પાછા તાજા થયા અને "શત્રુઓને મારી કાઢયા. તેઓ ઊંચેથી ગબડતા ગબડતા છેક નીચામાં નીચા નરકમાં પડયા."

સમુદ્રમન્થનને સમયે જે અમૂલ્ય અને નમુનાદાર રત્નો બચ્યાં હતાં તેની યાદી[૨] નીચે આપી છેઃ–

(૧) અમૃત, અમરપણું આપનાર.

(૨) ધન્વન્તરિ, દેવોનો વૈદ, એના હાથમાં અમૃતનું પાત્ર છે.

(૩) લક્ષ્મી કે શ્રી, સૌન્દર્ય ને સૌભાગ્યની દેવી.

(૪) સુરા, મદ્યની દેવી.

(૫) ચન્દ્ર.

૧ મોનિઅર વિલિઅમ્સકૃત 'હિંદુનું ડહાપણ.'
૨ મોનિઅર વિલિઅમ્સકૃત 'હિંદુધર્મ,' પૃ૦ ૧૦૫,

(૬) રંભા, એક અપ્સરા, રમણીય, પ્રીતિપાત્ર સુન્દરીનો નમુનો.

(૭) ઉચ્ચૈ:શ્રવસ્, એક અદ્ભુત અશ્વ, ઉત્તમ ઘોડાની જાતનો નમુનો.

(૮) કૌસ્તુભ, એક નવાઈ જેવું મણિ.

(૯) પારિજાત, સર્વ ઇચ્છા પૂરનાર વૃક્ષ.

(૧૦) સુરભિ, પુષ્કળ દૂધ આપનાર ગાય

(૧૧) ઐરાવત, એક આશ્ચર્યકારક હાથી, ઉત્તમ હાથીની જાતનો નમુનો.

(૧૨) શંખ, જ્યારે વગાડાય ત્યારે શીંગડાની પેઠે અવશ્ય વિજય આણે છે.

(૧૩) ધનુષ્-કદી નિષ્ફળ ન જાય એવું કામઠું

(૧૪) વિષ-ઝેર.

## (૩) વરાહાવતાર-ડુક્કરનો અવતાર

આ અવતાર વિષે વિરોધી વર્ણનો છે. બ્રાહ્મણગ્રન્થોમાં એમ કહ્યું છે કે પૃથ્વીને નિઃસીમ જળપ્રલયમાંથી બચાવવા સારૂ સર્જનહાર બ્રહ્માએ પ્રજાપતિ તરીકે વરાહનું રૂપ ધારણ કર્યું; પણ વધારે અર્વાચીન ગ્રન્થો તેમજ હાલનો લોકમત, એ બંને, ઉપરથી એમ જણાય છે કે એ કાર્ય વિષ્ણુનું હતું. અહિં પણ આપણે જલપ્રલયના સમય પર પાછા આવવાનું છે. આપણે વાંચીએ છીએ કે હિરણ્યાક્ષ નામના દાનવે પૃથ્વીને પાણીમાં ડુબાડી દીધી હતી અને પ્રાણિમાત્રનો નાશ થવાની તૈયારી હતી, એટલામાં વિષ્ણુએ એક મોટા વરાહમાં પોતાના તેજનો અંશ મૂક્યો. તે ડુબકી મારી દરિયાને તળીએ ગયા અને હજાર વર્ષ યુદ્ધ કરી રાક્ષસને માર્યો અને પૃથ્વીનું

રક્ષણ કર્યું. આશા રાખી શકીએ તે પ્રમાણે પુરાણોમાં આ અદ્દ્ભુત પરાક્રમની રૂપકથી સમજુતી આપી છે. એક મોટા વરાહની દાઢ પર પૃથ્વીને ઊંચી કરવી તેને પાપરૂપી પ્રલયમાંથી પરમેશ્વરની શકિતથી પૃથ્વીના ઉદ્ધાર તરીકે માન્યું છે.

## (૪) નરસિંહાવતાર

હિરણ્યાક્ષના ભાઈ હિરણ્યકશિપુએ બ્રહ્મા પાસે એક વરદાન મેળવ્યું હતું કે મને દેવ, મનુષ્ય, કે પ્રાણી, કોઈ મારી શકે નહિ. ભયમાંથી આમ મુકત થવાને લીધે એનામાં એટલી બધી મગરૂબી વધી ગઈ કે એણે આખા વિશ્વનું રાજ્ય પચાવી પાડયું. રાક્ષસનો પુત્ર પ્રહ્‌લાદ, વિષ્ણુનો પરમ ઉત્સાહી ભકત હતો. એ કારણથી તેનો પિતા તેના પર બહુ ગુસ્સે થયો; કારણ કે વિષ્ણુએ પાછલા અવતારમાં તેના ભાઈને માર્યો હતો તેથી તે તેને ધિક્કારતો હતો, તેમજ આ અવતારમા ત્રણ લોકના ગજા થવાનો વિષ્ણુનો હક તે સ્વીકારતો ન હતો. ભગવદ્ગીતામાં[1] કહ્યું છે કે પ્રહ્‌લાદે પિતા સાથે તકરાર કરીને કહ્યું કે વિષ્ણુ મારામાં છે, તમારામાં છે, સર્વત્ર છે. હિરણ્યકશિપુએ જવાબ દીધો, 'બહુ સારૂં, જો વિષ્ણુ સર્વત્ર છે, તો શું આ થાંભલામાં નથી ?' એમ કરી તેણે તે થાંભલાને ખૂબ જોરથી મુક્કી મારી. તરતજ વિષ્ણુએ અર્ધો નર ને અર્ધો સિંહનું રૂપ ધારણ કર્યું (આમ નર અને પ્રાણીના સંયોગથી, બ્રહ્માનું વરદાન અક્ષરશઃ સચવાયું) અને થાંભલાની વચ્ચેથી બહાર નીકળી તે રાક્ષસની જાંઘ પકડી દાંત વડે તેને ચીરી નાખ્યો.

## (૫) વામનાવતાર

આ અવતારનું મૂળ વિષ્ણુના ત્રણ પગલામાં છે. સૂર્યદેવ તરીકે વિષ્ણુને વેદમાં, ગયા પ્રકરણમાં સમજાવ્યું છે તેમ, " વિ-

૧ ભાગવત પુરાણુમા એમ જોઈએ. ભાષાતર કર્તા.

સ્તૃત પગલાંવાળો દેવ " કહ્યો છે. દાનવોનો રાજા બલિ પ્રહ્‌લાદનો પૌત્ર હતો. તપ અને ભકિતના બળથી તેણે સ્વર્ગ, મૃત્યુલોક, ને પાતાળ, એ ત્રણે લોકોનું રાજ્ય મેળવ્યું હતું અને ઇન્દ્રની રાજધાની અમરાવતીને ઘેરો ઘાલી જીતી લીધી હતી. દેવોનું અપમાન દૂર કરવા અને તેમણે ખોયલું રાજ્ય તેમને મેળવી આપવા વિષ્ણુ એક વામન (ઠીંગણા) બ્રાહ્મણ તરીકે અવતાર લે છે. આ દેખીતા તિરસ્કારવા લાયક નાના પ્રાણીએ જુલમગાર બલિરાજા પાસે ત્રણ પગમાં જેટલી પૃથ્વી રોકાય તેટલી પૃથ્વી માગી. તેની અરજ સ્વીકારાઈ કે તરતજ વામને આશ્ચર્યકારક રીતે વિસ્તાર પામી એક રાક્ષસનું રૂપ ધારણ કર્યું. તેણે એક પગલે સ્વર્ગ રોકયું અને બીજે પૃથ્વીને ઢાંકી. પછી દયા આવવાથી તેણે પાતાળનું રાજ્ય બલિ અને તેના દાનવો માટે રહેવા દીધું.[1] વિલ્કિન્સ બીજી વાત એવી રીતે કહે

૧ "વામને કહ્યું, 'તેટલા માટે, હે ઉદારોના સરદાર! હું તારી પાસે માત્ર થોડી જમીન, મારા પગથી મપાયલાં ત્રણ પગલાં, હે દૈત્યરાજન્, યાચું છું. હે ઉદાર રાજા! હું તારી પાસે વધારે માગતો નથી. ડાહ્યો પુરૂષ પોતાની જરૂર જેટલુંજ માગે ત્યારે તેને કંઈ પાપ લાગતું નથી. જો ત્રણ પગલાં પૃથ્વીથી તૃપ્ત થતો નથી, તે આખા ખંડથી પણ ધરાશે નહિ, તે સાત ખંડનું દાન માગશે. તેટલા માટે તું જે ઉદારોનો રાજા છે તે તારી પાસે હું ત્રણ પગલાં માગું છું. મારા પોષણને માટે જેટલું પૂરતું છે તેટલાથી હું સંતૃપ્ત છું.' આમ કહ્યું એટલે બલિ હસીને બોલ્યો, 'તારે જોઈતું હોય તે લે.'

અનન્ત હરિ (વિષ્ણુ)નું તે વામન શરીર ત્રણ ગુણોનું બનેલું હતું તે અદ્ભુત રીતે વિસ્તાર પામ્યું (શ્લો. ૩૩). એક પગલે તેણે બલિની પૃથ્વી રોકી, પોતાના શરીર વડે હવા અને હાથ વડે દિશાઓ ભરી દીધી. બીજા પગલાં વડે તેણે સ્વર્ગ વ્યાપી લીધું અને એક સૂક્ષ્મમાં સૂક્ષ્મ રજકણ જેટલી જગા ત્રીજા પગલા માટે રહી નહિ. વિસ્તીર્ણ પગવાળા દેવનો પગ ઊંચો થયો ને નીચો થયો," વગેરે. ભાગવત પુરાણ, સ્કન્ધ ૮, અધ્યા. ૧૯, શ્લો. ૧૬; અધ્યા. ૨૦, શ્લો. ૨૧.

છે કે વિજય મેળવ્યા પછી વિષ્ણુએ બલિને કહ્યું કે પાંચ અજ્ઞાની પુરુષો સાથે સ્વર્ગમાં જાઓ કે પાંચ જ્ઞાની પુરુષો સાથે નરકમાં જાઓ. તેણે નરકમાં જવું પસંદ કર્યું; કારણ કે અજ્ઞાની પુરુષોના સમાગમથી કોઈપણ સ્થળે સુખ મળતું નથી, પણ સારા સમાગમથી નઠારૂં સ્થળ પણ ભોગવી શકાય છે."

## ( ૬ ) પરશુરામ-ફરસી સાથે રામ

ક્ષત્રિયોનું નિર્મૂલન કરવાના હેતુથીજ પરશુરામનો[૧] અવતાર ધારણ કરવામાં આવ્યો હતો. બ્રાહ્મણ અને ક્ષત્રિય, એ બે વર્ણો વચ્ચે પ્રાચીન સમયમાં પ્રાધાન્ય માટે લાંબી લડાઈ થઈ હતી. ક્ષત્રિયવર્ણ બ્રાહ્મણ વર્ણ પર વારંવાર અધિકાર ચલાવવાનો પ્રયત્ન કરતો. પણ આખરે બ્રાહ્મણો જીતતા અને હાલ ૨,૦૦૦ વર્ષ થયાં પ્રધાન અધિકાર ચલાવનારી એજ વર્ણ છે.

વિષ્ણુનો અવતાર, પરશુરામ બ્રાહ્મણ વંશના હતા અને જમદગ્નિ નામના પવિત્ર ઋષિના પુત્ર હતા. એક દહાડો ઋષિ આશ્રમમાંથી બહાર ગયા હતા ત્યારે એક હજાર હાથવાળો કાર્તવીર્ય નામનો બળવાન્ ક્ષત્રિય રાજા, જેની પાસે મરજીમાં આવે ત્યાં જાય એવો એક વિચિત્ર, સોનાનો રથ હતો, તે રાજા આશ્રમમાં ગયો અને ઋષિપત્નીએ તેને આવકાર આપી સત્કાર કર્યો. રાજાએ સન્માનનો કંઈ બદલ્યો ન વાળ્યો એટલુંજ નહિ, પણ પાછા જતી વખત ઋષિની અદ્દ્ભુત કામધેનુની વાછરડીને લઈ ગયો (અંક ૪, પ્રક. ૪ જુઓ.). પિતાનું આવું અપમાન થયલું જોઈ પરશુરામને એટલો બધો ક્રોધ ચઢ્યો કે તેણે રાજાની પૂઠ પકડી અને યુદ્ધ લડી તેના પ્રાણ લીધા. રાજાના પુત્રોએ આનું વેર લીધું; પરશુરામ આશ્રમમાં ન હતા

૧. તે પોતાની સાથે હમેશ પરશુ-ફરસી ગમે છે તેથી તેનું નામ પરશુરામ છે. એ પરશુ તેને શિવે આપેલો કહેવાય છે. કૃષ્ણના ભાઈ બળરામથી અને વિષ્ણુના બીજા અવતાર રામચન્દ્રથી પરશુરામ આ ચિહ્ન વડે ઓળખાઈ આવે છે.

ત્યારે આશ્રમ પર હુમલો કર્યો અને તેમના વૃદ્ધ અને નિરાશ્રય પિતાને મારી નાખ્યો. આથી પરશુરામે આખી ક્ષત્રિયજ્ઞાતિની સામા પ્રતિજ્ઞા કરી. તેમણે સાત વાર પૃથ્વીમાંથી દરેક ક્ષત્રિય પુરુષનો નાશ કર્યો અને તેના લોહીના પ્રવાહથી પાંચ મોટાં સરોવરો ભરી કાઢયાં. આવું ભયંકર વેર લીધા પછી તે શાન્ત થઈ મહેન્દ્ર પર્વત પર ગયા.

## (૭) રામચન્દ્રનો અવતાર

આ અવતાર ઘણોજ અગત્યનો છે. આખા ઉત્તર હિંદુસ્તાનમાં એમની પૂજા ઘણી લોકપ્રિય છે. દુનિયાના સાહિત્યમાં એક સર્વથી વિશેષ સુંદર કાવ્ય રામાયણ છે, તેમાં 'કમલમુખ' રામનાં શૌર્ય, દુઃખો, અને ભક્તિનું તેમજ તેમનાં સ્ત્રી સીતાનાં તેનાજ જેવાં અનુપમ પવિત્રતા અને લાવણ્યનું પવિત્ર વર્ણન કથવામાં આવ્યું છે. આ દિવ્ય શૂરવીર વિષે ગ્રન્થોના ગ્રન્થો લખી શકાય; પરંતુ તેમના પરાક્રમોની માત્ર રૂપરેખા આવતા પ્રકરણમાં આપવામાં આવશે.[1]

## (૮) કૃષ્ણાવતાર

આ પણ વિષ્ણુનો એવો અગત્યનો અવતાર છે કે એને માટે જુદું પ્રકરણ આપવામાં આવશે.[2] ઉત્તર હિંદુસ્તાનમાં કૃષ્ણ અને રામચન્દ્ર એ બંનેની પૂજા પ્રધાન છે અને લોકપ્રિયતામાં સ્પર્ધા કરતી જણાય છે. એમની પૂજા અત્યન્ત લોકપ્રિય છે અને એમના ભક્તો એમને માત્ર વિષ્ણુના અવતાર તરીકે નહિ, પણ સાક્ષાત્ પરમેશ્વર માને છે.

## (૯) બુદ્ધાવતાર

બુદ્ધનો અવતાર પ્રથમ વિષ્ણુના અવતારચક્રની મર્યાદાની

૧ ભાગ ૩જો, પ્રક. ૫.
૨ ભાગ ૩જો, પ્રક. ૬.

બહાર હતો અને તેટલા માટે કેટલાંક પુરાણોમાં તેને વિષે બહુ થોડી સૂચના છે. એવી સૂચના કરવામાં આવી છે ત્યાં બૌદ્ધ ધર્મ બ્રાહ્મણ ધર્મનો એવો વિરોધી નથી કે એની વચ્ચે કંઈ સમાધાન થાયજ નહિ એમ દર્શાવવાનો પ્રયત્ન કરી બે ધર્મ વચ્ચે સમાધાન કરવાનો ઇરાદો હોવો જોઈએ.[1]" બૌદ્ધ ધર્મના વિરોધને લીધે બ્રાહ્મણો એવો ઉપદેશ કરે છે કે દોષોનો પ્રચાર કરવા માટે વિષ્ણુએ બુદ્ધનો અવતાર લીધો—આ વાત આપણે સ્મરણમાં રાખીએ તો હિંદુઓનાં પુસ્તકોમાં બુદ્ધને વિષે ઘણીજ થોડી કે ક્ષુદ્ર હકીકત છે તેથી આપણે આશ્ચર્ય પામવાનું નથી. ભાગવત પુરાણમાં કહ્યું છે કે "બુદ્ધ તરીકે પોતાના શબ્દોથી વિષ્ણુ નાસ્તિકોને ખોટે માર્ગે દોરવે છે." આ કેવી ભયંકર કલ્પના! અવતારી દેવ તિરસ્કારવા લાયક દોષનો ઉપદેશ કરે છે! તોપણ લોકોને બૌદ્ધ માર્ગના થતા અટકાવવાને બ્રાહ્મણોએ એ ઉપાય યોજ્યો હતો. આ તિરસ્કારનું કારણ આપવા માટે એ અવશ્ય યાદ રાખવું જોઈએ કે એક વખત આખા ઉત્તર હિંદુસ્તાનમાં હિંદુધર્મને બદલે બુદ્ધધર્મ પ્રધાન ધર્મ તરીકે ચાલતો હતો. કેટલાક સૈકા પ્રાધાન્ય ભોગવ્યા પછી, બૌદ્ધધર્મ તેની અંદર રહેલા દોષો, તેના વિભાગો, તેનું મઠજીવન, અને પ્રવૃત્તિના અભાવથી ક્ષય પામ્યો. જે વિશાળ ગંગાના મેદાનમાં બુદ્ધે જન્મ લીધો અને પવિત્ર ધર્મનો ઉપદેશ કર્યો ત્યાં આજ ભાગ્યેજ એક પણ બૌદ્ધ જોવામાં આવે છે. બધાની સાથે સમાધાન થાય એવા વ્યાપક હિંદુધર્મમાં બુદ્ધ[2] પોતાનો મનાયો અને બ્રાહ્મણોનાં પુરાણોમાં વિષ્ણુના અવતાર તરીકે તેને માટે સ્થાન થયું. આ પ્રમાણે બૌદ્ધધર્મ પરાજય પામ્યો છે અને હિંદુધર્મમાં ડૂબી ગયો છે, તોપણ તેણે તેના વિજેતાઓ ઉપર કદી પણ જતી ન રહે એવી નિશાની મૂકી છે. આજે હિંદુ તેમજ બૌદ્ધ, બંનેના વિચારમાં

---

૧ 'ચેમ્બર્સના એન્સાઇક્લોપીડિઆ'મા ગોલ્ડસ્ટકર વિષેનો લેખ જુઓ.

૨ બુદ્ધના જીવનની વાત, ભા. ૩, પૃ. ૭.

સરખી રીતે, બધી બાબતમાં પ્રવૃત્તિના જીવન કરતાં નિવૃત્તિના યોગમય જીવન તરફ વધારે વલણ છે. એમિઅલ કહે છે કે "પ્રવૃત્તિ એ અશુદ્ધિ તરફ વાળેલો વિચાર છે." તેટલા માટે પૂર્વની પ્રજા નિવૃત્તિ પસંદ કરે છે. જીવન એ આત્માનો પરિશ્રમ અને સંતાપ છે અને મરણ ભયને ઉત્પન્ન કરવાને બદલે ઇચ્છવા લાયક પદાર્થ છે. જીવનની સર્વ પ્રવૃત્તિનો છેવટનો હેતુ પરમાત્મામાં એકરૂપ થવાનો છે, જન્મ પહેલાં આત્માની જેવી સ્થિતિ હતી તેવી પામવાનો, એટલે, પરમાત્માથી અવિભક્ત, અભિન્ન થવાનો–એકત્વ પામવાનો છે.

## (૧૦) કલ્કિઅવતાર[૧]

બીજા અવતારોની પેઠે આ અવતાર હજી થયો નથી. જેમના આવવાથી ન્યાયનો જમાનો શરૂ થશે અને જેમના આવવાનું વચન મળ્યું છે એવા મેસિઆહની રાહ જેમ યાહુદી લોકો જુએ છે તેમજ હિંદુઓની એવી પવિત્ર આશા અને ધારણા છે કે બધે શાન્તિ અને આબાદીનું રાજ્ય લાવવા પૂર્વે કરેલાં પ્રરાક્રમોની ભૂમિમાં વિષ્ણુ પાછા આવશે.

ક્રાઇસ્ટ બીજી વાર દુનિયામાં આવનાર છે એવો ઈશ્વરપ્રણીત પુસ્તકમાં ખ્રિસ્તિ ધર્મનો ભવિષ્યવાદ છે તેની સાથે અદ્ભુત રીતે મળતો આવતો આ કલ્કિનો પૃથ્વી પર અવતાર કલિયુગ એટલે ચોથો યુગ પૂરો થયા પહેલાં થવાનો નથી. જ્યારે કૃષ્ણ સ્વર્ગમાં પાછા ગયા ત્યારથી એ યુગ શરૂ થયો છે અને ત્યારથી દુનિયા તદ્દન બગડી ગઈ છે. જ્યારે પાપનું જોર પૂરૂં આમશે ત્યારે પાપીઓનો છેવટનો નાશ કરવા અને પહેલા યુગ કૃતયુગ કે સુવર્ણયુગના જેવો પવિત્રતા, ધર્મ, અને શાન્તિનો નવો યુગ સ્થાપન કરવા સફેદ ઘોડા પર સવાર થયલો, ઉઘાડી તરવાર સાથે કલ્કિ આકાશમાં પ્રકટ થશે[૨] અને

૧. આ અવતારને નિષ્કલંક–કલંક વગરનો કહે છે.

૨. એમ પણ કહે છે કે કલ્કિ તરીકે વિષ્ણુ સંભાલ ગામમા વિષ્ણુ–

પુંછડીઆ તારા જેવા પ્રકાશશે. ઉપરના ભવિષ્યથી ઉલટી ધારણા બાંધી હિંદુસ્તાનની કેટલીક અધમ ન્યાતો એવા વિચારથી આનન્દ માને છે કે અમારા ભવિષ્યના ઉદ્ધારનાર ને અમને ગયલી સામાજિક પદવી પાછી અપાવનાર તરીકે કલ્કિ પ્રગટ થશે. હવે પછી આવનાર ઉદ્ધારનારને માટે વિશ્વાસ બધા ધર્મોમાં છે એ કેવું વિચિત્ર છે ! યાહુદી, ખ્રિસ્તિ, અને હિંદુઓ, તેમજ ભવિષ્યના બુદ્ધની આશા રાખનાર બૌદ્ધો અને હવે પછી આવનાર માહડીની વાટ જોનાર મુસલમાનો, બધા, ભવિષ્યની આવી આશા રાખવામાં એક થાય છે.

યશસ્ નામના પવિત્ર બ્રાહ્મણના કુળમા ફરી જન્મ લેશે. એ વખતે એમનામા આઠ અલૌકિક ગુણ જોવામા આવશે અને તેના બળથી તેઓ સર્વ મ્લેચ્છો ( અન્ત્યજ લોકોના જુદા જુદા વર્ગો ), ચોરો, લુટારા, અને જે બધાના મન અન્યાયી કામ કરવામાં મગ્ન છે તે બધાનો નાશ કરશે. એ મ્લેચ્છોની સંખ્યા હાલ ૫ કરોડથી વધારે છે.

# પ્રકરણ ૫મું



## રામ અને સીતા; હિંદુઓનું મહાકાવ્ય

"તેનું દર્શન મારી આંખને અમૃત જેવું છે, તેનો સ્પર્શ સુગન્ધી ચન્દન જેવો છે; મારા કંઠની આસપાસ વિંટાયલા તેના પ્રિય બાહુ કીમતીમાં કીમતી રત્નો કરતાં પણ વધારે કીમતી આ-લિંગન–આભૂષણ છે. આ ઘરમાં તે મારી કીર્તિ અને ભાગ્યની રક્ષક દેવી છે. અરે! તેનો વિયોગ ફરી હવે હું સહન કરી શકીશ નહિ."

સીતા પ્રતિ પ્રેમનું રામનું વર્ણન (પ્રોફેસર એચ. એચ. વિલ્સને અનુવાદ કરેલું). *

પવિત્રતામા માત્ર કાશીથીજ ઊતરતા એવા અયોધ્યાનગરની કીર્તિ, હિંદુસાહિત્યમાં રત્નરૂપ, રામસીતાના પ્રેમના અત્યદ્ભુત, સુન્દર મહાકાવ્યની સાથેના સંબધમા ધ્રુવ રહેલી છે. એ કથા રામાયણ નામના સંસ્કૃત વીરરસ કાવ્યમાં (ઇ સ. પૂર્વે ૧૦૦૦) કહેલી છે અને વાર્તાના આરંભના અને પાછળના બનાવોનું સ્થાન અયોધ્યા છે. અહિં રામનું જન્મસ્થાન છે, અને અહિજ તરુણ વરરાજા રામે, તારુણ્ય, સૌન્દર્ય, માધુર્ય, સૌજન્ય, અને વ્યાવહારિક નીતિથી સંપન્ન, પોતાના પ્રાણના જેવી વહાલી, અનુપમ સીતાને પરણીને ઘેર આણી. વળી લાબી લડાઈ પૂરી થયે, વિજય મેળવી રામ અહિંજ પૂર્વજોના રાજ્ય પર રાજ્ય કરવા પાછા ફરે છે. મહાકાવ્યમાં

---

* इयं गेहे लक्ष्मीरियममृतवर्तिर्नयनयो–
रसावस्याः स्पर्शो वपुषि बहुलश्चन्दनरसः ।
अयं बाहुः कण्ठे शिशिरमसृणो मौक्तिकसरः
किमस्या न प्रेयो यदि परमसह्यस्तु विरहः ॥
उत्तररामचरितના આ શ્લોકનું ભાષાન્તર છે. ભાષા૦ કર્તા.

આપેલું શહેરનું વર્ણન ખરૂં હોય તો પ્રાચીન સમયમાં તે નગરી ઘણીજ રમ્ય હોવી જોઈએ. વિશાળ મહોલ્લાઓ અને પ્રસિદ્ધ મંદિરો, લીલીછંમ વૃક્ષની ઘટાઓ અને મહેલના બાગો, નિર્મળ જળનાં તળાવો, સુગન્ધી હવામાં ફરફર ઊડતી ધ્વજાઓ, વેદના મન્ત્રો પઠતા બ્રાહ્મણો, અને શહેરની વચ્ચે આવેલા મહેલમાં રહેતા દશરથ મહારાજાના સન્માનમાં ગવૈયાઓ વાદ્ય વગાડતા હતા અને સંગીત કરતા હતા તે–આ બધાથી તે નગરી ખરેખર રમણીય હતી.

રામના પિતા મહારાજા દશરથનાં લક્ષણ રામાયણમાં આપ્યાં છે તે અતિશય આનન્દદાયક છે. તે વિદ્વાન્ અને સર્વગુણસંપન્ન હતા. તે પવિત્ર વેદો અને તેનો અર્થ સમજવામાં સહાયભૂત એવાં વેદાંગો જાણતા હતા. એ વેદાંગો ૬ છે અને અર્વાચીન જ્ઞાનના પ્રકાશ વડે જાણવાથી આનન્દ થાય છે કે એ વેદાંગો યજ્ઞોના વિધિનું જેમાં વર્ણન છે એવાં કલ્પસૂત્રો, શિક્ષા એટલે વર્ણો ઉચ્ચારવાનું શાસ્ત્ર, વ્યાકરણ, છન્દઃશાસ્ત્ર (પિંગળ), નિરુક્ત–વૈદિક શબ્દોના જેમાં અર્થો સમજાવ્યા છે તે શાસ્ત્ર, અને ખગોળ–એ છ શાસ્ત્રો સમજવામાં મદદગાર થાય છે.

માત્ર એકજ વિપત્તિ એના સંપૂર્ણ સુખમાં વિઘ્ન કરતી હતી. રાજાને સંતતિ ન હતી, અને પાછળ મરણક્રિયા કરવાને પુત્ર ન હોવો એ હિંદુ લોકોના વિચાર પ્રમાણે ખરેખર મોટી વિપત્તિ છે. અયોધ્યાના લોકો રાજાને ચાહતા હતા અને વંશ કાયમ રહે એવી તેમની ઇચ્છા હતી. રાજાએ મહાન્ અશ્વમેધ યજ્ઞ કરી દેવોને પ્રસન્ન કરવાનો નિશ્ચય કર્યો અને યજ્ઞ માટે પવિત્ર કરેલા અશ્વને એક વરસ છૂટો ઇચ્છામાં આવે ત્યાં ફરવા દીધો અને પછી તેનું બળિદાન કરવામાં આવ્યું.

હમણાં દેવો પણ પીડામાં હતા. તેઓને હમેશ રાક્ષસો સાથે–એક જાતની જંગલી રાક્ષસી પ્રજા સાથે–વિગ્રહ થતો હતો અને તેમનો સરદાર લંકાનો ( સીલોનનો ) રાજા રાવણ હતો. આ કારણથી અયોધ્યાના રાજા દશરથે પુત્રનું વરદાન મેળવવા સારૂ યજ્ઞ કર્યો

ત્યારે વિષ્ણુ દેવો પાસે પ્રકટ થયા અને તમારી શી પ્રાર્થના છે એમ પૂછ્યું:—

"તેમણે કહ્યું કે દશરથ, રાજાએ ઘણા દિવસ ઉત્કંઠાપૂર્વક તપ આચરી અશ્વમેધ યજ્ઞ કરી અશ્વનું બલિદાન આપ્યું છે. એમ કરવામાં તેમની ઇચ્છા પુત્રો પ્રાપ્ત કરવાની છે. પણ હજી સુધી તેમની કામના સફળ થઈ નથી. હવે નિરાધાર થયલા અમારી દીન પ્રાર્થના સાંભળી તમે દશરથ રાજાને ત્યાં પુત્ર તરીકે અવતાર લો. તેને ત્રણ રાણી છે, તે દરેક સુંદર સ્ત્રી છે અને તે ત્રણે કાન્તિ, નીતિ, અને કીર્તિ જેવી છે. તમે તમારા સ્વરૂપના ચાર ભાગ કરો અને એ ત્રણ રાણીઓના ત્રણ પુત્ર તરીકે અવતાર લો. મનુષ્યનું રૂપ ધારણ કરો અને સ્વર્ગના દેવોના પ્રભાવને હસી કાઢનાર રાવણનો યુદ્ધમાં નાશ કરો. એ ત્રણ લોકોને સામાન્ય ત્રાસ આપે છે, એ બધાને સાલતા કાંટારૂપ છે, અને એનો જુલમ દેવોએ ને ત્રણ લોકે લાંબો વખત સહ્યો છે." [1]

વિષ્ણુએ દેવોની પ્રાર્થના સ્વીકારી અને દૂત સાથે દશરથ રાજાને અમૃતનું સુવર્ણપાત્ર મોકલ્યું. તે પાત્ર રાજાને આપી માહેનું અમૃત ત્રણ રાણીઓને પાવા કહ્યું. કૌસલ્યા રાણીએ અર્ધું અમૃત પીધું તેથી તે રામની માતા થઈ. બાકીનું અર્ધું અમૃત રાજાએ બીજી બે રાણીઓને વહેંચી આપ્યું, તેમને પણ દેવની કૃપાથી સંતતિ થઈ. કૈકેયીએ ભરતને અને સુમિત્રાએ લક્ષ્મણ ને શત્રુઘ્નને જન્મ આપ્યો. આરંભથીજ રામ અને લક્ષ્મણ વચ્ચે પ્રેમની મજબૂત ગાંઠ બંધાઈ અને તેઓ મોટા થયા ત્યારે તેઓ હમેશ સાથે રહેતા, કદી છૂટા રહી શકતા ન હતા.

હવે મિથિલાના રાજા જનકને એક ઘણીજ ખૂબસૂરત કન્યા હતી. તેની ઉત્પત્તિ તેની કાન્તિના જેવીજ અદ્‌ભુત હતી. એક દિવસ રાજા ખેતર ખેડતો હતો એવામાં તેનો હળ જે જમીન પર ફરી વળ્યો હતો તે ઉપરથી એક બાળક ઉત્પન્ન થયું અને એથી તેનું નામ

૧ ગ્રિફિથકૃત 'રામાયણ' પૃ. ૮૪

તેણે સીતા (ચાસ) પાડયું. તેના આવા અદ્‌ભુત પ્રકારના જન્મને લીધે, તેને લક્ષ્મીનું સ્વરૂપ માનવામાં આવે છે. પૂર્વ જન્મમાં જે રાવણે તેનું અત્યન્ત અપમાન કર્યું હતું તેના પર વેર વાળી તેનો નાશ કરવા તેણે ફરી અવતાર લીધો હતો.[1]

---

૧ સીતાની ઉત્પત્તિની કથા રામાયણના ઉત્તરકાંડમાં પણ વર્ણવેલી છે. ( સર્ગ ૧૭. ૫૦ ૧ ).—

" દુનિયામાં ભટકતા ભટકતા રાવણ હિમાલય પર્વત પર વનમાં જાય છે. ત્યાં તે એક અતિસુંદર અપ્સરા જેવી કન્યાને સાધ્વીના વેશમાં જોઈને તેના પર મોહ પામે છે. તે સુંદરીને તે કહે છે કે તારી જુવાની અને કાન્તિને આવું દારુણ તપ યોગ્ય નથી, તું કોણ છે અને શા માટે સાધ્વી તરીકે જીવન ગાળે છે તે કહે. તે સ્ત્રી જવાબ દે છે કે હું કુશધ્વજ ઋષિની પુત્રી છું ને મારું નામ વેદવતી છે. ઋષિ જ્યારે હમેશ વેદાભ્યાસમાં આસક્ત રહેતા ત્યારે હું જન્મ પામી છું. દેવોએ કહ્યું કે તું તારા વરને પસંદ કરી લે, પરંતુ જગતના પતિ વિષ્ણુ સિવાય મારા પિતા મને બીજા સાથે પરણાવવા ઇચ્છતા નથી, વિષ્ણુનેજ તે પોતાના જમાઈ કરવા ઇચ્છે છે. પિતાના આવા નિશ્ચયથી દૈત્યોના રાજાને ક્રોધ ચઢયો તેથી તેણે તેમને ઊંઘતા હતા ત્યારે મારી નાખ્યા. મારી માતા શબને આલિંગન કરી ચિતામાં બળી મુઆ. ' નારાયણને ( વિષ્ણુને ) પરણાવવાના સંબંધમાં મારા પિતાની ઇચ્છા પરિપૂર્ણ થાય, માટે મેં તેમનું મનથી લગ્ન કર્યું છે અને એવી પ્રતિજ્ઞા લઈ હું ઘોર તપ આચરું છું. તેને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી મેં આ દારુણ તપ આદર્યું છે. '

" આવી સમજુતીથી રાવણનો તે સ્ત્રી પરનો મોહ કંઈ પણ ઓછો થતો નથી. તે તેને સમજાવે છે કે તપથી પુણ્ય એકઠું કરી નામના મેળવવાનું કામ તો વૃદ્ધોનુંજ છે, તું તરુણી અને કાન્તિમતી છે, માટે મારી સાથે લગ્ન કર. હું વિષ્ણુથી ચઢીઆતો છું. કન્યા કહે છે, તમારા સિવાય આવી રીતે એ દેવનો કોઈ તિરસ્કાર કરશે નહિ આવો ઉત્તર સાંભળી રાવણ તેના માથાના કેશને પોતાની આંગળીના અગ્ર ભાગ વડે સ્પર્શ કરે છે. કન્યા ઘણી ક્રોધ પામે છે, એકદમ પોતાનો ચોટલો કાપી નાખે છે ને તેને કહે છે કે તે મારું એવું અપમાન કર્યું છે કે હવે હું જીવી શકતી નથી, તારા દેખતાજ અગ્નિમાં બળી મરું છું. " દુરાત્મન્, વનમાં તેં મારું આ પ્રમાણે અપમાન કર્યું છે, માટે તારા નાશને માટે હું ફરી જન્મ

રામનું સીતા સાથે લગ્ન આ રીતે થયું હતું. પ્રાચીન સમયમાં જંગલી રમતોમાં કે બળની કસોટીમાં જે વિજય પામે તેને ઘણી વાર કન્યા આપવામાં આવતી હતી. હિંદુસ્તાનમાં આજ પણ કેટલીક અસલની ડુંગરી જાતોમાં કન્યાનું લગ્ન હરણ કરવાથી થાય છે. રાજાએ જાહેર કર્યું કે યજ્ઞના પરિણામ તરીકે શિવે મને અતિશય મોટું ધનુષ્ આપ્યું છે તેને જે ક્ષત્રિય વીર વાળશે ને પણછ ચઢાવશે તેને હું મારી પંદર વર્ષની કન્યા, સીતા લગ્નમાં આપીશ. રામ સિવાય બીજો કોઈ પણ સ્પર્ધા કરનારો ધનુષ્‌ને જમીન પરથી ઊંચકી પણ શકયો નહિ; પરંતુ રામે[1] તે ધનુષ્ નમાવ્યું એટલુંજ નહિ,

લઈશ." આમ કહી તે બળતા અગ્નિમાં પેઠી. પછી આકાશના દરેક ભાગમાંથી દિવ્ય અંગારાની વૃષ્ટિ થઈ. 'હે રાજન્, એજ કન્યાએ જનક રાજાને ત્યાં જન્મ લીધો છે ને તારી સ્ત્રી થઈ છે. કેમકે તું અવિનાશી વિષ્ણુ છે. પર્વત જેવો શત્રુ, જે પૂર્વે ક્રોધથીજ (ખરેખરો) નાશ પામ્યો હતો, તેને હવે તેણે તારી અલૌકિક શક્તિને આશ્રયે હણ્યો છે."

૧. રામાયણમાં રામનાં લક્ષણ નીચેના ફકરામાં આપ્યાં છેઃ—

"તે પિતા, માતા, મિત્રો, ભાઈઓ, અને સમસ્ત પ્રજાને આનન્દ આપતા હતા. તે દરેક માણસ સાથે નરમાશથી અને વિનયથી બોલતા. કોઈ તેમને કઠોર વચન કહે તેનો પણ તેઓ નમ્ર શબ્દમાં ઉત્તર આપતા. જેઓ જ્ઞાન, સદ્ગુણ, અને ઉમરે મોટા હોય તેમની સાથે સમાગમ રાખવામાં તેઓ આનન્દ માનતા. તેઓ ડાહ્યા, ઉદાર, અને પ્રિય વચન વદનારા હતા. તેઓ શૂરવીર હતા; પરંતુ પોતાના પરાક્રમ માટે કદી ગર્વ કરતા ન હતા. તેઓ નિખાલસ મનના, દીર્ઘદર્શી, અને વૃદ્ધનું સન્માન કરનારા હતા. તેમને સર્વ આશ્રિતો ચાહતા હતા અને શહેરીઓ માન આપતા હતા. તેઓનું હૃદય દયાથી ભરેલું હતું અને તેઓ ક્રોધના વિકારોને હમેશ કાબુમાં રાખતા. તેમનો રાજ્ય પર વારસાનો હક હતો એમ તેઓ જાણતા હતા તોપણ તેમને તેનો લેશમાત્ર લોભ ન હતો,—કેમકે પાર્થિવ સત્તા પ્રાપ્ત કરવા કરતાં જ્ઞાન પ્રાપ્ત કરવું વધારે સારું છે એમ તેઓ વિચારતા હતા. તેઓ હમેશ પ્રતિજ્ઞા પાળતા, બીજાના ગુણોની કદર કરી શકતા, અને પોતાની મનોવૃત્તિને નિયમમાં ને વશ રાખતા. તેઓ પોતાની ધારણામાં દૃઢ રહેતા અને સત્યને જીવન અને સુખના કરતાં વધારે પસંદ કરતા."

પણ તેને વાળતાં બે કકડા કરી નાખ્યા, તેથી સર્વ પ્રેક્ષકોને આશ્ચર્ય ઉત્પન્ન થયું અને ભય પામ્યા. તે એ રીતે સીતાને પરણ્યા.

તેમના લગ્નનું વર્ણન ઘણું રસિક છે; કેમકે તેમાંથી એમ માલમ પડે છે કે હાલની હિંદુલગ્નની ઘણીખરી ક્રિયાઓ પ્રાચીન સમયથી મંજૂર થયલી છે. રામાયણમાં રામનું લગ્ન પ્રાચીન આર્ય રીતિને અનુસરીને થયલું વર્ણવ્યું છે. વરકન્યા વેદી પર પ્રકટાવેલા પવિત્ર અગ્નિદેવતાસમક્ષ ઊભાં રહે છે. અગ્નિદેવના ચિહ્ન વહ્નિ આગળ વર કન્યાનો હાથ પકડે છે, અને ધર્મક્રિયા કરાવનારા બ્રાહ્મણોએ પ્રથમથી પવિત્ર કરેલું જળ તે હાથ પર છાંટે છે. પછી કન્યા સાત વાર અગ્નિની પ્રદક્ષિણા કરે છે. લગ્નવિધિમાં તેમજ મરણક્રિયામાં કુદરતના વિશાળ મૂળબળો અગ્નિ અને જળનો પૂર્વના અન્ધકારમય યુગની પેઠે હાલ પણ સાધન તરીકે ઉપયોગ કરવામાં આવે છે.

ત્યાર પછીનો બનાવ રામને યુવરાજ તરીકે રાજ્યાભિષેક કરવાનો છે. આ રાજ્યાભિષેક પાછળથી તેમને રાજ્યાસન મળવાના હક્કનો અને પિતાની જિંદગીમાં રાજ્યતન્ત્રમાં કંઈક ભાગ લેવાના તેમના હક્કનો સ્વીકાર છે. રાજાનો વિચાર સાંભળી પ્રજા આનન્દ પામે છે. શહેરમાં આગલી રાત્રે રોશની થાય છે અને લોકો ઉત્સવમાં રાત્રી ગાળે છે. પણ રાજમહેલમાં તરકટ રચવાની છૂપી યોજના પોતાનું કામ કરી જાય છે. ભરતની માતા કૈકેયીની પાસે તેની એક વિશ્વાસુ સખી જાય છે અને તેનામાં એટલે બધે દરજ્જે ઈર્ષ્યાનો વહ્નિ સળગાવે છે કે પોતાના પુત્રને રાજ્યાભિષેક કરાવવાનો અને રામને વનવાસ કરાવવાનો તે નિશ્ચય કરે છે. પૂર્વ તરફના લોકોની ઠગાઈ અને સુંદર સ્ત્રીઓના સૌંદર્ય સાથે જોડાયલા પ્રપંચ અને કુમાર્ગે દોરવવાના સ્વભાવથી તે પોતાની મતલબ હાંસલ કરે છે. મહેલના એક દૂરના ખંડમાં તે એકાંતે બેસે છે અને આનન્દ અને સુખ માણવાની ના કહે છે. રાજા તેની મુલાકાત લે છે, ત્યારે તે તેની પાસે જે માગે તે

આપવાની પ્રતિજ્ઞા લેવડાવે છે. રાજા મૂર્ખાઈથી તેમ કરવાનું કબૂલ કરી વચન આપે છે. પછી તે સ્વામીની પ્રતિજ્ઞા માટે દેવોને સાક્ષી રહેવા પ્રાર્થના કરે છે અને તે પોતાનું વચન ન પાળે તો પ્રાતઃકાળ પહેલાં આત્મહત્યા કરવાની ધમકી આપે છે. તેની માગણી સાંભળે છે, ત્યારે રાજા શોકને લીધે લગભગ ગાંડો થઈ જાય છે; તોપણ સોગન ખાધા છે તે પાળવાને બંધાયલો છું એમ તેને લાગે છે; અને પ્રાતઃકાળે, ભભકાદાર પોશાકમાં રામને તેની પાસે લઈ જાય છે ત્યારે તેને રાજ્યાસનનું ધારેલું સન્માન મળવાને બદલે દક્ષિણનાં જંગલોમાં ચૌદ વરસ વાસ કરવાની શિક્ષા મળે છે.

ખેદ પામી રામ આ વાતની ખબર સીતાને કરવા જાય છે, ત્યારે જાણીને આશ્ચર્ય પામે છે કે પ્રિય સ્વામી સાથે રહેવાની રજા મળે ત્યાંસુધી તેને રાજ્ય ગયું તેની કે એકાન્તમાં ભટકવાની જિંદગી કાઢી દુઃખો અને તંગી વેઠવાં પડશે તેની બીલકુલ દરકાર નથી. તે સ્ત્રી ઉત્તમ સ્ત્રીનો એક નમુનો છે અને પતિ સાથે રહેવાની તેણે કરેલી દલીલ ઊંચામાં ઊંચા પ્રકારની ભક્તિ અને સ્વાર્પણનો ઉત્તમ નમુનો દર્શાવે છે. રામની સાથે તે વાદ કરે છે, એ ભાગનો અનુવાદ સર મો. વિલિઅમ્સ નીચે પ્રમાણે આપે છેઃ—

"પતિના સુખદુઃખમાં ભાગ લેવો એ સ્ત્રીનો ધર્મ છે. તમે જ્યાં જશો, ત્યાં તમારી સાથે આવવું એ મારી ફરજ છે. તમારા વિયોગે હું સ્વર્ગમાં પણ રહી શકીશ નહિ સ્વામીએ તજેલી સ્ત્રી એક ક્ષુદ્ર શબના જેવી છે. આ લોકમાં ને પર લોકમાં તમારી છાયાની પેઠે હું તમને વળગી રહીશ. તમે મારા રાજા, મારા રક્ષક, મારા એકલા આશ્રયરૂપ અને મારા દેવ છો. તમારી સાથે આવવાનો મારો દૃઢ નિશ્ચય છે. તમારો માર્ગ કાંટાવાળા પગથીવિનાના જંગલમાં હશે તો, હું તમારી આગળ ચાલીશ અને કાંટાને છૂંદી નાખી તમારો રસ્તો સાફ કરીશ. તમારી આગળ ચાલતાં મને બીલકુલ પરિશ્રમ લાગનાર નથી. જંગલના કાંટા મને રેશમનાં વસ્ત્ર, પાંદડાંની પથારી,

અને કોમળ ઘાસ જેવા લાગશે. ભપકાદાર મહેલો અને સ્વર્ગમાં રહેવા કરતાં પણ તમારા આશ્રયમાં રહેવું મને વધારે સુખકર છે. તમારા બાહુબળના રક્ષણ નીચે દેવો, દાનવો, ને મનુષ્યો મને કોઈ પણ પ્રકારની ઈજા કરી શકનાર નથી. તમારી સાથે હું ફળમૂળ આરોગી આનન્દમાં રહીશ. તે મીઠાં હશે કે નહિ હોય તોપણ તમારા હાથમાંથી હું લઈશ એટલે મને જીવન અર્પનાર ફળ જેવાં લાગશે. તમારી સાથે બેરાન જંગલમાં ભટકતાં એક હજાર વર્ષ મને માત્ર એક દિવસ જેવાં લાગશે; તમારી સાથે વાસમાં નરક પણ મને તો આનન્દદાયક સ્વર્ગ થશે.”

આખરે રામે સીતાને સાથે લેવા કબૂલ કર્યું; પણ વિશેષ રક્ષણ માટે લક્ષ્મણ બન્નેની સાથે આવે એવો આગ્રહ કર્યો.[1] તે ત્રણે જણાં નગર છોડી ચાલતાં થયા અને ઉઘાડે પગે અને શોકનાં વસ્ત્ર ધારણ કરી પ્રથમ પ્રયાગ ( અલાહાબાદ ) ગયાં. ત્યાં તેમને ખબર થઈ કે દશરથ રાજા તેમના ગયા પછી થોડો વખત રહી શોકને લીધે મરણ પામ્યા છે. ભરત ઘોડા પર સવાર થઈ દોડતા દોડતા રામની પાસે આવ્યા અને રાજ્યમાં પાછા ફરવા તેમને વિનતિ કરી; પણ જ્યાંસુધી વનવાસની પૂર્ણ મર્યાદા પૂરી થશે નહિ ત્યાંસુધી તેણે પાછા આવવાની ના કહી. આ કારણથી ભરતે તેમને બદલે રાજ્ય કરવાનું કબૂલ કર્યું, પણ હમેશ તેમનેજ હક્કદાર રાજા ગણી રાજ્યાસન પર તેમની પાદુકા રાખતા અને રાજ્યના ઉત્સવોને પ્રસંગે પોતે માત્ર રામના પ્રતિનિધિ તરીકે રાજ્ય કરે છે એમ દર્શાવવા એ પાદુકા નજરે પડે એવી રીતે મૂકતા.

પછી રામ અને સીતાએ દક્ષિણમાં પ્રયાણ જારી રાખ્યું. આખરે તેઓ બુંદેલખંડનાં જંગલોમા ચિત્રકૂટની ટેકરી પર ગયા.

૧. રામના આગ્રહથી લક્ષ્મણ તેમની સાથે વન ગયા ન હતા; પરન્તુ લક્ષ્મણના આગ્રહથી રામે તેમને સાથે આવવા દીધા હતા.

ભાષા૦ કર્તા.

ત્યાં તેમણે પર્ણકુટી બાંધી અને વન્ય ફળફળાદિ, હરણનું માંસ, મધ, વગેરે પર પોતાનું પોષણ કર્યું.

વીરરસ કાવ્યમાં ( રામાયણમાં ) એવી હકીકત છે કે પ્રવાસમાં તેઓ ઘણા બ્રહ્મર્ષિઓના આશ્રમોમાં ગયાં. એ પવિત્ર મુનિઓના એકાંત આશ્રમ પર વારંવાર રાક્ષસો ( ભાગ ૪થો, પ્રક૦ ૯ જુઓ ) હુમલો કરતા હતા. કેટલાક ઇતિહાસકારોએ આ જંગલી લોકોને દક્ષિણ હિંદુસ્તાન અને સીલોનના બૌદ્ધ છે એમ દર્શાવવા પ્રયત્ન કર્યો છે. તેમનો સરદાર, રાવણ સીલોનનો રાજા હતો એ વાતથી આ વિચારને બહાનું મળે છે; પરંતુ જે બ્રાહ્મણ ધર્મગુરુઓ દરેક સ્થળેથી બૌદ્ધ ધર્મને કાઢી નાખી તેની અવગણના કરવાનો પ્રયત્ન કરતા હતા તેમની ઘણું કરીને આ કલ્પના છે.

આ પ્રમાણે એ કાવ્યમાં વાંચીએ છીએ કે રાક્ષસોએ બ્રાહ્મણોની ધર્મક્રિયા અટકાવવાનો પ્રયાસ કર્યો; પણ રામે તેમનું રક્ષણ કર્યું અને રાક્ષસો સાથે એક મોટું યુદ્ધ કરી ૧૪,૦૦૦ રાક્ષસ યોદ્ધાઓને મારી કાઢયા. આનું વેર લેવા માટે રાવણે સીતાનું હરણ કરવાનો નિશ્ચય કર્યો; કારણ કે

" તેને ખાતરી હતી કે તેની પ્રિય સ્ત્રીનો વિયોગ થશે એટલે શોકમાં ગ્રસ્ત થઈ તે રાજા થોડાજ દિવસ જીવશે. " [૧]

રાવણે કેવી રીતે સીતાનું હરણ કર્યું તે જાણવાથી આનન્દ થશે. રાવણના એક રાક્ષસ મારીચે સીતાને મોહ ઉત્પન્ન કરવા રૂપેરી ટપકાંવાળા એક કારમા સુવર્ણમૃગનું રૂપ ધારણ કર્યું.

" ખાતરી રાખજો કે ને સ્ત્રી વૃક્ષોની ઘટામાં આ અદ્ભુત મૃગને દેખશે કે તેની કાન્તિથી મોહ પામી પોતાના સ્વામી રામને તેમજ લક્ષ્મણને તેને પકડવા કહેશે. "

---

૧ ગ્રિફિથનું ' રામાયણ, ' ૩. ૧૪૩.

ફસાવવા માટે પાથરેલી આ જાળ બસ હતી. **સીતા**ના કહેવાથી **રામ** હરણની પાછળ દોડયા અને લક્ષ્મણને પત્નીનું રક્ષણ કરવા ત્યાં મૂકતા ગયા. તેણે બાણ મારી હરણને વીંધ્યો, પરંતુ મરતા મરતાં રાક્ષસે બધું બળ એકઠું કરી, **રામ**ના ઘાંટાનું અનુકરણ કરી, મોટે સાદે " ઓ સીતા ! ઓ લક્ષ્મણ ! " એમ બૂમ પાડી. તેમણે આ બૂમ સાંભળી એવી કલ્પના કરી કે **રામ**ને કંઈ અનિષ્ટ થયું હશે. આથી જે દિશા તરફથી એ બૂમ સંભળાઈ તે દિશાએ લક્ષ્મણ દોડયા અને **સીતા** પાસેની ઝાડીમાં સંતાઈ રહેલા **રાવણ**ના સહેલાઈથી ભોગ થઈ પડયાં. તેણે **સીતા**ને પકડી વિમાનમાં બેસાડયાં અને જલદી પોતાના લંકાના ( **સીલોન**ના ) કિલ્લામાં લઈ ગયો. ત્યાં **સીતા**ને પોતાની સાથે લગ્ન કરવા સમજાવવાના બને તેવી રીતે અનેક પ્રયત્ન કર્યા

પૅરિસ હેલેનનું હરણ કરી ગયો હતો અને તે કારણથી **ગ્રીક** લોકોએ ટ્રૉયને ઘેરો ઘાલ્યો હતો, તેને આ વાર્તા અદ્ભુત રીતે મળતી આવે છે. ફેર માત્ર એટલોજ છે કે હેલેનને બદલે અહિં નિષ્કલંક, પવિત્ર **સીતા** છે, તે **રાવણ**ની બધી ધમકી અને યાચનાઓને તિરસ્કારે છે ને ધુતકારી કાઢે છે.

દુર્ભાગ્યે અતિશયોક્તિ અને દેવલોકોના વચ્ચે પડવાના વર્ણનથી વાર્તામાં ઘણો વધારો થયો છે અને સત્ય વાત ( વાર્તાનું મૂળ સત્ય છે એ તદ્દન સંભવિત છે ) કલ્પિત પુરાણમાં ડૂબી ગઇ છે. અત્યન્ત શોકના આવેશમાં વાનર કે વાનરોની ટોળીના (ઠીંગણી, અસલી ડુંગરી ટોળીઓના ) રાજા **સુગ્રીવ**ની મદદ માગી અને તેના મુખ્ય સરદાર **હનુમાન**ે મદદ કરવાનું વચન આપ્યું. વાનરોનાં [1] મોટાં સૈન્યો

[1] **રામ** અને **હનુમાન**નું વાનરસૈન્ય—ઘણું કરીને આ વાનરો તે મધ્ય મેદાનની અસલી જાતો-ભીલ, કોલ, સંથાલ વગેરે છે. એ જંગલી જાતોને આજ પણ હિંદુ લોકો ' વાનરલોકો ' કહે છે આની પુષ્ટિમાં આપણે ' બનમનુસ ' ( સંસ્કૃત ' વન '-જંગલ, મનુષ્ય-માણસ ) ' વનનો



રામ અને સીતાની સભામા વાનર દેવ હનુમાન.



અયોધ્યામા રામનો રાજ્યાભિષેક.

( શિવ, બ્રહ્મા, ગણેશ વગેરે દેવોના આ ઉપલા ભાગમા આકાશનુ ફરતુ ઉભા રહ્યા છે અને રામને અભિષેક કરે છે તેનુ મહત્વ લક્ષમા રાખો )

હિમાલય પર્વતમાંથી મોટા ખડકો લઈ આવ્યાં અને તે વડે હિંદુસ્તાનને સિલોનથી જુદું પાડનારી સામુદ્રધુની પર એક સેતુ બાંધ્યો. કિનારાથી નિયમિત ક્રમમાં ફેલાતા એ ખડકો આ ગ્રન્થકારે જોયા છે અને ખરેખર, આજ તેનો દેખાવ આ પૌરાણિક પરાક્રમમાં ઘણા હિંદુઓની શ્રદ્ધાને દૃઢ કરે છે. હજી પણ તે "રામના સેતુ" તરીકે પ્રસિદ્ધ છે.

આખરે વાનરોની વિશેષ સહાયતાથી અને લાંબા ને ભયાનક યુદ્ધ પછી ( એનું વર્ણન 'રાવણ' વિષેના લેખમાં આપ્યું છે, ભાગ ૪, પ્રક. ૯ ), સમર્થ સેનાધિપતિ હનુમાનના હાથ નીચે રામનું લશ્કર સંપૂર્ણ વિજય મેળવે છે અને રાવણનો નાશ થાય છે.

તારા પર જુલમ ગુજારનાર રાવણનો નાશ થયો છે એવી સીતાને ખબર આપવા રાતે એકદમ હનુમાનને તેની પાસે મોકલ્યો. તેને રામની પાસે ઢાંકેલી પાલખીમાં લાવ્યા. રામે પાલખી ઉઘાડવાનો હુકમ કર્યો કે તેથી જે વાનરસૈન્યે તેને માટે આટલો બધો પરિશ્રમ કર્યો હતો તે વાનરસૈન્ય તેનું મુખ જુએ,[1] તેણે કહ્યું:—

માણસ ' એ શબ્દ આપી શકીએ. બનમનુસ એ વાનરજાતનું પ્રાણી છે. તેનો ચહેરો માણસના ચહેરાને ઘણો મળતો આવે છે; તેને પૂંછડી નથી, ને તે સીધો-ટટાર ચાલે છે. તેના શરીરની ચામડી કાળી છે અને તેના પર આછા વાળ છે. વળી ઉત્તર હિંદુસ્તાનમાં જંગલના લોકોની એક પ્રસિદ્ધ ટોળીનું એ નામ છે. ( કુમ્બ્બેલના ' કુમેઓન ને નેપાળ અને હિંદુસ્તાનનું માનવજાતિશાસ્ત્ર ' માં ' બનમનુસ ' નું વર્ણન છે તે જુઓ. ૧૮૬૬, ભાગ ૨, પૃ૦ ૪૬ ).

૧ ' व्यसनेषु न कृच्छ्रेषु न युद्धेषु स्वयंवरे ।
न क्रतौ नो विवाहे वा दर्शनं दूष्यते स्त्रियः ॥

रामायण, युद्धकाण्ड, सर्ग ११६, श्लो० २८

વિપત્તિકાળે, પીડામાં, યુદ્ધમાં, સ્વયંવરમાં, યજ્ઞમાં, કે વિવાહમાં સ્ત્રીને જોવાથી પાપ નથી. ભાષા૦ કર્તા.

"સ્ત્રીનો રક્ષક તેનું નિવાસસ્થાન, ઊંચી દિવાલો, વાડ, કે મિનારો, અને રાજાનો વૈભવ પણ નથી; સ્ત્રીનો રક્ષક સ્ત્રીનું શીલજ છે."[1]

જે ખરા દિલના સત્કારની તેણે આશા રાખી હતી તેથી આ ઉલટુંજ હતું, અને જે કારણોને લીધે રામે રાવણ સાથે યુદ્ધ કર્યું તે તેણે સમજાવ્યા માડયાં, તે સાંભળી સીતાનું હૃદય ખિન્ન થયું:-

"હે સ્ત્રિ, હું મારૂં લશ્કર તારા પ્રેમની ખાતર દરિયાપાર લાવ્યો નથી. સ્વાભિમાનની ખાતર અને કાયદાનું અપમાન થયું તેનું વેર લેવા માટે મેં યુદ્ધ કર્યું છે. મારો પ્રેમ જતો રહ્યો છે, કેમકે તારી કીર્તિ પાપ અને શરમના કાળા કલંકથી દૂષિત થઈ છે, નેત્રરોગી જેમ પ્રકાશતા દીવાને તિરસ્કારે છે, તેમ હું તને તિરસ્કારૂં છું. દશે દિશાઓ તારે માટે ખુલ્લી છે. તને ફાવે ત્યાં જા, પણ મારે તારૂં કામ નથી; કેમકે રાવણ તને આકાશમાર્ગે લઈ આવ્યો છે, એની દુષ્ટ નજર તારા પર ચોટી છે, તારી કમ્મરની આસપાસ એણે પોતાના બાહુ નાખ્યા છે, તને પકડીને એણે પોતાની છાતી સાથે આણી છે, પોતાના રાજ્યમાં તને તાબેદાર તરીકે રાખી છે, અને પોતાની સ્ત્રીઓના નિવાસસ્થાનમાં તને મૂકી છે."[2]

---

૧. ગ્રિફિથ-'રામાયણ', ૫-૨૭૧.

'न गृहाणि न वस्त्राणि न प्राकारास्तिरस्क्रिया ।
नेदृशा राजसत्कारा वृत्तमावरणं स्त्रियः ॥"

युद्ध०, स० ११६, श्लो० २७

ઘરો, વસ્ત્ર, ને દિવાલ, એ સ્ત્રીનુ આવરણ-પડદો નથી, આવો વ્યાપાર સીતાને રામ પાસે આવવા વાનરસૈન્યાદિને દૂર કરી માર્ગ કરવો તે પણ-સ્ત્રીનુ આવરણ નથી. પણ એ તો રાજસત્કારજ છે, માત્ર છત્ર, ચામર, વગેરે જેવો છે. ત્યારે આવરણ શુ છે તે કહે છે-વૃત્ત-ચારિત્ર્યજ આવરણ છે.
ભાષા૦ કર્તા.

૨. ગ્રિફિથ-'રામાયણ', ૫ ૨૭૩.

'एषासि निर्जिता भद्रे शत्रुं जित्वा रणाजिरे ।
पौरुषाद्यदनुष्ठेयं मयैतदुपपादितम् ॥ २ ॥

આવા ભયંકર અને ગેરવાજબી વહેમની લોગ થઈ પડેલી

गतोऽस्म्यन्तममर्षस्य धर्षणा संप्रमार्जिता ।
अवमानश्च शत्रुश्च युगपन्निहतौ मया ॥ ३ ॥

युद्ध०, स० ११७

હે કલ્યાણિનિ ! મેં શત્રુને રણક્ષેત્રમા જીતીને તને શત્રુ પાસેથી પાછી આણી છે, પુરુષપ્રયત્નથી જે કરવાનુ છે તે કર્યું છે. મે મારા ક્રોધનો નાશ કર્યો છે, શત્રુએ સ્ત્રીહરણ કરી કીધેલુ અપમાન ભૂસી નાખ્યુ છે. મેં અપમાન ને શત્રુનો એકી વખત નાશ કર્યો છે.

' विदितश्चास्तु भद्रं ते योऽयं रणपरिश्रमः ।
सुतीर्णः सुहृदां वीर्यान्न त्वदर्थं मया कृतः ॥ १५ ॥
रक्षता तु मया वृत्तमपमानं च सर्वतः ।
प्रख्यातस्यात्मवंशस्य न्यङ्गं च परिमार्जता ॥ १६ ॥
प्राप्तचारित्रसंदेहा मम प्रतिमुखे स्थिता ।
दीपो नेत्रातुरस्येव प्रतिकूलासि मे दृढा ॥ १७ ॥
तद्गच्छ त्वानुजानेऽद्य यथेष्टं जनकात्मजे ।
एता दश दिशो भद्रे कार्यमस्ति न मे त्वया ॥ १८ ॥
रावणाङ्कपरिक्लिष्टां दृष्टां दुष्टेन चक्षुपा ।
कथं त्वां पुनरादद्यां कुलं व्यपदिशन्महत् ॥ २० ॥

युद्ध०, ११७

તારું કલ્યાણુ થાઓ, જે આ રણપરિશ્રમ મિત્રોના વીર્યથી હું તર્યો છું તે મેં તારે માટે કર્યું નથી એમ તું જાણ. મેં મારા વૃત્તનું ને સર્વ તરફથી અપમાનનું રક્ષણ કરવા અને મારા પ્રસિદ્ધ વંશની હલકાઈ દૂર કરવા એ કામ કર્યું છે. ચારિત્ર્યને વિષે સંદેહ ઉત્પન્ન થયલો એવી મારી સામા ઉભેલી તું નેત્રરોગીને દીવાની પેઠે મને અતિશય પ્રતિકૂળ છે. તેટલા માટે હે **સીતે**! તારી મરજીમા આવે ત્યા જા. મારી રજા છે. આ દશ દિશા ખુલ્લી છે. ભદ્રે! મારે તારું કામ નથી. રાવણના ખોળામા કલેશ પામેલી, એની દુષ્ટ આખથી જોવાયલી તને હું મારા કુળ પર મોટું કલંક લાવી શી રીતે સઘરું ? ભાષા૦ કર્તા.

આપડી સીતા અગ્નિપ્રવેશ કરી પોતાનું સતીત્વ સાબીત કરવાનો નિશ્ચય કરે છે. ઘણા જમાનાઓમાં અને ઘણી પ્રજાઓમાં અનપરાધી પુરુષને માથે આરોપ આવે ત્યારે આ પ્રમાણે અગ્નિમાં પ્રવેશ કરી તેની પરીક્ષામાંથી નીકળી પોતે નિરપરાધી છે એમ સિદ્ધ કરવાનો તેમને આશ્રય લેવો પડતો. લક્ષ્મણ ચિતા તૈયાર કરે છે, તેમાં નાશ થવા કે ચારિત્ર્યનું સમર્થન કરવા એને પ્રવેશ કરવાનો છે. સીતા ચિતાની પ્રદક્ષિણા કરે છે અને અગ્નિમાં પ્રવેશ કરતા પહેલાં તેની સ્તુતિ કરે છેઃ—

" આ પ્રેમાળ હૃદય ચારિત્ર્યના અંકુશ નીચે રહી રઘુપુત્રથી-રામથી કદી પણ ચલિત થયું નથી, તેથી, સર્વના સાક્ષિભૂત હે અગ્નિદેવ ! મારા શરીરનું ચિતા પર રક્ષણ કર. રઘુપુત્રે સીતા પર આ મિથ્યારોપ મૂકયો છે, તેથી હે દેવ ! તું મારી પ્રાર્થના સાંભળ અને સહાય થા. "[1]

પછી સીતા બળતી ચિતામાં પ્રવેશ કરે છે; પણ અગ્નિદેવ પ્રત્યક્ષ થાય છે અને સીતાનો હાથ ઝાલી તેને પોતાના સ્વામી પાસે લઈ જાય છે અને તેને પવિત્ર ને નિષ્કલંક જાહેર કરે છે. એટલામાં દેવો પણ ત્યાં આવી રામની પ્રાર્થના કરે છે. તેઓ કહે છેઃ—

---

૧. ગ્રિફિથ-' રામાયણ ' ૨૭૭.

' यथा मे हृदयं नित्यं नापसर्पति राघवात् ।
तथा लोकस्य साक्षी मां सर्वतः पातु पावकः ॥ २५ ॥
यथा मां शुद्धचारित्रां दुष्टां जानाति राघवः ।
तथा लोकस्य साक्षी मां सर्वतः पातु पावकः ॥ २६ ॥
युद्ध०, स० ११८

જે પ્રકારે મારૂં હૃદય કદી પણ રાઘવથી દૂર ગયું નથી, તેમ લોકના સાક્ષી અગ્નિ મારૂં સર્વથી રક્ષણ કરો. જે પ્રકારે શુદ્ધ ચારિત્રવાળી મને રાઘવ દુષ્ટ જાણે છે, તે પ્રકારે લોકના સાક્ષી અગ્નિ મારૂં સર્વથી રક્ષણ કરો. ભાષા૦ કર્તા

"હે સર્વના પતિ, જગન્નાયક! શું તું તારી રાણી, તારી સ્રીને અગ્નિની દરકાર ન કરી ચિતામાં પોતાનું શરીર સ્વાધીન કરવા દે છે? હે પરમવિદ્વાન, શું હજી પણ તું તારૂં દિવ્ય સ્વરૂપ ઓળખતો નથી?"[૧]

એ નવાઈ જેવી વાત છે કે **રામને** પોતાના અમર સ્વરૂપનું ભાન નથી; તે ઉપરથી બ્રહ્મા તેમને કહે છે કે **રાવણ** દુનિયાને ત્રાસ આપતો હતો તેનો નાશ કરવા, માનવલોકમાં અવતાર લેનાર તમે **વિષ્ણુ** છો. આ પ્રમાણે **સીતાનો** પૂરેપૂરો બચાવ થાય છે અને **રામના** મનનું સંપૂર્ણ સમાધાન થાય છે.

**રામ** અને **સીતા** પછી પરમભક્ત હનુમાન્ અને વાનરોના સૈન્ય સાથે વિજયથી પાછા અયોધ્યામાં પ્રવેશ કરે છે. ઋષિઓ તેમને રાજ્યાભિષેક કરે છે. ભરતની રાજ્યાસન પર બેસવાની ઇચ્છાજ ન હતી. તે તેને સ્વાધીન કરે છે અને રામ ઘણાં વર્ષ મહાકીર્તિ ને સુખમાં પોતાના રાજ્ય પર રાજ્ય કરે છે:—

"રામરાજ્યના સુખ નીચે દસ હજાર વર્ષ અયોધ્યામાં શાન્તિ અને આરામ વ્યાપી રહ્યાં. કોઈ વિધવા ખૂન કરેલા સ્વામી માટે શોક કરતી ન હતી; કોઈ ઘર કદી બેરાન ન હતું. સુખી ભૂમિમાં ઢોરને પણ રોગ ન હતો. પશુ અને વનસ્પતિની વૃદ્ધિ થઈ. પૃથ્વી પ્રેમથી ફળો પૂરાં પાડતી, કોઈ વર્ષ દુષ્કાળ ન હતો. કોઈ બાળકો મરતાં નહિ. તે સમય એવો શાન્તિનો ને સુખનો

---

૨. ગ્રિફિથ–'રામાયણ' ૫–૨૭૮.

'उपेक्षसे कथं सीतां पतन्तीं हव्यवाहने ।
कथं देवगणश्रेष्ठमात्मानं नावबुध्यसे ॥ ६ ॥

युद्ध०, स० ११९

અગ્નિમાં પડતી સીતા તરફ તું શા માટે બે દરકારી કરે છે? દેવગણમાં શ્રેષ્ઠ એવા તારા આત્માને તું કેમ ઓળખતો નથી?

હતો કે કોઈ સ્થળે તંગી, રોગ, કે અપરાધ જોવામાં આવતા ન હતાં.[3]

૩ ગ્રિફિથ-' રામાયણ ', પૃ. ૩૧૪

' न पर्यदेवन्विधवा न च व्यालकृतं भयम् ।
न व्याधिजं भयं चासीद्रामे राज्यं प्रशासति ॥ ९८ ॥
निर्दस्युरभवल्लोको नानर्थं कश्चिदस्पृशत् ।
न च वृद्धा बालानां प्रेतकार्याणि कुर्वते ॥ ९९ ॥
सर्वं मुदितमेवासीत् सर्वो धर्मपरोऽभवत् ।
राममेवानुपश्यन्तो नाभ्यहिंसन्परस्परम् ॥ १०० ॥
आसन् वर्षसहस्राणि तथा पुत्रसहस्रिणः ।
निरामया विशोकाश्च रामे राज्यं प्रशासति ॥ १०१ ॥
नित्यमूला नित्यफलास्तरवस्तत्र पुष्पिताः ।
कामवर्षी च पर्जन्यः सुखस्पर्शश्च मारुतः ॥ १०२ ॥
स्वकर्मसु प्रवर्तन्ते तुष्टाः स्वैरेव कर्मभिः ।
आसन् प्रजा धर्मपरा रामे शासति नानृताः ॥ १०३ ॥
युद्ध०, सर्ग १३०

રામ રાજ્ય કરતા હતા ત્યારે-વિધવાઓ શોક કરતી ન હતી, સર્પે કરેલુ ભય ન હતુ કે વ્યાધિથી ઉત્પન્ન થયલુ ભય પણ ન હતું. લોકોમા ચોર ન હતા, કોઈને અનર્થ સ્પર્શ કરતો ન હતો, તેમજ વૃદ્ધોને બાળકોના મરણકાર્ય કરવા પડતા ન હતા. સર્વ આનન્દમા હતા, સર્વ ધર્મપરાયણ હતા, રામનેજ જોતા તેઓ પરસ્પર હિંસા કરતા ન હતા. રામ રાજ્ય કરતા હતા ત્યારે માણસો હજાર વર્ષ જીવતા તથા તેમને હજાર પુત્રો થતા, સર્વે રોગરહિત ને શોકરહિત હતા. ત્યા વૃક્ષોના મૂળ કે ફળ નાશ પામતા ન હતાં, તેમને હમેશ પુષ્પ આવતા. વરસાદ પ્રજાની મરજીમા આવે ત્યારે વરસતો, પવન સુખદાયક વાતો, પ્રજા પોતાના કાર્યમાજ પ્રવૃત્ત થતી હતી અને પોતાનાજ કર્મથી સંતુષ્ટ થતી હતી, રામ રાજ્ય કરતા હતા ત્યારે પ્રજા ધર્મપરાયણ હતી, અસત્ય બોલતી ન હતી. ભાષા૦ કર્તા,

પણ અરેરે ! આ સુખના સંગીતમાં જંગલી રીતે ભંગ થયો. તે સ્થાનના લોકોએ સીતાની પવિત્રતા વિષે પાછા રામના કાન ભંભેરવા માંડયા. દિવ્ય, અવતારી પુરૂષ હતા તોપણ જે સીતાએ પોતાનું અચળ પાતિવ્રત્ય આવું પ્રસિદ્ધ રીતે સિદ્ધ કર્યું હતું તેની સામા રામને જલદી વહેમ આવવા લાગ્યો. તે તેને એક આશ્રમમાં કાઢી મૂકે છે અને ત્યાં તે બે જોડીઆ પુત્રોને જન્મ આપે છે. તેઓ પુખ્ત ઉમ્મરના થાય છે ત્યારે તે જાતે તેને રાજસભામાં લઈ જાય છે અને ત્યાં આવે છે ત્યારે સર્વ ભેગા થયલા દરબારીઓ સમક્ષ તે નિરપરાધી છે એવું સિદ્ધ કરવા રામ તેને કહે છે. પરંતુ પત્ની તરીકેના ધૈર્ય અને દીર્ઘ સહનશીલતાનો તે સ્ત્રી નમુનો હતો તોપણ તેનાથી આ ખમાતું નથી. જે પૃથ્વી માતાએ તેને જન્મ આપ્યો છે તેને, માર્ગ કરી વાસ આપવા, તે યાચે છે. પૃથ્વી ફાટે છે અને તેને પોતાની છાતી સરસી ચાંપે છે. આ અયોગ્ય વહેમને લીધે દિલગીરી અને પશ્ચાત્તાપથી ક્ષીણ થઈ રામ જિંદગીથી કંટાળી જાય છે અને યમ તેની પાસે આવી કહે છે કે પૃથ્વી પરનું તમારૂં કામ પૂરૂં થયું છે. ન્યાયાધીશની આજ્ઞા સાંભળી તે ગંગાની શાખા–શરયુને કિનારે જાય છે અને શરીરનો ત્યાગ કરી વિષ્ણુ તરીકે સ્વર્ગલોકમાં જાય છે.

આજે અયોધ્યામાં અને હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં બીજે ઘણે સ્થળે આ વીરરસ કાવ્યને નાટકરૂપમાં આણ્યું છે અને પાસેનું ચિત્ર આ શોકપરિણામી નાટકનાં ઘણાં પાત્રો દર્શાવે છે. ઘણાં ગામમાં તાપણીની આસપાસ બેસી લોકો આ અદ્ભુત કથા કરે છે. સીતાના દુઃખની વાત સાંભળી ઘણા જણની આંખમાંથી આંસુ પડે છે; સુકુમાર રામચંદ્રના પરાક્રમ અને ધૈર્યની કથા ઉંડો પૂજ્યભાવ પ્રેરે છે; વાનરદેવની લુચ્ચાઈ ને કપટની વાતો સાંભળી પ્રેક્ષકોની આંખો ચળકાટ મારે છે–વિસ્મય પામે છે; અને છેવટે સીતાનો છુટકારો અને રામ પુનઃ રાજ્યમાં જાય છે ને રાજ્યાસનપર

બેસે છે તે સાંભળી ઘણા ગામડીઆઓ કઠોર અવાજમાં પસંદગી બતાવે છે અને આનન્દમાં હસે છે.

રામાયણ એ દુનિયાનું એક મોટું વીરરસ કાવ્ય છે તે ગ્રીક લોકોનાં 'ઇલિઅડ' અને 'ઓડિસી' અને રોમન લોકોના 'ઇનીડ' જેવું પ્રતિષ્ઠિત છે અને નીતિની મહત્તા ને વૈભવમાં તે એ બેથી ચઢિયાતું છે. વર્ષે વર્ષે તે હિંદુ લોકોના મન પર વિશેષ અધિકાર ભોગવતું જાય છે અને તેમના જીવન ને વિચારમાં વધારે વધારે ઓતપ્રોત થાય છે[૧]

૧ રામ અને સીતાની સંપૂર્ણ વાત માટે જે. ટેલ્બૉટઝ વ્હીલરનો 'હિંદુસ્તાનનો ઇતિહાસ', ભાગ ૨જો અને વિલ્કિન્સકૃત 'હિંદુપુરાણ,' પૃ૦ ૧૭૦–૯૭ જુઓ. આ છેલ્લા ગ્રન્થમાના વર્ણનમાથી આ કાવ્યનો અહિં આપેલો ભાગ લીધો છે.

# પ્રકરણ ૬ઠ્ઠું

## કૃષ્ણ, હિંદુ લોકોના એપૉલો

"પ્રાચીન-ભીષ્મે પ્રૌઢ અને સ્પષ્ટ શબ્દમાં વિચાર કરીને કહ્યું, 'મોટાઓમાં મોટા કૃષ્ણ છે, મનુષ્યોમાં મુખ્ય છે, ને એમનો બરોબરીઓ કોઈ નથી. પવિત્ર તેજસ્વી રાજાઓમાં, પવિત્ર હૃદયવાળા અને સર્વથી ઊંચા આકાશના ગ્રહોમાં પ્રકાશમાન સૂર્યના જેવા કૃષ્ણ છે."

કૃષ્ણ વિષે હિંદુઓની કદર

રોમેશદત્તકૃત 'મહાભારત' ઉપરથી, પૃ૦ ૩૫

ધાર્મિક વૃદ્ધિને માટે યોગ્ય સમય જવો જોઈએ એવો વિચાર કરતાં વિષ્ણુના અવતારો તરીકે રામ અને કૃષ્ણના અવતારો વચ્ચે ઘણો લાંબો વખત (૧,૦૦૦ વરસ ગણવામાં આવે છે) થયલો હોવો જોઈએ. પૃથ્વી પર બંને મોટામાં મોટા પુરુષો જેવા થઈ શકે તેવા હતા; બંનેને અદ્‌ભુત શક્તિ અને લડાયક બળ લાગુ પાડવામાં આવે છે; પણ એમાંના એક સદ્‌ગુણ અને વિનયનો આદર્શરૂપ હતા અને બીજા વિષયીપણા અને નિર્મર્યાદ અનીતિના નમુનો હતા. તપ અને નિયમ શિવની પૂજાનું ખાસ લક્ષણ હોય અને પોતાના ઘર અને કુટુંબ, દેશ અને ઈશ્વર પ્રત્યે ધર્મ એ રામની પૂજાનું વિશેષ સ્વરૂપ હોય, તો પ્રેમના—પાર્થિવ અને દિવ્ય પ્રેમના—સાગર એ તત્ત્વમાં કૃષ્ણ સર્વોપરિ છે. એની સાથે ભકિત કે શ્રદ્ધા આવે છે; કેમકે ઈશ્વર ખરા ભકતને સર્વત્ર વિદ્યમાન છે; પણ ધાર્મિક રીતે એનું દર્શન થવું જોઈએ, કૃપાથી એવો સાક્ષાત્કાર થાય એટલે કૃષ્ણ હજારોના પ્રેમને સંતુષ્ટ કરે છે અને દરેકને એ પ્રેમ ખાસ પોતા તરફનોજ હોય એમ લાગે છે; કારણ કે એ પ્રેમ એકી વખતે વિષયી અને ધાર્મિક છે, અતિશય હર્ષ ઉત્પન્ન કરનાર અને તન્મય કરનાર છે. કૃષ્ણ-ભકિતનું આ ખાસ ચિહ્ન છે.

'કૃષ્ણ' શબ્દનો અર્થ 'આકર્ષણ કરનાર' એટલે 'ખેંચનાર' થાય છે; અને એ અર્થ સાચો છે; કારણ કે **શ્રીકૃષ્ણ** જેટલા હોંસ અને ભકિતભાવથી પૂજાય છે, તેટલા હર્ષ અને ભક્તિભાવથી હાલ કોઈ પણ દેવ હિંદુઓમાં પૂજાતો નથી. હિંદુસ્તાનના મોટા ભાગના એ માનીતા દેવ છે અને તરુણ વર્ગ એમને ઉત્તમમાં ઉત્તમ દેવ[1] ગણે છે. તેમજ આ ભકિત અજ્ઞાનવર્ગમાંજ છે એમ નથી. મોટા અને વિદ્વાનો પણ એમની સ્તુતિ અને પૂજા કરે છે. આ સમયના એક નામીચા હિંદુ ગૃહસ્થ એમને વિષે એવું વર્ણન કરે છે કે એઓ "દુનિયાના ધાર્મિક નાટકમાં મોટામાં મોટું આધ્યાત્મિક સ્વરૂપ" છે. નવીન હિંદુધર્મની અગ્રેસર થઈ છે એવી મિસિસ ઍની બિઝૅન્ટ નામની એક અંગ્રેજ સ્ત્રીએ એમને પોતાના ઇષ્ટ દેવ તરીકે પસંદ કર્યાં છે અને **ડૉ.** (હવે સર એચ. એસ.)[2] **ગૌન** પોતાના પત્રમાં **શ્રીકૃષ્ણ** માટે પોતાની ઉંડી પૂજ્ય બુદ્ધિ "દર્શાવે કરે છે" અને "એવી આશા રાખે છે કે એક દિવસ એમના દિવ્ય સ્વરૂપની ઝાંખી કરવા હું શકિતમાન્ થઈશ." વાસ્તવિક રીતે જોઈએ તો વહેમ અને શ્રદ્ધાળુપણાના પ્રાચીન દુર્ગમાંથી અર્વાચીન વિચારની વૃદ્ધિએ હિંદુ ધર્મને હાંકી કાઢયો છે તેથી તેણે આ રાસ રમતા,

---

૧. (વિષ્ણુ તરીકે) કૃષ્ણને ઘણી વાર પરમેશ્વર સાથે એકરૂપ ગણવામાં આવે છે. નીચેના ઉતારા એના દાખલારૂપ છેઃ—

"હે કૃષ્ણ! તમે આ વિશ્વના ઉત્પન્ન કર્તા અને નાશકર્તા છો; તમેજ આરંભમાં એને પેદા કર્યું છે, અને હે વિશ્વના આદિ પુરુષ! એ સર્વ તમારા અધિકાર નીચે છે; શાર્ઙ્ગ, ચક્ર, અને અસિ ધારણ કરનાર તમને નમસ્કાર." મહાભારત, શાન્તિપર્વ.

"સર્વના આત્મા, સર્વજ્ઞ, વિશ્વરૂપ, વિશ્વવેત્તા, સર્વના સ્રષ્ટા, જે દેવ દેવકી રાણીથી વસુદેવને ત્યાં જન્મ્યા હતા; પક્ષીઓ જેમ જળમાં પાંખ ફફડાવે છે, તેમ જેમનામાં આ દુનિયાઓ કમ્પમાન થાય છે." મહાભારત, શાન્તિપર્વ (અધ્યાય ૪૪—૪૫, ભાષા૦ કર્તા).

૨ 'રિવ્યુ ઑવ્ ધ રર્ચીઝ' જુન ૧૮૯૪માં એમના શબ્દોનો ઉતારો છે.

કામપ્રિય, શૂરા દેવપુરુષના સ્વરૂપ નીચે આશ્રય લે છે અને એમના વિષયી મસ્ત આનન્દને ધાર્મિક રૂપ આપી નવીન રચનામાં આવવા પ્રયત્ન કરે છે. નીચેના ઉતારામાં મહાદેવ પણ કૃષ્ણની કીર્તિ ગાતા જોવામાં આવે છેઃ—

"બ્રહ્માથી પણ શ્રેષ્ઠ એવા હરિ, શાશ્વત પુરુષ, શ્રીકૃષ્ણ છે, સુવર્ણ જેવા પ્રકાશમાન, વાદળા વગરના આકાશમાં ઊગેલા સૂર્યના જેવા છે. તેમને દસ બાહુ છે; તેઓ મહાતેજસ્વી છે, દેવોના શત્રુનો નાશ કરનાર છે, અને સર્વ દેવો તેમને પૂજે છે. બ્રહ્મા તેમના ઉદરમાથી, હું તેમના માથામાંથી, નક્ષત્રો તેમના માથાના કેશમાથી, સુર અને અસુરો તેમનાં રૂવાંમાંથી, અને ઋષિઓ અને શાશ્વત દુનિયાઓ તેમના શરીરમાંથી ઉત્પન્ન થયાં છે......તેઓ માનના આપનાર છે, દેવોનાં કાર્યો સફળ કરવા જન્મ લે છે અને માનુષ રૂપ ધારણ કરી યુદ્ધમા સર્વ પ્રાણીઓનો નાશ કરશે; કારણ કે ત્રિવિક્રમ (જેમણે ત્રણ પગલાં ભર્યાં છે) વિના બધા દેવગણો, નાયક વિનાના હોઈ, દેવકાર્યો કરવા શક્તિમાન્ નથી ........એ દેવ પુંડરીકાક્ષ છે, શ્રીના ઉત્પન્ન કરનારા છે, અને શ્રીની સાથે રહેનારા છે. .......હે દેવો ! તમારે સ્તુતિની ઉત્તમ અને પૂજ્ય માળાઓ સાથે એમની પાસે જઈને, શાશ્વત બ્રહ્માની પેઠે એમની, ઉચિત છે તે પ્રમાણે, પૂજા કરવી જોઈએ, કારણ કે જે મારૂં અને પિતામહ બ્રહ્માનું દર્શન કરવા ઇચ્છતા હોય તેમણે પ્રતાપી અને તેજસ્વી વાસુદેવનું (કૃષ્ણનુ) દર્શન કરવુ. તેમનુ દર્શન થયું એટલે મારૂ દર્શન થયું કે દેવેશ પિતામહ બ્રહ્માનું દર્શન થયુ, એ વિષે મને કંઈ શક નથી; હે તપ જેમનું ધન છે એવા દેવો ! તમે એમ જાણો "[1]

કેટલાક હિંદુઓએ કૃષ્ણ અને ક્રાઇસ્ટની વચ્ચે મુકાબલો કર્યો છે. પ્રાચીન સમયમાં, જે પુસ્તકોને ઈશ્વરપ્રેરિત છે એમ સ્વીકારવામાં સંશય થાય છે એવાં કેટલાંક ખ્રિસ્તિ ધર્મનાં પુસ્તકો

૧ અનુશાસન પર્વ, મહાભારત ( અધ્યાય ૨૫૧, ભાષા૦ કર્તા ).

હિંદુસ્તાનમાં આવ્યાં હશે, તે વાંચવાથી કદાચ જણાયલું થોડુંક મળતાપણું તેઓએ પકડી લીધું છે અને કૃષ્ણને હિંદુઓના ક્રાઇસ્ટ. તરીકે જાહેર કર્યા છે. આમ બન્યું છે તેથી ખ્રિસ્તિ ધર્મના અને હિંદુ ધર્મના આદર્શનો આપણે મુકાબલો કરીએ. હિંદુ ધર્મશાસ્ત્રોમાં કૃષ્ણના જીવનનો જે વૃત્તાન્ત આપ્યો છે તે જાતે પૂરતો છે. તેને કોઈથી નાકબૂલ થશે નહિ.

એ ઘણું શકય છે કે જો કોઈ ખરો હિંદુ ઇતિહાસ શોધી કાઢી શકાય તો કૃષ્ણના જીવનનો ઘણોખરો લખાયલો વૃત્તાન્ત તે નામના હિંદુ રાજાને લગતો છે એમ માલમ પડે; કારણ કે કૃષ્ણ માનવવંશના હતા એમાં કંઈ શક નથી. પ્રોફેસર ગોલ્ડસ્ટકર કહે છે કે "આ વિષ્ણુનો અતિરસિક અવતાર છે; કારણ કે એથી એક શૂરવીર માનવનું એક મુખ્ય દેવના પ્રતિનિધિમાં ધીમે ધીમે પરિવર્તન કેવી રીતે થાય છે તે હિંદુ પ્રાચીન બાબતોમાં શોધી કાઢવાનો પ્રસંગ મળે છે."

આ પરિવર્તન જે ક્રમે થયું તે ક્રમો હિંદુ સાહિત્યમાં સ્પષ્ટ જણાય એવા છે. પ્રથમ તો બ્રાહ્મણગ્રન્થોમાં શૂરવીર કૃષ્ણ વિષે ટૂંકું સૂચન છે. મહાભારત જુદા જુદા ગ્રન્થકારોનું ઘણું મોટું મિશ્ર પુસ્તક છે, તેમાં પાછળથી દાખલ કરેલા ઘણા ભાગો છે. ટૂંકામાં ટૂંકા અને તેટલા માટે ઘણું કરીને પ્રાચીનમાં પ્રાચીન વાર્તાસંગ્રહમાં કૃષ્ણનું વર્ણન માત્ર શૂરવીર પુરુષ, અલૌકિક બળ માટે પ્રસિદ્ધ એવા દ્વારકાના રાજા તરીકેનુ છે. મહાભારતની વધારે પરિશ્રમથી લાંબી વર્ણવેલી વાર્તામા શિવનું માહાત્મ્ય સ્વીકારતા અર્ધ દેવપુરુષ તરીકે તેમનુ વર્ણન છે. આગળ જતાં તે એ વિષ્ણુનો અવતાર થાય છે. તેથી પણ વધારે આગળ આસરે ઇ. સ. ૭૦૦માં લખાયલી ભગવદ્ગીતામાં તેમની એથી પણ વિશેષ સ્તુતિ છે અને પરમેશ્વર તરીકે તેમનું પ્રદર્શન છે. ગીતામાંના તેમના શબ્દો મનુષ્યને ઉપદેશ કરવા માનવ આકાર ધારણ કરી પરમેશ્વરે અવતાર લીધેલો છે તેમનાં

વચન તરીકે સ્વીકારાયા છે. પુરાણોમાં વર્ણવેલા કૃષ્ણના આચરણ વિષે ગીતામાં કંઈ સૂચન નથી. કૃષ્ણ ત્યાં પોતાના અવતારનું પ્રયોજન કહી બતાવે છે કે “ સાધુ પુરુષોના સંરક્ષણને માટે, દુષ્ટ આચરણવાળાઓના વિનાશને માટે, અને ધર્મનું સંસ્થાપન કરવા માટે હું દરેક યુગમાં જન્મ લઉં છું.” પુરાણોમાં અને મુખ્યત્વે ભાગવત પુરાણના દશમસ્કન્ધના હિંદી અનુવાદ ‘પ્રેમસાગર,’ જેમાંથી આ પ્રકરણમાં આપેલી એમના જીવનની મુખ્ય હકીકત ઘણે ભાગે લીધી છે, તે ‘પ્રેમસાગર’માં વર્ણવેલા કૃષ્ણ ગીતામા વર્ણવેલા શુદ્ધ અને ઉદાર કૃષ્ણથી લક્ષણમાં તદ્દન જુદા છે. ગીતામાં એમના જીવનની સવિસ્તર હકીકત આપી નથી તેથી પુરાણમાં આપેલું ચારિત્ર્યનું વર્ણન આપણે સ્વીકારીશું.

કંસ નામનો એક ભયંકર રાક્ષસ રાજા હતો, તેનો ત્રાસ એટલો બધો અસહ્ય થઈ પડયો કે આખી પૃથ્વી તેનાથી ત્રાહિ ત્રાહિ કરતી હતી. ગાયનું રૂપ લઈ પૃથ્વી ઇન્દ્ર પાસે ગઈ અને આ વિષે ફરિયાદ કરી કહ્યું, “ રાક્ષસોએ દુનિયામા ઘોર અપરાધો કરવા માંડ્યા છે, તેના ભયથી ધર્મ અને ન્યાય નાસી ગયા છે, અને મને રજા આપો તો હુ પણ દુનિયાનો ત્યાગ કરૂં અને પાતાળમાં જાઉં.” બધા દેવોને માથે લઈ ઇન્દ્ર વિષ્ણુને શરણે ગયા અને પૃથ્વીને ત્રાસમાથી છોડાવવા પ્રાર્થના કરી. અવતાર લેવા સારૂ વિષ્ણુની યાચના કરી ત્યારે તેમણે પોતાના માથામાંથી એક સફેદ અને બીજો કાળો એવા બે વાળ તોડયા અને દેવોને કહ્યું, “ આ મારા કેશ પૃથ્વી પર ઉતરશે અને એને દુઃખના ભારમાંથી મુકત કરશે.” શ્વેત કેશે બળરામનો અને કૃષ્ણ કેશે કૃષ્ણનો અવતાર લીધો.

ત્યાર પછી થોડા વખત પર એક વસુદેવ નામના ઋષિ અને તેની પત્ની દેવકીને કંસ રાજા પોતાના રથમાં બેસાડી લઈ જતો હતો, એટલામા “ આકાશમાં એક મોટો અને ગર્જના જેવો ઉંડો શબ્દ થયો. તેણે કંસને બોલાવીને કહ્યું, “ હે મૂર્ખ ! જે સ્રીને તું લઈ જાય છે તેનો આઠમો ગર્ભ તારો પ્રાણ લેશે, ” આ

સાભળી કૃષ્ણે દેવકીનો નાશ કરવા તરવાર કાઢી, પણ વસુદેવ વચ્ચે પડયા અને કહ્યુ કે "મહાવીર! દેવકીનો નાશ ન કરો એનો જીવ બચાવો એને જે જે છોકરા થશે તેમને હુ તમને સ્વાધીન કરીશ." આ વચનથી કસને શાન્તિ થઈ તેણે તે સ્ત્રીને બચાવી, પણ કઈ ભૂલ ન થાય માટે તેમના વાસ આગળ દહાડો ને રાત ચોકી મૂકી. તોપણ વસુદેવે ચોકી કરનારા એ સિપાઇઓની સાવચેતીમાથી છટકી જવા સાધન શોધી કાઢયા અને દેવકીને અઠમો ગર્ભ થયો ત્યારે તે બાળને એણે લઈ લીધો અને મહેલના ચોકીદારોને છેતરી તે બાળક કૃષ્ણને બદલે નન્દ નામના એક ગોવાળના બાળકને ગોઠવી દેવાનો જોગ સાધ્યો ત્યાર પછી થોડા વખતમા નવા જન્મેલા બાળકનો શબ્દ ચોકીદારોને કાને પડયો અને કસે તે ઓરડામા ધસી જઈ તે બાળકને પત્થર સાથે અફાળ્યુ વધારે સાવચેતી લેવા સારૂ તેણે હીરોડની પેઠે એવો હુકમ કર્યો કે "જે કોઈ નવા જન્મેલા બાળકો હોય તે બધાને શોધી કાઢો અને જે દરેકમા અલૌકિક તેજ ને ચાલાકીના ચિહ્ન નજરે પડે તેને કઈ પણ દયા લાવ્યા વિના મારી નાખો પોતાની સ્ત્રી અને બાળક કૃષ્ણની સાથે નન્દ, ગોકુળ નાસી ગયો તેથી આ શોધમાથી છટકી ગયો.[1]

૧ કૃષ્ણના બાળપણની બીજી વાતોમા નીચેનીનો સમાવેશ થાય છે.—

કૃષ્ણ સાત વર્ષના હતા ત્યારે કસે એક ધાવને છાતી પર ઝેર ચોપડી ધવડાવવા મોકલી કે તેમનો નાશ થાય, પરતુ ભગવાને એવા જોરથી છાતી ખેચી કે તે ધાવ શબ થઈને પડી. પછી કસે એક બગલુ મોકલ્યુ, તેણે ઉમરના પ્રમાણમા હમેશ ઠીંગણા દેખાતા કૃષ્ણને પકડયા અને દેડકાને ગળી જાય તેમ તેમને ગળી ગયુ. પણ કૃષ્ણે તે પક્ષીના પેટમા એવો ખળભળાટ મચાવ્યો કે તેણે તેમને તરતજ બહાર કાઢી નાખ્યા સાત વર્ષના હતા ત્યારે તેમના મામાએ તેમને એક ઉત્સવમા ભાગ લેવા બોલાવ્યા અને બારણા આગળ આવ્યા કે તરતજ હિંદુસ્તાનમા મોટામા મોટા અને ક્રૂરમા ક્રૂર હાથી પાસે છુદાવી નાખવાની યુક્તિ રચી. પરતુ કૃષ્ણે તે અતિવિશાળ પ્રાણીનો એક દાત પકડયો અને હવામા ચક્કર ચક્કર ફેરવી જમીન સાથે અફાળી મારી નાખ્યો

બાળ કૃષ્ણ ગોવર્ધનની ગોપ કન્યાઓ સાથે ક્રીડા કરતા હતા અને

અહિં સુધીની કૃષ્ણની હકીકત મુખ્ય રૂપરેખામાં ક્રાઇસ્ટના જન્મની હકીકતને મળતી આવે છે; પણ તેનાં બાળપણ અને તરુણાવસ્થાની વિશેષ હકીકતમાં ઘણોજ ફેરફાર છે. કુંવર તરીકે કૃષ્ણ આજ્ઞા તોડનાર ને તોફાની હતા. એક પ્રસંગે તેમણે વાછરડાંને એટલો બધો ત્રાસ આપ્યો કે તેમનાં પાલક માતાએ તેમને ભારે લાકડાની ખાંડણી સાથે બાંધ્યા. બીજી વખત છેક બાળક હતા અને નન્દના ગાડા તળે સૂતા હતા ત્યારે તેમણે ધાવવા માટે રુદન કર્યું અને માતા જલદી ન આવ્યાં તેથી અધીરા થઈ ગાડાને લાત મારી ઊંધું કરી નાખ્યું, તે જોઈ પાસે ઊભેલા આશ્ચર્ય પામ્યા. ક્રાઇસ્ટ દેવલમાં ઉપદેશ કરતા હતા અને પોતાના પિતાનાં કામ વિષે ક્યારનોએ તેમના મનમાં ઊંચો વિચાર બંધાઈ ગયો હતો, ત્યારે કૃષ્ણ બધા પ્રકારના તોફાનના ખેલો રચતા હતા, માખણ ચોરતા હતા, અને દૂધદહિંનાં માટલાં ઢોળી નાખતા હતા. 'માખણચોર' એવું તેમનું છેક સાધારણ નામ થઈ પડયું હતું અને હાથમાં માખણના પિંડાવાળા છોકરા તરીકે તેનું સર્વ વર્ણન કરતાં હતાં.

તરુણાવસ્થામાં ચોરી અને આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એનાથી

---

તેમના માખણ અને મલાઈ ચોરતા હતા, ત્યારે બ્રહ્મા જેમણે તેઓ વિષ્ણુના અવતાર છે એમ સાભળ્યું હતું, તેઓ તે જગાએ આવ્યા અને તેમનું કદ અને કામો જોઈ તેમના ખરા સ્વરૂપ વિષે વહેમમા પડયા. તેમના ઇશ્વિરી સ્વરૂપની પરીક્ષા કરવા તેમના કેટલાક માનીતા રમતના ગોઠીઆઓ સાચવતા હતા તે ઢોરનું ટોળું આકાશમા થઈને હરી ગયા. છોકરાઓના માબાપ અને ઢોરના માલીક કેટલા દિલગીર થશે તે કૃષ્ણ જાણતા હતા તેથી એક ક્ષણમા ઢોરનુ બીજું ટોળું ને બીજા ગોવાળો ઊભા કીધા અને તે બ્રહ્મા લઈ ગયા હતા તેની સાવ એટલા આબેહુબ મળતા આવતા હતાં કે ઢોરના માલીક અને છોકરાઓના માબાપને આ ફેરફારની ખબરજ પડી નહિ. કૃષ્ણ વિષ્ણુના ખરા અવતાર છે એમ હવે બ્રહ્માને ખાતરી થઈ તેથી તેમને ઢોરનું ખરૂં ટોળું અને તેના ખરા ગોવાળીઆ પાછા આપ્યા. કૃષ્ણે ખરા ઢોર ને ગોવાળીઆને આવતા જોઈ બીજાંને દૂર કર્યાં.

વધારે ભારે અપરાધો તેઓને જાણીતા થાય છે. તેઓ જૂઠું બોલતાં અને ઠગાઈ કરતાં અચકાતા નથી. એક પ્રસંગે કૌરવ અને પાંડવો વચ્ચે લડાઈ ચાલતી હતી અને કૃષ્ણે વિચાર્યું કે સામા પક્ષના નાયકનો પ્રિય પુત્ર રણમાં મરણ પામ્યો એવી વાત ફેલાય તો તે એટલો બધો ખિન્ન થશે કે લડવાનું છોડી દેશે. તેમણે કહ્યું,

" હે પાંડુપુત્રો ! સદ્‌ગુણને ઊંચો મૂકી હવે વિજય મેળવવા આરૂ કંઈ યુક્તિ રચો....તેટલા માટે કોઈક તેને ( રાજાને ) કહો કે ( પુત્ર ) અશ્વત્થામા યુદ્ધમાં મરણ પામ્યો છે. "

વળી કૃષ્ણ પાંચ પ્રકારનાં અસત્યને ન્યાયી ગણે છે અને તેમાં પાપ નથી એમ કહે છેઃ—

" લગ્નની ગોઠવણો કરવાને પ્રસંગે, સ્ત્રીને છેતરવામાં ને ભૂલથાપ દેવામાં, જિંદગી જોખમમાં હોય ત્યારે, કે કોઈ માણસની તમામ મિલકત હરી લેવાની તૈયારી હોય ત્યારે, અથવા તો કોઈ બ્રાહ્મણને માટે અસત્ય બોલી શકાય. "

ઉપરના દાખલા તરીકે, કૃષ્ણની માનીતી ઉપપત્ની, જેની સાથે લોકપ્રિય ચિત્રોમાં હમેશ તેમનું પ્રદર્શન કરવામાં આવે છે તેનું નામ રાધા હતું; પણ તે અયનઘોષની પત્ની હતી. તેની નણંદે પોતાના ભાઈને તેનાં આચરણની હકીકત કહી અને રાધાને બહુ ભય લાગ્યો કે વખતે મારો વર મારૂં ખૂન કરશે. પરંતુ કૃષ્ણે તેને ફરી ખાતરી કરી આપી અને વચન આપ્યું કે કોઈ વખત તારો વર આવી પહોંચશે તો હું તરતજ કાલી દેવીનું રૂપ લઈશ, એટલે અયનઘોષ તને તારી વલ્લભની સાથે જોવાને બદલે કાલીનું પૂજન કરતી દેખશે. તે સમયે તેનો પતિ ત્યાં આવી ચઢ્યો એટલે કૃષ્ણે એકદમ કાલીનું રૂપ ધારણ કર્યું અને તેને એવો તો સંપૂર્ણ રીતે છેતર્યો કે અયનઘોષે જાતે પોતાની સ્ત્રીની સાથે દેવીને પૂજવા માંડી.

એક બરાબર પ્રમાણભૂત વાર્તા છે, તેમા ચોરી અને ખૂન બંને કૃષ્ણને લાગુ પાડવામા આવ્યા છે. તેઓ કંસ રાક્ષસને હણવા મથુરા જતા હતા. શહેર પાસે આવી પહોંચ્યા એટલે કૃષ્ણને પોતાનો હલકો પોશાક જોઈ શરમ આવી અને પોતાના ભાઈ બળરામને કહ્યું કે "બધા સુંદર પોશાક પહેરીને શહેરમા જાય છે; આપણે આવી સ્થિતિમા શી રીતે જઈ શકીએ ?" પછી કૃષ્ણે નદીકિનારે ધોબીને જોયો, તેની પાસે પોતાના ભાઈ બળરામને મોકલ્યા, પરંતુ ધોબીએ કોઈ પણ પ્રકારે તે કપડા આપવાની ના કહી; કારણ કે તે રાજાનાં હતા. બે વચ્ચે કજીઓ થયો અને તેની અંદર કૃષ્ણે ધોબીને મારી નાખ્યો અને લૂગડા લઈ લીધાં. પછી બને ભાઈઓ એક દુકાને ગયા અને ત્યાથી બે કઠીઓ ચોરી. આ રીતે તેમણે પોતાનો પોશાક પૂરો કીધો.

કૃષ્ણના નીતિસંબંધી વિચાર વિષે એક પાછળ લખાયલા ઉપનિષદ્‌માંથી એક વિચિત્ર વચન મળી આવે છે, તેમાં એમને નીચે પ્રમાણે કહેતા વર્ણવ્યા છે.—

"માનવન્તા કુટુંબોની સતી સ્ત્રીઓ તરફ નજર કરૂં છુ ત્યારે હું તેમના સતી સ્ત્રીના પોશાકમાં દિવ્ય માતાનું સ્વરૂપ જોઉં છું; વળી શહેરની વારાંગનાઓને ખુલ્લા ઓટલાઓ ઉપર અનીતિ અને નિર્લજ્જતાના પોશાકમા બેઠેલી જોઉં છું ત્યારે તેમનામાં પણ હું **દિવ્ય માતાને જુદી રીતે રમતી** જોઉં છું."

'પ્રેમસાગર'માં એક વાર્તા વર્ણવેલી છે કે એમણે રસ્તામા કુબ્જા નામની એક વાંકી અને કદ્રૂપી સ્ત્રી જોઈ. તે સ્ત્રીએ એમને કંઈક સુગન્ધી લેપ આપ્યો. એમને તે સ્ત્રીના પર દયા આવી, તેથી અંગૂઠા ને બે આંગળીઓ વડે તેનું માથુ ઊંચું કર્યું અને પગ વડે તેના પગ નીચે દબાવ્યા, એટલે તે તાડના ઝાડના જેવી સીધી થઈ ગઈ. કેવું સુંદર અને કાઇસ્ટના જેવું અદ્‌ભુત કામ! પણ અરે રે!

એદની વાત એટલી છે કે આ અદ્ભુત કર્મની પછી અનીતિનું કર્મ થાય છે. તે સ્ત્રીના શરીરનો ઉદ્ધાર કરનાર તેને ભ્રષ્ટ કરનાર થાય છે.

આવા દાખલાઓમા હિંદુઓ પોતાના દેવોના કૃત્યોનો ગમે તેમ બચાવ કરે અને એમ કહે કે એ કામો કોઈ પણ પ્રકારે પાપી ગણાવા ન જોઈએ, "તેજસ્વીઓને કઈ પાપ લાગતું નથી," એ સ્વાભાવિક છે. બીજા શબ્દોમા કહીએ તો તેમના વિચાર પ્રમાણે દેવો નીતિના બન્ધનની ઉપર અને પેલી તરફ છે[૧]

૧ કૃષ્ણના ભક્તોમાના કેટલાક શુદ્ધ હૃદયના પુરુષોના હૃદયના ખટકા૰ ને શાન્ત કરવા ભાગવત પુરાણના કર્તા નીચે પ્રમાણે દલીલ વાપરે છે—

'રાજાએ કહ્યુ કે 'ભગવાને સદ્‌ગુણને સ્થાપવા અને દુર્ગુણનો નાશ કરવા અહે જગદીશ્વરનો અવતાર લીધો છે. ત્યારે પવિત્રતાના સ્રષ્ટા અને વિવરણકર્તા અને નીતિરૂપી દુર્ગના સરક્ષક ( **धर्मसेतूनां कर्ता वक्ताभिरक्षिता–ધર્મ**રૂપી પૂલોના કર્તા, વક્તા, અને પાલક– ભાષા૰ કર્તા ) એવા પોતે એથી વિપરીત માર્ગ આચરી બીજાઓની સ્ત્રીઓને શા માટે ભ્રષ્ટ કીધી ? યદુનાથે ( કૃષ્ણે ) શા હેતુથી આવુ નિન્દ્ય કર્મ કર્યું ? એ અમારા સશયનુ, હે પવિત્ર ઋષિરાજ, તમે નિરાકરણ કરો '

શુકે કહ્યુ, 'જેમ અગ્નિ દરેક જાતના લાકડા બાળી નાખે છે તેને પાપ વળગતુ નથી, તેમ તેજસ્વી પુરુષોમા સદ્‌ગુણનુ ઉલ્લઘન અને સાહસ કર્મો જોવામા આવે છે તેને એ અલૌકિક દિવ્ય પુરુષોમા અપરાધ તરીકે ગણવા ન જોઈએ ...હે રાજન્ ' એ પુરુષોને કઈ પણ સ્વાર્થની લાગણી નથી, તેથી આ જગતમા સત્કર્મ કરવામા તેમને કઈ સ્વાર્થ નથી તેમજ વિપરીત કર્મ આચરવાથી કઈ હાનિ નથી. તો સર્વ પ્રાણીઓના અધિપતિ, પશુના, માનન અને દિવ્ય–સર્વ ભૂતોના પરમેશ્વર અને જે સર્વ પ્રાણીઓના પોતે અધિપતિ છે તે એની વચ્ચે પાપ અને પુણ્યનો સબધ હોયજ નહિ એમા કહેવુજ શુ ? ( અર્થાત્, કૃષ્ણ પાપ અને પુણ્યના વિષયની પેલી તરફ છે તો એમના કૃત્યોને એ પાપ કે પુણ્ય ક્યાથી વળગે ? ) યોગીઓ એમના ચરણકમળની રજનુ પૂજન કરી સતુષ્ટ થાય છે અને સમાધિના બળ વડે કર્મના સર્વ બન્ધન તેમણે તોડી નાખ્યા છે, તે યોગીઓ પણ સ્વતન્ત્ર છે–પુણ્યપાપના બન્ધનમા નથી–અને મરજીમા આવે તેમ વર્તે છે,

આપણે કૃષ્ણના જીવનની બીજી 'સારી પેઠે' જાણીતી હકીકતો

તો શ્રીકૃષ્ણે સ્વેચ્છાથી મનુષ્યદેહ ધારણ કર્યો છે તેમના પર કોઈ પણ પ્રકારનો અંકુશ શા માટે જોઈએ ? જે ભગવાન્ ગોપીઓ, તેમના સ્વામી, અને સર્વ દેહધારીઓ વચ્ચે ફરે છે તે તેમના અધિપતિ છે, પરમેશ્વર છે, અને તેમણે રમતમા પૃથ્વી પર મનુષ્યદેહ ધારણ કર્યો છે. પ્રાણીઓ પર પરોપકાર કરવા માનવરૂપ ધરી તેઓ ક્રીડા કરે છે કે જેઓ એ વિષે સાભળે તેઓ એમના ભક્ત થાય. વ્રજના પુરુષોની કૃષ્ણ પર કોઈ પણ જાતની ઈર્ષ્યા ઉત્પન્ન થઈ નહિ; કારણ કે એમની માયાથી છેતરાઈ તેમણે દરેકે એમ ધાર્યું કે મારી પોતાની સ્ત્રી મારી પાસે છે. બ્રાહ્મ મુહૂર્ત આવ્યું ( પ્રાતઃકાળ થયો ) ત્યારે કૃષ્ણની સાથે આનન્દમાં ખેલતી ગોપીઓ ઘણી નાખુશીથી પોતાને ઘેર ગઈ. " ( આ ભાગવત પુરાણના દશમ સ્કન્ધના પૂર્વાર્ધના ૩૩મા અધ્યાયમાં છે. ભાષા૦ કર્તા ). શ્રીમદ્ ભાગવત પુરાણમાં એ ભાગના મુખ્ય શ્લોકો નીચે પ્રમાણે છેઃ—

राजोवाच—

संस्थापनाय धर्मस्य प्रशमायेतरस्य च ।
अवतीर्णो हि भगवानंशेन जगदीश्वरः ॥ २७ ॥
स कथं धर्मसेतूनां वक्ता कर्ताभिरक्षिता ।
प्रतीपमाचरद् ब्रह्मन् परदाराभिमर्शनम् ॥ २८ ॥
आप्तकामो यदुपतिः कृतवान् वै जुगुप्सितम् ।
किमभिप्रायमेतन्नः संशयं छिन्धि सुव्रत ॥ २९ ॥

श्रीशुक उवाच—

धर्मव्यतिक्रमो दृष्ट ईश्वराणां च साहसम् ।
तेजीयसां न दोषाय वह्नेः सर्वभुजो यथा ॥ ३० ॥
नैतत् समाचरेज्जातु मनसापि ह्यनीश्वरः ।
विनश्यत्याचरन्मौढ्याद्यथा रुद्रोऽब्धिजं विषम् ॥ ३१ ॥
ईश्वराणां वचः सत्यं तथैवाचरितं क्वचित् ।
तेषां यत् स्ववचोयुक्तं बुद्धिमांस्तत्समाचरेत् ॥ ३२ ॥

પર નજર કરી જઈએ –વ્રજની ગોપકન્યાઓ નહાતી હતી ત્યારે તેમના વસ્ત્રો ચોરી જવા અને પછી તેમની સાથે રાસક્રીડા રમવી,

कुशलाचरितेनैषामिह स्वार्थो न विद्यते ।
विपर्ययेण वानर्थो निरहंकारिणां प्रभो ॥ ३३ ॥
किमुताखिलसत्त्वानां तिर्यङ्मर्त्यदिवौकसाम् ।
ईशितुश्चेशितव्यानां कुशलाकुशलान्वयः ॥ ३४ ॥
यत्पादपङ्कजपरागनिषेवतृप्ता
योगप्रभावविधुताखिलकर्मबन्धाः ।
स्वैरं चरन्ति मुनयोऽपि न नह्यमाना–
स्तस्येच्छयात्तवपुषः कुत एव बन्धः ॥ ३५ ॥
गोपीनां तत्पतीनां च सर्वेषामेव देहिनाम् ।
योऽन्तश्चरति सोऽध्यक्षः क्रीडनेनेह देहभाक् ॥ ३६ ॥
अनुग्रहाय भूतानां मानुषं देहमास्थितः ।
भजते तादृशीः क्रीडा याः श्रुत्वा तत्परो भवेत् ॥ ३७ ॥
नासूयन् खलु कृष्णाय मोहितास्तस्य मायया ।
मन्यमानाः स्वपार्श्वस्थान् स्वान् स्वान् दारान् व्रजौकसः ॥३८
ब्रह्मरात्र उपावृत्ते वासुदेवानुमोदिताः ।
अनिच्छन्त्यो ययुर्गोप्यः स्वगृहान् भगवत्प्रियाः ॥ ३९ ॥
विक्रीडितं व्रजवधूभिरिदं च विष्णोः
श्रद्धान्वितोऽनुशृणुयादथ वर्णयेद्यः ।
भक्तिं परां भगवति प्रतिलभ्य कामं
हृद्रोगमाश्वपहिनोत्यचिरेण धीरः ॥ ४० ॥

રાજા કહે છે—ધર્મનું સમ્યક્ સ્થાપન કરવા માટે અને અધર્મનો નાશ કરવા માટે જગદીશ્વર ભગવાને અંશે અવતાર લીધો છે, તો ધર્મ-સેતુઓના કહેનાર, કરનાર, ને રક્ષણ કરનાર, એવા પોતે, હે બ્રહ્મન્, પરસ્ત્રીના સ્પર્શરૂપ મોટો અધર્મ–મોટુ સાહસ કેમ આચર્યું ? જેમની કામના સફળ

પરંતુ આ કહેવાતા હિંદુ ક્રાઇસ્ટના ચારિત્ર્યનું સામાન્ય સ્વરૂપ દર્શાવવા માટે જેટલું વર્ણન કર્યું છે તેટલું પૂરતું છે

થઇ છે એવા ભગવાનને એ અધર્મ નથી, એમ કહેશો તો તે યુક્ત નથી; આપ્તકામ ભગવાને આવુ નિન્દિત કામ શા અભિપ્રાયે કર્યું તે પૂછે છે–જેમના મનોરથ સિદ્ધ થયા છે, એવા યદુપતિએ શા અભિપ્રાયથી આવું નિન્દિત કામ કર્યું, હે સુવ્રત '–શોભન વ્રતવાળા શુકજી, એ મારો સંશય છેદો.

શ્રીશુક કહે છે-ઇશ્વરોમા–પ્રજાપતિ, ઇન્દ્ર, સોમ, વિશ્વામિત્ર આદિઓમા–સાહસ જોવામા આવ્યુ છે, તે તેજસ્વીઓને દોષરૂપ નથી. ત્યારે **यद्यदाचरति श्रेष्टस्तत्तदेवेतरो जन**–મોટો જે માર્ગ આચરે તે માર્ગે બીજો પણ ચાલે–એ ન્યાયે અન્ય પણ એવું આચરણ કરશે એવી શંકાથી કહે છે કે **नैतत् समाचरेत्**°–જે અનીશ્વર છે–ઇશ્વર નથી, દેહાદિપરતન્ત્રી છે, તેણે ક્વચિત્, મનથી એવુ આચરવુ નહિ; આચરશે તો મૂર્ખતાથી તેનો નાશ થશે, જેમ રુદ્રથી ભિન્ન વિષ ખાય તો નાશ પામે તેમ. ત્યારે સદાચારનું પ્રામાણ્ય શુ તે માટે કહે છે–**ईश्वराणां वचः सत्यं**°–ઇશ્વરોની વાણી સત્ય છે, માટે તેઓ કહે તે પ્રમાણે આચરવુજ, પરંતુ આચરણ તો ક્વચિતજ સાચું છે, તેટલા માટે તેમની વાણી સાથે જે જે યુક્ત છે–અવિરુદ્ધ જે તેનું બુદ્ધિમાને આચરવુ. ત્યારે તેઓ શા માટે આવું સાહસ કરે છે તેને માટે કહે છે કે **कुशल**°–તેમને પ્રારબ્ધ કર્મનોજ નાશ કરવાનો છે, સંચિતનો નહિ; માટે કુશલના–સદ્‌ગુણના આચરણથી તેમનો કોઇ સ્વાર્થ નથી, તેમજ વિપરીત આચરણથી તેમને કંઇ અનર્થ નથી, કેમકે તેઓ નિરહંકારી છે, હે રાજન્! જો નિયમ્ય, નિરહંકારી જીવોને કંઈ સદ્‌ગુણે નથી ને દુર્ગુણે નથી તો પછી અખિલ પ્રાણીઓના, પશુ, મર્ત્ય, અને દેવોના નિયામકને કુશલ ને અકુશલનો અન્વય ન હોય તેમાં પૂછવુંજ શું ? જેના ચરણકમળરજની સેવાથી તૃપ્ત થયલા, અને યોગના પ્રભાવથી જેમણે અખિલ કર્મબન્ધનો નાશ કર્યો છે એવા મુનિઓ પણ બંધાયલા–બન્ધમા આવ્યા–વિના સ્વતન્ત્ર રીતે વર્તે છે, તો જેમણે ઇચ્છાથી શરીર ધારણ કર્યું છે તેમને બન્ધ ક્યાથીજ ? આ પ્રમાણે ગોપીઓ પરસ્ત્રી છે એમ અંગીકાર કરીને પરિહાર આપ્યો, હવે ભગવાન્ સર્વાન્તર્યામીને પરસ્ત્રી-સેવા જેવું કંઈ છેજ નહિ એમ કહે છે–**गोपीनां**°–ગોપીઓના, તેના પતિઓના, અને સર્વ મનુષ્યોના અન્તરમા જે ફરે છે તે બુદ્ધ્યાદિના સાક્ષી

તોપણ એક બીજું તત્ત્વ કૃષ્ણના સર્વ વૃત્તાન્તોમાં પુષ્કળ દાખલ થયું છે અને તેથી ખરી વાતને ખોટીથી તારવી કાઢવાનું કામ કઠણ થાય છે. આ દેવને લગતી વાર્તાઓમાં અલૌકિક અને કલ્પિત તત્ત્વ ઘણું જોવામાં આવે છે. જુદા જુદા રાક્ષસો સાથેના એમના આ-શ્ચર્યકારક યુદ્ધોને બાતલ કરી બીજા થોડાક દાખલાઓનોજ આપણે વિચાર કરીએ.

માત્ર આઠ વરસની ઉંમરે મેઘના દેવ ઇન્દ્રને સંતાપ આપવા માટે કૃષ્ણે વ્રજની ગોપકન્યાઓને મેઘરાજાની પૂજા છોડી દઈ, જે ગોવર્ધન પર્વત પર તેમનાં ઢોર કુમળો ચારો ચરતાં હતાં તે પર્વતની પૂજા કરવાનું કહ્યું. આ પૂજા તેમણે તરતજ પોતા તરફ ખેંચી લીધી; કારણ કે પોતે તરતજ પર્વતના શિખર પર પ્રત્યક્ષ થયા અને કહ્યું

ભગવાને ક્રીડાને અર્થેજ દેહ ધારણ કર્યો છે; તેઓ આપણા જેવા નથી કે જેથી તેમને દોષ થાય. પણ એમ છે તો આપ્તકામ જે ભગવાન્ તેમની નિન્દિત કર્મને વિષે કેમ પ્રવૃત્તિ થઈ તેને માટે કહે છે-अनुग्रहाय°-પ્રાણીઓના અનુગ્રહને માટે માનુષ દેહનો તેમણે આશ્રય લીધો છે, તેઓ એવી ક્રીડાઓ કરે છે કે તે સાંભળીને મનુષ્યો તેમના પર આસક્ત થાય-અર્થાત્, જેઓ અન્તર્મુખ નથી-પ્રભુપરાયણચિત્ત નથી, પરંતુ બહિર્મુખ છે-શૃંગારાદિ રસથી જેમનાં ચિત્ત આકર્ષાય છે તેમને સ્વપરાયણ કરવા માટે, ભગવાન્ આવી ક્રીડા કરે છે. ત્યારે બીજાઓ પણ કહેશે કે અમારૂં પણ આચરણ એવુંજ છે તેને માટે કહે છે-नासूयन्°-કૃષ્ણની માયાથી મોહિત થયેલા, વ્રજમાં રહેનારા ગોપોએ, પોતપોતાની સ્ત્રીઓ પોતાની પાસેજ છે એમ માનનારા ગોપોએ ખરેખર કૃષ્ણનો દોષ કાઢયો નહિ. એવા ઐશ્વર્યના અભાવે એમ કરે છે તે પાપરૂપજ સમજવા એવો ભાવ છે. બ્રાહ્મ મુહૂર્ત આવ્યું ત્યારે ભગવાન્ છે પ્રિય જેને એવી ગોપીઓ વાસુદેવે અનુમોદન આપેલી, ઇચ્છતી ન હતી, તોપણ પોતપોતાને ઘેર ગઈ. ઉપસંહાર કરી ફળ કહે છે-विक्रीडितं°-વિષ્ણુની વ્રજવધૂઓ સાથેની આ ક્રીડા શ્રદ્ધાથી યુક્ત થઈ જે સાંભળશે કે વર્ણવશે તે ધીર પુરુષ ભગવાનને વિષે પરમ ભક્તિ મેળવીને જલદી, થોડાજ સમયમાં, હૃદયના રોગરૂપ કામનો નાશ કરશે-શ્રીધરટીકા, ભાષા૦ કર્તા.

કે “ હું પર્વત છું, મારી પૂજા કરો. ” અપમાનથી ઘણા ગુસ્સે થઈ ઇન્દ્રે ગોવાળીઆ અને ઢોરોનો નાશ કરવા મૂશળધાર વરસાદ વર્ષાવ્યો; પણ કૃષ્ણે તે પર્વતને પોતાના હાથની આંગળી ઉપર ઊંચો કર્યો અને તેમના ઉપર છત્રની પેઠે ધરી રાખી સાત દિવસ અને સાત રાત જે ભારે તોફાન ચાલ્યું તેમાંથી તેમનું રક્ષણ કર્યું.[1]

વિષ્ણુપુરાણમાં નીચેનો વૃત્તાન્ત વર્ણવેલો છે:—‘ યમુના નદીમાં કાલેય નામનો નાગ રહેતો, તે પોતાના ઝેરના અગ્નિ વડે પાણીને ઉકાળતો, તેથી તેના કાંઠા પરનાં ઝાડોનો નાશ થતો અને ગરમ વરાળથી પક્ષીઓનો નાશ થતો. તોપણ સહેજ પણ ભીતિ રાખ્યા વિના કૃષ્ણે નદીમા ભુસ્કો માર્યો અને નાગની પાસે યુદ્ધ માગ્યું. તેણે તેનો પરાજય કીધો અને પછી પોતે વાંસળી વગાડી અને તે નાગની સ્ત્રીઓએ તાલબદ્ધ નૃત્ય કર્યું; એ રીતે તેણે તેમને તૃપ્ત કરી તેમનો ખેદ દૂર કર્યો. ”

વળી બીજે પ્રસંગે તેમણે રાક્ષસોના રાજા નરકાસુરને હરાવ્યો અને પતિ તરીકે તે જે ભારે કામ કરતો તે સર્વ પોતે ઉઠાવી લીધું. તેમણે નરકાસુરની ૧૬,૧૦૦થી ઓછી નહિ એટલી વિધવાઓ સાથે લગ્ન કર્યું અને એ ઉપરાંત તેમને બીજી આઠ પટ્ટરાણીઓ પણ હતી. તેમની શકિત એવી અદ્‌ભુત હતી કે તેઓ અનેક રૂપ ધારણ કરતા, એટલે દરેક સ્ત્રી એમ ધારતી હતી કે એઓ પતિ તરીકે મારીજ પાસે છે. તેમને ૧,૮૦,૦૦૦ પુત્ર અને પુત્રીઓની સંતતિ થઈ હતી. તેમનું જીવનવૃત્તાન્ત ખરેખર એક કલ્પિત વાતના કિસ્સા જેવું છે.

એ વૃત્તાન્તને અન્તે એક મસ્ત મદ્યપાનક્રીડા થાય છે તેમાં તેઓ પોતાના આખા યાદવકુળનો નાશ કરે છે. બીજા અસંખ્ય

૧. આ અને પાછલી વાર્તાઓ માટે વિલ્કિન્સકૃત ‘ હિંદુપુરાણ ’ જુઓ. પૃ૦ ૨૦૦-૫.

રાજાઓ અને સરળ સદ્‌ગુણવાળી ઘણી સ્ત્રીઓ સાથે તેઓ પ્રભાસમા આનન્દયાત્રા કરવા ગયા. ઉલ્લાસમાં એથી પણ વધારે વૃદ્ધિ કરવા, એ આનન્દમાં ભાગ લેવા કૃષ્ણે અપ્સરાઓને (ઇન્દ્રના સ્વર્ગની નૃત્ય કરતી સ્ત્રીઓને) બોલાવી રાજાઓ તરતજ મદ્યપાન અને મોજશોખમાં મસ્ત બની ગયા. છેવટના બનાવની હકીકત વિષ્ણુ-પુરાણમાં નીચે પ્રમાણે આપી છે:—

" યાદવોએ (કૃષ્ણના પુત્રોએ) મદ્યપાન કર્યું તેથી તેમનામાં માહોમાંહે લડવાથી કજીઆનો નાશકારક વહ્‌નિ પ્રગટ્યો અને ગાલિ-પ્રદાનરૂપી બળતણથી એ વહ્‌નિને પોષણ મળ્યુ. દિવ્ય અસરથી તેમનામાં ગુસ્સો પ્રગટવાથી તેઓએ એક બીજા પર અસ્ત્રો ફેંકયા તે ખૂટ્યા ત્યારે તેમને ઉંચી ઊગેલી ઝાડીઓનો આશ્રય લેવો પડ્યો. એ ઝાડીઓ તેમના હાથમા વજ્રરૂપ થઈ અને તેમણે તે વડે એક બીજાને નાશકારક પ્રહાર કર્યા. તેમને તેમ કરતાં અટકાવવા કૃષ્ણ વચ્ચે પડ્યા; પરંતુ તેમણે ધાર્યું કે તેઓ દરેકનો પક્ષ કરે છે તેથી તેઓએ લડયા કર્યું. પછી ગુસ્સે થઈ તેમનો નાશ કરવા કૃષ્ણે બે ચાર ડાળીઓ લીધી, તે લોઢાની ગદા જેવી થઈ પડી. તે વડે તેમણે ઘણા યાદવોનો નાશ કર્યો અને બાકીનાઓએ માહોમાહે ગુસ્સાથી લડી એક બીજાનો નાશ કર્યો. થોડા વખતમા તેજસ્વી કૃષ્ણ અને દારુક સિવાય એક પણ યાદવ જીવતા રહ્યા નહિ. "

પછી અકસ્માત્ એક શિકારીના બાણથી તેઓ ઘાયલ થાય છે. એક વખત કૃષ્ણે દૂર્વાસા ઋષિનો સત્કાર કર્યો હતો, પણ ઋષિના પગ પર ભોજનનો શેષ રહ્યો હતો તે ધોઈ નાખવાનું ભૂલી ગયા હતા. આ અપમાનથી દુર્વાસાએ ભવિષ્ય ભાખ્યું હતું કે પગ પર ઘા થવાથી કૃષ્ણનું મરણ થશે. તેમના ગયા પછી કૃષ્ણ વિચારમાં મગ્ન રહ્યા. યોગને અનુકૂળ એક આસન રચી તેમણે પોતાનો ડાબો પગ જમણી જાંઘ પર નાખ્યો, એટલે પગની એડી બહાર પડતી રહી. દૈવયોગે જર નામના એક શિકારીએ કૃષ્ણના પગ પર દૂરથી નજર કરી

ભૂલથી તે પગને હરણ ધાર્યું અને લોઢાનું અણીવાળું બાણ એડીમાં ઘોંચાય એવી રીતે માર્યું. પછી પોતાની ભૂલ માલમ પડવાથી જર કૃષ્ણને પગે પડ્યો અને ક્ષમા યાચી. તેને કૃષ્ણે જવાબ દીધો કે "લગાર પણ બીશ મા, શિકારી, જા, મારી કૃપાથી તું દેવોના નિવાસ, સ્વર્ગમાં જઈશ." તરતજ વિમાન આવ્યું તેમાં તે શિકારી સ્વર્ગ ગયો. પછી કૃષ્ણે માનવદેહનો ત્યાગ કર્યો.

કૃષ્ણના જીવનના છેલ્લા બનાવ વૈષ્ણવ ધર્મના એક સ્વરૂપની સૂચના કરે છે, તે ઘણી વાર સમજાવવામાં આવેલું નથી. તેઓ પોતાના ભાઈના મરણ વખત હાજર છે, તેઓ પોતાના પુત્રોને જોસબંધ યુદ્ધ કરતાં જુએ છે અને એક પણ બાકી રહેતો નથી ત્યાંસુધી પરસ્પર ક્ષય કરવામાં મદદ કરે છે, અને પોતે જાતે ઍકિલીસની પેઠે એક શિકારીના બાણથી પગની એડીમાં ઘાયલ થઈ નાશ પામે છે. આ સ્વરૂપ વિષે બાર્થ કહે છે[1]:—'કવિએ કૃષ્ણનું ચારિત્ર્ય ગમે તેવું પ્રિય કરવાનો પ્રયત્ન કર્યો છે તોપણ આ વાર્તાના મૂળમાં કંઈક શોક અને નિર્દયતાનો પણ પાયો જણાય છે. વિનાશનાં આ બધાં કૃત્યો, પોતે હાસ્ય કરતા હોય એવી રીતે નિહાળે છે, પોતાના યાદવકુળનો નાશ પાસે આવ્યો છે એમ પોતે હસતા જુએ છે, અને તેને માટે તૈયાર થાય છે........શિવના કરતાં ઓછા વિકરાળ છે તોપણ પોતાના ચારિત્ર્યના એક અંશમાં વિષ્ણુ કઠણ હૃદયવાળા દેવ છે; એ પણ સર્વભક્ષક કાળરૂપ છે."

એક ઘણીજ અદ્દ્ભુત અને કળી ન શકાય એવા ચારિત્ર્યની આ મુખ્ય રૂપરેખા છે. અદ્દ્ભુત ને ન કળી શકાય એમ કહેવાનું કારણ એ છે કે મહાભારત અને પુરાણોના વધારે જૂના અને તેજ કારણથી પ્રમાણભૂત ભાગોમાંના કૃષ્ણના જીવનના વૃત્તાન્ત સાથે ગીતાના પ્રૌઢ વિચારો બંધબેસતા આવતા નથી. વળી ગીતામાં તેના ગ્રન્થકારનું જીવનચરિત્ર આપ્યું નથી અને શ્રીકૃષ્ણ

૧ 'હિંદુસ્તાનના ધર્મ,' પૃ૦ ૧૭૪.

વિષે જે જાણીએ છીએ તે પુરાણોમાંથીજ જાણીએ છીએ. આજના નવીન હિંદુધર્મનું યુદ્ધ કૃષ્ણના ચારિત્ર ઉપરજ ચાલે છે. કેળવાયલા હિંદુઓમાં એમના ઘણા પ્રબળ પક્ષકારો છે. ઘણા એમને અદ્‌ભુત કૃપા કરી માનવજીવનના વૃત્તાન્તોમાં ભાગ લીધો એવા પરમેશ્વરનું સ્વરૂપ માને છે અને હિંદુધર્મનાં પ્રમાણભૂત પુસ્તકોમાં પોતાના પ્રભુના પવિત્ર નામને કલંક લગાડે એવી અનીતિ ને વ્યભિચારની વાતોનો ખુલાસો આપવો એજ મુખ્ય પ્રયત્ન સ્વાભાવિક રીતેજ થાય છે.

કૃષ્ણનું સમર્થન ઘણા ઉત્સાહ ને બુદ્ધિથી કરવામાં આવે છે. જે મુખ્ય મુદ્દા પર ભાર મૂકીને કહેવામાં આવે છે તે એ છે કે કૃષ્ણ ને ગોપીના પ્રેમનું વર્ણન પાર્થિવ પ્રેમના શબ્દોમાં આપ્યું છે; કેમકે દિવ્ય પ્રેમનું સ્વરૂપ આલેખવા માટે કવિ કે ગ્રન્થકાર પાસે એજ એકલું સાધન છે. જે પ્રમાણે સૉલોમનના 'ગીત'માં કેટલાક પ્રેમીને ક્રાઇસ્ટનું સ્વરૂપ અને તેના પર પ્રેમ કરતી વલ્લભાને ખ્રિસ્તિ દેવલ માને છે; તેમ કૃષ્ણના જીવનમાં પ્રેમના સ્વરૂપવાળા દરેક વૃત્તાન્તને ધર્મનું સ્વરૂપ આપવાનું છે. રાધા અને એવી ઘણી અન્ય વલ્લભાઓનો વિષયી પ્રેમ પરમેશ્વર સાથે ધાર્મિક સંયોગ અને તેને અધીન રહેવાનું સ્વરૂપ છે એમ દર્શાવવામાં આવે છે. કૃષ્ણ કહે છે કેઃ—

"તારૂં મન મારા પર દઢ કર, મારો ભક્ત થા, તું મારૂં યજન કર, મને પગે પડી શરણ થા, એટલે તું મારે વિષે એકરૂપ થઈશ. હું તને પ્રતિજ્ઞા કરૂં છું, તું મને પ્રિય છે, સર્વ ધર્મનો ત્યાગ કરી મને એકલાને શરણ થા, ખેદ ન કર, હું તને સર્વ પાપમાંથી મુક્ત કરીશ."*

---

* मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥
सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ ६६ ॥
श्रीमद्भग० गीता, १८ अध्याय, ८–भाषा० कर्ता

આ પ્રમાણે ઉપર વર્ણવેલા બનાવોમાંના એક પછી એકનો ખુલાસો આપવામાં આવે છે. ગોપીઓનાં વસ્ત્રનું હરણ કર્યું અને તે લેવા માટે પાણીમાંથી તેમને નગ્ન સ્વરૂપમાં આવવા કહ્યું એમાંથી એમ સમજવાનું છે કે પરમેશ્વર આગળ આત્મા કેવળ નગ્ન અને નગ્ન સ્વરૂપમાં છે, પરંતુ આવી અનીતિ વગર બેશક એવો બોધ કરી શકાત. તેમણે અમર્યાદ કામીનું સ્વરૂપ દર્શાવ્યું છે એ ખરૂં છું; પરંતુ એ બધી ભગવાન્‌ની 'માયા' કે ' અતાત્ત્વિક સ્વરૂપ ' છે. વાસ્તવિક રીતે, તેઓ શુદ્ધ અને પવિત્ર છે. તેમણે ગોપીઓ સાથે રાસક્રીડા કરી; પરંતુ તેમની અનેક સ્વરૂપ ધારણ કરવાની એવી અદ્દ્ભુત શક્તિ હતી કે તે દરેક ગોપીને એમ લાગ્યું કે ભગવાન્ મારી એકલીનીજ સાથે નૃત્ય કરે છે. આનો સંભાળથી એવો ખુલાસો આપવામાં આવે છે કે કૃપાળુ હૃદયથી ભગવાને પોતાનાં અનેક રૂપ કર્યાં કે સર્વ ગોપીઓને નૃત્ય કરનાર સાથી મળે અને કોઈને ન મળવાથી ખોટું ન લાગે. પાંચ માથાના નરકાસુરને મારીને તેની ૧૬,૧૦૦ સ્રીઓ સાથે કૃષ્ણે લગ્ન કર્યું તેનો ખુલાસો અદ્દ્ભુત રીતે એવો આપવામાં આવે છે કે કૃષ્ણ સંગીતમાં તલ્લીન હતા; અને પાંચ માથાનો રાક્ષસ તે પાંચ દોરીવાળા વાદ્યનું સ્વરૂપ છે અને એ સ્વરૂપથી ૧૬,૧૦૦ જુદા જુદા ગાયનના રાગ અને રાગણી થાય છે. ૧૬,૧૦૦ સ્રીઓ તે એ રાગણીનું સ્વરૂપ છે.

ખરી વાત એ છે કે અર્વાચીન હિંદુધર્મના કેળવાયલા વર્ગોએ ઘણુંજ મુશ્કેલ કામ માથે લીધું છે. મસ્ત મદ્યપાનના મોજશોખ અને અનિયન્ત્રિતપણું, વિષયી પ્રેમ અને શૃંગારક્રીડા, પ્રજાકીય આદર્શભૂત કૃષ્ણની કથાના મુખ્ય ભાગ છે, તેનો ખુલાસો તેમને હાલના જમાનાના ઊંચા નીતિધોરણ પ્રમાણે કરવાનો છે, તેથી તેઓ ગુહ્ય રીતેજ એનો ખુલાસો ને સમર્થન આપી શકે. તેઓ કહે છે કે આ પ્રેમક્રીડાઓ પરમાત્માના જીવાત્મા સાથેના સંબંધમાં છે. ગોપીઓ અને તેની સાથે ક્રીડા કરતા સંખ્યાબંધ વલ્લભો એ જીવાત્માની ભિન્ન ભિન્ન વૃત્તિઓ છે અને કૃષ્ણ એ પરમાત્મા છે તેમાં એ વૃત્તિઓ પરમાનન્દ પામે છે અને અન્તે લીન થાય છે.

આ અઘરા અને ગુંચવણભરેલા વિષયનું નિરૂપણ કરવામાં અન્તઃકરણ ડંખે નહિ એવી રીતે ન્યાયી થવાની ગમે તેટલી ઇચ્છા સાથે પણ અમારે છેવટે નીચે પ્રમાણે કહેવું પડે છેઃ–

આવા અનીતિમાન્ દેવની અતિવિસ્તારમાં ફેલાયલી ભક્તિથી શોચનીય રીતે નીતિને હાનિ થાય છે. હાલના હિંદુધર્મના કેટલાંક સ્વરૂપમાં નિર્મર્યાદાનો ઘણો ભાગ કૃષ્ણ, શિવ, અને કાલી, પણ મુખ્યત્વે કૃષ્ણના નામ સાથે જોડાયેલો છે. કૃષ્ણના એક અતિલોકપ્રિય ચિત્રમાં કૃષ્ણને ગોપીઓનાં વસ્રો પર બેઠેલા ચિત્ર્યા છે. એ ચિત્ર એવું નિર્મર્યાદ છે કે તે અંગ્રેજ લોકોની દૃષ્ટિ આગળ મૂકી શકાયજ નહિ, છતાં તે લગભગ દરેક બજારમાં જોવામાં આવે છે. અતિલોકપ્રિય ઉત્સવ કૃષ્ણનો રાસ છે, એ કૃષ્ણે ગોપીઓ સાથે રાસક્રીડા કરી તેના સ્મારક તરીકે ઉજવાય છે. કૃષ્ણ ને રાધા બનેલા તરુણ સ્રીપુરુષો એક બીજા સાથે નૃત્ય કરે છે, પરસ્પર ગ્રામ્ય હાસ્યવિનોદ થાય છે, આખી રાત મોજશોખમાં ગુલતાન રહે છે, અને છેક પરોઢીએજ બધું ટોળું થાકીને વેરાઈ જાય છે. કૃષ્ણની વહાલા રાધાને હિંદુઓ દેવી માને છે. મંદિરોમાં એની મૂર્તિ કૃષ્ણની મૂર્તિની પાસે હોય છે અને કૃષ્ણની પૂજા સાથે એની પૂજા થાય છે. ખરેખર, રાધાકૃષ્ણની મૂર્તિનું દર્શન કરવું એ ખાસ પુણ્યનું કામ ગણાય છે. ગયા જમાનામાં કલકત્તામાં અનીતિનાં આચરણ વિષે બોલતાં એક વિદ્વાન્ પંડિતે કહ્યું કે ‘ દરેક ઘેર કૃષ્ણ છે. ’

વલ્લભાચાર્ય કે મહારાજનો પંથ કૃષ્ણભક્તિનું ભૂલ ન થાય એવી રીતે અનીતિનું સ્વરૂપ દર્શાવે છે. એ પંથના મહારાજા એવા ધૃષ્ટ હતા કે તેઓ એમ કહેતા કે અમેજ તરુણ કૃષ્ણના અવતારરૂપ છીએ અને ભક્તોએ મનોવૃત્તિઓ અને કામનાઓને પરિપૂર્ણ અને નિરંકુશ રીતે તૃપ્ત કરી અમારી પૂજા કરવાની છે. કહેવાની જરૂર નથી કે આથી બેશરમ અનીતિ ને વ્યભિચારનાં કૃત્યનો જન્મ થયો છે. કૃષ્ણપૂજાનું આ ખાસ વલણ છે એમ વાજબી રીતે કહી શકાય.



બુદ્ધ ગયાના મંદિરમાંના
બુદ્ધ.



રંગુનના દેવળની બહાર બૌદ્ધ ઉપદેશકો.

મેસર્સ હૅન્ડસ અને સન્સે કાઢેલું ચિત્ર,
મધ્યપ્રાન્ત, જબલપુર

# પ્રકરણ ૭મું



## બુદ્ધ, જ્ઞાનનો પ્રકાશ પામેલા

"દુનિયાના ઉદ્ધારકરૂપી માર્ગદર્શક, બુદ્ધ દેવ! જેમને પૃથ્વી પર સિદ્ધાર્થ કહેતા હતા, સ્વર્ગ, પૃથ્વી, અને પાતાળમાં અનુપમ, સર્વસંમાન્ય, ડાહ્યામાં ડાહ્યા, ઉત્તમમાં ઉત્તમ, દયાળુમાં દયાળુ, નિર્વાણ અને નિયમના શિક્ષક!

આર્નોલ્ડકૃત 'એશિઆનો પ્રકાશ', એની પ્રસ્તાવના

રામ અને કૃષ્ણ એ બંને આદર્શની કલ્પનાની કંઈક વચ્ચે જગતની રંગભૂમિ ઉપર એક ત્રીજા પુરુષ પ્રત્યક્ષ થયા. તેઓ એ બનેથી મોટા હતા, દુનિયામાં જે માનવો થઈ ગયા તેઓમાં કદાચ મોટામાં મોટા હતા. ગૌતમ બુદ્ધ પણ ક્ષત્રિયવર્ગના હતા. તેઓ એક નાના રાજાના પુત્ર હતા.[1] તેઓ ઇ. સ. પૂ. આસરે ૫૬૦માં જન્મ્યા હતા. મનુષ્યજાતિના મન પર કોઈએ તેમનાથી વધારે ઊંડો સંસ્કાર મૂક્યો નથી. તેમના અનુયાયીઓની સંખ્યા લાખોની છે અને તેમના નામના સંબંધમાં એવું વિશાળ સાહિત્ય ઊભું થયું છે કે આજ પણ તેને જોઈ વળાયું નથી. તે સંસ્કૃત, પાલી, ટિબેટન, બર્મીસ, જાપાનીસ, સિઆમીસ, ચાઇનીસ, મૉંગોલિઅન, અને બીજી ઘણી ભાષાઓમાં માલમ પડે છે.

તેમણે સ્થાપેલો ધર્મ વિચિત્ર હતો. બ્રાહ્મણોના હિંદુ ધર્મની તે વિરુદ્ધ હતો. તેનો ઉદ્દેશ ન્યાતનો નાશ કરવાનો, ઉપદેશકોને-ગોરલોકોને સત્તામાંથી પદભ્રષ્ટ કરવાનો, વેદ અને બીજાં પવિત્ર પુસ્તકો તરફ અનાદર દર્શાવવાનો, અને યજ્ઞ તેમજ જે દેવોને તે યજ્ઞો કરવામાં આવતા હતા તે બંનેને એકી વખતે કાઢી નાખવાનો હતો.

૧. કેટલાક વિદ્વાનો એ વિષે શંકા ઉઠાવે છે.

નવીન રચના કરવાના સંબંધમા તે નીતિ અને સ્વાર્પણનો ઊંચામા ઊંચો આદર્શ મનુષ્યની સન્મુખ મૂકતો હતો અને તે માર્ગમા જવા પ્રેરણા તરીકે તે દેવમા નિર્વાણ પામવાનુ–તન્મય થઈ જવાનું વચન આપતો બુદ્ધ નાસ્તિક નીતિના એક લૂખા, આશાહીન સ્વરૂપનો ઉપદેશક થયો, કારણ કે તેના મત પ્રમાણે જીવનની પેલી તરફ લય છે અને મૃત્યુની પેલી તરફ નિર્વાણ–શૂન્યત્વ છે.

બુદ્ધના ચરિતની નીચેની હકીકત મૅક્સમ્યૂલરે ભાષાન્તર કરેલા 'લલિત વિસ્તાર' નામના બૌદ્ધ ગ્રન્થ પરથી લીધેલી છે[1] —

બુદ્ધ, અથવા વધારે શુદ્ધ રીતે કહીએ તો 'બુદ્ધ' એટલે 'પ્રકાશ પામેલા' એવી સંજ્ઞા ધારણ કરનાર પુરુષ ઈ. સ પૂ. ૫૬૦મા કપિલવસ્તુ નગરી જે એજ નામના રાજાની રાજધાની હતી અને જે હાલના અયોધ્યા પ્રાન્તના ઉત્તરે નેપાળના પહાડોની તળેટી આગળ આવી હતી, તેમા જન્મ્યા હતા. તે સ્થાનના રાજા, તેમના પિતા, શાક્ય વંશના અને ગૌતમ ગોત્રના હતા. તેમની માતાનુ નામ માયાદેવી હતું અને તે સુપ્રબુદ્ધ રાજાની પુત્રી હતી રાજા બળવાન્ અને ન્યાયી હતો એટલે તેની પુત્રી કાન્તિમતી હતી તેમા કહેવુજ શું ? તેટલા માટે જન્મથી બુદ્ધ ક્ષત્રિય–લડાયક જાતિના હતા. તેમણે કુળ ઉપરથી શાક્ય અને ગોત્ર ઉપરથી ગૌતમ નામ ધારણ કર્યું બુદ્ધ એ નામ કે બુદ્ધ એવું સંજ્ઞાવાચક નામ તેમની જિંદગીના પછીના ભાગમાથી પડ્યુ છે, તેમજ સિદ્ધાર્થ (જેમના કાર્ય સફળ થયાં છે) એ નામ પણ ઘણું કરીને પાછળથી પડ્યુ છે. પરંતુ આપણને એમ કહેવામાં આવે છે કે બુદ્ધ એ નામ એમને બાળપણમા આપ્યુ હતું.

એમના માતા એમના જન્મ પછી સાત વર્ષે મરણ પામ્યા,

૧. 'જર્મન કારીગરીના દુકાનમાના પાટીઆના કકડા' અંક ૧લો, પૃ૦ ૨૧૦ તે પછીના પાના.

અને પિતાએ એમને મરણ પામેલી સ્ત્રીની બેનને સોંપ્યા. એ બેનની સાથે રાજા, બુદ્ધની માના મરણ પહેલાં, પરણ્યા હતા. બાળક મોટો થયો ત્યારે સર્વથી વિશેષ કાન્તિમાન્ અને લક્ષણવન્તો કુમાર થયો. તેના ગુરુઓ તેને શિખવતા તે કરતાં તેને વધારે આવડતું હતું. સોબતીઓની રમતમાં ભાગ લેવાની તેમણે ના કહી અને એકલા બેસી, જંગલની ગાઢી છાયામાં ધ્યાનમાં ગરક થતા ત્યારે તેમને આનન્દ થતો તેવો બીજે કોઈ પ્રસંગે થતો નહિ. કુમાર ખોવાઈ ગયો એમ જ્યારે પિતાને લાગે ત્યારે તેઓ ત્યાંથીજ જડી આવતા, અને બાળકુમાર વિચારગ્રસ્ત ન થઈ જાય તેટલા માટે રાજાનો વિચાર તેમને તરત પરણાવી દેવાનો થયો.

વૃદ્ધ પ્રધાનોએ આ વાત રાજ્યના ભવિષ્યના વારસ રાજકુમારને કહી સંભળાવી ત્યારે તેમણે એ બાબત વિચાર કરવા સારૂ સાત દિવસની મુદ્દત માગી. આખરે તેમને ખાતરી થઈ કે લગ્નથી પણ મારા મનની શાન્તિમાં કંઈ વિક્ષેપ પડવાનો નથી, ત્યારે તેમણે પ્રધાનોને રાજકન્યાની શોધ કરવા દીધી. પસંદ કરવામાં આવેલી રાજકુમારિકા સુંદર ગોપા, દાણ્ડપાણિની પુત્રી હતી.

પિતાએ પ્રથમ પોતાની પુત્રીને એ તરુણ રાજપુત્ર સાથે પરણાવવાની ના કહી; કેમકે એ શૌર્ય અને બુદ્ધિમાં મન્દ છે એમ તેને કહેવામાં આવ્યું હતું. તોપણ જ્યારે તેને માલમ પડયું કે એ રાજકુમાર બીજા સર્વ હરીફો કરતાં બાહુના પરાક્રમમાં અને માનસિક બળમાં અતિશય ચઢિયાતો છે ત્યારે તેણે ખુશીથી પોતાની સંમતિ આપી.

લગ્ન અત્યન્ત સુખકારક નીવડયું; પરંતુ લગ્નની પહેલાં હતા તેમ રાજકુમાર જીવન અને મૃત્યુના ગૂઢ પ્રશ્નોના વિચારમાં હમેશ મગ્ન રહેતા.

તેઓ કહેતાઃ–' પૃથ્વી પર કંઈ સ્થિર નથી, પૃથ્વી પર કંઈ

સત્ય નથી. જિંદગી લાકડાના ઘસારાથી ઉત્પન્ન થયલા તતડીઆના જેવી છે. તે પ્રકાશ પામે છે કે તરતજ હોલવાઈ જાય છે. તે કયાંથી આવી ને કયાં જાય છે એ વિષે આપણે કંઈ જાણતા નથી. તે સારંગીના અવાજ જેવી છે. ડાહ્યા પુરુષ કયાંથી આવીને એ કયાં જાય છે તે વિષે મિથ્યા પ્રશ્ન પૂછે છે. કંઈક અધિક બળવાન્ બુદ્ધિ હોવીજ જોઈએ; કેમકે ત્યાં આપણને વિશ્રાન્તિ મળી શકે. એ વિશ્રાન્તિ હું પોતે શોધી કાઢું તો હું એનો પ્રકાશ મનુષ્યોને આપી શકું. હું જાતે મુક્ત હોઉં તો દુનિયાને બન્ધનમાંથી મુક્ત કરૂં.

રાજા બાળકુમારના હૃદયની શોકાતુર વૃત્તિ જોતા હતા. તેમણે તેને વિચારના તરંગમાંથી છૂટો કરવા બન્યા તેટલા પ્રયત્ન આદર્યા, પણ તે સર્વ મિથ્યા ગયા. કોઈ પણ પુરુષને બની શકે એવા ત્રણ ઘણાજ સાધારણ બનાવો બુદ્ધની જિંદગીમાં ઘણાજ અગત્યના થઈ પડયા.

એક દિવસ શહેરના પૂર્વ દરવાજામાં થઈને રાજકુમાર મોટા રસાલા સાથે એક મોટા બાગમાં જતા હતા, તેવામાં રસ્તામાં તેમણે એક જર્જરિત અને અતિનિર્બળ વૃદ્ધ પુરુષને જોયો. તેના આખા શરીર પરની નસેનસ અને સ્નાયુએ સ્નાયુ કોઈ પણ માણસની નજરે પડતાં હતાં. તેના દાંત કકડતા હતા, તેના આખા શરીર પર કરોચળી વળી ગઈ હતી, તેને માથે તાલ પડી હતી અને પોલો, કઠોર અવાજ પણ તે ભાગ્યેજ કાઢી શકતો હતો. તે લાકડીને આધારે ઊભેલો હતો; પણ તે પર બેવડ વળી ગયો હતો અને તેના સર્વ અવયવો અને સાંધા કંપતા હતા. રાજકુમારે રથ હાંકનારને કહ્યું, ' આ કોણ છે ? એ ઠીંગણો ને નિર્બળ થઈ ગયો છે, એનું માંસ અને લોહી સુકાઈ ગયાં છે, એના સ્નાયુઓ ચામડીને ચોંટી ગયા છે, એના દાંત કકડે છે, એનું શરીર ક્ષીણ થયું છે, લાકડીને આધારે પણ એનાથી ચાલી શકાતું નથી તેથી દરેક પગલે ઠોકર ખાય છે. એના કુટુંબમાં કંઈ ખાસ થયું છે ? કે સર્વ સર્જેલાં પ્રાણીની આ સામાન્ય દશા છે ? '

સારથિએ જવાબ દીધો, ' સાહેબ, તે માણસ વૃદ્ધાવસ્થાને લીધે નીચો નમી ગયો છે. તેની ઇન્દ્રિયો ગુમ મારી ગઈ છે, દુઃખથી તેનું બળ નાશ પામ્યું છે, અને સગાં તેનો તિરસ્કાર કરે છે. તેને આશ્રય નથી. તે નકામો છે અને લોકોએ તેને જંગલના મરી ગયલા ઝાડની પેઠે છોડી દીધો છે. પણ આ કંઈ તેના કુટુંબમાંજ ખાસ નથી. દરેક પ્રાણીમાં વૃદ્ધાવસ્થા જુવાનીનો પરાભવ કરે છે; તમારા પિતા, માતા, અને સર્વ સંબંધીઓ ને મિત્રો એજ દશામાં આવશે. સર્વ પ્રાણીની એ નિર્માણ કરેલી અન્તદશા છે. '

કુમારે જવાબ દીધો, " અરેરે ! વૃદ્ધાવસ્થા તેમની સામા ડોકીઆં કરે છે તે જુએ છે છતાં પણ પ્રાણીઓ શું એટલાં બધાં અજ્ઞાન,-એટલાં બધાં નબળાં, અને મૂર્ખ છે કે જુવાનીથી મત્ત થઈ તેમાં મગરૂબ થાય છે ? હું તો ચાલ્યો જાઉં છું. સારથિ ! મારો રથ જલદી ફેરવી દો. મારા શા હિસાબ છે ? હું તો હવે પછી વૃદ્ધાવસ્થાના પંજામાં સપડાવાનો છું. મારે મોજશોખને શું કરવી છે ? " એમ કહી બાગમાં જવાને બદલે રાજકુમાર ઘેર પાછા ફર્યા.

બીજે વખતે કુંવર રથમાં બેસી ગામના દક્ષિણ તરફના દરવાજામાં થઈને આનન્દબાગમાં જતા હતા. એવામાં તેમણે રસ્તામાં એક પુરુષને મંદવાડથી પીડાતો જોયો. તાવથી તે સેકાઈ જતો હતો; તેનું શરીર ક્ષીણ થતું હતું અને કાદવથી છવાઈ ગયું હતું. તેને મિત્ર ન હતો કે ઘર ન હતું. તેનાથી ભાગ્યેજ શ્વાસ લઈ શકાતો હતો; અને પોતાની દશા જોઈ અને મરણ પાસે આવેલું જોઈ તે ત્રાસ પામતો હતો. સારથિને તેને વિષે પૂછતાં પોતે ધારેલો જવાબ મળ્યો તે જોઈ તરુણ કુમારે કહ્યું, " અરેરે ! તંદુરસ્તી માત્ર સ્વપ્નના ખેલ જેવી છે; અને દુઃખના ભયથી આવી ભયંકર દશાજ થવી જોઈએ. પોતાનું ખરૂં સ્વરૂપ જાણ્યા પછી કયો ડાહ્યો પુરુષ આનન્દ અને મોજશોખનો વિચાર મનમાં કાયમ રાખશે ? " કુંવર રથ ફેરવી ઘર તરફ પાછો વળ્યો.

ત્રીજી વખત શહેરના પશ્ચિમ દરવાજામાં થઈને તેઓ આનન્દ-બાગમાં જતા હતા, એવામાં તેમણે રસ્તામાં એક શબને ઠાઠડી પર સુવાડેલું અને તેના પર ચાદર ઢાંકેલી જોઈ. તેની ચારે તરફ સગાં ને મિત્રો રુદન કરે છે, ડુંસકાં ભરે છે, વાળો તોડી નાખે છે, માથે ધૂળ નાખે છે, છાતી કૂટે છે, અને હાયપીટ કરી તરેહવાર શોકના શબ્દો બહાર કાઢે છે. રાજકુમારે સારથિને આ દુઃખદાયક બનાવ જોવા કહ્યું અને પોતે બોલી ઊઠયો, 'અરે ધિક્ છે જુવાનીને, કેમકે વૃદ્ધાવસ્થાથી તેનો અન્ત આવવાનો છે; ધિક્ છે તંદુરસ્તીને, કેમકે તેનો આટલા બધા રોગથી નાશ થવાનો છે; ધિક્ છે આ જીવનને; કેમકે મનુષ્ય તે બહુ ટૂંકો વખત ભોગવે છે. પછી પ્રથમજ પોતાના વિચાર પ્રકટ કરી બાળકુમારે કહ્યું, "ચાલો, આપણે પાછા ફરીએ. મુક્તિ શી રીતે મેળવવી તે વિષે મારે વિચાર કરવોજ જોઈએ."

એક છેલ્લા બનાવે તેમના વિચારનો છેડો આણ્યો. આનન્દ-બાગમાં જવા સારૂ તેઓ નગરના ઉત્તર દરવાજામાં થઈને જતા હતા એવામાં તેમણે એક ભિખારૂને જોયો. તે બહારથી શાન્ત અને વશ થયલો દેખાતો હતો. તે નીચું જોતો હતો અને તેણે ભગવાં કપડાં પહેર્યાં હતાં. તેની આકૃતિ પ્રૌઢ હતી અને તેના હાથમાં ભિક્ષાપાત્ર હતું.

રાજકુમારે પૂછયું કે 'આ કોણ છે?'

સારથિએ ઉત્તર આપ્યો, 'સાહેબ, જેમને ભિક્ષુ એટલે ભીખ માગનારા કહે છે તેમાંનો આ એક છે. એણે સર્વ આનન્દ અને સર્વ કામનાનો ત્યાગ કર્યો છે અને તપશ્ચર્યામાં જીવન ગાળે છે. એ ઇન્દ્રિયોને વશ કરવા ઇચ્છે છે. એ ભક્ત થયો છે. ક્રોધ અને ઈર્ષ્યા વગર એ ભીખ માગતો ચાલ્યો જાય છે.'

રાજકુમારે કહ્યું, "આ બરાબર કહ્યું. ભકતના જીવનનાં હમેશ ડાહ્યા માણસો વખાણ કરે છે. એ જીવન મારો આશ્રય તેમજ બીજાં બધાં પ્રાણીનો પણ આશ્રય થશે. એથી આપણે ખરા જીવન-

માં, સુખમાં, અને અમરત્વમાં જઈશું." આ શબ્દો બોલી બાળ કુંવરે રથ વાળ્યો અને ઘેર પાછા ફર્યાં.

સંસારનો ત્યાગ કરવાનો પોતાનો વિચાર પિતાને અને પત્નીને જાહેર કર્યા પછી એક રાત્રે ચોકીદારોએ તેમની જાગતાં ચોકી કરવી જોઈએ તેઓ ઊંઘતા હતા ત્યારે મહેલ છોડી ચાલ્યા ગયા. આખી રાત મુસાફરી કર્યા પછી તેમણે ઘોડો અને આભૂષણ ઘોડાવાળાને આપી દીધાં અને તેને કપિલવસ્તુ પાછો મોકલ્યો. 'લલિતવિસ્તાર' માં કહ્યું છે કે 'જે સ્થળે ઘોડાવાળાને રજા આપી તે સ્થળે હજી પણ સ્મારક જોવામાં આવે છે.' ચીનના મુસાફર હ્યુએન સૅંગે હિંદુસ્તાનની મુલાકાત ઇ. સ. ૬૨૯–૬૪૮માં લીધી હતી, તેણે ગોરખપુરથી ઈશાન કોણમાં પૂર્વ તરફ ૫૦ માઇલથી વધારે છેટે આવેલા કુશીનગર નામે શહેર, જે હાલ પાયમાલ સ્થિતિમાં છે, તે શહેરમાં જતાં રસ્તામાં એક મોટા વનની કોર પર એજ સ્મારક જોયું હતું.

બુદ્ધ પ્રથમ વૈશાલી ગયા અને પ્રસિદ્ધ બ્રાહ્મણે ૩૦૦ શિષ્યો ભેગા કર્યા હતા તેના ચેલા થયા. બ્રાહ્મણ તરફથી જેટલું જ્ઞાન તેમને મળ્યું તેટલું મેળવતાં પણ બુદ્ધને સંતોષ થયો નહિ, તેથી તેઓ નાઉમેદ થઈ ત્યાંથી ચાલ્યા ગયા. તેમને મોક્ષમાર્ગ પ્રાપ્ત થયો ન હતો. પછી તેઓ મગધ કે બિહારની રાજધાની રાજગૃહમાં એક બીજા બ્રાહ્મણ પાસે ૭૦૦ શિષ્ય હતા ત્યાં ગયા; પણ ત્યાં પણ તેમને મુક્તિનો માર્ગ જડ્યો નહિ. તેમને છોડી તે પોતાના પાંચ સહાધ્યાયીઓ સાથે આગળ ચાલ્યા અને છ વરસ બુદ્ધ ગયાની પાસે ઉરુવિલ્વ નામના ગામની નજીક એકાંત વાસમાં કાઢ્યાં અને જગત્માં ઉપદેશક તરીકે બહાર પડતા પહેલાં ઘણુ ઘોર તપ આચર્યું. પરંતુ, એ સમયને અન્તે એઓ એવા પરિણામ પર આવ્યા કે તપશ્ચર્યા ને દેહકષ્ટ મનને શાન્તિ આપી મોક્ષના માર્ગ માટે તૈયાર કરવાને બદલે એક જાળરૂપ છે અને સત્ય જાણવાના માર્ગમાં અડચણકર્તા છે. એમણે તપશ્ચર્યાનો ત્યાગ કર્યો. આથી

એમના પાંચ શિષ્યો એમને ધર્મભ્રષ્ટ કહી તજી ગયા. એકલા રહ્યા એટલે એમણે પોતાના ધાર્મિક વિચારોની રચના કરવા માંડી. એમને વિચાર કરતાં એવું જ્ઞાન થયું હતું કે બ્રાહ્મણોના મત અને તપશ્ચર્યા મોક્ષ સાધવામાં અને વૃદ્ધાવસ્થા, રોગ, અને મરણના ભયમાંથી મુક્ત કરવામાં કંઈ કામનાં નથી. લાંબો વખત ધ્યાન ધર્યા પછી અને અત્યાનન્દનાં સ્વપ્નાં આવ્યા પછી તેમણે એવી કલ્પના કરી કે મેં ખરૂં જ્ઞાન શોધી કાઢ્યું છે; એથી જીવનમાં જે બધા વિકારો થાય છે તેનું કારણ ખુલ્લું થાય છે અને ભયનો નાશ થાય છે. આ વિજયનું ગીત તેમણે નીચે પ્રમાણે ગાયું:—

" સંસારમાં હું અનેક જન્મ ભટક્યો છું ને તેમાં આ મારા મર્ત્ય નિવાસગૃહના કર્તાને મેં શોધ્યો છે, પણ તે મને જડ્યો નથી; અને વારંવાર પુનર્જન્મ અને દુઃખ ભોગવવાં પડ્યાં છે. હવે આખરે, આ ઘરના બાંધનાર ! તું મને જડ્યો છે. હવે તું મારે માટે ફરી ઘર બાંધી શકશે નહિ. ભારોઠીઆ ને વળીઓનો નાશ થયો છે; અને કામનાનો ( તૃષ્ણાનો ) નાશ થવાથી વારંવારના પુનર્જન્મમાંથી છેવટે મુક્તિ પ્રાપ્ત થઈ છે. "

પોતાનું જ્ઞાન પોતાની પાસે રાખવું કે દુનિયાને પ્રકટ કરવું એને વિષે થોડો વખત બુદ્ધના મનમાં સંકલ્પવિકલ્પ થયો. તે ક્ષણે આપણે ખરી રીતે કહીએ કે કરોડો મનુષ્યોનાં ભાવીનો આધાર આ મહાત્માના નિર્ણય ઉપર હોવાથી તે ડગડગતાં હતાં. આખરે મનુષ્યજાતિનાં દુઃખ માટે અનુકમ્પા બળવાન્ થઈ અને તરુણ રાજકુમારે ધર્મ સ્થાપ્યો, તે બે હજાર વર્ષ પછી પણ કરોડો મનુષ્યો હજી પાળે છે.

પછી બુદ્ધ કાશી ગયા.[૧] ત્યાં તેમને પોતાના પાંચ જૂના શિષ્યો મળ્યા, તેમને તેમણે પ્રથમ ઉપદેશમાં પોતાના નવા ધર્મવિચારો કહી સંભળાવ્યા:—

---

૧ અહિં ' લલિતવિસ્તાર ' ની વાર્તા પૂરી થાય છે.

'હે યતિઓ! જે સત્ય શોધવા નીકળ્યા છે તેમણે બે છેડા છે તે પાળવાના નથી:–જે પદાર્થોનું આકર્ષણ ઇન્દ્રિયોના આનન્દ પર અને મુખ્યત્વે વિષયવાસના પર આધાર રાખે છે તે પદાર્થોનું એક તરફથી વારંવાર સેવન કરવું ( આ આચરણ નીચું અને જંગલી છે, જેઓ સંસારમાં આસક્ત રહે છે તેમનેજ માટે છે, અયોગ્ય છે, અને તેથી હમેશનો કંઈ લાભ થતો નથી ) અને બીજી તરફથી દેહકષ્ટનું વારંવાર સેવન કરવું ( એ આચરણ દુ:ખદાયક છે, અયોગ્ય છે, અને એથી કંઈ હમેશનો લાભ થતો નથી ). એક **મધ્યમ માર્ગ** છે. એ માર્ગ આપણાં ચક્ષુને ઉઘાડે છે અને બુદ્ધિનો પ્રકાશ અર્પે છે; તેથી મનની શાન્તિ થાય છે, ઊંચા પ્રકારનું ડહાપણ આવે છે, પૂર્ણ પ્રકાશ મળે છે, અને છેવટે નિર્વાણ પ્રાપ્ત થાય છે.'

બુદ્ધે જે ચાર ઉદાર સત્યો શોધી કાઢયાં એમ પોતે કહે છે તે નીચે પ્રમાણે છે:—

( ૧ ) જીવન દુ:ખરૂપ છે.

( ૨ ) જીવનની ઇચ્છા દુ:ખનું મૂળ છે.

( ૩ ) જીવનની એ ઇચ્છાનો નાશ એ દુ:ખનો નાશ છે.

( ૪ ) દુ:ખ નાશ કરવાનો ઉત્તમ આઠ પ્રકારનો માર્ગ આ પ્રમાણે છે:–સત્ય ભક્તિ, સત્ય નિશ્ચય, સત્ય વાણી, સત્ય કર્મ, સત્ય જીવન, સત્ય પ્રયત્ન, સત્ય વિચાર, અને સત્ય ધ્યાન.

એમનો ઉપદેશ સાંભળી એમના આગલા પાંચ શિષ્યો પ્રથમ અનુયાયી થયા અને એમને કાશી આવ્યાને પાચ મહીના થયા નહિ તેટલામાં એમના અનુયાયી ૬૦થી ઓછા ન હતા. તેમને બોલાવી નવો મત જાહેર કરવા જુદે જુદે સ્થળે મોકલ્યા.

'હે ભિક્ષુઓ! હવે તમે જાઓ અને ઘણાના લાભને માટે ભટકો, દુનિયા પર અનુકમ્પાની ખાતર, દેવો અને મનુષ્યોના કલ્યાણની ખાતર ભટકો.'

ત્યાર પછી બુદ્ધે ૪૫ વર્ષ સુધી ધર્મનો બોધ કર્યો અને ઉપદેશ આપ્યો; અને પોતાના મિત્ર મગધના રાજાની રાજધાની રાજગૃહમાં અને કોશલના રાજાએ એ ધર્મ સ્વીકાર્યો તેની રાજધાની શ્રાવસ્તિમાં ઘણો વખત કાઢયો. આ વખતને અન્તે એમને ઘણો દુઃખદાયક અને જોખમકારક મંદવાડ આવ્યો. એક શિષ્ય તરફ ફરીને એમણે કહ્યું:—

આનન્દ ! હું હવે ઘરડો થયો છું. મારાં વર્ષ ભરાયાં છે. મારો જીવનપ્રવાસનો અન્ત પાસે છે. હું એંસી વર્ષનો થયો છું, તેથી ઘસાઈ ગયલા ગાડાની પેઠે આ શરીરને ઘણી વધારાની સંભાળ રાખવાથીજ આગળ ચલાવી શકાય. તેટલા માટે હે આનન્દ ! તમે તમારા પ્રકાશરૂપ થજો. સત્યને પ્રદીપની પેઠે દૃઢતાથી વળગી રહેજો. આશ્રય માટે તમારા પોતાના સિવાય બીજા કોઈ તરફ નજર કરશો મા !

તેમના શિષ્યો પ્રતિ છેલ્લા શબ્દો આ હતાઃ—

' ભાઈઓ ! હવે જુઓ ! હું તમને ઉપદેશ આપીને ચેતવું છું કે સર્વ સંયુક્ત પદાર્થોમાં નાશ અન્તર્ગત છે. ઉદ્યોગથી તમારી સંપૂર્ણતા સાધો. '

ત્યાર પછી થોડો વખત રહીને તેઓ બેશુદ્ધ થયા અને ' નિર્વાણમાં, ' ચાલ્યા ગયા.

' તેઓ જીવન સાથે એકરૂપ છે, પણ જીવનમાં નથી. તેઓ જીવનમાંથી છૂટી સુખી થયા છે. ઝાકળનું ટીપું પ્રકાશતા સમુદ્રમાં સટકી જાય છે. '[1]

આ પ્રમાણે એ મહાપુરુષ ચાલ્યા ગયા. એમણે મનુષ્યજાતિના લાખો જીવનપર સારા કે નરસા માટે ઉંડા અને ચિરસ્થાયી સંસ્કાર

૧ આર્નોલ્ડકૃત ' એશિઆનો પ્રકાશ '

મૂક્યો છે. બૌદ્ધ ગ્રન્થોમાં બુદ્ધનું ચારિત્ર્ય વર્ણવ્યું છે તેમાં ઘણું મનને મોહ પમાડે છે અને ઘણુ સ્તુતિપાત્ર છે. તેઓ હિંદુસ્તાનના ઇતિહાસમા પ્રૌઢમાં પ્રૌઢ પવિત્ર ચારિત્ર્યવાળા મહાત્મા છે એમાં કંઈ સશય નથી મનુષ્યજાતિની જરૂરીઆતો માટે તેમને ઉંડો સમાનભાવ હતો તેથી ઈશ્વરે અર્પેલા પ્રકાશને અનુસરી, અથાક ઉદ્યોગથી તેમણે પોતાના જાતિભાઈઓનું કલ્યાણ કરવા અને જીવનના કૂટપ્રશ્નોનો ઉત્તર પૂરો પાડવા પ્રયત્ન આદર્યો. આ બધાથી તેમની રચનામા નાશકારક ન્યૂનતા તરફ આપણે દુર્લક્ષ ન રહેવું જોઈએ. આ ગ્રન્થનો ઉદ્દેશ હિંદુસ્તાનમા ધર્મની પદ્ધતિઓના મતો વિષે તકરાર કરવાનો નથી, પણ આ વૃત્તાન્તનો ઉપસહાર એક પ્રસિદ્ધ, બુદ્ધધર્મમા પ્રવીણ, બર્લિનના પ્રોફેસર ઑલ્ડન-બર્ગના શબ્દોથી કરવા અમે રજા લઈએ છીએ-એઓ બુદ્ધધર્મનાં ખાસ લક્ષણ “ ઈશ્વર સિવાય ધર્મ સર્જવાનો મગરૂર પ્રયત્ન, અને જેમા મનુષ્ય પોતાની મુક્તિ પોતાની મેળે કરે છે એવી મુક્તિની કલ્પના ” આપે છે. હિંદુધર્મ નીતિ વગર પરમેશ્વરનો બનેલો છે તો બુદ્ધધર્મ પરમેશ્વર વગર નીતિનો બનેલો છે-અને એમાં તેની અંદરની નબળાઈ અને આજ દુનિયામાં તેના નાશનું કારણ સમાયલા છે.

# પ્રકરણ ૮મું

## જગન્નાથ, જગત્‌ના ધણી

"તે પવિત્ર રથ ખેંચવા સારૂ હજારો યાત્રાળુઓ, બાહુ, ખભા, છાતી, જાંઘ–એ બધા ભાગોને કસે છે અને તમામ બળ અને શક્તિ વાપરે છે; તોપણ તે અતિશય ભારે રથ તેમનાથી ખેંચાતો નથી, તેથી તે ગાંડા ભક્તો રસ્તા પર ચત્તાપાટ પડે છે, અને પોતાના દેવને બોલાવી રથને ચાલવાને રસ્તો આપવા માટે પોતાનાં સ્વાર્પણ કરેલા દેહો ત્યાંજ રાખે છે. તેઓ જગન્નાથને બોલાવે છે.

સાઉધી, 'કર્સ ઑવ્ કેહન'

જગન્નાથની મૂર્તિ કંટાળો ઉપજાવે એવી કદ્રૂપી છે. એનાથી વધારે બદશીકલ મૂર્તિ ભાગ્યેજ ધારી શકાય. શરીરના બીજા બધા ભાગ સાથે પ્રમાણમાં બીલકુલ બંધબેસતું નહિ એવું માથું, મોટી બીહામણી આંખો, હાથ નહિ, પગ નહિ, હાથના માત્ર ઠુંઠાં–આ એમની આકૃતિ છે. તોપણ એ દેવ એવા તો પૂજ્ય મનાય છે કે એ વિષ્ણુના અવતાર નહિ; પણ વિષ્ણુનું પ્રત્યક્ષ સ્વરૂપ ગણાય છે, રામ અને કૃષ્ણની પેઠે વિષ્ણુના અંશે અવતાર ગણાતા નથી.

આ દેવનું મોટું મંદિર અને ખાસ મધ્યસ્થળ ઓરિસામાં આવેલું પુરી છે. પુરી એ આખા હિંદુસ્તાનમાં સાત પવિત્રમાં પવિત્ર સ્થળોમાંનું એક છે. એ મંદિરનો ઇતિહાસ રસિક છે. આરંભમાં એને વિષ્ણુ સાથે કંઈ સંબંધ ન હતો. પ્રાચીન બુદ્ધમંદિરને જે સ્થળે બુદ્ધના દાંતને સીલોન લઈ ગયા તે પહેલાં રાખ્યો હતો તે સ્થળ પર એ મંદિર બાંધ્યું હતું. એ શકય છે કે જ્યારે એ પ્રસિદ્ધ દાંતને દૂર [illegible] ત્યારે એકાદ સ્થાનિક દેવની મૂર્તિ ત્યાં બેસાડવામાં આવી [illegible] એ મૂર્તિને જગન્નાથ કહેવામાં આવી.

પછી એ જગન્નાથ હિંદુપુરાણોમાં વિષ્ણુના બીજા સ્વરૂપ તરીકે દાખલ થયા. મૂર્તિની ઉત્પત્તિનું ગમે તે કારણ હોય, તોપણ પુરીમાં બુદ્ધધર્મની અસરનાં એટલાં બધાં ચિહ્ન છે કે આ સ્થળનો મૂળ સંબંધ બુદ્ધધર્મ સાથે હતો એમાં કંઈ શક નથી.

એક હિંદુ (લાલ વૈજનાથ) પુરીના દેવાલય વિષે એક રસિક નોંધ આપે છે:—

"જગન્નાથના મંદિરનું વર્ણન પ્રાચીન હિંદુશાસ્ત્રમાં નથી, પુરાણોમાં સુદ્ધાં નથી, તોપણ એ સંસ્થાનું મૂળ વેદમાં શોધવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. બધાં વર્ણનો ઉપરથી એ જગા બૌદ્ધ ધર્મ, શાક્તધર્મ, કે બંનેમાં ઘટતો ફેરફાર કરી વૈષ્ણવધર્મને અનુકૂળ કરવામાં આવી છે. જગન્નાથ, બલભદ્ર, અને સુભદ્રાને મળતું શાસ્ત્રોમાં કંઈ નથી; તેમજ જ્ઞાતિબન્ધનનો અભાવ અને ખાવાપીવાની છૂટ, જે આ મંદિરનું ખાસ લક્ષણ છે, તે બીજે કોઈ ઠેકાણે સ્વીકારાતા નથી. પુરીનું મંદિર બારમા સૈકામાં બંધાયલું જણાય છે, અને જગન્નાથનું પ્રથમ વર્ણન ચૌદમા સૈકામાં છે. મેં એ જગાની મુલાકાત લીધી ત્યારે એ સંસ્થા વિષે કેટલીક વધારે ઐતિહાસિક વાતો શોધી કાઢવાનો પ્રયાસ કર્યો, પણ તેમ કરી શક્યો નહિ. તોપણ તેની સંપત્તિ અને દબદબો તેમજ લોકોનાં મન પર સત્તાને માટે તે અદ્ભુત સ્થળ છે. કોઈ અનાર્ય દેવ કે સંસ્થામાં ફેરફાર કરી એ મંદિરની સંસ્થા ઉભી થઈ છે એમ મારૂં માનવું નથી. એથી ઉલટું, તે મોટા દેવનાં દર્શન કર્યા પહેલાં તમારે દુર્ગાદેવીનું પૂજન કરવું જ પડે છે એ વાત ઉપરથી એમ જણાય છે કે એ પૂજા શાક્ત ધર્મ ઉપરથી આવી હોય. જ્ઞાતિનો ભેદ કંઈ પળાતો નથી એ વાત પણ એજ મૂળ દર્શાવે છે.

લાખો માણસ દરરોજ જગન્નાથની યાત્રા કરવા આવે છે. મંદિરને લગતી જમીનની ઉપજ વરસે ૪ કે ૫ લાખ રૂપીઆ (એક લાખ રૂપીઆ એટલે ૬૬૬૬ પાઉંડ) ગણાય છે. પરંતુ

યાત્રાળુ તરફની આવક ઉપરથી એકંદર ઉપજ એથી ત્રણ ગણી વધારે થાય છે. તેને લગતા ૬૦,૦૦૦ ગોરો ને સેવકો છે. પુરીનો રાજા તેનો વંશપરંપરાનો સેવક છે. ”

મૂર્તિની વિચિત્ર, અસંપૂર્ણ સ્થિતિનું કારણ નીચેની વાર્તામાં આપેલું છે. કૃષ્ણને શિકારી જરે અકસ્માત્ બાણ માર્યું ત્યારે એમનાં હાડકાં કોઈક ભક્તે એકઠાં કર્યાં અને પેટીમાં મૂકયાં. એવું બન્યું કે ઇન્દ્રદ્યુમ્ન નામનો રાજા વિષ્ણુને પ્રસન્ન કરવા માટે ઘણી આતુરતાથી પ્રયત્ન કરતો હતો, તેને તે દેવે હુકમ કર્યો કે એક મૂર્તિ બનાવી તેમા કૃષ્ણનાં હાડકાં મૂકો, તમે એમ કરશો તો નકકી માનજો કે તમને પાછળથી તેનો પુષ્કળ બદલો મળશે. રાજાએ દેવોના શિલ્પકાર વિશ્વકર્માની મૂર્તિ બનાવવામાં મદદ માગી. તેણે તે કામ કરવાની હા કહી; પરંતુ એવી શરત કરી કે એ મૂર્તિ પૂરી કરવા ૨૧ દિવસ જોઈશે તે દરમિયાન કોઈ મારી તરફ નજર કરશે કે મારા કામમાં વિક્ષેપ કરશે તો હું તરત કામ કરતો બંધ થઈ જઈશ. રાજાએ એ શરત કબૂલ કરી; પરંતુ એની જિજ્ઞાસા એવી તો પ્રબળ હતી કે પંદર દિવસ વાટ જોઈ તેણે જે ઓરડામા મૂર્તિ હતી તે ઓરડાનું બારણું ઉઘાડયું. દિવ્ય શિલ્પકાર લુપ્ત થયા અને પરિણામે પુરીમાં હાલ જે કદ્રૂપી બદશિકલ મૂર્તિ જોવામા આવે છે તે મૂર્તિ રહી. જગન્નાથની મૂર્તિની એક બાજુએ કૃષ્ણના પ્રિય ભાઈ બળરામની મૂર્તિ છે અને એમની બેન સુભદ્રા બંનેની વચ્ચે દેખાય છે.[1]”

“ આ દેવની પૂજાનું એક ખાસ લક્ષણ એ છે કે મૂર્તિની પૂજા માત્ર મંદિરમાંજ થાય છે એમ નહિ, પરંતુ મૂર્તિને મંદિરની બહાર કાઢવામાં આવે છે અને વરસમાં ત્રણ દિવસ લોકોના દર્શનને માટે ખુલ્લી મૂકવામા આવે છે. પહેલે દિવસે મૂર્તિને પવિત્ર સ્થાનમાંથી કાઢી એક ઊંચી બેઠક પર સંખ્યાબંધ લોકોનાં ટોળાના દેખતા ગોર-

૧ વિલ્કિન્સ, પૃ૦ ૨૫૨

લોકો તેને સ્નાન કરાવે છે. મૂર્તિને આમ હવામાં કાઢવાથી ભગવાનને ‘ શરદી ’ થઈ હોય એમ માનવામાં આવે છે, તેથી એક પખવાડીઉં તેમને માંદાના ઓરડામાં રાખી કાળજીપૂર્વક તેમની બરદાસ કરે છે. ત્યારપછી હવાફેર કરાવવો હિતકારક ધરાય છે, તેથી મૂર્તિને મોટા રથમાં બેસાડી બીજા દેવના મંદિરમાં તેમને મળવા લઈ જાય છે. અતિભક્તિથી પ્રેરાયલા અસંખ્ય લોકોની મેદનીની વચ્ચે થઈને ભક્ત લોકો રથ ખેંચી જાય છે. પ્રાચીન સમયમાં ભક્ત લોકો ખુશીથી રથના માર્ગમાં પડયા રહેતા હશે અથવા તેની આસપાસ સંખ્યાબંધ ટોળાના ધક્કાથી રથની તળે છુંદાઈ જતા હશે. આવો આચાર ન પડી ગયો હોય તો રથયાત્રામાં અસંખ્ય માણસોનાં લોહીલોહીઆણ થયાની દન્તકથા ચાલતી આવેલી છે તેનું સમાધાન કરવું કઠણ છે. થોડા દિવસ પછી પ્રતિયાત્રાનો—પાછા ફરવાનો—ઉત્સવ ઉજવાય છે અને જગત્‌ના ધણીને ( કેમકે ‘ જગન્નાથ ’ શબ્દનો એજ અર્થ છે ) પાછા પોતાના મંદિરમાં લઈ જાય છે. ” [1] મૂર્તિનું દર્શન કરવાથી મનુષ્ય સર્વ પાપમાંથી મુક્ત થાય છે અને રથ ખેંચવામાં મદદ કરવાથી પુણ્ય થાય છે. બંગાળામાં ઘણાં મોટાં શહેરો અને ગામોમાં આ રથો રાખવામાં આવે છે અને દેવના સન્માનાર્થે વાર્ષિક ઉત્સવ ઉજવાય છે, ત્યારે એ રથો વપરાય છે.

પ્રસિદ્ધ મુસાફરો ડૉકટર અને મિસિસ ડબલ્યુ હંટર વર્કમેને પુરીના મોટા મંદિર વિષે નીચે લખેલો વૃત્તાન્ત આપ્યો છેઃ—

“ દેવને લગતાં પ્રાચીન વર્ણનો અસ્પષ્ટ છે અને પાછલાં વિરુદ્ધ છે; પણ વિશ્વાસ રાખી શકાય એવાં પ્રમાણો આ વાતમાં સંમત થતાં દેખાય છે કે પુરીમાં ત્રણ મૂર્તિઓ દેખાય છે તેનું મૂળ બુદ્ધધર્મ છે. સાંચી આગળ બૌદ્ધ ચક્ર અને આદ્ય અક્ષરની મુદ્રા દેખાય છે તે પરથી જગન્નાથ, બળરામ, અને સુભદ્રાની લાકડાની

---

૧ વિલ્કિન્સ, પૃ૦ ૨૫૩

મૂર્તિઓનો આકાર સુચવાય છે. એ ઘણું સંભવિત લાગે છે કે હિંદુધર્મે બુદ્ધધર્મને હાંકી કાઢયો ત્યારે પ્રાચીન બૌદ્ધ મંદિરને સ્થળે હિંદુ મંદિર બંધાયું અને પ્રાચીન દેવલમાં જે ચિહ્નો જોવામાં આવ્યાં તેને હાલના વૈષ્ણવ દેવોના નમુનારૂપ ગણવામાં આવ્યાં. ખરેખર, આ લાકડાના કકડાઓ હિંદુધર્મના પરિચિત દેવો કરતાં બુદ્ધદેવોને વધારે સૂક્ષ્મ રીતે મળતા આવે છે. જગન્નાથ દેવનું જીવન ઘણું ઉદ્યોગી છે; કારણ કે ખાસ ઉત્સવના દિવસો ઉપરાંત તેમને દરરોજ સ્નાન કરાવાય છે, શૃંગાર સજાવાય છે, શૃંગાર ઉતારાય છે, શયન કરાવાય છે, અને મંદિરના પરિચારકો તેમને ચાર વાર ભોગ ધરે છે તે સમયે તેમને ભોગ આરોગવો પડે છે. દરેક ભોગને અન્તે મંદિરના સભામંડપમાં ગાયન અને નૃત્ય થાય છે. આથી નૃત્ય કરનારી કન્યાઓની મોટી સંખ્યા—એ સંખ્યા ૧૨૦ છે એમ કહેવાય છે—મંદિરને ખર્ચે નિભાવવી પડે છે એમ સમજાય છે.

યાત્રાળુઓને એવો બોધ આપવામાં આવે છે કે દેવને ધરાવેલા ખાસ પવિત્ર ભોગમાંથી થોડા ભાગનું ભોજન કરવું અને સાથે લઈ જવો એ ઘણુંજ અગત્યનું છે. આ નૈવેદ્ય વેચવાથી મોટી આવક ઉત્પન્ન થાય છે. જે યાત્રાળુ આ નૈવેદ્ય ખાય છે તે ઘોર પાપમાંથી પણ મુક્ત થાય છે. જગન્નાથ જ્ઞાતિબન્ધનને સ્વીકારતા નથી અને ગમે તે જ્ઞાતિનો પવિત્ર શ્રદ્ધાળુ હિંદુ બધાં બન્ધનોને તજી શકે અને બીજી જ્ઞાતિઓના હિંદુઓ સાથે આ પવિત્ર અન્ન ખાઈ શકે. અહિં પણ આપણે બુદ્ધ ધર્મની અસર જોઈ શકીએ છીએ.

આરંભમાં ગમે તેમ હોય, પણ હાલ તો જગન્નાથની પૂજાથી હજારો સેવકોને રોજી મળે છે એવું એ પૂજાનું કામ થઈ પડયું છે. ઉત્સવપ્રસંગે રેલ્વેને પોતાનાં પૂરેપૂરાં સાધનો કામે લગાડવાં પડે છે. એક રેલ્વે અમલદારે કહ્યુ હતું કે એકજ દિવસમાં ૩,૦૦,૦૦૦ રૂ.-ની ટિકિટો કાઢવી પડી હતી. એક લાખ યાત્રાળુઓ પ્રસંગે પ્રસંગે ભેગા થાય છે ત્યારે ઘણા ગોર લોકો ધર્મક્રિયા કરાવવામાં રોકાય છે,

ઘણા નોકરો લોકોને જુદાં જુદાં સ્થળો બતાવવા તેડી જવામાં રોકાય છે, અને ઘણા રસોઈઆઓને તેમનો ખોરાક રાધવો પડે છે.

મંદિરમાં ને મંદિરની આસપાસ રોકાયલા માણસો ઉપરાંત ગુમાસ્તાઓને હિંદુસ્તાનના બધા ભાગોમાં મોકલવામાં આવે છે, તેઓ લોકોને યાત્રા કરવા લલચાવે છે. એ ગુમાસ્તાઓ પોતાની સાથે આવવા ઈચ્છનારા, પોતાના શિકારની આર્થિક પરિસ્થિતિ વિષે કાળજીપૂર્વક તપાસ કરે છે અને જેઓ પૈસાદાર હોય કે ખાધેપીધે સુખી હોય એવાઓનીજ પાસે જાય છે. આ પ્રમાણે એકઠી કીધેલી ખબર અને જેઓ યાત્રાએ આવવાના હોય તેમનાં નામ મંદિરના ગોર લોકોને મોકલવામાં આવે છે. આથી એ ભકતો જ્યારે આવે ત્યારે તેમની પાસે કેટલી માગણી કરવી તેની તેમને ખબર પડે છે.

મંદિરમાં આવ્યા પછી યાત્રાળુએ જગન્નાથનાં પાસેથી દર્શન કરવાં, દૂરથી કરવાં, કે બીલકુલ ન કરવાં એ બધાનો આધાર તે દ્રવ્ય ખર્ચી શકે તે પર છે. તેને એમ કહેવામા આવે છે કે ઈશ્વરના દર્શનથી સર્વ પાપમાંથી મુક્ત થવાય છે અને તેમને જેમ વધારે પાસે જઈ નિહાળશો તેમ યાત્રા અધિક પરિપૂર્ણ થશે. તેની પાસે જેટલા પૈસા ખર્ચવાના હોય તે પ્રમાણે તેને મૂર્તિની વધારે કે ઓછા નજીક જવાનો હક મળે છે. પરંતુ સાધારણ ઝાંખી મેળવવા માટે પણ તેને ઘણી ભારે રકમ આપવી પડે છે. તેની પાસે જે દ્રવ્ય માગવામાં આવે છે તે ન હોય તો તેને તે માટે એક ખાતું પાડી આપવું પડે છે, તેમાં તેણે ને તેના વંશજોએ તે રકમ આપવી એવી-કબૂલત લખાવી લેવામાં આવે છે અને તે પાઈએ પાઈ વસૂલ કર-વામાં આવે છે. આ પ્રમાણે કુટુંબના કોઈ પૂર્વજના ધર્મની આસ્થા ને ઉત્સાહને લીધે નાણું જવાથી ઘણાં હિંદુ કુટુંબો ઘણી પેઢી સુધી ગરીબાઈમાં આવી ગયાં છે.

વળી ઠગાઈનો પણ ઉપયોગ કરવામાં આવે છે. યાત્રાળુ પૂર્વ દરવાજે-સિંહના પૂતળાવાળે દરવાજે-મંદિરમાં પેસે છે એટલે તેને

ડાબી તરફથી જમણી તરફ છસાત વાર મંદિરની પ્રદક્ષિણા કરાવવામાં આવે છે. એમ પ્રદક્ષિણા કરે છે ત્યારે તેમની સાથે ભોમીઆ રાખવામાં આવે છે, તેઓ તેમનું ધ્યાન બહારની ખૂબસૂરતી ને ઘુમ્મટો પર ખેંચે છે. તેના બહારના ભાગ ચૂનાથી ઢોળેલા હોય છે તે પર પડતા સૂર્યના તેજથી તેમની આંખે એવાં અંધારાં આવે છે કે તેઓ અંદરના ભાગમાં જઈ મંદિરમાં જુએ છે ત્યારે કંઈ દેખી શકતા નથી. તેમને એમ કહેવામાં આવે છે કે તમારા હૃદયમાં પાપ છે તેથી તમે દેવનું દર્શન કરી શકતા નથી. આમ થયું એટલે પંડ્યા લોકો હમેશની માફક માગણી કરવા માંડે છે.

૫૦૦થી ૫,૦૦૦ રૂપીઆ સુધી વાપરવાથી યાત્રાળુને ખાસ રજા મળે છે અને જ્યાં દેવ છે ત્યાં છેક અંદરના પવિત્ર ભાગમાં જવા દે છે. તે વખતે બીજા બધાને બહાર કાઢે છે.

કલકત્તાના રાજાની વાર્તા નમુનારૂપ છે. પ્રથમ દર્શન વખત મૂર્તિની ઝાંખી ન થવાથી તેને યાદ દેવડાવવામાં આવ્યું કે તમે પાપ કર્યું છે તેમાંથી પ્રભુની પ્રાર્થના કરી અને મંદિરને સારી આર્થિક સહાયતા આપી મુક્ત થવું જોઈએ. તે ઉપરથી, તેણે એક દહાડો ને રાત પ્રભુની પ્રાર્થના કરી અને પ્રતિજ્ઞા કરી કે મને દેવનાં દર્શન થશે તો હું મારે પોતાને ખર્ચે પુરીથી કટક સુધી પાકી સડક બાંધીશ અને ઠેકાણે ઠેકાણે યાત્રાળુઓ માટે ધર્મશાળાઓ અને દવાખાનાં બાંધીશ. આ વખત પ્રદક્ષિણા કરાવ્યા વિના તેને મંદિરમાં લઈ ગયા તેથી તેણે દેવનાં પૂર્ણ શોભામાં પ્રત્યક્ષ દર્શન કર્યાં. તેણે લાખો રૂપીઆ ખર્ચી પોતાનું વચન પાળ્યું અને કટક ને પુરીની વચ્ચેની ઉત્તમ સડક માટે આપણે એજ રાજાના દેવાદાર છીએ. ”

---



કામદેવ, હિંદુઓનો ક્યુપિડ

# પ્રકરણ ૯મું

## કામદેવ, હિંદુઓનો કયુપિડ

" તે અતિમધુર શરને ( ઇક્ષુકાંડને–શેરડીના દાંડાને ) વાળે છે, અને દોરીને મધમાખી વડે આમળા પાડે છે, કેવું મધુર દેખાય છે ? પણ અરેરે ! તેનો ડંખ કેવો તીક્ષ્ણ છે ? તે પોતાનાં નિર્દય બાણોની અણીમાં પાંચ નાનાં ફૂલો મૂકે છે, તે પાંચ ઇન્દ્રિયો દ્વારા મોહિત હૃદયોને વીંધે છે. "

ભજગીતમાંથી ઉતારો

વેદ પ્રમાણે કામ એ સૃષ્ટિની ક્રિયાનો પહેલોજ પ્રવાહ, મનનું પ્રથમ બીજ, અને બધાં પાછલાં કૃત્યોનું મૂળ છે. આમ હોવાથી કામદેવ, પ્રેમનો દેવ, જે કામનાઓને પ્રેરે છે, તે હિંદુઓમાં ઘણો પૂજ્ય ગણાય એમાં કંઈ નવાઈ નથી. સાધારણ રીતે તે વિષ્ણુ અને લક્ષ્મીનો તેમના કૃષ્ણ અને રુક્મિણી તરીકે અવતારમાં, પુત્ર ગણાય છે; પરંતુ કેટલીક કથામાં તે બ્રહ્માના હૃદયમાંથી ઉત્પન્ન થયો છે એમ વર્ણવ્યું છે. પહેલો વૃત્તાન્ત ઘણો સંભવિત છે; કારણ કે લક્ષ્મી એ સંરક્ષક દેવની ' શકિત ' છે અને તેટલા માટે જે આકર્ષણ સર્વ પ્રાણીઓને પ્રેમમાં એકઠાં કરે છે અને ભૌતિક સૃષ્ટિના સર્વ રજકણોને સાથે જોડાયલા રાખે છે તે આકર્ષણનું તે ( લક્ષ્મી ) મોટામાં મોટું તત્ત્વ ગણાય છે.

કામને ધનુષ્ અને બાણયુકત એક સુંદર તરુણ પુરુષ તરીકે દર્શાવવામાં આવે છે. ધનુષ શેરડીના દાંડાનું બનેલું છે. તેને મધમાખીની પંક્તિરૂપી દોરી છે અને દરેક બાણની અણીએ એક રમણીય પુષ્પ છે. તેનું વાહન પોપટ છે અને તેની સાથે અપ્સરાઓ એટલે ઘણી રમણીય દિવ્ય પરીઓ છે, તેમના પર એ અધિકાર ચલાવે છે. એક જણ તેની આગળ ધ્વજ લે છે, તેના પર લાલ

જમીન પર ઊભેલી માછલીનું નિશાન છે. તેની સાથે તેની રાણી રતિ પ્રેમની રાણી છે અને ત્રણ લોકમાં તે ફરવા નીકળે છે ત્યારે તેની તહેનાતમાં કોયલ, ગણગણ કરતી માખીઓ, અને મન્દ પવનની લહેરો આગળ ચાલે છે. તેનો મોટામાં મોટો મિત્ર વસન્ત છે, એ પ્રેમની ઋતુ સૂચવે છે. તેના ભોગ થઈ પડેલાને આ પ્રમાણે કહેવામાં આવે છેઃ—"દુઃખરૂપી પાંખવાળા, તૃષ્ણારૂપી અણીવાળા, અને કામનારૂપી સીધા, લાંબા અગ્રભાગવાળા બાણુને બરાબર તાકીને ફેંકી કામદેવ તારૂં હૃદય વીંધે."[1]

જે પ્રેમ આ ભયંકર દેવ પ્રેરે છે તેની ઘણી દૂર જતી અસર અને પોતાની ગૂઢ ઉત્પત્તિને લીધે તેણે ઘણાં નામ મેળવ્યાં છે. તેને "શાન્તિનાશક (મન્મથ)," "મોહક (મદન)," "વસન્તદીપ," "તડતડ બોલતો વહ્નિ," "જગત્નો ઉપદેશક," "પ્રેમદંડ," "કુસુમશર" (જેનાં બાણું કુસુમ–ફૂલ છે એવો), "પ્રેમમાદક", અને "સર્વજીત્" કહે છે.

તેને વિષે ઘણી વાતો કહેવામાં આવે છે. તે શિવની ત્રીજી આંખમાંથી નીકળેલી વહ્નિની જ્વાળાથી ભસ્મ થઈ ગયો હતો; કારણ કે તે દેવ તપ અને ધ્યાનમાં મગ્ન હતા ત્યારે તેણે તેને બાણ મારી ઘાયલ કર્યો અને તપ છોડાવી પાર્વતી સાથે પ્રેમપાશમાં બાંધ્યો. બાપડા શિવે એને બાળી નાંખ્યો તોપણ તેનું બાણ એના હૃદયમાં વાગ્યું હતું. [2]વામનપુરાણમાં એની પીડાનું લાંબુ વર્ણન છે તેમાંથી અમે નીચેનો ઉતારો આપીએ છીએઃ—"ઘાયલ થયલા દેવને બીલકુલ શાન્તિ વળી નહિ. તેઓ કાલિન્દી નદીમાં પડયા; પરંતુ તેનું પાણી સુકાઈ ગયું અને કાળું થઈ ગયું. ત્યાર પછી એ નદીનો પ્રવાહ પવિત્ર છે તોપણ જંગલમાં થઈને કુમારિકાનો અંબોડો બાંધનાર કાળા દોરાની પેઠે વહે છે." તેઓ એક આશ્રમેથી બીજે આશ્રમે ભટકયા; પણ તેમને કંઈ ચહેન પડયું નહિ. દારુવનમાંથી

---

૧ અથર્વવેદ ૩. ૨૫

૨ કેનેડિકૃત 'હિંદુપુરાણ'

ઋષિપત્નીઓ એક સ્થળેથી બીજે સ્થળે તેમની પાછળ પડી અને તેમના સ્વામીઓએ શિવને શાપ દીધો, તેથી તેમનું બળ જતું રહ્યું. આખરે તેમને અજય્ય પ્રેમને વશ થવું પડયું અને પ્રેમથી જીતાયલા પાર્વતીને પરણવા પાછા ફર્યા.

કામદેવના મરણને લીધે રતિને ઘણો શોક થયો. તેણે પાર્વતીની પ્રાર્થના કરી કે શિવને કહીને એમને પાછા જીવતા કરાવો. પાર્વતીએ તેને પોતાની ઇચ્છા સફળ કરવાનો માર્ગ દર્શાવ્યો. તે કૃષ્ણના પુત્ર તરીકે પૃથ્વી પર જન્મ લેશે. રતિ તે ઘેર નોકર રહી અને બાળક જન્મ્યો ત્યારે તેની કાન્તિથી મોહિત થઈ ઘણી સંભાળથી સેવા કરી. જેમ જેમ બાળક મોટો થતો ગયો ને જુવાનીમાં આવતો ગયો, તેમ તેમ તેનો સ્નેહ પ્રેમના રૂપમાં બદલાઈ ગયો. કામે આ જોયું અને કહ્યું, "માના ચારિત્ર્યને શોભે નહિ એવી વૃત્તિ તું કેમ ધારણ કરે છે ?" કારણ કે તેને એમ લાગ્યું કે જેણે આટલો લાંબો વખત મારી બરદાસ કરી હતી તે મારી માતા હોવી જોઈએ. તે સ્ત્રીએ આનો ઉત્તર આપ્યો કે "તું મારો પુત્ર નથી, તું કૃષ્ણનો પુત્ર છે." કૃષ્ણની રજા માગવામાં આવી ત્યારે તેમણે હા કહી અને કામદેવને દાસી રતિ સાથે પરણાવ્યા. આ પ્રમાણે રતિને પાછો પોતાનો પતિ કામદેવ પ્રાપ્ત થવાથી આનન્દ પામી.[1]

એમ કહે છે કે મહાન્ બુદ્ધને પણ કામદેવે લલચાવ્યા હતા. એ વૃત્તાન્તને સર એડ્વિન આર્નોલ્ડે સુંદર કાવ્યમાં વર્ણવ્યો છેઃ—

"તારી પાસે, બહાદુરીથી તારી ઘણો નજીક, એક બહાદુર લલચાવનાર આવ્યો. તે કામદેવ, કામનાઓનો દેવ હતો. તેની સત્તા દેવો પર પણ ચાલે છે. તે સર્વ પ્રેમનો અધિપતિ છે, ઉપભોગના રાજ્યનો રાજા છે. તે હસતો હસતો તે આડ પર આવ્યો. તેના હાથમાં સોનાનું ધનુષ્ હતું, તેને રાતી કળીઓની માળા હતી, અને ઇચ્છારૂપી બાણ હતાં તે બાણને છેડે પાંચ જીભવાળી નાજુક જ્વાળા હતી. જે

૧ વિલ્કિન્સકૃત 'હિંદુપુરાણ', પૃ૦ ૧૫૯

હૃદય પર તે પ્રહાર કરે છે તેને ઝેરી અણી કરતાં પણ વધારે તીણો ઘા કરે છે. તે એકાંત સ્થળે તેની આસપાસ પ્રકાશમાન આકારનાં ટોળાં આવ્યાં; તેમની આંખો દિવ્ય હતી, હોઠો મધુર શબ્દોમાં કામદેવની સ્તુતિ કરતા હતા, તેની સાથે અદૃશ્ય મધુર તારોનું ગીત એવું તો મોહક ચાલતું હતું કે જાણે રાત્રી તે સાંભળવાને શાન્ત થઈ હોય અને તારા અને ચન્દ્ર તે સાંભળી પોતાની કક્ષામાં અટકી ગયા હોય એમ દેખાતું હતું."

બંગાળામાં કામદેવનું પ્રદર્શન કરવા કંઈ મૂર્તિ કરવામાં આવતી નથી; પણ લગ્નસમયે સ્ત્રી પિતાનું ઘર છોડી સ્વામીને ઘેર પ્રથમ જવા નીકળે છે, ત્યારે લગ્નની સ્થિતિમાં સુખ મળે અને સંતતિ થાય તેને માટે આ દેવની પ્રાર્થના કરવામાં આવે છે. કામદેવના સન્માનમાં ૧૩મી ને ૧૪મી માર્ચે ઉત્સવ ઉજવવામાં આવે છે, તે પ્રસંગે નીચેની કવિતા ગવાય છે:—

૧. હે કુસુમધન્વન્! (ફૂલ જેનું ધનુષ્ છે એવા દેવ) તને નમસ્કાર; હે મકરધ્વજ! (જેની ધ્વજા પર માછલીનું ચિહ્ન છે) તને નમસ્કાર. હે શક્તિમાન્ દેવ! જે ઋષિ પાસે ધૈર્ય છોડાવે છે અને આઠ દિક્પાળોને વશ કરે છે.

૨. હે કામદેવ! માધવના પુત્ર! હે માર! હે શંબરારિ! તને નમસ્કાર, તું રતિદેવી પર પ્રેમ રાખે છે, તું હૃદયમાંથી ઉત્પન્ન થાય છે.

૩. મદનને નમસ્કાર, કામને નમસ્કાર, જે દેવોના દેવ તરીકે સર્જાયો છે, જે બ્રહ્મા, વિષ્ણુ, શિવ, અને ઇન્દ્રને અત્યાનન્દની વૃત્તિથી પરિપૂર્ણ કરે છે–અત્યન્ત વિલાસમાં આણે છે.

૪. મારી સર્વ માનસિક ચિન્તા દૂર થાઓ! મારાં શારીરિક દુઃખો નાશ પામો! મારા આત્માની ઇચ્છા સફળ થાઓ! અને મારું સુખ સર્વદા જારી રહો! [૧]

---

૧ મૂરકૃત 'હિંદુપુરાણ,' પૃ૦ ૪૫૧

# પ્રકરણ ૧૦મું

## ચૈતન્ય, યાચક દેવ

"હું તેના માર્ગો પર ધીરા, નિષ્કલંક પગ વડે ચાલવાનું પસંદ કરૂં છું, તેની ધૂળ પર મારી પથારી કરૂં છું, તેનાં એકાન્ત વેરાન સ્થળોને મારૂં ઘર બનાવું છું, અને તેની ક્ષુદ્રમાં ક્ષુદ્ર વસ્તુઓને મારા સોબતી કરૂં છું. હું આ પ્રમાણે કરીશ; કારણ કે જીવનની અને સર્વ પ્રાણીઓ જીવન ગાળે છે તેમની શોકાતુર બૂમો મારે કાને પડે છે, અને આ દુનિયાનાં દુઃખોને માટે મારો બધો આત્મા અનુકંપાથી પરિપૂર્ણ થયો છે."—

આર્નોલ્ડકૃત 'એશિઆનો પ્રકાશ,' પૃ૦ ૧૦૬

વિષ્ણુનો આ અવતાર ઘણો રસિક છે; કેમકે કૃષ્ણાવતારની પેઠે એમાં પણ એક માનવ દેવ શી રીતે મનાયો તેનાં સાધનો આપણે ખોળી શકીએ. ચૈતન્યની ભક્તિનું મુખ્ય સ્થળ બંગાળામાં નદિયા છે અને એમના મંદિરમાં એમની પોતાની મૂર્તિ મોટી ને ધ્યાન ખેંચે એવી છે, ત્યારે કૃષ્ણની ઘણી નાની મૂર્તિ છે, એ અજાયબ જેવી વાત છે; કેમકે કૃષ્ણના એ શિષ્ય અને તેમની ભક્તિ પ્રસારવામાં અગ્રેસર હતા. જે હિંદુઓ એમને દેવ તરીકે માને છે તેમની સંખ્યા મોટી છે, બંગાળાની આખી વસ્તીનો આસરે એક પંચમાંશ છે. તેઓ એમ કહે છે કે વિષ્ણુના ઘણા અવતારો થયા, તેમાં ચાર ઘણા અગત્યના છે–૧ શ્વેત અવતાર, અનન્ત; ૨ રક્ત અવતાર, કપિલ; ૩ કૃષ્ણ અવતાર, કૃષ્ણ; અને ૪ પીત ( પીળો ) અવતાર, ચૈતન્ય.

ચૈતન્ય જેમાં ઘણા પ્રસિદ્ધ પુરુષ હતા એ પંથના બે પ્રભુમાંનો એક આદિત્ય નામનો બ્રાહ્મણ હતો, તે બંગાળામાં શાન્તિ-

પુરમાં રહેતો હતો. બીજો નાયક નિત્યાનન્દ હતો, તે ચૈતન્યની પહેલાં થોડા વખત બિરભુમ જિલ્લામાં એકચક્ર ગામમાં જન્મ્યો હતો. ચૈતન્ય દેવ જાતે ઇ. સ. ૧૪૮૪માં નદિયામાં જન્મ્યા હતા અને ૧૫૨૭માં પુરીમાં મરણ પામ્યા. તેમના પિતા જગન્નાથ મિશ્ર નામના બ્રાહ્મણ હતા અને તેમની માતાનું નામ શુચિ હતું. તેમનો પહેલો પુત્ર વિશ્વપુત્ર ધાર્મિક ભિક્ષુ થયો.

બીજો પુત્ર ચૈતન્ય જન્મ્યો ત્યારે મા ઘણી મોટી ઉમ્મરે પહોંચી હતી. આને લીધે તે બાળક ઘણો નબળો હતો અને ત્રણ દિવસ સુધી ધાવ્યા વિના રહ્યો. તે સમયે ક્રૂર રિવાજ ચાલતો હતો તે પ્રમાણે તેનાં માબાપે તે મરણ પામે માટે તેને ટોપલીમાં ઘાલી તે ટોપલી ઝાડની ડાળીએ લટકતી મૂકી. તે વખત ત્યાં થઈને આદિત્ય જતો હતો, તેણે વિચાર્યું કે આ પ્રમાણે ઉઘાડો મૂકેલો બાળ જે દેવની હું આશા રાખું છું ને જેનું મેં ભવિષ્ય ભાખ્યું છે તે દેવનો અવતાર હશે, તેથી તેણે તે ઝાડની નીચે અંગૂઠે વતી પોચી માટી પર કૃષ્ણભક્તિનાં ગૂઢ રહસ્યમાં કોઈ શિષ્યને દીક્ષા આપવા જે શબ્દો ઉચ્ચારવામાં આવે છે તે શબ્દો લખ્યા—“હરે કૃષ્ણ ! હરે કૃષ્ણ ! કૃષ્ણ કૃષ્ણ ! હરે હરે ! હરે રામ ! હરે રામ ! રામ રામ ! હરે હરે !” આ કૃત્યથી માના મન પર ઘણી અસર થવાથી તેણે તેને ઝાડ પરથી ઊંચકી લીધો અને તે બાળે તરતજ મન મૂકીને ધાવવા માંડયું અને બળ તેમજ ચાલાકીનાં ચિહ્નો દર્શાવ્યાં..

તરુણ પુરુષ તરીકે ચૈતન્ય વિદ્યા સંપાદન કરવામાં ઘણા આગળ ચાલ્યા. તેઓ બે વાર પરણ્યા હતા; પ્રથમ અગીઆર વરસની ઉમ્મરે લક્ષ્મી નામની એક કન્યા જોડે પરણ્યા હતા અને તે વહેલી મરણ પામવાથી, સોળ વરસની ઉમ્મરે તેઓ વિષ્ણુપ્રિયાને પરણ્યા, તેની સાથે તેઓ ચોવીસ વર્ષના થયા ત્યાંસુધી રહ્યા. તે સમયે “મનુષ્યજાતિનાં દુઃખ જોઈ તેમના હૃદયમાં ઘણી દયા આવી” અને પોતાનું પવિત્ર (જનોઈ) ત્યાગ કરી યતિ તરીકે જીવન

ગાળવાની જરૂર પડી. સ્વાર્પણનું આ એક મોટું કામ હતું; કેમકે આ એકજ કામથી તેમણે બ્રાહ્મણ તરીકેની ઊંચી સ્થિતિનો ત્યાગ કીધો. પોતાનું ઘર, માબાપ, અને પત્નીને છોડી દઈ તેમણે પછીનાં છ વરસ વેરાગી (ભટકતા સાધુ) તરીકે આખા હિંદુસ્તાનમાં ભટકવામાં, પોતાના મતનો ઉપદેશ કરવામાં, ભકતો મેળવવામાં, અને પોતાના પરમેશ્વર કૃષ્ણની પૂજા ફેલાવવામાં ગાળ્યાં.

એવા ઘણા પવિત્ર માણસની પેઠે તેઓ છેવટે કાશી પહોંચ્યા અને ત્યાં તેમણે મુખ્ય પંડિત પ્રકાશાનન્દ અને બીજા ઘણાને પોતાના મતના બનાવ્યા. તેમણે પોતાના ચેલાને વૈષ્ણવ કહ્યા અને ઉપર જે શબ્દો આપ્યા છે તે વડે દીક્ષા આપી. તેમના ઘણા ઉપદેશો ચિર-સ્થાપિત હિંદુધર્મથી ઉલટા છે, તોપણ તેમણે ઘણા શિષ્યો બનાવ્યા. તેમના વિજયનું કારણ તેમનો અલૈકિક ઉત્સાહ અને મનુષ્યો પર પ્રેમ એ હતું. તેમણે વિષ્ણુને (કૃષ્ણને) વિષે કેવળ નિઃસ્વાર્થ પ્રેમનો બોધ કર્યો. તેમણે કહ્યું, "સ્વાર્થબુદ્ધિથી (સુખ મેળવવા માટે કે પાપનું આયશ્ચિત્ત કરવા માટે) કીધેલી ભકિત એ ભકિતજ નથી. એ તો એક જાતનો દુકાનનો સોદો લેવા–સાટે માલ લેવા જેવું છે. ઘણાજ જુસ્સાભરેલા આગ્રહથી સ્વાર્પણનો પણ તેમણે બોધ કર્યો. "બીજાઓના કલ્યાણને માટે જેનું જીવન છે એવા વૃક્ષનો સ્વભાવ જ્યાંસુધી મનુષ્ય મેળવતો નથી ત્યાંસુધી તે ખરો ભકત થતો નથી. તેમના સિદ્ધાન્તના મુખ્ય વિચાર નીચે પ્રમાણે હતાઃ–

૧. જ્ઞાતિભેદ પ્રતિ અનાદર–'ઈશ્વરની દયાને જાત કે કુળની અપેક્ષા નથી.'

૨. ભિક્ષુજીવનનો આગ્રહપૂર્વક બોધ કરવામાં આવ્યો.

૩. તેમના અનુયાયીઓએ ઈશ્વરનો સાક્ષાત્કાર કરવા સારૂ વિષ્ણુના કૃષ્ણાવતારને માન આપવું જોઈએ અને વિષ્ણુને પવિત્ર તુલસીના ઝાડના લાકડાની માળા જપ કરવા માટે વાપરવી જોઈએ,

" તેમણે વળી રાધાની ભક્તિ કરવાનો પણ બોધ કર્યો અને કહ્યું કે કૃષ્ણની પ્રિય વલ્લભા રાધાએ જે શ્રીકૃષ્ણ પ્રતિ ભક્તિ દર્શાવી છે તે ઉત્તમ ભક્તિનું સ્વરૂપ છે."[1]

૪. તેમણે મોક્ષના સાધન તરીકે કૃષ્ણ પ્રતિ ભક્તિજ ( શ્રદ્ધાને આધારે અત્યુત્સાહ સાથે ભજવું તે ) કરવી જોઈએ. આ ભક્તિમાં પરમ સીમાના પાંચ ક્રમ છેઃ–

(૧) તે દેવનો શાન્ત રીતે વિચાર કરવો (શાન્તિ); (૨) સેવા, સેવકની સ્વામી પ્રતિ ભક્તિ (દાસત્વ); (૩) તેની સાથે મૈત્રી (સખ્ય); (૪) છોકરાંનો માબાપ પર હોય છે તેવો તેના પર પ્રેમ (વાત્સલ્ય); અને (૫) અત્યન્ત આસક્તિવાળો રાગ, જેવો કન્યાનો તેના વલ્લભ પર હોય છે, જેવો ગોપીઓનો કૃષ્ણ પર હતો તેવો ( માધુર્ય ).

સામાજિક સુધારક તરીકે ચૈતન્ય પોતાના જમાનાથી આગળ હતા. તેઓ વિધવાઓને પુનર્લગ્નની છૂટ આપતા, મદ્યપાન કે કેફી વસ્તુઓનો ઉપયોગ કરવાની, માછલાં અને માંસ ખાવાની, અને પ્રાણીઓનું બલિદાન આપવાની મના કરતા, અને એવા યજ્ઞો કરે તેમની સાથે સંબંધ ન રાખવાનો પોતાના શિષ્યોને ઉપદેશ કરતા હતા. એક બંગાળી ગૃહસ્થ[2] લખે છે કે " તાન્ત્રિકોના મદ્યપાન અને ઉપભોગમાં મસ્ત થઈ મગ્ન રહેવાથી અને નિર્લજ્જ રીતે ખુલ્લી કરેલી સ્ત્રીની તેઓ પૂજા કરે છે તેથી ચૈતન્યને કમકમાટ છૂટયો અને પ્રજાના ચારિત્ર્ય ઉપર ઉંડાં કલંકો દૂર કરવા ઉત્સાહ ઉત્પન્ન થયો. પ્રથમ તેમણે પોતાના નિકટના મિત્રોનાં મંડળ ભેગાં કરવાનો ઉદ્યોગ કર્યો. એ મંડળોમાં તેમણે કૃષ્ણનાં જીવન અને પરાક્રમો સમજાવ્યાં. ભાગવત પુરાણનાં વચન અન્ય પુરુષો અક્ષરાર્થમાં સમજતા હતા તે તેમણે ફલિતાર્થમાં–લક્ષ્યાર્થમાં સમજાવ્યાં અને

૧. ભટ્ટાચાર્યકૃત ' હિંદુઓની ન્યાતો અને પંથો, ' પૃ૦ ૪૬૮
૨. ભોળાનાથ ચંદ્રકૃત ' એક હિંદુનો પ્રવાસ, ' પૃ૦ ૨૯–૩૦



શિવ, પાર્વતી, અને ગણેશ

શિવને કૈલાસ પર્વત પર બેઠા હોય એમ ચિત્ર્યા છે તેમણે એક હાથમાં પ્રૌઢ હિંદુ ત્રિમૂર્તિનું ચિહ્ન ત્રિશૂલ પકડયુ છે.તેના વાળમાંથી ગંગામા દેખાય છે આ બધી હકીકતની સમજૂતિ માટે પ્રકરણ ૧૧ મું જુઓ





સંહારકર્તા, શિવ

તેમના ગળાની આસપાસ વિંટાળેલાં મનુષ્યની ખોપરીઓની માળા અને નિત્યકાળનો સૂચક સર્પ અને તેમના વાળમાંથી વહેતી ગંગા જુઓ. સંપૂર્ણ વર્ણન માટે પ્રકરણ ૧૧ મું જુઓ.

આપણા સ્વભાવની લાગણીની વૃત્તિ પર અસર કરી ભાવનાદ્વારા વિષયીપણાનો નાશ કરવાનો વિચાર કર્યો. થોડા વખતમાં તેમના અત્યુહાસને લીધે સેંકડો માણસો પર અસર થઈ અને તેમની આસપાસ ચેલાઓનું ટોળું બંધાયું. "

તેમનું મુખ્ય મત ભક્તિ હતું અને માર્ટિન લ્યુથર યુરોપમાં જે સમયે ભક્તિથી મુક્તિ મેળવવાનો બોધ કરતા હતા તેજ સમયે બંગાળામાં ચૈતન્ય એવાજ મતને પ્રાધાન્ય આપતા હતા, એ બે વાત વિચિત્ર રીતે એકજ તાકડે બનતી હતી. તેમણે જીવનનાં છેલ્લાં અરાઢ વર્ષ પુરીમાં જગન્નાથના મંદિરમાં ગાળ્યાં અને ત્યાં જે અસંખ્ય યાત્રાળુઓ ભેગા થતા હતા તેમને પોતાના વિચારનો બોધ કર્યો. " પણ આજ તેમનું કામ ન હતું. અત્યાનન્દમાં પ્રભુ સાથે મનને એકરૂપ કરવા યોગ્ય કરવા માટે તેમણે ધ્યાન ઉપરાંત નૃત્ય અને સંકીર્તનની ( ગાયનની ) અગત્ય પર આગ્રહપૂર્વક કહ્યું. તેના અનુયાયીઓને ઘણી વાર ધાર્મિક જુસ્સાના આવેશમાં મૂર્છા આવતી. તેમના સહેજમાં ઉશ્કેરાઈ જાય ને સ્નાયુ પર અસર થઈ જાય એવા જુસ્સાદાર સ્વભાવને લીધે તેમને ઘણા તુરંગો આવતા અને કોઈ કોઈ વખત ખરેખરી ગાંડાઈ પણ જોવામાં આવતી. ઓમિન કહે છે કે હાલ જેમને " ઊંચા પ્રકારનું બુદ્ધિબળ ક્ષીણ થયલું " એવા કહી શકાય તેમનાં ઘણાં લક્ષણ તેમનામાં હતાં. તેમને એવી કલ્પના થતી કે હું કૃષ્ણ અને તેમની સાથે નૃત્ય કરતી ગોપીઓનો દેખાવ મારી નજર આગળ જોઉં છું. દરિયામાં ગોપીઓ સાથે કૃષ્ણ ક્રીડા કરતા હતા તેમાં ભાગ લેવા અત્યાનન્દના એક એવા આવેશમાં દરિયામાં ચાલતાં તેમણે પોતાની જિંદગી પૂરી કીધી.

આ પ્રમાણે પ્રાણ ખોતા પહેલાં ચૈતન્યના ઘણા અનુયાયીઓ થયા અને તેમને ઘણું સન્માન મળ્યું. ઓરિસાનો સ્વતંત્ર રાજા તેમનો શિષ્ય થયો, તે લોકપ્રિય કથા પ્રમાણે તેમને એક મોટું,

સન્માન ઈશ્વરે તેમને ચાર અધિક બાહુ આપ્યા એ હતું (હિંદુઓમાં અધિક અવયવ એ દેવની સત્તા અને માનમાં વૃદ્ધિનું ચિહ્ન હમેશ ગણાય છે). ચૈતન્યને કંઈ સંતતિ ન હતી, તેમના બે બ્રાહ્મણ સહાયકો અદ્વૈત અને નિત્યાનન્દ તેમના મરણ પછી એ નવા પન્થના મોટા નાયકો થયા. તેઓ કેટલાંક વર્ષ ધાર્મિક જીવન ગાળતા કાશીમાં રહ્યા; પરંતુ પાછળથી સંસારી જીવનમાં પાછા વળ્યા. તેમના વંશજોને આજ ઘણું સન્માન મળે છે અને એ જાતિના ધર્મગુરુ તરીકે માનવામાં આવે છે. તેઓ ગોસાંઈ કહેવાય છે અને ઘણા ધનાઢ્ય છે. તેમનામાં કેટલાક, નીચ જ્ઞાતિઓનાં લગ્નમાંથી તેમજ જે સર્વ શિષ્યો ઇચ્છાપત્ર-વસિયતનામું કર્યા વિના મરણ પામે તેમની મિલકતમાંથી, પુષ્કળ આવક મેળવે છે. વળી જે અનીતિવાળી સ્ત્રીઓ પોતાનાં આચરણ અને જીવનને લીધે ચિરસ્થાપિત હિંદુ ધર્મમાંથી બહિષ્કાર પામેલી હોવાથી મરણ પછીની ક્રિયાનો હક્ક મેળવવો ચૈતન્યના પંથ પ્રમાણે ચાલવાનું જાહેર કરે છે તેમની મિલકતમાંથી પણ તેમને આવક થાય છે. ચૈતન્યની મૂર્તિ એક લગભગ નગ્ન ભિક્ષુકના જેવી છે અને તેને પીળી રંગવામાં આવે છે. [1]

---

૧ મુખ્યત્વે વિલ્કિન્સ કૃત 'હિંદુપુરાણ,' પૃ૦ ૨૫૩-૬ અને વૉર્ડ કૃત 'હિંદુઓ,' પૃ૦ ૧૩૪-૭ માંથી આ હકીકત લીધી છે.

# પ્રકરણ ૧૧મું

## શિવ, સૃષ્ટિના પ્રલય કરનાર અને પંચાનન

" ભસ્માંકિત, વિચારગ્રસ્ત મુખવાળા ભયના દેવ તે છે, જેમના ચન્દ્રપ્રકાશે કરેલા રૂપેરી ગુચ્છામાંથી પ્રસિદ્ધ ગંગા વહે છે ! "

સર વિલિઅમ જોન્સ

" બધી કુદરતને જે દિવ્ય સ્વરૂપમાં ઘડે છે એવો હું ઇન્દ્રિયાત્મક વહ્નિ દેવ છું. મરણ અને મનુષ્યની ઇચ્છાનાં ચિહ્ન, દુનિયામાં ફેરફારોનાં મૂળ કારણ મારાં છે. ઉત્પત્તિના અવયવ અને હાડકાનું નાનું વર્તુલ, અને મંદિર પર કોતરેલાં આનન્દજનક પ્રેમ-સ્વરૂપ મારાં છે.

હું આનન્દ અને દુઃખ બંનેનો દેવ છું. જે મરકી મનુષ્યનો સંહાર કરે છે તેનો અને સફળ આનન્દનો હું દેવ છું, હું હૃદય અને નસોનાં ઝરણનો અધિપતિ છું. મારા સ્પર્શથી પ્રેમ અને દૃષ્ટિ-ક્ષેપથી નાશ ઉત્પન્ન થાય છે. મારા થોડામાં થોડા નિઃશ્વાસની ગરમી ને થંડકમાં કામ અને મરણનું દિવ્ય બળ રહેલું છે. "

સર આલ્ફ્રેડ લાયલ

" પ્રકાશ અને અન્ધકાર આ ગોળા તારા બનાવેલા છે; તેં મનુષ્ય અને પશુમાં પ્રાણ મૂકયા છે; તેં મરણ ઉત્પન્ન કર્યું છે; અને જુઓ ! તેં જે ખોપરી બનાવી છે તેના પર તારો પગ છે. "

ટેનિસનકૃત ' ઇન મેમોરિઅમ '

હિંદુ ત્રિમૂર્તિના મહાન્ દેવોમાં ત્રીજા દેવ એ નાશની મૂર્તિ છે. સૃષ્ટિની ઉત્પત્તિ અને સંરક્ષણનું કામ માથે લીધું હતું એટલે તેનો લય કે સંહાર કરવાના કામની ગોઠવણ કરવી જરૂરની હતી;

કારણ કે પેદા કરેલા પદાર્થોના પાછો ન ફરે એવા અચળ નિયમ પ્રમાણે ક્ષય અને વિનાશ થવાનો સંભવ છે. આ કહેવું ઘણું વિચિત્ર છે કે આ દેવની સાધારણ રીતે જે ચિહ્નથી પૂજા કરવામાં આવે છે તે જંગલી અને અનાકર્ષક રીતે પુનઃસૃષ્ટિ અને પુનરુત્પત્તિના બળોનું એક સ્વરૂપ દર્શાવે છે; કેમકે બુદ્ધ ધર્મના પાશ વિનાના હિંદુ તત્ત્વજ્ઞાનમાં શૂન્યત્વ કે નિર્વાણના વિચારને સ્થાન નથી. તેટલા માટે શિવ એ અનન્ત અને અચળ કાળનું પ્રદર્શન છે. મરણ એ માત્ર કાળની સીસીને ફેરવી નાખવી એ છે; અવિનાશ્ય રજકણોની પુનર્વ્યવસ્થા છે, અને જીવનના એક સ્વરૂપમાંથી બીજા સ્વરૂપમાં જવાનું દ્વાર છે. તેટલા માટે સંહાર કરવો એટલે વ્યવહારબુદ્ધિથી જોતાં પુનઃ ઉત્પન્ન કરવું; અને જીવનનાં દ્વાર આગળ મરણ ઊભેલું છે. તેટલા માટે સંહાર કરનાર દેવને 'શિવ'-પ્રકાશમાન અને તેજસ્વી દેવ, કલ્યાણ કરનાર એવું નામ આપેલું છે.

શિવની પૂજાનું મેગેસ્થનીસે સૂચન કરેલું છે. તેથી બુદ્ધધર્મની (ઇ. સ. પૂર્વે ૬૦૦) પહેલાંના સમયથી પ્રચલિત છે; પણ વેદમાં જાણીતી નથી. તેમને માટે વિશેષ સન્માન મેળવવા બ્રાહ્મણોએ તેમને વેદના દેવ રુદ્ર, જેનો અર્થ 'ગર્જના કરનાર' થાય છે તેમની સાથે જોડયા છે. રુદ્ર એ તોફાનના દેવ છે અને તેમનું મુખ્ય કામ તોફાનના જુસ્સાને દોરવો ને અંકુશમાં રાખવો એ છે. તોફાની પવનના દેવ તરીકે તેઓ નાશકારક તોફાની પવન–મરુતના પિતા છે. એ સ્વરૂપમાં તેમને વરસાદના દેવ ઇન્દ્ર સાથે ગાઢો સંબંધ છે અને તેથી વધારે અગ્નિની સાથે છે; કેમકે નાશ અને વહ્નિના દેવ તરીકે તે સર્વત્ર પ્રસરે છે અને ગર્જના કરનાર તોફાનની પેઠે તડતડ અવાજ કરે છે. તેમજ તેમને સર્વભક્ષક કાળ સાથે પણ ગાઢો સંબંધ છે અને પાછળથી કાળ સાથે એકરૂપ થાય છે. તેઓ ભયંકર દેવ છે અને તેમના હથિયાર બાણ મનુષ્ય અને ઢોરોમાં રોગ અને મરણ ઉત્પન્ન કરે છે.[1] યજુર્વેદમાં રુદ્રની એક ઋચા છે, તેમાં તેમના

૧. જે દેવની પાસે અશ્વ છે, જે દેવ કાળા, શ્યામ, વિનાશક છે તે

વર્ણનમાં ઘણા ગુંચવણભરેલા વિચાર આપેલા છે. હિંદુઓ પોતાના વિચાર ઘણી વાર આવા ઘણા વિરુદ્ધ અને અસંગત શબ્દોમાં દર્શાવે છે. હિંદુ વિચારોનું એવું લક્ષણ છે. સંહારક અને ઉદ્ધારક તરીકે, બહુ ઊંચા અને બહુ ઠીંગણા આકારમાં તેઓ પર્વતોમાં રહે છે અને તેઓ અનેક ગણ અને ભૂતના અધિપતિ છે. એ ગણ ને ભૂત પૃથ્વીમાં સર્વત્ર ભટકે છે અને તેમની આજ્ઞા ઉઠાવે છે. તે ભૂત અને પિશાચના દેવ છે, ચોરો અને ધાડપાડુઓના આશ્રયદાતા છે, પોતે જાતે તેઓમાંના એક છે. તેમજ તેઓ પરોપકારક અને માંગલિક દેવ છે, તેઓ નાશ કરે છે તેજ વખત સારૂં કરે છે. તેઓ જીવન અને મૃત્યુ બંનેના અધિપતિ છે.

આ બધાં લક્ષણમાંનાં ઘણાંખરાં શિવમાં જારી રહ્યાં છે, વધારે ઉંડાં થયાં છે, અને વધારે જોરમાં આવ્યાં છે. પાછલા વખતના હિંદુ ધર્મમાં શિવ એ ઘણાજ અગત્યના દેવ છે. એમના બહુરૂપી સ્વરૂપનો વિસ્તાર અને ભિન્નતા જોઈને આપણને ગુંચવણ થાય છે.

---

દેવની પાસે ( અમારી પૂજાથી ) અમે પ્રથમ જઈએ છીએ...તે દેવને નમસ્કાર. તમારૂં દાતાવાળું વિનાશક શસ્ત્ર, દિવ્ય વજ્ર અમારી તરફ ફેંકશો મા. હે પશુપતિ ! અમારા પર ક્રોધ ન કરશો. તમને નમસ્કાર. તમારા દિવ્ય બાણ અમારાથી અન્ય પર ફેંકો, અમારો નાશ ન કરો, અમારૂં રક્ષણ કરો, અમને છોડી દો, અમારા પર ગુસ્સે ન થાઓ. અમને તમારી સાથે લડવા ન દો.—અમારાં ઢોર, માણસ, ઘેટાં, અને બકરાનો લોભ ન રાખો. ક્રૂર દેવ ! તમે અન્યત્ર જાઓ, નિર્દયના છોકરાને મારો. ( ૫–૨૬ ). હે રુદ્ર ! અમારા પર ક્ષયરોગ મૂકી હુમલો ન કરો, કે વિષ કે દિવ્ય વહ્નિથી હુમલો ન કરો. આ વીજળીને અમારાથી અન્ય સ્થળે ઉતારો. ( ૫–૨૯ ). અમારાં નાનાં કે મોટાનો નાશ ન કરો, જે લઈ જાય છે ( ? ) તેને કે જેઓ લઈ જશે ( ? ) તેમને, અમારાં માને કે અમારા બાપને; હે રુદ્ર ! અમને ઈજા ન કરો. રુદ્રના વિશાળ મુખવાળા ઘુરકતા કુતરાઓ, જેઓ ચાવ્યા વિના પોતાના શિકારને ગળી જાય છે, તેમનું આ પૂજન કર્યું છે. હે દેવ ! તમારા બૂમ પાડતા, લાંબા કેશવાળા, ભક્ષક ગણોને નમસ્કાર. અમને આશીર્વાદ દો, અમને નિર્ભય થાઓ. "—અથર્વવેદ. ૧૧–૨–૧૮.

"હિંદુ લેખોમાં તેમને ૧,૦૦૮ જુદાં જુદાં નામ આપ્યાં છે અને તેમાંનાં ઘણાંખરાં જુદાં કાર્ય દર્શાવે છે. તોપણ એ ગુંચવણ ઉકેલવાનો કંઈક પ્રયત્ન કરી શકાય અને એમ દર્શાવી શકાય કે શિવે ઘણી પ્રસિદ્ધ રીતે ધારણ કરેલાં છ મુખ્ય લક્ષણ છેઃ–

૧. **તેઓ વિનાશ અને વિશ્લેષનાં–પ્રલયનાં બળનું મૂર્તિમન્ત સ્વરૂપ છે.** તેઓ દેવોનો પણ નાશ કરે છે અને તેમની મુંડમાળા–ખોપરીની માળા પહેરે છે." તેઓ નાશની ખાતર નાશ કરવામાં, શ્મશાન અને નાશનાં સ્થળની મુલાકાત લેવામાં આનન્દ માને છે. વિકરાળ, બાળીનાખે એવા ક્રોધથી થતો સર્વ ભય તેઓજ ઉત્પન્ન કરે છે અને એ તેમના મનની નિયમિત સ્થિતિ છે. સહેજ પણ ખિજવાવાનું કારણ મળે કે એ ક્રોધરૂપી વહ્નિ બહાર નીકળી આવે છે અને શત્રુઓને પરાભવ પમાડે છે. આજ કારણથી તેમને 'ભૈરવ' (ભયાનક) એવું નામ આપવામાં આવ્યું છે. મહાભારતમાં તેમનાં લક્ષણ જણાઈ આવે એવી એક વાત કહી છેઃ—

"એક દિવસ શિવ હિમાલય પર બેસી તપ કરતા હતા, તેવામાં સાધ્વીનો વેશ ધારણ કરી સહીચરીઓ સાથે પાર્વતી પાછળથી આવ્યાં અને રમતમાં તેમની આંખો પર પોતાના હાથ ઢાંક્યા. તરતજ દુનિયામાં અન્ધકાર વ્યાપી રહ્યો, પ્રાણિમાત્ર જાણે પ્રાણહીન થઈ ગયાં, અને યજ્ઞાદિ બંધ થઈ ગયા. તોપણ શિવના કપાળમાંથી એક મોટી જ્યોતિ પ્રકટ થઈ, તેથી તે અંધકારનો નાશ થયો. કપાળમાં સૂર્યના જેવી પ્રકાશમાન એક ત્રીજી આંખ ઉત્પન્ન થઈ. એ નેત્રના વહ્નિથી પર્વત તપી ગયો અને તેના પરની દરેક વસ્તુ બળી ગઈ." એમ કહે છે કે એ જ્યોતિ એક દિવસે સૃષ્ટિનો સંહાર કરશે.

૨ "***પ્રલય પછી હમેશ પાછી ઉત્પન્ન થતી સૃષ્ટિને ફરી સર્જવાની શાશ્વત શક્તિનું તેઓ મૂર્તિમન્ત સ્વરૂપ*** છે.. આ સ્વરૂપમાં તેઓ શિવલિંગના પત્થરના ચિહ્નમાં સામાન્ય રીતે જાણીતા છે અને આખા હિંદુસ્તાનમાં પુજાય છે."

લિંગ અથવા તો ગ્રીક ફૅલસ કે રોમન પ્રાએપસ અને તેની સાથે હમેશ જોવામાં આવતી જળાધારી એ શિવપૂજાનું સર્વત્ર જોવામાં આવતું ચિહ્ન છે. હમેશ એજ પ્રમાણે હતું કે નહિ તે આપણે જાણતા નથી; પણ આ એક ખરી વાત તરીકે જાણીએ છીએ કે મહમુદ ગઝનીએ ( અગીઆરમા સૈકામાં ) હિંદુસ્તાન પર ચઢાઈ કરી ત્યારે દેશમાં લિંગનાં બાર પ્રસિદ્ધ મંદિર હતા, તેમાંના એક સોમનાથનો તેણે નાશ કર્યો. કેટલાકે ખાતરીપૂર્વક એવો વિચાર દર્શાવ્યો છે કે આ પૂજા અનાર્ય પ્રજામાંથી–હિંદુસ્તાનમાં જે અસલના વતનીઓ હતા તેમનામાંથી–આવી છે. પણ એનો ઉત્તર એવો આપવામાં આવે છે કે કોઈ પણ હાલની અનાર્ય જાતોમાં એ પૂજાનું ચિહ્ન જણાતું નથી અને એ લોકોમાથી આર્ય પ્રજામાં એ પૂજા આવ્યાની કંઈ સાબીતી નથી. હિંદુઓ કહે છે કે આ ચિહ્નથી કંઈ અનીતિભરેલું સમજાતું નથી, તેમજ એનો એવો અર્થ પણ નથી. તેનું હમેશનું બેઢંગું પ્રદર્શન તેને અનીતિની સૂચનાથી મુક્ત કરે છે એમ ધરાય છે. એને કુદરતની પૂજાનો નમુનો વિચારી શકાય. “ પૂર્વમાં કેટલાક પંથના સ્થાપકોના મન પર ઉત્પત્તિના ગૂઢ રહસ્યનો બેશક સંસ્કાર પડવાથી અને તેથી તેઓ મોહિત થવાથી કુદરતી ઇચ્છાને, વાસ્તવિક રીતે સ્ત્રીપુરુષની પરસ્પર સંયોગમાં આવવાની સ્વાભાવિક પ્રેરણાને, ધાર્મિક સ્વરૂપ આપવું, ઊંચે ચઢાવવી, અને છેક દેવતાઈ ગણવી, એ પ્રાચીન સમયથી તેમનો ઉદ્દેશ હતો. આથી પરિણામ એ થયું છે કે આ રહસ્ય પ્રતિ પાશ્ચાત્ય પ્રજાએ ઘણાજ વહેમ અને ભયની દૃષ્ટિથી જોયું છે, તેને પ્રાચ્ય પ્રજાની ગૂઢ રહસ્યવિદ્યાને લીધે ધર્મનું પવિત્ર સ્વરૂપ મળ્યું છે. ” ૧

લિંગાયત ( કે લિંગૈત ) નામનો એક શિવમાર્ગ છે, તેને બારમા સૈકામાં દક્ષિણ પ્રાન્તના વતની બસવે સ્થાપ્યો છે. એ

૧ ઓમનકૃત ‘ હિંદુસ્તાનના ગૂઢ વિદ્યા જાણનારા, યોગીઓ અને સાધુઓ, ’ પૃ૦ ૧૧૦

પન્થના લોકો વિચારમાં જ્ઞાતિ, [1] બ્રાહ્મણોની સત્તા, અને લિંગની પૂજા સિવાય બધી મૂર્તિપૂજા નાકબૂલ કરે છે. એ લિંગના એક નમુનાને તેઓ સાધારણ રીતે એક રૂપાની પેટીમાં મૂકી તે પેટી પોતાને હાથે બાંધે છે કે ગળામાં લટકાવે છે. [2]

લિંગથી એ શિવનું પ્રદર્શન શી રીતે થવા પામ્યું તેનો ખુલાસો કેટલીક કથાઓમાંથી મળે છે. પદ્મપુરાણમાં કહ્યું છે કે ભૃગુ ઋષિએ શિવને શાપ દીધો તેનું આ પરિણામ છે. ત્રણ દેવોમાં કયા સર્વથી મોટા છે તે જાણવા ઋષિઓએ ભૃગુને મોકલ્યા, ત્યારે તે શિવના નિવાસમાં આવ્યા. તેમની ઇચ્છા એકદમ અંદર પેસવાની હતી; પરંતુ તેમને દ્વારપાલે અટકાવ્યા. તેણે તેમને ખબર આપી કે મારા શેઠ પોતાની સ્ત્રી દેવી સાથે બેઠેલા છે તેથી તમારાથી હાલ દાખલ થઈ શકાશે નહિ. થોડો વખત વાટ જોયા પછી ભૃગુ વધારે વાર ધૈર્ય રાખી શકયા નહિ તેથી તેમણે કહ્યું, "હે શંકર! પાર્વતીનું આલિંગન

---

૧. " ૧૯૦૧ના વસ્તીપત્રકમાં લિંગાયતોએ લિંગાયત બ્રાહ્મણ, લિંગાયત વૈશ્ય, લિંગાયત શૂદ્ર, એમ લખાવાની માગણી કરી હતી. આ પ્રમાણે તેમના સ્થાપનારે જે જ્ઞાતિભેદનું નિરાકરણ કર્યું હતું તેની તેમણે માગણી કરી હતી. "

હોલ્ડરનેસકૃત ' હિંદુસ્તાનના લોકો અને ગૂઢ પ્રશ્નો, ' પૃ૦ ૧૦૩

૨. આ પંથ દક્ષિણ હિંદુસ્તાનમાં ફેલાયલો છે અને માઇસોરમાં મુખ્યત્વે કરીને જોવામા આવે છે. એને વિષે માઇસોરના રાજ્યના વસ્તીપત્રકના અહેવાલમાં વિશ્વાસ રાખવા લાયક ખબર છે. એબે ડયુબોઇસની સાક્ષીથી એમ જણાય છે કે અર્ક અથવા દેશી દારૂના ઉપયોગની તેમનામાં મના છે, અને જે વાપરે તેને જ્ઞાતિ કે પન્થ બહાર મૂકવાની શિક્ષા કરવામાં આવે છે, તોપણ તેઓ એ અર્કને ઠેકાણે અફીણ કે બીજી કેફી ચીજો વાપરે છે. તેઓ દરેક અઠવાડીઆમા સોમવારને ઢોરોનો વિશ્રાન્તિનો દિવસ ગણે છે અને પવિત્ર નન્દીને ખાસ માન આપે છે; કારણ કે બસવને તેના અનુયાયીઓ શિવના પોઠીઆ નન્દીનો અવતાર માને છે. આ પન્થનો જાણવા લાયક રિવાજ " જેમાં જીવનનું તત્ત્વ હોય તેમાંથી દૂર રહેવું " અને શબને બાળવાને બદલે દાટવું એ છે.

પસંદ કરી મારી તરફ તમે તિરસ્કાર દર્શાવ્યો છે, તેથી તમારી પૂજાનાં ચિહ્ન લિંગ અને જળાધારી થશે.

૩. "**તેઓ મોટા યોગી અને દેહદમન કરનારાના નમુના છે.** એ સ્વરૂપમાં તેઓ નગ્ન, સ્થિર, આખે ડીલે ભસ્મ ચોળી, જટા ધારણ કરી, અને ભિક્ષાપાત્ર રાખી વડના ઝાડની નીચે બેસે છે. એમ કરી પોતાના દાખલાથી તે મનુષ્યજાતિને દેહકષ્ટ કરવાનો અને મનોવૃત્તિઓને દાબી દેવાનો ઉપદેશ આપે છે, કારણ કે એમ કરવાથી ઊંચામાં ઊંચું આત્મજ્ઞાન મેળવી શકાય અને પરમાત્મા સાથે એકરૂપ થવાય." તેમણે પોતે સમાધિ અને આત્મ-દમનમાં પરિપૂર્ણતા પ્રાપ્ત કરી છે. વામનપુરાણમાં આપણે વાંચીએ છીએ કે શિવ ધ્યાનમાં મગ્ન હતા ત્યારે પાર્વતી તાપથી અતિશય પીડાયાં તેથી તેમણે દલીલથી કહ્યું, 'હે ઈશ ! તાપનું જોર વધતું જાય છે. તમારે કંઈ ઘર નથી કે ત્યાં આપણે જઈએ અને તાપ, પવન, અને ટાઢથી આપણું રક્ષણ કરીએ ?'

શંકરે જવાબ દીધો, 'હે પ્રિયા ! હું કંઈ પણ આશ્રય વિનાનો વનોમાં હમેશ ભટકનારો છું.' આમ કહ્યા પછી આખો ઉનાળો તેઓ ઝાડની નીચે રહ્યાં અને તે ઋતુ ગયા પછી વર્ષા ઋતુ કાળાં વાદળાં લઈને આવી, તોપણ શિવ અચળ રહ્યા અને ભારે વૃષ્ટિથી પણ બીધા નહિ.

કામદેવે તેમના ધ્યાનમાં વિક્ષેપ નાખવાનો પ્રયત્ન કર્યો ત્યારે તેમને ક્રોધની જ્વાળાથી કેવી રીતે બાળી મૂક્યા તે બીજી કથામાં કહ્યું છે.

૪. **તત્ત્વજ્ઞાની અને વિદ્વાન્ સાધુ તરીકે**—એ સ્વરૂપમાં જનોઈ પહેરેલા અને વેદોના જ્ઞાનમાં અતિનિપુણ એવા બ્રાહ્મણથી તેમનું પ્રદર્શન થાય છે. તેઓ કૈલાસ પર બેઠા છે અને પાર્વતી સાથે તત્ત્વજ્ઞાનનાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ રહસ્ય વિષે વાદ કરે છે એમ તેમને દર્શાવવામાં આવે છે. આ સંબંધમાં આ કહેવું જરૂરનું છે કે હિંદુ

પ્રજાના ઊંચા વર્ગો એમના ખાસ ભક્ત છે. ખરું જોઈએ તો મનુસ્મૃતિના એક પ્રાચીન અનુવાદમાંથી આ ઉતારો વારંવાર આપવામાં આવે છે કે "શિવ બ્રાહ્મણોના, કૃષ્ણ ( વિષ્ણુ ) ક્ષત્રિયોના, બ્રહ્મા વૈશ્યોના, અને ગણેશ શૂદ્રોના દેવ છે."

**૫. વળી શિવ પાછલાં બે સ્વરૂપથી તદ્દન ઉલટાજ** છે. તેઓ એક આનંદી, મદ્યપાનમાં મગ્ન, વન્ય શિકારી છે; તેમને નૃત્ય કરવાની અને વિલાસ ભોગવવાની ટેવ છે. આનંદી જીવનના તેઓ શોખીલા છે અને ઘણી વાર મદ્યપાનમાં મસ્ત રહે છે. આ સ્વરૂપમાં શિવના પૂજકો સામાન્ય રીતે જેઓ શક્તિને કે દેવોની પ્રવૃત્તિના સ્ત્રીસ્વરૂપને પૂજે છે તેઓ છે. તેમને ઇન્દ્રિયોને તૃપ્ત કરવાની અને વિષયસુખ ભોગવવાની ટેવ પડેલી હોય છે. આ ઘણી બાબતોમાં હિંદુધર્મનુ અધમમાં અધમ સ્વરૂપ છે.[1]

**૬. શિવ વળી રાક્ષસોના પતિ છે.** "દક્ષ પ્રજાપતિ દેવોના સભામંડપમાં દાખલ થયા ત્યારે શિવે ઊભા થઈને તેમને નમસ્કાર કર્યો નહિ ને તેમ કરી તેમનું અપમાન કર્યું તેથી દક્ષે ગુસ્સે થઈ કહ્યું:—

"તેઓ ભયંકર શ્મશાનોમાં ભૂત અને પિશાચો સાથે છૂટા કેશ નાખેલા ગાંડા માણસની પેઠે ભટકે છે....તેઓ ભૂતોના અધિપતિ છે. એ ભૂતોનું લક્ષણ ખરેખરું અંધારૂં છે."

અસંખ્ય ભૂતો ને રાક્ષસો પર શિવ પોતાનું રાજ્ય ચલાવે છે. તેઓ મુખ્યત્વે એમના અધિકાર નીચે છે, પણ તેમના પર ખરૂં શાસન તેમના પુત્રો, ગણેશ, સ્કન્દ ( કાર્તિકેય ), અને અયેનારનું છે."[2]

૧. મોનિઅર વિલિઅમ્સકૃત 'હિંદુસ્તાનમાં ધાર્મિક વિચાર અને જીવન,' પૃ. ૮૦–૫

૨. 'આર્સિનલ', પૃ. ૨૫૮

દક્ષિણ હિંદુસ્તાનની પ્રજામાં લાખો માણસ શિવપૂજાના ભક્ત છે અને ઉત્તરમાં તેમનાં મંદિર અને દહેરાં અસંખ્ય છે. તેમનું મુખ્ય મથક હિંદુઓના પવિત્રમાં પવિત્ર શહેર કાશીમાં છે. એ શહેરને પવિત્ર કહે છે; કારણ કે તેમના ત્રિશૂળની અણી પર છે એમ કહે છે. એ હિંદુસ્તાનના સાત પવિત્રમાં પવિત્ર શહેરોમાંનું એક છે. એમાંના દરેકમાં કોઈ મનુષ્યનું મરણ થાય તો જિંદગીના પૂર્વ ભાગમાં તેણે ગમે તેવાં પાપ કર્યાં હોય તોપણ તેને તરતજ મોક્ષ મળ્યા વિના રહે નહિ. બીજા છ શહેર[1] મથુરા, અને ગુજરાતમાં દ્વારકા (બને કૃષ્ણને લીધે પવિત્ર), બુદ્ધ ગયા (બુદ્ધને લીધે પવિત્ર), અયોધ્યા (રામને લીધે), પુરી (જગન્નાથને લીધે), અને ઉજ્જન છે. કાશીની પવિત્રતા માટે નીચેની કથા છે.—

"એક પ્રસંગે બ્રહ્મા અને શિવની વચ્ચે હિંદુઓ પર ધાર્મિક સત્તા ચલાવવામાં તેમનાં પોતાનાં સ્થળ કયાં છે તે વિષે કજીઓ થયો. બ્રહ્માએ પોતે સર્વોપરિ છે એમ કહ્યાજ કર્યું, તેથી શિવે પોતાની સત્તા દર્શાવવા બ્રહ્માનું પાંચમું માથું કાપી નાખ્યું. આ પ્રમાણે તેઓ ઘોર પાપના અપરાધી થયા. આનું ફળ તરતજ જોવામાં આવ્યું; કેમકે બ્રહ્માનું માથું શિવના હાથ સાથે ચોંટી ગયું અને ગમે તેટલો પ્રયાસ કરતાં પણ તે ખંખેરી કઢાયું નહિ. તેણે તે કાઢી નાખવા દરેક જાતનું તપ આદર્યું અને યુક્તિ કરી, અને ઘણી યાત્રાઓ કરી; પણ તે સર્વ નિષ્ફળ ગયું; આખરે તેઓ કાશી આવ્યા કે તરતજ તે માથું હાથમાંથી ખરી પડ્યું."

કાશીનાં મંદિરોમાં અને ઉત્તર હિંદુસ્તાનમાં છૂટાં છૂટાં

---

૧. કેટલાક પુરી અને બુદ્ધ ગયાને બદલે હરદ્વાર જ્યાં ગંગા પ્રથમ મેદાન પર વહેવાનું શરૂ કરે છે અને ગયાસ પાસે કાંચી એ બે આપે છે.

"अयोध्या मथुरा माया काशी काञ्ची अवन्तिका ।
पुरी द्वारावती चैव सप्तैते मोक्षदायकाः ॥"

આશ૦ કનાં

આવેલાં એવાં મંદિરોમાં શિવપૂજા કેવી રીતે થાય છે તે આ ગ્રન્થકારે જોયું છે. માનની લાગણીવાળા પુરુષને એમાં ભાગ્યેજ કંઈ પણ આકર્ષક લાગે છે. પ્રથમ તો શિવની લોકપ્રિય મૂર્તિ એક મોટો પત્થર છે, તે અસલનું અસંસ્કારી ચિહ્ન છે. પછી પૂજાની પદ્ધતિમાં પણ ભક્તિરસ ઉત્પન્ન કરે એવું કે કલ્પનાશક્તિને જાગ્રત્ કરે એવું કંઈ નથી. સંક્ષિપ્ત વર્ણનથી આ સ્પષ્ટ સમજાશે. હિંદુ મંદિરના બે ભાગ હોય છે, રંગમંડપ અને પ્રત્યક્ષ મંદિરનો ભાગ; અને ઘણી વાર એની આસપાસ ફરતા ચોક હોય છે. મંદિરના ચોક વિશાળ હોય છે; પણ મધ્યસ્થ મંદિર જાતે ઘણું નાનું હોય છે. પૂજા કરનાર મરજીમાં આવે તેટલી ચોકની પ્રદક્ષિણા કરે છે તેમાં પોતાનો જમણો હાથ હમેશ મંદિર તરફ રાખવાનો છે તે તે યાદ રાખે છે. પછી તે જ્યાં મૂર્ત છે તે અંદરના મંદિરના રંગમંડપમાં દાખલ થાય છે. મંદિરના છેક અંદરના ભાગમાં પુજારીજ જઈ શકે છે. સામાન્ય રીતે, રંગમંડપના ઘુમ્મટમાંથી ઘંટ ટાંગેલો હોય છે, તે ઘંટ તે પૂજા કરનાર દેવનું ધ્યાન ખેંચવા વગાડે છે. ગોર એજ કામ સારૂ રાખેલો શંખ વગાડે છે. પછી પૂજા કરનાર મંદિરના ઉમરા સુધી જાય છે અને અંદર આવેલી મૂર્તિને પૂજાનો સામાન ચઢાવી દે છે (એમાં થોડાંક કરમાયલાં ફૂલ, કેટલાંક બિલ્વપત્ર, થોડાક ચોખા, અને તે ગરમ અને ક્રોધી દેવને ઘંટ અને શાન્ત કરવા થોડુંક પાણી હોય છે). આ થઈ રહ્યા પછી તે ટૂંકી પ્રાર્થના ભણે છે, તેમાં દેવને પોતાની પૂજા સ્વીકારવા યાચે છે, પછી લાંબો થઈ દંડવત્ પ્રણામ કરે છે કે માત્ર માથું નમાવી નમસ્કાર કરે છે. હવે પૂજા પૂરી થઈ કહેવાય છે અને તે પાછુ ચાલ્યો જાય છે. આ વાત લક્ષમાં રાખવી જોઈએ કે આ બધામાં ધાર્મિક સંગીત કે ક્રિયા જેવું કંઈ નથી અને નીતિનો કંઈ પણ બોધ આપવામાં આવતો નથી. આ બધું ખૂબ જલદી અને ઘણી વાર યાન્ત્રિક રીતે કરવામાં આવે છે. એક પછી એક જલદી આવતા પૂજા કરનારાઓની મોટી હાર, મૂર્તિ પર પાણી રેડી પાણીનું પાત્ર ખાલી કરવું,



શિવલિંગની પૂજા કરે છે

આ ઊભા ગાળ અને પડાના આકારના પથરેની પૂજા તેમના નર પાણી રેવાથી થાય છે પાણીની એ પત્થરો પર કાળા ડાઘા પડે છે મુખ્ય [illegible]ગની આ જ નાનો નન્દી જોવામાં આવે છે

મેસર્સ સેરેડ પ્રેસ, કાશી

થોડાંક બિલ્વપત્ર અને ફૂલો ચઢાવવાં, અને જલદી પ્રાર્થના કરી જવી —આ બધું જોઈ પાશ્ચાત્ય પ્રેક્ષકના મન પર કંઈ અસર થતી નથી.

ઘરમાં પણ શિવની પૂજા કરવામાં આવે છે. પ્રથમ તો જે સ્થળે પૂજા કરનાર બેસે છે તે સ્થળને પૃથ્વીનો મન્ત્ર ભણી પવિત્ર કરવામાં આવે છે. પછી પૂજા કરનાર લિંગના આકારમાં શિવની મૂર્તિ તરતજ બનાવી કાઢે છે. બનાવતી વખત તે કેટલીક ધાર્મિક ક્રિયા કરે છે; પછી ધોઈ નાખી, નમસ્કાર કરી મૂર્તિમાં ચૈતન્ય લાવવાની—આવાહનની ક્રિયા કરે છે. આ ક્રિયાથી તે એમ ધારે છે કે તેનું સ્વરૂપ બદલાઈ જાય છે. હવે જે ભૌતિક પદાર્થોની તે બનેલી છે તેના સ્વરૂપમાંથી તે નીકળી જાય છે અને તેમાં ચેતન્ય આવે છે, એટલુંજ નહિ, પણ અલૌકિક દિવ્ય શક્તિ આવે છે. બજારમાંથી હિંદુ મૂર્તિ ખરીદ કરે છે ત્યારે એવીજ ચૈતન્ય મૂકવાની ક્રિયા કરે છે એટલે તે મૂર્તિ પવિત્ર થાય છે. લિંગને આ પ્રમાણે બનાવી પવિત્ર કર્યા પછી તેને ખરી પડેલા ( તોડેલા નહિ ) બિલ્વપત્ર પર મૂકે છે અને જાહેર પૂજામાં જે રીતની પૂજા દર્શાવી તેજ રીતની તેની પૂજા કરવામાં આવે છે.

ડૉક્ટર રાજેન્દ્રલાલ મિત્રે શિવપૂજાનું ઘણું મોટું અને ગુંચવણભરેલું સ્વરૂપ વર્ણવ્યું છે. ઓરિસામાં મોટા શિવમન્દિરમાં જે ક્રિયાઓ ( તેની સંખ્યા બાવીસ છે ) કરવામાં આવે છે તેનું એ વર્ણન છેઃ—

“ ( ૧ ) પ્રાતઃકાળનું પ્રથમ દર્શન થાય કે દેવને નિદ્રામાંથી જગાડવા સારૂ ઘંટ વગાડે છે; ( ૨ ) લિંગની સન્મુખ ઘણા દીવાઓની આરતિ ઉતારવામાં આવે છે; ( ૩ ) લિંગ પર પાણી રેડી અને આશરે એક ફુટ લાંબી લાકડીથી દાતણ કરાવી દેવના દાંત સાફ કરાવે છે; ( ૪ ) લિંગ પર કેટલાક પાણીના ઘડા ઠાલવી સ્નાન કરાવવામાં આવે છે; ( ૫ ) લિંગ પર વસ્ત્ર મૂકી દેવને વસ્ત્ર પહેરાવે છે; ( ૬ ) પ્રાતઃકાળનો પ્રથમ ભોગ ધરાવે છે, તેમાં, અનાજ, ફળ, દહિં, અને કોપરૂં હોય છે; ( ૭ ) પછી રાજભોગ આવે છે, તેમાં પુરી અને

વધારે પોષક મિષ્ટાન્ન હોય છે; ( ૮ ) એક જાતનો સ્વલ્પ કોરો કોરો ભોગ આપવામાં આવે છે; ( ૯ ) ખરો સુખડી ભોગ ધરવામાં આવે છે; ( ૧૦ ) બપોરનો ભોગ ધરવામાં આવે છે, તેમાં કઢી, ચોખા, વગેરે હોય છે. એ વખતે પુજારી ઘણા દીવાની મોટી આરતિ ઉતારે છે અને ધૂપ સળગાવે છે; ( ૧૧ ) બેસૂર ગાયનના મોટા રાગડાથી તેમને સાંજે ચાર વાગે નિદ્રામાંથી જગાડે છે; ( ૧૨ ) મિષ્ટાન્નનો ભોગ ધરે છે; ( ૧૩ ) બપોર પછીનું સ્નાન કરાવે છે; ( ૧૪ ) સવારની પેઠે દેવને વસ્ત્ર સજાવે છે; ( ૧૫ ) સ્વલ્પ ભોગ ધરે છે; ( ૧૬ ) પાછું સ્નાન કરાવે છે; ( ૧૭ ) સંપૂર્ણ શૃંગાર સજાવે છે; ( ૧૮ ) બીજો ભોગ ધરાવે છે; ( ૧૯ ) એક કલાક રહી સાંજનો ભોગ ધરાવે છે; ( ૨૦ ) પાંચ પડદા અને ડમરુ ( નાચતી વખતે વગાડાતી પડઘમ ) લાવી, તેને પૂજવામાં આવે છે; ( ૨૧ ) શયન-કાળ પહેલાં આરતિ ઉતારવામાં આવે છે; ( ૨૨ ) મંદિરમાં પલંગ લાવી ભોગમૂર્તિને તે પર નિદ્રા લેવા સારૂ પોઢાવે છે. "[૧]

આ દરરોજની ક્રિયા છે. આથી કંઈ વિશેષ બાલિશ કે કંટાળાભરેલું ધારી શકાય ?

ફેબ્રુઆરિના મધ્યને આસરે કે અન્તને આસરે શિવનો મોટો ઉત્સવ ઉજવાય છે. દિવસે ઉપવાસ અને રાત્રે જાગરણ કરવામાં આવે છે. પૂજારી મંદિરમાં એમનાં નામનો પાઠ કરે છે; અને એમાંનું દરેક નામ પઠે છે કે પૂજક સ્વર્ગ પ્રાપ્ત કરવા સારૂ શિવલિંગ પર એકેક બિલ્વપત્ર ચઢાવે છે. આ ઉત્સવ પવિત્ર મનાય છે તેનું મૂળ સ્કંદ પુરાણમાં વર્ણવેલું છેઃ—

" જંબુદ્વીપમા, હિમાલય પર્વત પર એક શિકારી રહેતો હતો. એક દિવસ તે શિકાર કરતો હતો એવામાં રાત પડી ગઈ. વન્ય પ્રાણીઓના ભક્ષરૂપ થવાની તેની ઇચ્છા ન હતી, તેથી તે એક વૃક્ષ

૧. ડૉ. મર્ડોકકૃત 'શિવભક્તિ,' પૃ૦ ૧૯–૨૦

ઉપર ચઢી ગયો. ટાઢ અને ભૂખથી પીડાઈ તેણે અખંડ ઉજાગરામાં એક ભયંકર રાત ગાળી. આ રાત દૈવયોગે શિવરાત્રીની હતી અને તેના સુભાગ્યે તે વૃક્ષ શિવનું પવિત્ર બિલ્વવૃક્ષ હતું અને તેની નીચે શિવનું લિંગ હતું. દુઃખની બેચહેનીને લીધે તે વૃક્ષ પર વારંવાર પોતાની સ્થિતિ બદલતો હતો. ઝાડ હાલવાથી લિંગ પર કેટલાંક પત્રો પડ્યાં. આવી અનિચ્છાથી—આકસ્મિક રીતે થયલી પૂજાથી શિવ ઘણા પ્રસન્ન થયા. થોડા દિવસ રહીને શિકારી મરણ પામ્યો ત્યારે શિવે યમની સાથે ભારે કજીઓ કરી યમને નસાડી મૂકયા અને શિકારીને કૈલાસમાં લઈ ગયા. યમે શિવના વાહન નાન્દીને મોંએ આ વર્તનનો દોષ કાઢયો ત્યારે નાન્દીએ જવાબ દીધો કે "આ માણસ ઘોર પાપી છે; ખૂનનાં ક્રૂરકર્મ કરતાં ખંચાયો નથી; પણ મરતા પહેલાં એણે ઉપવાસ કર્યો છે, જાગરણ કર્યું છે, અને લિંગને બિલ્વપત્ર ચઢાવ્યાં છે. આ તેના કામથી એ પાપોમાંથી મુકત થયો છે."[૧]

બ્રહ્માનું કાપી નાખેલું માથું શિવને હાથે વળગ્યું હતું તેમાંથી મુકત થવા તેઓ યોગી થયા અને ઘણાં વર્ષ એક પવિત્ર તીર્થથી બીજે તીર્થ અને મંદિરેથી બીજે મંદિર ભટકયા. આ કારણને લીધે તેઓ આજે સંખ્યાબંધ ધાર્મિક સાધુઓ, સંન્યાસીઓ, યોગીઓ, હિંદુસ્તાનના પવિત્ર માણસો, જેઓ તેમની કૃપા મેળવવા ભારે તપ આચરે છે અને સર્વ પ્રકારનું દેહદમન કરે છે, તેમના રક્ષક દેવ છે. દેશમાં ભટકતા ઘણા સંન્યાસીઓ કે યાત્રાળુઓ ને ભકતો જોવામાં આવે છે. તેઓ ભીખ માગી નિર્વાહ કરે છે, ટાઢ ને તાપમાં સરખી રીતે ઉઘાડા રહે છે, અને પરલોકમાં ફળ મેળવવાની આશાએ ઘણાં દુઃખો સહન કરે છે. તેમાંના કેટલાક નગ્ન હોય છે; અને બીજાઓ નીચે દર્શાવ્યા જેવી રીતે પોતાના શરીરને રિબાવી રિબાવીને દુઃખ દે છે:—વર્ષોનાં વર્ષ લગણ

---

૧. 'આર્સિનલ,' પૃ૦ ૪૧૧

પોતાના અવયવોને એકજ સ્થિતિમાં રાખે છે, તે એટલે સુધી કે પછી તે સ્થિર થઈ જાય છે ને હલાવી શકાતા નથી. આંધળા થાય છે ત્યાંસુધી સૂર્ય તરફ જોયાંજ કરે છે. આંગળાંના નખોને હાથેલીના માંસમાંથી, છેક બહારની બાજુએ નીકળે ત્યાંસુધી વધારે છે. વાંસ પર હીંચકા ખાય છે, તે વાંસ પર ખભાના સ્નાયુઓની વચ્ચે ભોકાય એવી આંકડીઓ જડેલી હોય છે–શિવને જે ક્રૂર આચારોથી આનન્દ મળતો ધારવામાં આવે છે તે આચારોમાંના આ કેટલાક છે.[1]

એમની પૂજાનું બીજું સ્વરૂપ એઓ વિલાસના અધિપતિ છે, ભોગી છે, એવું લક્ષણ દર્શાવે છે. "એઓ હાથીનું લોહીના છાંટાવાળું ચર્મ પહેરી, ઉન્માદના અધિપતિ તરીકે નિર્મર્યાદ તાંડવ નૃત્યમાં નાચે છે." [2] નૃત્ય કરતી કન્યાઓને એમની સેવામાં મૂકી પવિત્ર કરવામાં આવે છે. ડયુબોઈસ કહે છે કે "બધા દક્ષિણ હિંદુસ્તાનમાં શિવનાં મંદિરોમાં નૃત્ય કરનારી કન્યાઓનાં ટોળાં રાખવામાં આવે છે. દેવને અવકાશને સમયે આનન્દ આપવા અને જેઓ પૂજા કરવા આવે તેમની દુરાચારની વાસના સંતુષ્ટ કરવા એમને રાખવામાં આવે છે. મંદિરોમાં એઓ માત્ર પુજારીથીજ ઊતરતી, ઘણી અગત્યની ગણાય છે; કેમકે મંદિરનાં ઘણાં કામની વ્યવસ્થા સાથે અને ધર્મ-ક્રિયાના અનુષ્ઠાન સાથે એમને સંબંધ છે. એ કન્યાઓને **દેવદાસી**-દેવની દાસી, કે ગુલામ કહે છે. જન્મથીજ તેઓ અનીતિનાં કામમાં ઉછેરાય છે; અને ઘણી વાર તેમનાં માબાપોએ પોતાનાં છોકરાંને દેવસેવામાં અર્પણ કરવાની પ્રતિજ્ઞા લીધી હોય છે, તેથી આમ તેમને અનાચારના કૃત્યમાં અર્પણ કરવાથી દેવનું સન્માન કરીએ છીએ એમ તેઓ ધારે છે. આ રિવાજ બંધ પાડવા હિંદુઓ જાતે પ્રયત્ન કરવા લાગ્યા છે એની નોંધ લેતાં અમને આનન્દ થાય છે. માઈસોરના રાજ્યે મંદિરની કન્યાઓ—મુરલીઓને સેવામાં રાખવાની વિરુદ્ધ મત

૧. ૪થા ભાગનું ૫મું પ્રકરણ પણ જુઓ.

૨. બાર્થકૃત 'હિંદુસ્તાનના ધર્મ,' પૃ૦ ૧૬૪

જાહેર કર્યો છે.[1] આખા હિંદુસ્તાનમાં સરકારી ગમ્મતોમાં વારંવાર જાહેર રીતે નાચની વિરુદ્ધ મત આપવામાં આવે છે અને કેળવાયલા વર્ગોમાં એ રિવાજ દેખીતી રીતેજ ઘટતો જાય છે.

"દરેક દેવને કોઈક પક્ષી કે પ્રાણી તરફ ખાસ પ્રેમ હોય છે તેના પર તે પ્રવાસ કરે છે એમ ધારવામાં આવે છે અને તેટલા માટે તેને તેનું વાહન કહે છે. આ પ્રમાણે પોઠીઓ એ શિવનું વાહન છે, અને એમના પ્રિય પોઠીઆ નાન્દીની મૂર્તિ ઘણુંખરાં મંદિરોમાં એમના પવિત્ર ખંડની આગળજ જોવામાં આવે છે. ઘણુંકરીને આ કારણને લીધે એક વિચિત્ર રિવાજ ચાલે છે, તે ઘણે દરજ્જે ઈઝ્રૂલાઇટ લોકો પોતાનાં પાપને બકરા પર મૂકી તે બકરો છોડી મૂકે છે તેના જેવો છે. શિવનો ભકત મરણ પામે ત્યારે તેના મિત્ર ધર્મિષ્ઠ હોય અને તેમની આર્થિક શક્તિ સારી હોય તો તેઓ એક વૃષભનો ઉત્સર્ગ કરે છે–તેને છોડી મૂકે છે અને મરજીમાં આવે ત્યાં ભટકવા દે છે. સામાન્ય રીતે હિંદુઓ આ પવિત્ર વૃષભોને પોષવા એ પુણ્યનું કામ સમજે છે અને ઈજા કરવી એને પાપ ગણે છે. ગામડાંમાં તેની ઘણી સંખ્યા માલમ પડે છે અને ખેડુતોનાં ખેતરોમાં તે ભટકે છે, તે ખેતરોને તે બહુ નુકસાન કરે છે; કારણ કે તેનો કોઈ ધણી હતો નથી, તેથી નુકસાનનો બદલો મેળવી શકાતો નથી. કોઈ પણ ખાસ ભક્ત હોય કે તેના મિત્ર ઘણાજ ધર્મિષ્ઠ હોય તો તેના મરણસમયે સાત વૃષભને છૂટા મૂકવામાં આવે છે. વિચાર આવો જણાય છેઃ–શિવ નાન્દી પર સંતુષ્ટ છે તેથી જેમને માટે આ વૃષભ છૂટા મૂકવામાં આવે છે તેમના પર શિવ પ્રસન્ન થઈ તેમને પોતાની પાસે રાખશે.[2]

---

૧. આ ૧૯૦૯ મા થયુ. આ નામોશીભરેલા રિવાજના સંબંધમાં કોઈ પણ હિંદુસ્તાનની સરકારે પગલું ભર્યું હોય તો આ પહેલું સરકારી પગલું છે.

૨. વિલ્કિન્સકૃત 'હિંદુપુરાણ,' પૃ૦ ૨૭૭

નીચે શિવનું સંપૂર્ણ વર્ણન આપેલું છેઃ-

"પ્રથમ તો એમને કોઈ વખત પાંચ મુખ છે (પંચાનનની હકીકત જુઓ), કોઇક વખત માત્ર એક, પણ હમેશ ત્રણ આંખ છે. એ એમનું ભૂત, ભવિષ્ય, અને વર્તમાનનું જ્ઞાન બતાવે છે એમ કહેવાય છે. ત્રીજી આંખ કપાળની વચ્ચે છે અને તેની ઉપર ચન્દ્રકળા ચન્દ્રના જુદા જુદા દેખાવો પ્રમાણે વખતનું મહીનાઓથી માપ દર્શાવે છે. તેમની ગરદનની આસપાસ સર્પ છે તે ફરી ફરીને આવતાં વર્ષની અનન્તમાળા દર્શાવે છે અને કપાલમાળા મનુષ્યજાતિનો પ્રલય અને પુનઃ સૃષ્ટિ, એના એકના એક પછી આવવાનું ચિહ્ન છે. જે દેવોનો તેમણે નાશ કર્યો છે તેમના શબની કહેવાતી ભસ્મથી તેમનું શરીર સામાન્ય રીતે ઢંકાયલું છે. તેમના વાળની જાડી લટોને જટારૂપમાં એકઠી બાંધી છે અને તેમના કપાળની ઉપર તેની ગાંઠ બાંધી, એટલે તે એક શીંગડા જેવી આગળ નીકળેલી છે. તેના શિખર ઉપર તેઓ ગંગાની મૂર્તિ ધારણ કરે છે. વિષ્ણુના ચરણમાંથી નીકળી ત્યારે તેનો નીચે પડતો ધોધવો તેમણે અટકાવ્યો. તેમનો કંઠ નાશકારક ઝેરના ડાઘાથી ભૂરો છે. સમુદ્રના મન્થનમાંથી ઉત્પન્ન થયલું એ ઝેર જો શિવે વિશ્વની દયા લાવી પી જવાનું માથે ન લીધું હોત તો તેથી આખા વિશ્વનો નાશ થાત. તેઓ સફેદ પોઠીઆ, નાન્દી પર બેસે છે. તેની મૂર્તિ હંમેશ તેમના પવિત્ર ખંડની બહારના ભાગમાં મંદિરોમાં માલમ પડે છે. ઋષિઓએ વાઘ વડે શિવનો નાશ કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે તેમણે તેને મારી નાખ્યો એમ કહેવાય છે, તે વાઘના ચર્મ ઉપર બેસે છે. શિવ હમેશ યુદ્ધમાં રોકાયલા હોય છે તેથી એમની જરૂરીઆતને માફક આવે એવું એમનું આયુધ છે. તેઓ ત્રિશૂલ રાખે છે. કેટલાક એમ ધારે છે કે સર્જનહાર, સંહારક, અને પુનઃ સર્જનાર એવા ત્રણ ગુણ એમનામાં એકઠા થયલા છે એવું ત્રિશૂલ દર્શાવે છે. બીજા હાથમાં કલાકની સીસીના આકારની એક પડઘમ છે, તેનું નામ ડમરુ છે અને પોતે નૃત્ય કરે છે ત્યારે તાલ રાખવા એ સંગીતનું વાદ્ય રાખે છે. તેમની



પંચાનન ( શિવનું પાંચ મુખવાળું સ્વરૂપ )

એમની ડાબી બાજુએ ઉમા બેઠા છે, અને એમની જમણી બાજુએ ત્રિમૂર્તિનું સ્વરૂપ છે ( પ્રકરણ ૨ જું જુઓ ) અને હાથીની સૂંઢથી ઓળખાઈ આવે એવા ગણેશ છે પગથીઆની નીચે નાન્દી શિવનો પોઠીઓ, અને દુર્ગાનો પવિત્ર વાઘ છે ગંગા એમના માથામાંથી નીકળે છે

બાજુએ આવેલું ભિક્ષાપાત્ર તેમના ચારિત્ર્યની બીજી બાજુનું-તેઓ એક યોગી છે તેનું ચિહ્ન છે. "[૧]

## પંચાનન—પાંચ મુખવાળા દેવ

શિવનું એક બીજું સ્વરૂપ છે. એમાં એ દેવને પાંચ મુખ છે અને દરેક મુખને ત્રણ નેત્ર છે. ગળે સર્પોનો હમેશનો હાર અને જોગીનું નગ્ન શરીર એ વધારાનાં લક્ષણ છે. આ દેવની બહુ પૂજા થાય છે. એમને મુખ્યત્વે અજ્ઞ ગામડીઆઓ પૂજે છે. સાધારણ રીતે કેટલાંક ઝાડની નીચે પત્થર મૂકેલો હોય છે, તેને મથાળે લાલ રંગ્યો હોય છે અને તેલથી નવડાવ્યો હોય છે. કેટલીક વખત, એવા કેટલાક પત્થરો મૂકેલા હોય છે અને ફળ, ફૂલ, પાણી, અને મિષ્ટાન્ન તેના મોં આગળ મૂકેલાં હોય છે.

આ દેવની પૂજામાં દાનવની પૂજાનો ઘણોજ અંશ છે. હિંદુ સ્ત્રીઓ એથી બીએ છે અને સાધારણ રીતે શિવની પૂજક નથી હતી તોપણ મંદવાડને વખતે ઘણી દીનતાથી શરણ યાચી પૂજા કરે છે. બાળકોને ફેફરાનો આવેશ આવે છે ત્યારે તેમના મોંમાંથી ફીણ નીકળે અને એવાં ચિહ્ન થાય ત્યાંસુધી આ દેવે તેમનામાં પ્રવેશ કર્યો છે એમ ધારવામાં આવે છે. ભૂતને મા નામ પૂછે છે. ભૂત બાળકના મુખથી કહે છે, 'હું પંચાનન છું-તારા છોકરાએ મારી મૂર્તિ પર ધૂળ નાખી છે, તેને લાત મારી છે, અને આવાં ક્રૂર કામ કરવામાં ગામનાં સઘળાં છોકરાંનો સરદાર થયો છે. હું અવશ્ય તેનો પ્રાણ લઈશ. " પછી ગોરાણીને બોલાવે છે, તે કુટુંબને શાન્ત કરે છે અને દેવને કહે છેઃ—" હે પંચાનન ! હું તમારી પ્રાર્થના કરૂં છું કે આ બાળકનો જીવ ઉગારો. તમે એ બાળકને પાછો આપશો તો એનાં માબાપ તમને બકરાનું બલિદાન કરશે અને

૧. મોર્ડકૃત ' શિવભક્તિ '

બીજાં ઘણાં બળિદાન કરશે." આથી દેવ પ્રસન્ન ન થાય તો તેઓ બાળકને તેમની મૂર્તિ આગળ લઈ જાય છે, અને ત્યાં બેસી દેવને અતિશય વિનવે છે, કાલાવાલા કરે છે, અને છોકરા પાસે તેનું માથું જમીન પર અફળાવે છે. દરેક યુક્તિ કરી તેઓ પાછા જાય છે અને મૂર્છા શમી જાય છે ત્યારે પંચાનને બાળકને સારું કર્યું છે એમ ધારી પોતાની શક્તિ પ્રમાણે તેને બલિદાન આપે છે.[1]

બંગાળામા આ દેવના કેટલાક મંદિર ઘણાં પ્રસિદ્ધ થયાં છે અને નીચલા વર્ગની સ્ત્રીઓ છોકરા અને બીજાં વરદાન યાચવા તેમનાં દર્શન કરવા જાય છે.

૧. વૉર્ડકૃત 'હિંદુઓ', પૃ૦ ૧૪૪

# પ્રકરણ ૧૨મું



## શિવની પત્ની કે શક્તિ

"હે દુર્ગે! તેં પેલા રત્નના ક્ષેત્રમાંથી આવીને મનુષ્યના નબળા સદ્‌ગુણનું દિવ્ય બળથી રક્ષણ કરવાની કૃપા કરી છે અને સિંહ પર આરૂઢ થઈ લડાઈમાં બહાદુરીથી સામી થઈ છે; કારણ કે દુર્ગુણ રૂપી રાક્ષસે તારા રાજ્ય પર ચઢી આવવાની હિંમત ધરી અને દરેક કામઠા પર ચઢાવેલાં નાશકારકબાણ, હે દેવિ! પાર્વતિ! તારા સુવર્ણના ભાલાને અડકયાં, પણ તે દુષ્ટ રાક્ષસે ગર્જના કરી અને મરણ પામ્યો."

સર વિલિઅમ જોન્સકૃત 'દુર્ગાનું સ્તોત્ર'

શક્તિઓની કે દેવોની પ્રવૃત્તિનાં સ્ત્રીરૂપની કે દેવોનાં પ્રતિરૂપની પૂજા એ જાતેજ એક જાતનું ધર્મસ્વરૂપ છે. એના ખાસ સિદ્ધાન્ત છે, એમાં દાખલ થવાની ખાસ દીક્ષા છે, અને એના ખાસ ભક્ત છે. એ પૂજાનું મૂળ સ્ત્રીપુરુષના દ્વન્દ્વના વિચારમાં ગુપ્ત રહેલું છે અને તે હિંદુસ્તાનના જેટલુંજ પ્રાચીન છે. પ્રકાશિત ચારે તરફ ફેલાતા આકાશનું પ્રતિરૂપ વિશાળ, ફળદ્રુપ પૃથ્વી છે અને દરેક ક્રમે આવતા દેવને તેની પોતાની પ્રવૃત્તિની શક્તિ છે, દેવ પ્રૌઢ રીતે શાન્ત છે અને દેવી ચપળ અને પુરુષાર્થ બતાવનારી, અસંસ્કારી ઉત્સાહનું મૂર્તિમન્ત સ્વરૂપ છે.

શિવધર્મમાં આ વિચારોને વૃદ્ધિ માટે ઘણીજ અનુકૂળ ભૂમિ જડી છે. વિષ્ણુને શક્તિ તરીકે લક્ષ્મી છે, તોપણ એમની પૂજા અને અધિકાર એવાંજ પ્રધાન રહ્યાં છે; પરંતુ શિવના પૂજકોમાંથી અર્ધાથી વધારે ભાગે એમના ઉપરથી પોતાની ભક્તિ ઉઠાવી એમના સ્ત્રીસ્વરૂપ તરફ દોરવી છે. આ મોટી દેવીને ઘણી વાર દેવી કે મહાદેવી કહે છે.

એમનાં હજાર નામ છે અને હજાર સ્વરૂપ છે. એ માત્ર શિવનું પ્રતિરૂપ નથી; પરંતુ એનામાં ભયંકર સંહારક દેવના ગુણ વિશેષ છે. " નાશ કરનારી દેવી તરીકે તે કાલી છે, પુનઃ સર્જનારી તરીકે યોનિ તેનુ સ્વરૂપ છે, સૌન્દર્યના નમુના તરીકે તે ઉમા છે, વિશ્વની માતા તરીકે તે જગન્માત્રી છે, લોહીલોહીઆણુથી નાશ કરવામાં આનન્દ માનનારી ખારીલી દેવી તરીકે તે દુર્ગા છે, અને પર્વતવાસી દેવી તરીકે પાર્વતી છે. સાધારણ રીતે તેને જે નામ આપવામાં આવે છે તેની આ કંઈ સંપૂર્ણ યાદી નથી. દરેક નામમાં કંઈક ખાસ અર્થ છે. તે સતી, અંબિકા, ગૌરી, તારા, ભવાની, અને બીજાં ઘણાં નામથી ઓળખાય છે.

સુભાગ્યે આ જુદાં જુદાં સ્વરૂપમાં વિભાગની રેખા ખુલ્લી છે. આપણે " શુકલ " અથવા નમ્ર, પરોપકારક સ્વભાવ અને " કૃષ્ણ " અથવા વિકરાળ, ક્રૂર સ્વભાવને ઓળખી કાઢી શકીએ. વધારે " નમ્ર " સ્વભાવના સ્વરૂપ ઉમા અને પાર્વતી અને વધારે ક્રૂર સ્વભાવની દેવીઓ દુર્ગા અને કાલીનોજ વિચાર કરીશું તો આપણો હેતુ જોઈએ તેટલો સફળ થશે. એ દેવી એ ચાર નામથીજ સારામાં સારી રીતે જાણીતી છે. ઉમા ( એટલે પ્રકાશ ), દક્ષની પુત્રી, સખત તપશ્ચર્યા, ઔદાર્ય, જ્ઞાન, અને સૌન્દર્યને માટે પ્રસિદ્ધ છે. પણ અરે રે ! તે દુર્ગા અને કાલીના સ્વરૂપમાં દેખાય છે ત્યારે તે તદ્દન જુદોજ સ્વભાવ દર્શાવે છે. નમ્ર ઉમા અને પાર્વતીનું ક્રૂર, લોહીતરસી દુર્ગા અને કાલીના સ્વરૂપમાં પરિવર્તન પામવા કરતા હિંદુધર્મમા કંઈ વિશેષ ખેદકારક નથી. દુર્ગા તરીકે દર્શાવાતા દેવીના સ્વરૂપમાં પાર્વતીનો શાન્ત આકાર અને સુવર્ણ જેવો રંગ છે, અને તેની સાથે કાલીનું વધારે વિકરાલ અને વશ ન કરાય એવું સ્વરૂપ ભેગું થયુ છે, પણ કાલીનું સ્વરૂપ તો તદ્દન ક્રૂરતા અને લોહીની તરસ દર્શાવનારૂંજ છે. તે પોતાના ભોગ થઈ પડેલા શત્રુઓનું લોહી પીએ છે. તે કમકમાટ છૂટે એવા ક્રૂરતાના તોફાનમાં મસ્ત રહે છે.

## ૧. ઉમા

બ્રહ્માના પુત્ર અને દેવર્ષિમાંના એક એવા દક્ષ આરંભમાં પોતાની પુત્રી ઉમા ભટકતા ભિક્ષુ શિવને પરણાવવા ખુશ ન હતા; પણ બ્રહ્માના સમજાવ્યાથી તેમના અંતઃકરણનો ખટકો દૂર થયો અને ઉમા શિવને પરણ્યા. તોપણ પોતાના જમાઈની અસ્વચ્છ ટેવ અને ભસ્મ ચોળેલું સ્વરૂપ જોઈને તેને જે કંટાળો ઉત્પન્ન થયો હતો તે તેના મનમાંથી ખસ્યો નહિ. આ ઉમાના જીવનમાં શોકાતુર બનાવનું કારણ થઈ પડયું અને આથી તેણે સતી થવાનો એટલે પોતાના દેહનો ભોગ આપવાનો પહેલો પ્રાચીનમા પ્રાચીન દાખલો પૂરો પાડયો. તેને ઘણી વાર 'સતી' એટલે સારી કે સદ્ગુણી સ્ત્રી કહે છે. જે સ્ત્રીઓ ચિતા પર ચઢે છે અને મરણમાં પણ પોતાના છૂટા ન પડવાની આશાએ ખુશીથી ભયંકર રીતે પોતાના જીવનનો ત્યાગ કરે છે[1] એ વિધવાઓને 'સતી' કહેવામાં આવે છે. દેવોનો એક મોટો યજ્ઞ કરતા હતા તેમાં દક્ષે શિવને બોલાવ્યા નહિ અને સ્વામીની આવી નિન્દા થઈ તેથી ઉમા ખુશીથી બળી મુઆં.

## ૨. પાર્વતી

પાર્વતીના મરણની ખબર સાંભળી શિવ અત્યન્ત ખિન્ન થયા, તેમને કોઈ પણ પ્રકારે શાન્તિ વળી નહિ. શોકથી તેઓ મૂર્છા પામ્યા અને માનવીની પેઠે બુદ્ધિશુદ્ધિ ખોઈ યોગીના રૂપમાં તેને શોધતા શોધતા દરેક ઠેકાણે ભટકયા. એક દિવસ અતિકષ્ટથી

---

૧. આ ક્રિયા બ્રિટિશ સરકારે નાબૂદ કરી ત્યારે બ્રાહ્મણ ઉપદેશકો પોતાનાથી બની શકયુ તેમ સામા થયા અને એ ક્રિયા માટે વેદનું પ્રમાણ છે એમ બતાવ્યુ. તે સમયના વિદ્વાન્ પંડિત પ્રોફેસર એચ એચ. વિલ્સને સાબીત કર્યું કે આ ભયાનક ક્રિયાનુ સમર્થન કરવા બ્રાહ્મણોએ-ઉપદેશકોએ વેદમા ખોટો મન્ત્ર દાખલ કરી દીધો છે એને પ્રાચીન સમયનુ પ્રમાણ નથી અને વેદના સમયમા જાણીતો ન હતો.

સતી સારૂ વધારે સૂચન માટે ભાગ ૪થો પ્રકરણ ૬ઠું જુઓ.

તેઓ એક વડના ઝાડની નીચે મૂર્છા ખાઈને પડ્યા. દેવો તેને સહાયતા કરવા દોડ્યા. બેશુદ્ધ શિવજીનું માથું છાતી ઉપર મૂકીને વિષ્ણુ બૂમ પાડીને રોયા. તેમણે તેમને આશ્વાસન આપ્યું અને કહ્યું કે "હે શિવ! શુદ્ધિમાં આવો ને હું કહું છું તે સાંભળો. તમે અવશ્ય સતીને (ઉમાને) પ્રાપ્ત કરશો; કારણ કે જેમ ઠંડક જળથી, ગરમી અગ્નિથી, ગંધ પૃથ્વીથી, કે પ્રકાશ સૂર્યથી છૂટાં પડી શકતાં નથી તેમ તમે પણ સતીથી એવાજ અવિભાજ્ય-છૂટા ન પડી શકો એવા છો." પછી ઉમા પાર્વતીના સ્વરૂપમાં તેમના મોં આગળ ખડાં થયાં. તેઓ રત્નજડિત રથમાં બેઠાં હતાં, તેમની સાથે અનેક સહચરીઓ હતી, અને તેમણે અમૂલ્ય વસ્ત્ર પહેર્યાં હતાં. તેમણે કહ્યું કે "હે મહાદેવ! ધૈર્ય રાખો. મારા આત્માના નાથ! હું ગમે તે સ્થિતિમા હોઈશ તોપણ મારા સ્વામીથી છૂટી પડનાર નથી. હાલ હું હિમાલય પર્વતની પુત્રી પાર્વતી તરીકે ફરી તમારી સ્ત્રી થવા જન્મ પામી છું. તેટલા માટે આપણા વિયોગ માટે હવે શોક મા કરશો." આમ કહી પાર્વતી ચાલ્યા ગયાં.[1]

પર્વતના પોતાના નિવાસસ્થાનમાં કન્યા હતી ત્યારે પાર્વતીએ આકાશવાણી સાંભળી કે 'શિવને સ્વામી તરીકે પાછા મેળવવા માટે અતિશય સખ્ત તપ કર; તેમ કર્યા વિના તેમને પ્રાપ્ત કરી શકીશ નહિ.' પરંતુ પાર્વતીને પોતાની જુવાનીની મગરૂબી હતી અને સૌંદર્યના પૂર્ણ પ્રકાશમાં તેને ખાતરી લાગી કે મારે આત્મદમન કરવાની જરૂર નથી, શિવજી મને શોધતા આવશે. તોપણ તેની આશા નિષ્ફળ થઈ. તે સમયે શિવ તપસ્વિજીવનના આચારમાં દૃઢ થયા હતા. છેવટે તેણે જરૂરનું તપ આદર્યું અને કામદેવે તેને મદદ કરી શિવને પોતાના બાણથી ઘાયલ કર્યા, તેથી પાર્વતી પોતાના સ્વામી શિવજી સાથે જોડાયાં.[2]

---

૧. કેનેડિકૃત 'હિંદુપુરાણ', પૃ૦ ૩૩૧

૨. વિલ્કિન્સકૃત 'હિંદુપુરાણ,' પૃ૦ ૨૯૨-૯૩

પાર્વતી અને શિવને સામાન્ય રીતે પર્વતના નિવાસસ્થાન કૈલાસમાં સુખમાં રહેતાં વર્ણવ્યાં છે. પાર્વતી ગણેશ અને કાર્તિકેયનાં માતા હતાં અને શિવનાં હમેશ સહચારિણી અને પતિવ્રતા પત્ની હતાં. વારંવાર તેમની અનીતિથી ખિન્ન થયા છતાં તેઓ તેમને છોડીને કદી આઘાં જતાં નહિ. માત્ર એકજ સમયે શરીરના શ્યામ વર્ણ માટે ઠપકો દીધો ત્યારે તેઓ છૂટાં પડયાં. એ ઠપકાથી તેમને એટલો બધો ક્રોધ ચઢ્યો કે તેઓ અત્યન્ત ગાઢ જંગલમાં ગયાં અને ત્યાં તેમણે ઘણું ભારે તપ કર્યું; આખરે બ્રહ્માએ પ્રસન્ન થઈ તેમને વરદાન આપ્યું કે તમારૂ શરીર કાંચન જેવું પ્રકાશમાન થશે. આ કારણથી તેઓ ગૌરી (સુવર્ણ જેવા રંગની) તરીકે પ્રસિદ્ધ છે.[1]

પાર્વતી પરોપકારક દેવી છે. તેમને એક સુંદર, કાન્તિમતી સ્ત્રી, જેમનાં અંગમાં કંઈ પણ ન્યૂનતા કે આધિક્ય નથી, એવાં દર્શાવવામાં આવે છે. તેમણે ભાગ્યેજ કંઈ પણ અદ્‌ભુત કાર્ય કરેલા કહેવાય છે; પરંતુ ક્રૂર અને અનિષ્ટ વૃત્તિવાળા શિવજી પર તેમની અસર હમેશ કલ્યાણકારક થાય છે. તેઓ દુર્ગા, કાલી, વગેરે દેવીનાં ‘ શ્યામ ’ સ્વરૂપોથી તદ્દન જુદાજ છે. આથી, ઘણા પ્રાચીન સમયમાં તેઓ જુદીજ દેવીઓ હતી એવું ધારવામાં આવે છે. ” [2]

### ૩. દુર્ગા

શિવનાં સ્ત્રી જુદું સ્વરૂપ ધારણ કરે છે. ઉમા અને પાર્વતી તરીકે તેઓ સ્ત્રીને છાજે એવા સદ્‌ગુણોથી ભરપૂર સામાન્ય સ્ત્રીના સ્વરૂપમાં છે. દુર્ગા તરીકે દુર્ગ નામના એક ભયંકર રાક્ષસને પરાજય પમાડનાર શૂરવીર સ્ત્રીના સ્વરૂપમા તેઓ છે. તોપણ તેમને એક સુંદર કાન્તિવાળી, સુવર્ણ જેવા ચળકતા સુખવાળી સ્ત્રી તરીકે દર્શાવવામાં આવે છે. તેમને દસ હાથ છે. એક હાથમા એક ભાલો છે તે

---

૧. મૂરકૃત ‘ મૂળ સંસ્કૃત ગ્રન્થોના વચન, ’ અ. ૪, પૃ૦ ૪૦૩-૬

૨. વિલ્કિન્સકૃત ‘ હિંદુપુરાણ, ’ પૃ૦ ૨૮૬

તેઓ રાક્ષસને લોકે છે અને બીજા હાથ જુદાં જુદાં હથિયારોથી ભરેલા છે. તેમનો સિંહ તેમના ડાબા પગને અઢેલીને ઊભો છે અને તે રાક્ષસ તેમના જમણા પગની નીચે છે.

સ્કન્દ પુરાણમાં [1] દુર્ગ રાક્ષસના વધનું વર્ણન આપેલું છે. 'દુર્ગ' શબ્દનો અર્થ 'પાસે જઈ શકાય નહિ એવો' થાય છે. એક પ્રસંગે એક ઋષિએ કાર્તિકેયને પૂછયું કે તમારાં માતાનું નામ દુર્ગા શા ઉપરથી પડ્યું છે ? તેમણે નીચે પ્રમાણે ઉત્તર આપ્યો:–' દુર્ગ નામના એક રાક્ષસે બ્રહ્માને પ્રસન્ન કરવા ઘણા ભારે નિયમ અને તપ આદર્યાં. બ્રહ્માએ પ્રસન્ન થઈ આશીર્વાદ દીધો તેથી તે એવો તો બળવાન્ થયો કે તેણે ત્રણે લોક જીત્યા, દેવોનો અધિકાર લઈ લીધો, અને તેમને સ્વર્ગમાંથી જંગલમાં વાસ કરવા મોકલ્યા. તેની આજ્ઞાને અધીન થઈ તેઓ આવતા અને તેને સન્માન આપતા. તેણે સર્વ ધાર્મિક ક્રિયાઓ નાબૂદ કીધી. તેના ભયથી બ્રાહ્મણોએ વેદનું પઠન કરવું છોડી દીધું, નદીઓએ પોતાનો પ્રવાહ બદલ્યો, અગ્નિમાંથી તેજ નષ્ટ થયું, અને ભયભીત થયલા તારાઓ લુપ્ત થયા.

આખરે દેવો શિવની મદદ યાચવા ગયા. ઇન્દ્રે કહ્યું કે 'એ રાક્ષસે મને સ્વર્ગભ્રષ્ટ કર્યો છે;' સૂર્યે કહ્યું, 'એણે મારૂં રાજ્ય હરી લીધું છે;' આ પ્રમાણે, એક પછી એક, સર્વ દેવોએ પોતાનાં દુઃખની વાતો કહી સંભળાવી. શિવને તેમની દયા આવી, તેથી પાર્વતીને કહ્યું કે જાઓ, તમે એ રાક્ષસનો નાશ કરો. તેમણે એ સોંપેલું કામ ખુશીથી સ્વીકાર્યું, દેવોનો ભય શાન્ત કર્યો, અને પ્રથમ, એક ઘણી કાન્તિમતી સ્ત્રી કાલરાત્રીને ( કાળી રાતને ) મોકલી દુર્ગને આજ્ઞા કરી કે અગાઉ જેમ હતું તેમ સર્વ વ્યવસ્થિત કરી દે. તેણે અતિશય આવેશમાં આવી તે સ્ત્રીને પકડવા યોદ્ધાઓ મોકલ્યા; પરંતુ તે સર્વ યોદ્ધાને તે દેવીએ પોતાના શ્વાસથી બાળીને ભસ્મ કીધા. પછી દુર્ગે ૩૦,૦૦૦ રાક્ષસો મોકલ્યા. તેઓ આકાર અને કદમાં એવા તો

૧. વૉર્ડકૃત ' હિંદુઓ, ' પૃ૦ ૬૪ .

રાક્ષસી હતા કે તેમણે આખી પૃથ્વી ભરી દીધી. આ રાક્ષસોને જોઈને કાલરાત્રી નાસીને પાર્વતી પાસે ગઈ અને તેની પાછળ તે રાક્ષસો દોડયા. પછી દુર્ગ ૧૦ કરોડ રથ, ૧૨ કરોડ હાથી, ૧ કરોડ પાણીદાર ઘોડા, અને અસંખ્ય ઘોડેસવારો સાથે પાર્વતી સાથે યુદ્ધ કરવા વિન્ધ્યાચળ ગયો રાક્ષસ પાસે આવ્યો કે તરતજ પાર્વતીએ ૧,૦૦૦ હાથ ધારણ કર્યા અને જુદી જુદી જાતના ગણોનો મોટો સમૂહ પોતાની મદદે ઊભો કર્યો (એ ગણ એટલો બધો મોટો હતો કે પુરાણોમાં તેનું વર્ણન કરવામાં અર્ધું પાનું રોકાયું છે); પોતાના બધા હાથ હથિયારથી ભર્યા અને તે રાક્ષસની વાટ જોતી વિન્ધ્ય પર્વત પર બેઠી. રાક્ષસોનાં ટોળાંએ તેના પર તોફાનમાં વરસાદની ઝડીની પેઠે બાણની વૃષ્ટિ કીધી. તેમણે વૃક્ષો અને પર્વતો પણ ઉખેડી કાઢ્યા અને તે દેવી પર ફેંકયા; પરંતુ તેણે એક એવું અસ્ત્ર માર્યું કે તેથી દુર્ગનાં ઘણાં હથિયારોનો નાશ થયો. તેના બદલામાં તે રાક્ષસે એક બળતું અસ્ત્ર તેના પર ફેંકયું, પરંતુ દેવીએ તે ચુકવી દીધું. બીજું અસ્ત્ર ફેંકયું, તેની સામા દેવીએ સો બાણ નાખી તેનો નાશ કર્યો. પછી તેમણે તાકીને પાર્વતીની છાતીમાં એક બાણ માર્યું; પરંતુ તેથી પણ તેણે પોતાનો બચાવ કર્યો. આખરે પાર્વતીએ દુર્ગને પકડયો અને પોતાનો જમણો પગ તેની છાતી ઉપર મૂકયો....તેમણે તેના શરીરમા ત્રિશૂલ ભોકયું....'હજાર હાથે તેને પકડયો, હવામાં લઈ ગયાં, ને ત્યાથી ભયાનક બળે જમીન પર ફેંકયો. પણ આથી તે મુઓ નહિ; તેથી તેમણે તેની છાતીમાં બાણ ભોકયું, એટલે તેના મોંમાંથી રુધિરની ધારા વહેવા લાગી અને તે મરણ પામ્યો. દેવો પ્રસન્ન થયા, પોતપોતાનો ગયલો વૈભવ પાછો મેળવ્યો, અને પોતાના છૂટકારા માટે સંતોષના ચિહ્ન તરીકે તેમને દુર્ગાદેવી નામ આપ્યું.'"

દુર્ગાપૂજા નામનો મોટો ઉત્સવ આખા ઉત્તર હિંદુસ્તાનમાં આ દેવીના સન્માનાર્થે દરેક વરસ ઉજવવામાં આવે છે. સર્વ હિંદુ ઉત્સવોમાં આ વિશેષ લોકપ્રિય છે અને વરસનો મોટામાં મોટો

તહેવારનો દિવસ ગણાય છે. ત્રણ દિવસ સુધી બધું કામકાજ બંધ રાખવામાં આવે છે અને એ ઉત્સવમાં ભાગ લેવા લોકો દૂરથી પોતાને ઘેર આવે છે. દેવીને પાડા અને બકરાંનો હોમ કરવામાં આવે છે અને આ પ્રસંગે શ્રીમન્તો અતિશય દ્રવ્ય ખર્ચે છે. બ્રાહ્મણોનું પૂજન કરી તેમને મિષ્ટાન્ન જમાડવામાં આવે છે. નૃત્ય કરનારી કન્યાઓ, કીમતી પોશાક સજીને, રત્નનાં આભૂષણ પહેરીને, દેવીની આગળ ગાય છે અને નૃત્ય કરે છે. ગીતો ઘણાં અનીતિથી ભરેલાં હોય છે અને નૃત્ય એથી પણ વિશેષ નિર્મર્યાદ છે. એક અંગ્રેજ પ્રેક્ષક કહે છે કે " આખો દેખાવ જોઈને મારા મનમાં અતિશય કમકમાટ છૂટે એવી લાગણી થઈ. ગાનારીઓનો પોશાક, તેમની અનીતિભરેલી ચેષ્ટા–ગાયનોનું તિરસ્કારવા લાયક સ્વરૂપ, પડઘમોનો ભયંકર અવાજ, મોડી રાત અને અંધારાવાળું સ્થળ, તેનીજ સાથે મારા મનમાં એક એક એવો વિચાર આવ્યો કે હું એક મૂર્તિપૂજકોના મંદિરમાં ઊભો છું અને બુદ્ધિમાન્ અને અમર પ્રાણીઓનું આ મોટું ટોળું પોતે એક મોટું પુણ્ય કરે છે એમ માને છે, પરંતુ પૂજાને નામે તે સ્વર્ગના દેવની સામા મોટામાં મોટો, ઘોર અપરાધ કરે છે–આ બધાથી મારા મનમાં જે વિચારો અને લાગણી ઉત્પન્ન થયાં તે કદી પણ ભુસાવાનાં નથી. "

આ ઉત્સવ પંદર દિવસ પહોંચે છે. પહેલી ચાર રાત દેવીને ભૂષણ સજાવવામાં જાય છે; પાંચમી તેને માટે વસ્ત્ર તૈયાર કરવામાં જાય છે, છઠ્ઠીએ તેને જગાડવામાં આવે છે; સાતમીએ શિવનું પવિત્ર વૃક્ષ બિલ્વ જેમાં મુખ્ય છે એવાં નવ વૃક્ષ અને છોડાનાં પાદડાંના રચેલા મંડપમાં દેવીને બેસાડે છે, સાતમો, આઠમો, અને નવમો દિવસ મુખ્ય દિવસ છે; એમાંને છેલ્લે દહાડે એમના માનને અર્થે હોમવા કાઢેલા પશુઓનો વધ કરવોજ જોઈએ. કાલિકાપુરાણમાં એવી આજ્ઞા આપી છે કે "પહોળી તરવાર કે તીક્ષ્ણ કુહાડાના એક ઝટકાથી યજ્ઞનાં પશુઓનો નાશ કરવો.' બીજે દિવસે દેવીનું માનપૂર્વક વિસર્જન કરવામાં આવે છે અને તેની મૂર્તિને

મંદિરમાં પાછી મૂકવામાં આવે છે. પંદરમે દિવસે, એટલે પૂર્ણિમાને દિવસે, તેના ભક્તો આખી રાત આનન્દ અને મોજશોખમાં ગાળે છે. એ રાત્રે જેમનું દુર્ભાગ્ય હોય તેજ ઊંઘે છે; કારણ કે એજ રાતે તે રાક્ષસ દેવીની સામા મોટું લશ્કર લઈ ગયો હતો અને એજ રાતે લક્ષ્મી દેવીએ પૃથ્વી પર ઊતરી જે સર્વ જાગરણ કરે તેને દ્રવ્ય આપવાનું વચન આપ્યું હતું.

## ૪. કાલી

હે કાલિ ! ત્રણ નેત્રવાળી ભયંકર સ્વરૂપવાળી માતા, જેના ગળાની આસપાસ માણસની ખોપરીઓની માળા લટકે છે, તને નમસ્કાર. આ રુધિરથી તને નમસ્કાર.

કાલીની પૂજામાં વપરાતો મન્ત્ર

શિવની સ્રીનાં 'નિર્દય' સ્વરૂપમાં, રુધિરની ભયંકર દેવી કાલીનું સ્વરૂપ ક્રૂરતાની પરમ સીમાએ પહોંચે છે. ગમે તેવી દૂષિત અને પશુતુલ્ય થયલી પણ મનુષ્યની કલ્પના આ દેવીની કલ્પનાના ભયાનક સ્વરૂપની બરોબરી કરી શકતી નથી. તન્ત્રો આપણને નીચે પ્રમાણે કહે છેઃ—

"મનુષ્યે કાલીની પૂજા મદ્ય અને બલિદાનથી કરવી. એ દેવીનું મુખ ભયાનક, પહોળું છે, મદ્યપાનમાં મસ્ત થયલા પુરુષ જેવાં રક્ત નેત્ર છે, અને હોળ્યા વગરના વાળ છે. તેને ચાર હાથ છે અને જે રાક્ષસોનો તે દેવીએ સંહાર કર્યો છે અને જેનું રક્ત તેણે પીધું છે તેના મસ્તકોની ભવ્ય માળા પહેરી છે. કમળ જેવા નાજુક હાથમાં તે તરવાર પકડે છે. તે ભયરહિત છે અને આશીર્વાદ દે છે. તે મોટાં વાદળાં જેવી કાળી છે. તેનો કંઠ લોહીથી રંગેલો છે. બે શબરૂપી તેણે કાને લોળીઓ પહેર્યાં છે. તેના હાથમાં બે શબ છે. તેના દન્ત ભયાનક છે અને વદન હસતું છે, તેના બાહુ ભય ને પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન કરે છે. તે સ્મશાનમાં રહે છે અને પોતાના સ્વામી શિવની છાતી પર ઊભેલી છે."

રાક્ષસ પર વિજય મેળવ્યા પછી તેણે નૃત્ય કરવા માંડ્યું. જ્યાં-સુધી પૃથ્વી ધ્રૂજી અને તેના કકડા થવા લાગ્યા, ત્યાંસુધી તેણે નૃત્ય કર્યું. દેવોની પ્રાર્થનાથી શિવે તેને બંધ રહેવા કહ્યું; પરંતુ આવેશને લીધે તે પર તેનું ધ્યાન ગયું નહિ. પછી તેના પગ આગળ શબ પડ્યાં હતાં તેમાં શિવ સૂતા. જ્યાંસુધી પોતાના પગ આગળ પડેલા શિવને તેણે જોયા નહિ ત્યાંસુધી તેણે પોતાનુ ઉન્મત્ત નૃત્ય કરવામાં વિલાસ ભોગવ્યા કર્યો. સ્વામી પર નજર પડી ત્યારે તેણે ભયમાં જીભ બહાર કાઢી અને નૃત્ય કરતી બંધ થઈ.

પ્રાચીન સમયમા કાલીને મનુષ્યનો ભોગ આપવામાં આવતો હતો એમાં બીલકુલ શક નથી. કાલિઘાટના મોટા મંદિરમાં—કલકત્તા-માં (એ શહેરનું નામ કાલી ઉપરથીજ પડ્યું છે) હિંદુધર્મના મુખ્ય મંદિરમાં મુખ્ય રંગમંડપની જમણી ને ડાબી બાજુએ બે પત્થર છે, તે ઘેટાં ને બકરાંના લોહીથી લાલ છે; પરંતુ બ્રિટિશ સરકારે અટકાવ કર્યો તે પહેલાં મનુષ્યના રુધિરનું તેને બલિદાન આપવામાં આવતું હતું. મધ્ય અને ઉત્તર હિંદુસ્તાનના પ્રદેશમાં અસલના વખતમાં નિરપરાધી મુસાફરને ઠગનાં અસંખ્ય ટોળાં ઘણી વાર માર્ગમાં ઘેરી લેતાં અને ગળે ફાંસો નાખી દાટી દેતાં. આખા દેશમાં તેઓ ત્રાસરૂપ હતા અને ત્રાહિ ત્રાહિ પોકરાવતાં. એ ઠગનું હવે નિર્મૂલન કરવામા આવ્યું છે.[1] એમની રક્ષક દેવી કાલી છે. કાલિકાપુરાણમાં[2] મનુષ્યનો ભોગ આપવાનો બોધ ઘણાજ સ્પષ્ટ શબ્દમાં આપ્યો છે.—

૧ ઈ. સ. ૧૮૨૯ અને તેની પછીના વર્ષમા ગવર્નર-જનરલ સર વિલિઅમ બેંટિકના હુકમ નીચે કામ કરનાર સરદાર સ્લીમૅન અને તેના હાથ નીચેના માણસના પ્રયાસથી એ દુષ્ટ રિવાજ નાબૂદ કરવામા આવ્યો છે. એ અનિષ્ટ રિવાજ એટલો બધો પ્રસર્યો હતો કે તેને દાબી દેવા સારૂ એક ખાસ ખાતુ ઊભુ કરવુ પડ્યુ હતું.

૨ મૂરકૃત 'હિંદુપુરાણ,' પૃ૦ ૧૪૪

"હરણ અને ગેંડીનું માંસ મારી પ્રિય (કાલી) ને પાંચસેં વર્ષ આનન્દ આપે છે. શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે કરેલા મનુષ્યના બલિદાનથી તે હજાર વર્ષ આનન્દ પામે છે; અને ત્રણ માણસનાં બલિદાનથી એક લાખ વર્ષ આનન્દ પામે છે....પવિત્ર મન્ત્રથી પવિત્ર કરેલા લોહીનું બલિદાન અમૃત જેવું છે. માથું અને માંસ પણ ઘણો આનન્દ આપે છે. યજ્ઞ કરનારે કાલી શબ્દ બે વાર કહેવો અને એમ કહેવું કે "દેવિ! હે ગર્જનાની દેવિ! તને નમસ્કાર, હે લોહદંડવાળી દેવિ! તને નમસ્કાર.' પછી તેણે હાથમાં કુહાડો લેવો અને ફરી કાલરાત્રી પુરાણના શબ્દો પ્રમાણે નીચે પ્રમાણે દેવીનું આવાહન કરવું. યજમાને કહેવું કે "હ્રીં, કાલિ! કાલિ! હે ભયંકર દન્તવાળી કાલિ! બધા દ્વેષી પુરુષોને ખા, કાપી નાખ, નાશ કર; આ કુહાડા વડે કાપ. બાંધ, બાંધ, પકડ, પકડ; લોહી પી. ઐં, હ્રીં, ફ્રીં, નિર્ભય કર, કાલીને નમસ્કાર."

"રાજાઓ, પ્રધાનો, મન્ત્રીઓ, અને મદ્યના વેચનારાઓ ઉદય અને દ્રવ્ય પ્રાપ્ત કરવા મનુષ્યનાં બલિદાન આપો. એ પ્રસંગોએ આ મન્ત્ર વાપરવો:-' હે ત્રિનેત્રવાળી દેવિ! અતિભયાનક દર્શનવાળી દેવિ! જેના કંઠની આસપાસ માણસની ખોપરીની માળા લટકે છે, જે રાક્ષસોની નાશ કરનારી છે, જેણે કુહાડો અને ભાલો એ હથિયાર રાખ્યાં છે! આ લોહીથી તને નમસ્કાર."

કોઈ યજમાન શત્રુને બદલે બકરો કે પાડો પ્રતિનિધિ તરીકે મૂકે અને બધી વિધિમાં તે યજ્ઞને શત્રુનું નામ આપે તો તે આ પ્રમાણે પ્રતિનિધિથી શત્રુનો વધ કરી શકે. એવે પ્રસંગે યજમાન નીચે પ્રમાણે કહે છેઃ—

"હે ભયંકર સ્વરૂપવાળી દેવિ! ફલાણાને, મારા શત્રુને ખાઈ જા, તેનું ભક્ષ કર. અગ્નિદેવની પત્નિ! અગ્નિને નમસ્કાર! આજ શત્રુએ મને નુકસાન કર્યું છે. એ શત્રુએ આ પ્રાણીનું રૂપ ધારણ કર્યું છે. હે કાલિ! એનો નાશ કર."

[illegible] કુરાઉ બ્રાહ્મણ વિષે સર જે. માલકમે નીચે પ્રમાણે લખ્યું છે:—આ જાતિમાં હરેક વર્ષે શક્તિને (કાલીને) એક તરુણ પુરુષનો ભોગ આપવાનો ભયંકર રિવાજ છે. શક્તિ મનુષ્યના લોહીથી તૃપ્ત થાય છે એમ ધારવામાં આવે છે. તેની મૂર્તિ અગ્નિ જેવી લાલચોળ આંખવાળી કરવામાં આવે છે અને તેને રક્ત પુષ્પોથી ઢાંકી દેવામાં આવે છે. તેના ભક્તો દશેરાના ઉત્સવના પ્રથમ નવ દિવસ તેનું અર્ચન કરે છે અને દશમા દિવસની સાંજે એક મોટા મિષ્ટાન્નનો ઉત્સવ કરવામાં આવે છે, તેમાં આખા કુટુંબને બોલાવવામાં આવે છે. જેનો ભોગ આપવાનો હોય છે તેના ભોજનમાં કેફી વસાણું નાખવામાં આવે છે. આ માણસ ઘણી વાર એક અપરિચિત પુરુષ હોય છે. તેની તરફ ઘરધણી કેટલાક મહીના સુધી ઘણાજ પ્રેમ અને [illegible] વર્તે છે. કેટલીક વખત તેનો વહેમ દૂર કરવા તેને પોતાની છોકરી સુદ્ધાં પરણાવે છે. ઝેરી અને કેફી ચીજની તેના પર અસર થવા માંડે છે કે તરતજ ઘરધણી તે અર્પણ કરેલા ભોગને, એકલો મંદિરમાં લઈ જાય છે, તેની પાસે ત્રણ વાર મૂર્તિની પ્રદક્ષિણા કરાવે છે, અને જેવો તે તેને લાંબો થઈ દંડવત્ પ્રણામ કરે છે કે તે તકનો લાભ લઈ ઘરધણી તેનું ગળું કાપી નાખે છે. ઘણી સંભાળથી તે લોહીને એક નાના પ્યાલામાં ભેગું કરે છે. પ્રથમ એ લોહી તે દેવીને હોઠે અરકાડે છે અને પછી તેના શરીર પર છાંટે છે, અને શબને માટે દેવીની મૂર્તિના પગ આગળ ખાડો ખોદાય છે એટલે તેને તેમાં કાળજીથી દાટી દે છે કે કોઈને ખબર ન પડે. આ થઈ રહ્યા પછી તે કુરાઊ બ્રાહ્મણ પોતાને ઘેર પાછો જાય છે અને રાત્રી આનન્દ અને મોજશોખમાં ગાળે છે; કેમકે તેને ખાતરી થઈ છે કે આ લોહી-તરસ્યા–ઘાતક કૃત્યથી મેં દેવીનો બાર વર્ષ પર્યન્ત પ્રસાદ મેળવ્યો છે.[1]

કાલી કે દુર્ગા દેવીના મંદિરમાં હાલ પણ ક્વચિત્ છૂપી રીતે

૧. માલકમકૃત 'ઉત્તર હિંદુસ્તાનને લગતી નોંધ અને પ્રશ્ન.' ૧.

"હરણ અને ગેંડીનું માંસ મારી પ્રિય (કાલી) ને પાંચસેં વર્ષ આનન્દ આપે છે. શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે કરેલા મનુષ્યના બલિદાનથી તે હજાર વર્ષ આનન્દ પામે છે; અને ત્રણ માણસનાં બલિદાનથી એક લાખ વર્ષ આનન્દ પામે છે....પવિત્ર મન્ત્રથી પવિત્ર કરેલા લોહીનું બલિદાન અમૃત જેવું છે. માથું અને માંસ પણ ઘણો આનન્દ આપે છે. યજ્ઞ કરનારે કાલી શબ્દ બે વાર કહેવો અને એમ કહેવું કે "દેવિ! હે ગર્જનાની દેવિ! તને નમસ્કાર. હે લોહદંડવાળી દેવિ! તને નમસ્કાર.' પછી તેણે હાથમાં કુહાડો લેવો અને ફરી કાલરાત્રી પુરાણના શબ્દો પ્રમાણે નીચે પ્રમાણે દેવીનું આવાહન કરવું. યજમાને કહેવું કે "હ્રીં, કાલિ! કાલિ! હે ભયંકર દન્તવાળી કાલિ! બધા દ્વેષી પુરુષોને ખા, કાપી નાખ, નાશ કર; આ કુહાડા વડે કાપ. બાંધ, બાંધ, પકડ, પકડ; લોહી પી. ઐં, હ્રીં, ક્લીં, નિર્ભય કર, કાલીને નમસ્કાર."

"રાજાઓ, પ્રધાનો, મન્ત્રીઓ, અને મદ્યના વેચનારાઓ ઉદય અને દ્રવ્ય પ્રાપ્ત કરવા મનુષ્યનાં બલિદાન આપો. એ પ્રસંગોએ આ મન્ત્ર વાપરવોઃ-' હે ત્રિનેત્રવાળી દેવિ! અતિભયાનક દર્શનવાળી દેવિ! જેના કંઠની આસપાસ માણસની ખોપરીની માળા લટકે છે, જે રાક્ષસોની નાશ કરનારી છે, જેણે કુહાડો અને ભાલો એ હથિયાર રાખ્યાં છે! આ લોહીથી તને નમસ્કાર."

કોઈ યજમાન શત્રુને બદલે બકરો કે પાડો પ્રતિનિધિ તરીકે મૂકે અને બધી વિધિમાં તે યજ્ઞને શત્રુનું નામ આપે તો તે આ પ્રમાણે પ્રતિનિધિથી શત્રુનો વધ કરી શકે. એવે પ્રસંગે યજમાન નીચે પ્રમાણે કહે છેઃ—

"હે ભયંકર સ્વરૂપવાળી દેવિ! ફલાણાને, મારા શત્રુને ખાઈ જા, તેનું ભક્ષ કર. અગ્નિદેવની પત્નિ! અગ્નિને નમસ્કાર! આજ શત્રુએ મને નુકસાન કર્યું છે. એ શત્રુએ આ પ્રાણીનું રૂપ ધારણ કર્યું છે. હે કાલિ! એનો નાશ કર."

મુંબઈના કરાડા બ્રાહ્મણ વિષે સર જે. માલકમે નીચે પ્રમાણે લખ્યું છે:—આ જ્ઞાતિમાં દરેક વર્ષે શક્તિને (કાલીને) એક તરુણ બ્રાહ્મણનો ભોગ આપવાનો ભયંકર રિવાજ છે. શક્તિ મનુષ્યના લોહીથી તૃપ્ત થાય છે એમ ધારવામા આવે છે. તેની મૂર્તિ અગ્નિ જેવી લાલચોળ આંખવાળી કરવામાં આવે છે અને તેને રક્ત પુષ્પોથી ઢાંકી દેવામા આવે છે. તેના ભક્તો દશેરાના ઉત્સવના પ્રથમ નવ દિવસ તેની પ્રાર્થના કરે છે અને દસમા દિવસની સાંજે એક મોટા મિષ્ટાન્નનો ઉત્સવ કરવામાં આવે છે, તેમાં આખા કુટુંબને બોલાવવામાં આવે છે. જેનો ભોગ આપવાનો હોય છે તેના ભોજનમાં કેફી વસાણું નાખવામાં આવે છે. આ માણસ ઘણી વાર એક અપરિચિત પુરુષ હોય છે. તેની તરફ ઘરધણી કેટલાક મહીના સુધી ઘણાજ પ્રેમ અને માયાળુપણાથી વર્તે છે. કેટલીક વખત તેનો વહેમ દૂર કરવા તેને પોતાની છોકરી સુદ્ધાં પરણાવે છે. ઝેરી અને કેફી ચીજની તેના પર અસર થવા માડે છે કે તરતજ ઘરધણી તે અર્પણ કરેલા ભોગને, એકલો મંદિરમાં લઈ જાય છે, તેની પાસે ત્રણ વાર મૂર્તિની પ્રદક્ષિણા કરાવે છે, અને જેવો તે તેને લાંબો થઈ દંડવત્ પ્રણામ કરે છે કે તે તકનો લાભ લઈ ઘરધણી તેનું ગળું કાપી નાખે છે. ઘણી સંભાળથી તે લોહીને એક નાના પ્યાલામાં ભેગું કરે છે. પ્રથમ એ લોહી તે દેવીને હોઠે અરકાડે છે અને પછી તેના શરીર પર છાંટે છે, અને શબને માટે દેવીની મૂર્તિના પગ આગળ ખાડો ખોદાય છે એટલે તેને તેમાં કાળજીથી દાટી દે છે કે કોઈને ખબર ન પડે. આ થઈ રહ્યા પછી તે કરાડો બ્રાહ્મણ પોતાને ઘેર પાછો જાય છે અને રાત્રી આનન્દ અને મોજશોખમાં ગાળે છે; કેમકે તેને ખાતરી થઈ છે કે આ લોહી-તરસ્યા—ઘાતક કૃત્યથી મેં દેવીનો બાર વર્ષ પર્યન્ત પ્રસાદ મેળવ્યો છે.[1]

કાલી કે દુર્ગા દેવીના મંદિરમાં હાલ પણ ક્વચિત્ છૂપી રીતે

૧. માલ્કમકૃત 'ઉત્તર હિંદુસ્તાનને લગતી નોંધ અને પ્રશ્ન,' ૧. ૧૧૨-૧૪૮

ભોગ અપાય છે એમ વહેમ ખાવાને કારણ છે. નેપાળમાં. હાલમાં પણ સંખ્યાબંધ દાખલા છે. કાશીમાં હમણાંજ એક દાખલો બન્યો છે. નાગપુર પાસે ચંડ અને લંજીમાં કાલીનાં મંદિર છે, ત્યાં હાલના જમાનાના લોકોને યાદ છે એટલા પાસેના સમયમાં મનુષ્યનાં બલિદાન કરવામાં આવ્યાં છે. [1]

---

૧. ઘણા અજ્ઞાની પ્રાચીન જમાનામા મનુષ્યના ભોગ ઘણા કારણથી આપવામા આવતા અને તે ઘણી રીતે અપાતા. સ્લીમેન નીચેના દાખલા આપે છે.–

મધ્ય પ્રાન્તમાં સાગર નામનું શહેર એક ઘણાજ સુંદર તળાવની બે બાજુ પર આવ્યું છે. ઉત્તરની બાજુએ બે અડદીઆ પથ્થરની ટેકરીઓને જોડતી દિવાલથી એ તળાવ બનેલું છે. દન્તકથા એવી છે કે એ દિવાલ વણજારાની ન્યાતના એક ધનાઢ્ય વેપારીએ બાંધી હતી. દિવાલ બંધાઈ રહી તોપણ તળાવની ભૂમિ સુકીજ રહી. વણજારાને સ્વપ્ન આવ્યું કે કોઈ ગોરે કહ્યું કે જ્યાસુધી તું તારી છોકરી–જે તે વખત એક કન્યા હતી–તેનો અને જે તરુણ છોકરા સાથે વિવાહ થયો હતો તેનો એમ બંનેનો એ સ્થાનના રક્ષક દેવને ભોગ આપવાનું કબૂલ નહિ કરે ત્યાંસુધી તે તળાવ સૂકું રહેશે. તે પ્રમાણે તેણે તે ખીણ જ્યાં તળાવ થવાનું હતું તેની વચ્ચે એક નાનું મદિર બાંધ્યુ, બંને છોકરાને અંદર મૂક્યા, અને તેનું બારણું ચણી દીધું. તેણે આમ કર્યું કે તરતજ આખી ખીણ પાણીથી ભરપૂર થઈ ગઈ અને તે વૃદ્ધ વેપારી, ગોર, કડીઆ, અને પ્રેક્ષક મહાપુરીઅતે નાસી ગયા. તે સમયથી તે તળાવનું પાણી કદી ખૂટતું નથી; પણ વણજારાની ન્યાતના કોઈએ પણ તેનું પાણી પીધેલું જાણવામા નથી "–સ્લીમૅન, અંક ૧લો, પૃ૦ ૧૨૨

મહાદેવ, નામની અડદીઆ પથ્થરની ટેકરીની દક્ષિણે નર્મદા આવેલી છે તેનો દેખાવ તે ટેકરી પરથી જોઈ શકાય છે. તે દરિયાની સપાટીથી ૪,૦૦૦ થી ૫,૦૦૦ ફુટ ઊંચી છે. ઊંચામા ઊંચા એક ભાગમા માતાની પ્રતિજ્ઞા પરિપૂર્ણ કરવા થોડા તરુણ પુરુષો પોતાનું બલિદાન આપે છે તે જોવા પ્રેક્ષકો એકઠા થાય છે, તેમના આનન્દને માટે અગાઉ મેળો ભરાતો. કોઈ સ્ત્રીને છોકરા ન હોય તે જે સર્વ દેવો તેને સહાયતા કરશે એમ લાગે તે સર્વને બળિદાન આપે છે, અને પોતાની કામના સફળ કરે તેને એથી

પણ વધારે બળિદાન કરવાનુ વચન આપે છે. નાની પ્રતિજ્ઞાઓથી કઈ સરતું નથી ત્યારે આખરે તે પોતાનો પહેલો બાળ પુત્ર થાય તો તેનો, નાશના દેવ મહાદેવને (શિવને) ભોગ આપવાની પ્રતિજ્ઞા લે છે. પુત્ર જન્મે છે તો જ્યાંસુધી તે પુખ્ત ઉમરનો થાય છે ત્યાંસુધી - પોતાની પ્રતિજ્ઞા તેનાથી છૂપી રાખે છે; અને પુખ્ત ઉમરે પહોચે છે એટલે તેને તે પ્રતિજ્ઞા પરિપૂર્ણ કરવાનુ કામ ગભીરતાથી સોપે છે. માતાની આજ્ઞા પાળવી એ તે પોતાની મુખ્ય ફરજ સમજે છે અને દેવને પોતે અર્પણ થયો છે એમ માને છે. પછી તે ભિક્ષુકનો પહેરવેશ પહેરે છે, હિંદુસ્તાનના જુદા જુદા ભાગમા આવેલા આ દેવના પ્રસિદ્ધ મન્દિરની યાત્રા કરે છે, અને મહાદેવની ટેકરીના વાર્ષિક મેળાને દિવસે ૪૦૦–૫૦૦ ફુટની ઊંચાઈથી નીચેના ખડક પર આત્મપાત કરી તેની સાથે અફળાઈ કકડે કકડા થઈ મરણ પામે છે. આ ક્રિયાને ભૃગુપાત (સીધી ઊભી ટેકરી પરથી પડવુ) કહે છે–સ્લીમૅન, અંક ૧લો. પ૦ ૧૨૫



પાર્વતી (ઉમા) શિવની સ્ત્રી,

નમ્ર ૨૬૩૫



દુર્ગા શિવની સ્ત્રી ( વિકરાળ સ્વરૂપ )
આ દેવીને રાક્ષસના રાજા દુર્ગ સાથે લડે છે એમ દર્શાવી છે તે રાક્ષસને મારે છે ત્યારે દેવો તેને તેનુ નામ આપે છે



કાલી, શિવની સ્ત્રી ( વિકરાળ સ્વરૂપ )
જે બાણતો જોવાની છે તે મનુષ્યની ખોપરીની માળા અને તેના કમરપટામાથી મનુષ્યના હાથ લટકતા છે તે છે તે પોતાના સ્વામીના શરીર પર ઊભી રહી નૃત્ય કરે છે

# પ્રકરણ ૧૩મું

## શિવ અને પાર્વતીના પુત્રો

### ૧ માંગલિક ગણેશ

" મધ્ય મંડપમાં ગણેશ દેવ ચક્ર અને પાશ લઈને, જ્ઞાન અને સંપત્તિ આપવા, માંગલિક બેઠા છે અને આડી સૂંઢ પર માળા ચઢાવે છે. "

-આર્નોલ્ડકૃત ' એશિઆનો પ્રકાશ, ' પૃ૦ ૫૯

' ગણેશ ' એ શબ્દ ' ગણ ' અને ' ઈશ ' નો બનેલો છે અને તેનો અર્થ ' ગણોનો ધણી ' એવો થાય છે. ગણો હલકા દેવ અને ભૂત અને મુખ્યત્વે કરીને શિવની સેવામાં રહેનારા તાબેદાર દેવ છે અને શિવે એમનું આધિપત્ય ગણેશને આપ્યું છે. ઉત્તરમાં તેઓ આ નામથી પ્રસિદ્ધ છે; પણ દક્ષિણ હિંદુસ્તાનમાં તેમને પુલિયારના નામથી પૂજે છે. બધા હિંદુ દેવમાં એઓ સર્વથી વધારે પૂજ્ય છે, એમાં કંઈ શક નથી. તેમની વિચિત્ર, કઢંગી આકૃતિ અસંખ્ય હિંદુ મકાનોમાં બારણાની ઉપલી શાખ ઉપર માલમ પડે છે. આવા બીહામણા દેવ આટલા બધા લોકપ્રિય થયા તે જોઈને અંગ્રેજ લોકોને પુષ્કળ આશ્ચર્ય લાગશે. એનો ખુલાસો ઘણું કરીને એવો છે કે ગણેશ જિંદગીમાં સફળતાની મૂર્તિ છે. તેમનો આકાર એક જાડો, ખાઈપીને પુષ્ટ થયલો વાણીઓ ( નાણાવટી કે પૈસા ધીરનાર ) પગ પર પગ ચડાવીને અત્યન્ત આનંદમાં જકાત લેવાની જગાએ બેઠો હોય તેના પરિવર્તન પામેલા આકારને સારી પેઠે મળતો આવે છે. ધરાઈ ગયલી ઇચ્છા અને પ્રૌઢ આત્મસંતોષના તેઓ પરમ આદર્શ-ભૂત છે. જિંદગીમાં સફળતા એનો અર્થ હિંદુઓના મત પ્રમાણે ખાવાપીવાનું સુખ, જે જોઈએ તે પુષ્કળ હોય તે, આબાદી, અને ચહેન થાય છે. સિંદૂરના લેપવાળી, રાક્ષસી, અને પુષ્ટ એવી

ગણેશની આકૃતિ આ વિચાર ગામડીઆના મનમાં આણે છે. બાપડા ગરીબ અને મહેનતુ ગામડીઆના મનમાં એ દેવ સફળ કાર્યની પરમ સીમા અને જીવનપર્યન્તના ઉદ્યોગના ફળનું સ્વરૂપ છે.

ગણેશની કૃપા અને આશીર્વાદ ન યાચવામાં આવે એવા પ્રસંગ શોધી કાઢવા કઠણ છે. તે સુભાગ્ય, અને સર્વ સફળ નીવડેલા સાહસના દેવ છે અને દીર્ઘદર્શી, અને ડહાપણ અને યુક્તિથી ભરપૂર છે. આજ કારણથી તેમની વિચિત્ર આકૃતિ હજારો હિંદુ ઘરમાં પેસવાના બારણા ઉપર માલમ પડે છે, તેમજ ઘણાખરા હિંદુ દુકાનદારોના કામકાજ ઉપર તેઓ અધ્યક્ષ તરીકે નજર રાખે છે. કોઈ પણ કાર્ય શરૂ કરતાં આરંભમાં તેમનું આવાહન થાય છે. તે ઘર બાંધે છે તો ગણેશની મૂર્તિને પ્રથમ તે સ્થળે ઊભી કરી તેમની કૃપા યાચવામાં આવે છે. પૈસા ધીરનારા દરરોજ સવારે પોતાના હિસાબની ચોપડીઓ ઉઘાડે તે પહેલાં કે મુસાફરો નવો પ્રવાસ શરૂ કરે તે પહેલાં તેઓ ગણેશની પ્રાર્થના કરી તેમની મહેરબાની અને મદદ યાચે છે. સાધારણ હિંદુ, મંદિરમાં પેસતાં પ્રથમ ગણેશની સ્નાન, પુષ્પ, અને નૈવેદ્યથી પૂજા કરી કૃપા યાચશે અને પછી પોતાના મુખ્ય ઇષ્ટ દેવની પૂજા કરશે.

ગ્રન્થકારો પુસ્તકો લખતા પહેલાં ખાસ ગણેશની સ્તુતિ કરે છે. આનું કારણ એ છે કે પુસ્તક રચવુ એ ઘણું ભારે પ્રૌઢ કામ છે અને એમા દ્વેષી અને અદેખાં ભૂત ખાસ વિઘ્ન નાખે છે; આથી દરેક ગ્રન્થના આરંભમાં **श्रीगणेशाय नमः–શ્રી ગણેશને નમસ્કાર**, એવા શબ્દ હોય છે. પ્રસિદ્ધ ગ્રન્થ 'પ્રેમસાગર'ના આરંભમાં નીચે પ્રમાણે શબ્દ છે:—

"પવિત્ર ગણેશને નમસ્કાર! વિઘ્નઘાતક, અતિપ્રખ્યાત, ગજવદન, પ્રકાશમાન, હે ઈશ! એવું વરદાન આપો કે (આ પુસ્તકથી) પવિત્ર વાણી અને બુદ્ધિનો આનન્દ અતિશય વૃદ્ધિ પામે."

આ હુષ્ટપુષ્ટ દેવનો મુખ્ય દોષ અત્યાહાર હોય એમાં કંઈ આશ્ચર્ય છે? પરીક્ષાને વખતે એની મદદ માગે છે ત્યારે વિદ્યાર્થીઓ એને મિઠાઈનું નૈવેદ્ય ધરાવવાનાં પ્રિય વચન કહે છે અને એ નૈવેદ્ય કેટલું બધું જોઈશે તે પણ કહે છે. કહે છે કે એક વખત શિવ ભારે સંકટમાં આવ્યા, કારણ કે એક દેવ એમનો નાશ કરવા મોટા યજ્ઞો કરતો હતો અને ભારે તપશ્ચર્યા પાળતો હતો. તેમણે ગણેશની મદદ માગી; પણ તેમના કપટી શત્રુએ માર્ગમાં મિઠાઈ નાખી ગણેશના આવવામાં વિલંબ કર્યો. ગણેશ રસ્તામાં એ મિઠાઈ લેતા લેતા ને ખાતા ખાતા ગયા તેથી એટલા બધા મોડા થયા કે પછી તેની મદદનું પ્રયોજન રહ્યું નહિ.

આ બધું છતાં પણ ગણેશનું કુળ પ્રસિદ્ધ છે. તે શિવ અને પાર્વતીના મોટા પુત્ર છે એમ મનાય છે; પરંતુ પાર્વતીએ તેમને શરીરના પોપડામાંથી અથવા તો કેટલાક કહે છે તે પ્રમાણે શરીરના મેલમાંથી ઉત્પન્ન કર્યા છે એમ કહેવાય છે. જન્મપ્રસંગે સર્વ દેવ તેમને વન્દન કરી ધન્યવાદ આપવા આવ્યા, તેમને તે બાળકનું દર્શન કરવા દીધું. આ બધામા શનિ હતા તેમણે પોતાની નજર નીચી પૃથ્વી પરજ સ્થિર રાખી, તે જોઈ બધાને આશ્ચર્ય લાગ્યું. સ્વાભાવિક રીતેજ આથી પાર્વતીને ઘણું ખોટું લાગ્યું અને તેમણે આમ કરવાનું કારણ માગ્યું. તેમણે કહ્યું કે મારે આજ સવારે મારી સ્ત્રી સાથે કજીઓ થયો છે. તેણે અનેક રીતે પ્રીતિ દર્શાવી મારૂં લક્ષ ખેંચ્યું, પણ મેં તેને લેખવી નહિ. મેં કહ્યું કે મારૂં ધ્યાન વિષ્ણુ ઉપર એવું તો તલ્લીન થઈ ગયું હતું કે મારી નજર કોઈ પણ બીજી ચીજ પર જતીજ ન હતી. તે સાંભળી તેણે મારી નજર આજે જેના પર પડે તેને ગંભીરતાથી શાપ દીધો છે. પાર્વતીએ એ શાપને હસી કાઢ્યો અને શનિની પ્રાર્થના કરી કે તમે મારા પુત્રનું દર્શન કરો. તેમણે તે મુખ જોયું કે તરતજ તે બાળકનું માથું તેના શરીરથી છૂટું પડી ગયું. માથા વગરનું ધડ હાથમાં લઈ પાર્વતીએ અત્યન્ત વિલાપ કર્યો અને

જમીન પર ઢળી પડયાં; પરંતુ વિષ્ણુ ગરુડ પર બેસી દોડતા દોડતા એક નદીકિનારે ગયા, ત્યા તેમને એક હાથી ઉંઘતો માલમ પડયો. તેમણે તેનું માથું કાપી નાખ્યું અને તે લઈને દોડતા દોડતા ગયા અને ગણેશના છૂટા પડેલા ધડ સાથે આ નવું માથું જોડી તેમને જીવતા કર્યા. માથાના આવા ફેરફારથી પાર્વતીને શાન્તિ વળી નહિ, પરંતુ તેમનું મન વાળવા બ્રહ્માએ તેમને કહ્યું કે સર્વ દેવમાં ગણેશની પૂજા પહેલી થશે.[1]

તેમના હાથીના માથા વિષે એક ખાસ લક્ષમાં રાખવા જેવું છે. તેને એકજ આખો દાંત છે. એનું પણ કારણ આપેલું છે. "પરશુરામ શિવના પ્રિય શિષ્ય હતા તેઓ ગુરુને મળવા કૈલાસ ગયા. માંહેના ખંડ લગણ આવ્યા એટલે ગણેશે તેમને અંદર જતા અટકાવ્યા; કારણ કે શિવજી સૂતા હતા. પરશુરામે અંદર જવાની હઠ લીધી, તેથી બંને વચ્ચે લડાઈ થઈ. આરંભમાં ગણેશની જીત થઈ, કેમકે તેમણે સૂંઢમાં પરશુરામને પકડીને એવા તો ફેરવ્યા કે તેથી તેઓ બેશુદ્ધ થઈ ગયા. ભાન આવ્યું એટલે પરશુરામે ગણેશને પોતાની ફરસી મારી. ગણેશે ઓળખી કાઢયું કે આ તો મારા પિતાનું શસ્ત્ર છે (*કેમકે શિવે પોતાના શિષ્યને તે આપ્યું હતું*), તેથી અત્યન્ત વિનયથી તે શસ્ત્રનો પ્રહાર ખમવા પોતાનો એક દાંત ધર્યો, આથી તે દાત એકદમ કપાઈ ગયો અને આથી તેમને માત્ર એક દાંત છે."[2]

ગણેશને એમના ભકતો કેવુ માન આપે છે અને એમની કેવી રીતે પૂજા કરે છે તેને માટે નીચે ગણપતિ[3] ઉપનિષદ્‌માથી ઉતારો આપ્યો છે તે નમુનારૂપ થઈ પડશે. એમના ઘણા સદ્‌ગુણો જોયા

---

૧. બીજી ઘણી હિંદુઓની પૌરાણિક વાતોની પેઠે આ વાત અનેક રીતે ફેરફારથી કહેવામા આવે છે.

૨. કેનેડિકૃત 'હિંદુપુરાણ,' પૃ૦ ૩૫૩

૩. ગણપતિ એ ગણેશનુ બીજુ નામ છે.



ગણેશ



ગણેશની મૂર્તિની પૂજા કરે છે.

જમીન પર ઢળી પડયાં; પરંતુ વિષ્ણુ ગરુડ પર બેસી દોડતા દોડતા એક નદીકિનારે ગયા, ત્યાં તેમને એક હાથી ઊંઘતો માલમ પડયો. તેમણે તેનું માથું કાપી નાખ્યું અને તે લઈને દોડતા દોડતા ગયા અને ગણેશના છૂટા પડેલા ધડ સાથે આ નવું માથું જોડી તેમને જીવતા કર્યા. માથાના આવા ફેરફારથી પાર્વતીને શાન્તિ વળી નહિ; પરંતુ તેમનું મન વાળવા બ્રહ્માએ તેમને કહ્યું કે સર્વ દેવમાં ગણેશની પૂજા પહેલી થશે.[૧]

તેમના હાથીના માથા વિષે એક ખાસ લક્ષમાં રાખવા જેવું છે. તેને એકજ આખો દાંત છે. એનું પણ કારણ આપેલું છે. "પરશુરામ શિવના પ્રિય શિષ્ય હતા તેઓ ગુરુને મળવા કૈલાસ ગયા. માંહેના ખંડ લગણ આવ્યા એટલે ગણેશે તેમને અંદર જતા અટકાવ્યા; કારણ કે શિવજી સૂતા હતા. પરશુરામે અંદર જવાની હઠ લીધી, તેથી બંને વચ્ચે લડાઈ થઈ. આરંભમાં ગણેશની જીત થઈ; કેમકે તેમણે સૂંઢમાં પરશુરામને પકડીને એવા તો ફેરવ્યા કે તેથી તેઓ બેશુદ્ધ થઈ ગયા. ભાન આવ્યું એટલે પરશુરામે ગણેશને પોતાની ફરસી મારી. ગણેશે ઓળખી કાઢયું કે આ તો મારા પિતાનું શસ્ત્ર છે ( કેમકે શિવે પોતાના શિષ્યને તે આપ્યું હતું ), તેથી અત્યન્ત વિનયથી તે શસ્ત્રનો પ્રહાર ખમવા પોતાનો એક દાંત ધર્યો, આથી તે દાંત એકદમ કપાઈ ગયો અને આથી તેમને માત્ર એક દાંત છે."[૨]

ગણેશને એમના ભક્તો કેવું માન આપે છે અને એમની કેવી રીતે પૂજા કરે છે તેને માટે નીચે ગણપતિ[૩] ઉપનિષદ્માંથી ઉતારો આપ્યો છે તે નમુનારૂપ થઈ પડશે. એમના ઘણા સદ્ગુણો જોયા

૧. બીજી ઘણી હિંદુઓની પૌરાણિક વાતોની પેઠે આ વાત અનેક રીતે ફેરારથી કહેવામા આવે છે.

૨. કૈનેડિકૃત ' હિંદુપુરાણ, ' પૃ૦ ૩૫૩

૩. ગણપતિ એ ગણેશનુ બીજુ-નામ છે.

પછી કોઈ કેળવાયલી શિષ્ટ પ્રજા એમને આ પ્રમાણે કહે છે એમ કલ્પના કરોઃ—

"હે ગણેશ! તું સ્તુતિપાત્ર છે. તું દેખીતુંજ સત્યનું સ્વરૂપ છે. તું બેશક સર્જનહાર, સંરક્ષક, સંહારક, અને પરમેશ્વર છે, નિત્ય પરમાત્મા છે........હે એકદન્ત! (એક દાંત છે એવા) અમે તારૂં ઐશ્વર્ય સ્વીકારીએ છીએ અને તારા મુખનું ધ્યાન ધરીએ છીએ. તેટલા માટે અમારી બુદ્ધિ પર પ્રકાશ મૂકો. જે તારા દિવ્ય સ્વરૂપનું હમેશ ધ્યાન ધરે છે અને એવું ધારે છે કે તેને એક દાંત છે, ચાર હાથ છે, ધ્વજા પર ઉંદર છે, રક્ત વર્ણ છે, મોટું ઉદર છે ને તે પર રક્ત સુગંધી દ્રવ્યોનો લેપ કર્યો છે, તેને રક્ત વસ્ત્ર પહેરાવ્યાં છે, તે રક્ત પુષ્પના ઉપહારથી પૂજાય છે, અનુકમ્પાથી પરિપૂર્ણ છે, આ સષ્ટિનું કારણ છે, અવિનાશ્ય છે, અજ છે, અને સષ્ટિનું કામ કરવાથી તેને કંઈ વિકાર થતો નથી—આમ જે ધારે છે તે ઉત્તમ યોગી-ધાર્મિક ભક્ત થાય છે. જે કોઈ આ મૂર્તિનું ધ્યાન ધરશે તેને કદી પણ વિઘ્ન હરકત કરશે નહિ, તે પાંચ મોટા પાપથી અને સર્વ નાનાં પાપથી મુક્ત થશે, અને સંપત્તિ, ઇચ્છિત વસ્તુ, સદ્ગુણ, અને મોક્ષ પ્રાપ્ત કરશે."

ગણેશની ઉત્પત્તિ વિષે ક્રુક કહે છે કે "એ દેવને અસલ વતનીઓના દેવમાંથી હિંદુઓએ લીધા છે એમાં કંઈ શક નથી. એમનું હાથીનું માથું અને ઉંદર વાહન છે તે એવું સૂચવે છે કે એમની પૂજા અસલના લોકોની પ્રાણીઓની પૂજવાની ધર્મપદ્ધતિમાંથી ઉત્પન્ન થઈ છે." હાથીનું માથું ડહાપણ અને દીર્ઘદર્શિત્વનું ચિહ્ન છે અને ઉંદર પર બેસે છે તે વાહન ધૈર્યનો નમુનો છે. જીવન સફળ થવા એ બે ગુણની જરૂર છે.

જેઓ માત્ર એમનેજ પૂજે છે તેમનો પંથ ગાણપત્ય કહેવાય છે; કેમકે એ દેવને પશ્ચિમ હિંદુસ્તાનમાં ગણપતિ કહે છે. પુના

આખરે દુનિયાને તારકાસુરના ભયમાંથી મુક્ત કરવા શિવને સમજાવ્યા; અને કાર્તિકેય ( સુબ્રહ્મણ્ય ) ગંગાને કિનારે જન્મ્યા. એમ કહે છે કે છ પુત્રીઓ ( છ તારાઓનું કૃત્તિકા નક્ષત્ર ) ત્યાં નહાવા આવી હતી, તેમણે તે પુત્રને જોયો, અને દરેક તેના પર એટલી બધી મોહિત થઈ કે દરેકે તેને ધવડાવ્યો; આથી તેને છ માથાં થયાં.

બીજી કથા પ્રમાણે તે અગ્નિ અને સ્વાહાના ( ભાગ ૪થો, પ્રકરણ ૧૧ ) સંગમથી થયલો પુત્ર હતો. સ્વાહાએ અનુક્રમે દેવર્ષિઓની સ્ત્રીઓનું રૂપ ધારણ કર્યું; કેમકે તેમના રૂપથી અગ્નિદેવ મોહ પામ્યા હતા. વળી બીજી વાત એમ કહે છે કે શિવનાં નેત્રમાંથી તતડીઆ પડ્યા તે છ બાળક થયા અને પાર્વતી તેમને એવા મોહથી ભેટયાં કે માથાં જુદાં રહ્યાં તોપણ તેમનાં શરીર એક થયાં.

વખત જતાં કાર્તિકેય અને તારકાસુર વચ્ચે લડાઈ થઈ, તેમાં રાક્ષસનો નાશ થયો. એમની શક્તિનાં બીજાં ઘણાં વર્ણન છે. એક એવી કથા છે કે એક વખત તેઓ પોતાનું કામ કરવા જતા હતા એવામાં સુંદર અપ્સરાઓએ તેમને ગાયન અને નૃત્યથી ગમ્મત પમાડી પ્રવાસમાં વિલંબ કર્યો. આજ કારણથી અરેરે ! ઘણાં દક્ષિણનાં હિંદુ મંદિરોમાં જોડાયલી કેટલીક નૃત્ય કરનારી કન્યાઓનો કાર્તિકેયની સાથે વિવાહ કરવાનો અને પરણાવવાનો રિવાજ છે.

આ દેવની એમના મોટા ભાઈ ગણેશ જેટલી પૂજા થતી નથી. દક્ષિણ હિંદુસ્તાનમાં એમનો પંથ વધારે સામાન્ય રીતે ચાલે છે ત્યાં તેમની સેનાધિપતિ તરીકે પૂજા થતી અટકી છે, પણ તેઓ સુબ્રહ્મણ્યના નામથી પૂજાય છે. એ શબ્દનો અર્થ ‘ બ્રાહ્મણોના પરમ ભક્ત કે બ્રાહ્મણો તરફ ઘણા અનુકૂળ ’ એવો થાય છે. એમની સહાયતાથી જેમને ભૂતની પીડામાંથી છૂટવાની આશા હોય તેઓ અથવા તો જે સ્ત્રીઓ એમને પ્રસન્ન કરી ખૂબસૂરત પુત્રો મેળવવા ઇચ્છતી હોય તેવાંઓ એમનાં મંદિરમાં જાય છે.

### ૩. અયેનાર, એક રક્ષક દેવ

આ દેવ શિવ અને વિષ્ણુના પુત્ર છે. સ્કન્દપુરાણમાં (૪૮મો શ્લોક.) કહ્યું છે કે "રકત આકાશના જેવો જેનો રંગ છે એવા પવિત્ર શિવને મોહિનીના સ્વરૂપમાં વિષ્ણુ સાથે સંબંધ થયો ત્યારે આપણને સંપત્તિ આપનાર દેવ, આ અયેનાર જન્મ્યા હતા." મોહિનીને અત્યુત્તમ સૌન્દર્યવાળી સ્ત્રી તરીકે દર્શાવવામાં આવે છે. એ દેવોનો સંગમ હરિહરની મૂર્તિથી દર્શાવાય છે; તેમાં અર્ધ ભાગ સ્ત્રીસ્વરૂપ છે અને બીજો અર્ધ ભાગ શિવ છે, તેમને માથે અર્ધો માથાનો પોશાક છે તેને જટાના આકારમાં વાળેલો છે અને તેના પર ચન્દ્રકળા સ્પષ્ટ પ્રકાશે છે.

"ગણેશ અને સ્કન્દની પેઠે લોકપ્રિય દેવ અયેનાર (માત્ર દક્ષિણ હિંદુસ્તાનમાં પૂજાય છે) દાનવગણના પતિ અને નાયક છે. એમનું કામ ખેડુતોનાં ક્ષેત્ર, પાક, અને ઢોરનું રક્ષણ કરવાનું છે; કેમકે એ દાનવો માણસના રોગ, ઝાડના રોગ–સળો અને બીજી વિપત્તિઓ નાખવા હમેશ પ્રસંગ જોયાંજ કરે છે. આ પ્રમાણે દક્ષિણ હિંદુસ્તાનમાં ઘણાં ગામડાંની બહાર અને સામાન્ય રીતે ગામની પશ્ચિમે ઝાડોની ઘટામાં અયેનારનાં દહેરાં જોવામાં આવે છે, તેની આસપાસ જંગલની માટીની કે માટી ને રેતી ભેગી કરેલી તેની બનાવેલી, ઘોડા અને બીજાં જાનવરની આકૃતિ–કેટલીક માણસ જેવડી–જેના પર એ દેવ બેસીને ચોકી કરે છે એમ ધારવામાં આવે છે તે જોવામાં આવે છે. ગણેશ પાસે ખાસ કલ્યાણ યાચવામાં આવે છે, તેમ તેમની પાસે યાચવામાં આવતું નથી, એ તેમનું ખાસ લક્ષણ છે. તેઓ ઇજામાંથી રક્ષણ કરે છે અને તેમની પૂજા માત્ર દેવને પ્રસન્ન કરવાના હેતુથીજ થાય છે. તેમની આકૃતિ મનુષ્યની આકૃતિ જેવી છે, તેને સહેજ લાલ રંગેલી હોય છે અને ગમે તેમ, કળા-કૌશલ્ય વિના કોતરેલી હોય છે. તેઓ ઘોડા પર સવાર થાય છે અને તેમની સાથે તેમની બે પત્ની (પુરાણી અને પુદ્દગલા) હોય છે,

તેઓ સાધારણ રીતે તેમની દરેક બાજુએ બેસે છે અને રાત્રે દાનવોને હાંકી કાઢવામાં ઉત્સાહથી મદદ કરે છે. આજ કારણને લીધે દક્ષિણ હિંદુસ્તાનમાં કોઈ ગામડીઆને રાત્રે બહાર નીકળવું ગમતું નથી. અયેનાર અને તેમની પત્નીઓ ખેતરોની આસપાસ ફરી ચોકી કરતાં હોય તેમના માર્ગમાં તે આવી ચઢે તો તેઓ તેને ભૂત તરીકે સમજે અને મારી નાખે.

"મંદવાડમાથી સાજા થયા પછી અથવા તો કંઈ આનન્દ પામવા જેવો સારો બનાવ બને ત્યારે ગામડાના લોકો નવા માટીના ઘોડા અયેનારના દહેરાની આસપાસ ઉપકારના ચિહ્ન તરીકે મૂકે છે. તેમને વળી કુકકર, બકરા, ઘેટાં, મરઘા, વગેરેના લોહીનું, રાંધેલા અન્નનું અને જલદ દારૂનું બલિદાન આપવામાં આવે છે. કોગળીઉં કે બીજી કોઈ જાતની મરકીનો ઉપદ્રવ ફાટી નીકળે ત્યારે ગામના લોકો બમણું નૈવેદ્ય ધરાવે છે"[1] –

અયેનાર એટલાં બધાં લક્ષણમાં ગામના નમુનાદાર નાના દેવ છે કે ખરૂં જોતા એમનું વર્ણન નાના દેવના પ્રકરણમાં આવવું જોઈતું હતું. પરંતુ એમના અનીતિવાળા પણ પ્રખ્યાત વંશને લીધે એમને વધારે ઊંચું સ્થાન યોગ્ય છે. તેટલા માટે એમના વર્ણનનો ભાગ પુસ્તકના આવતા ભાગની સાથે યોગ્ય રીતે સંધાયલો છે.

---

૧ મોનિઅર વિલિઅમ્સકૃત 'હિંદુસ્તાનમા ધાર્મિક વિચાર અને જીવન,' પૃ૦ ૨૧૮

# ખંડ ૪ થો

## ઊતરતી પંક્તિના દેવો અને નાના દેવો

પ્રકરણો | પૃષ્ઠ

# પ્રકરણ ૧લું

## ઊતરતી પંક્તિના દેવો અને નાના દેવોના વિભાગનું પ્રાસ્તાવિક સંક્ષિપ્ત વર્ણન

પક્ષપાતી, બદલાતા, ક્રોધી, અને અન્યાયી દેવો, જેમના ધર્મ ક્રોધ, વૈર, અને વિષયવાસના છેઃ—

એલેક્ઝૅન્ડર પોપ

હિંદુપુરાણના મોટા દેવોની પૂજા અર્વાચીન સમયમાં બહુ અધમ સ્થિતિમાં આવી છે, એમાં કંઈ શક નથી. પૂર્વ સમયની દેવોની મોટી સંખ્યામાથી હાલના હિંદુઓ મુખ્યત્વે છ દેવોનીજ પૂજા કરે છે—શિવ અને તેમનાં પ્રતિરૂપ સ્ત્રીઓ, વિષ્ણુ અને તેના અવતાર, ગણેશ, અને સૂર્યદેવ. આખા હિંદુસ્તાનમાં બ્રહ્માના બેથી વધારે મંદિર ભાગ્યેજ જોવામાં આવે છે, ઇન્દ્ર હવાના નાના દેવ થઈ ગયા છે અને તેને વિષે લોકોને સ્પષ્ટ વિચાર નથી, અને અગ્નિપૂજા બ્રાહ્મણોના અગ્નિહોમમાંજ જોવામાં આવે છે. બીજા ઘણા દેવ અગાઉ પ્રસિદ્ધ અને બળવાન્ હતા તેમને હવે લોકો ભૂલી ગયા છે, માત્ર વિદ્વાન્ પુરોહિત અને પંડિત તેમને સંભારતા હશે.

સામાન્ય રીતે, હિંદુધર્મના મોટા દેવ વધારે સમૃદ્ધ અને ઊંચા વર્ગના લોકોની માલીકી અને પૂજાનાં પાત્ર છે અને સાધારણ ગાંમડીઆને તેઓ નામ માત્ર સૂચવે છે. ખરી વાત છે કે કોઈ કોઈ વખત ગ્રામવાસી લોક તેમનાં મંદિરમા નમન કરવા જાય છે. તેઓ તે મૂર્તિ ઉપર સ્નાનાર્થે પાણી રેડશે અને તેની ઉપર કે પાસે પુષ્પ ચઢાવશે, પરંતુ તેમની પરમ ભક્તિ અને અધીનતા તથા પૂજ્યભાવ તો ઊતરતી પંક્તિના દેવ અને નાના દેવ પ્રતિ છે. એવા દેવની મૂર્તિ દેશમાં હજારો વિખરાતી જોવામાં આવે છે.

ક્રૂક[1] કહે છે કે "ગ્રામવાસીઓની નજરમાં મોટા દેવ કરતાં આ વર્ગના –નાના દેવ ઘણી વાર માત્ર સ્થાનિકપ્રખ્યાતિનાજ હોય છે તેવા–વધારે હિતકારક છે. તેઓની યોગ્ય પ્રાર્થના કરી હોય તો તેઓ ખોવાઈ ગયલું પીવાનું વાસણ મેળવવામાં તેમને મદદ કરે છે, માંદાં છોકરાંને સાજાં કરે છે, અથવા તો તમારા પાડોશીની ગાયને રોગિષ્ઠ કરે છે. મોટા શિવ કે વિષ્ણુ આવું ભાગ્યેજ કરી શકે છે."

ખરેખર, દેવનું આ સ્વરૂપ આરંભક સ્થિતિનું અને અપૂર્ણ છે. પીપળાના ઝાડ પર ઊડતો લાલ વાવટો, તેની નીચે ખડબચડા પત્થરનો ઢગલો, અથવા તો સૂંઢ ઉપર લાલ લપરડેલો ડાઘો, એ તેમનું સામાન્ય મંદિર ને દેવ છે. અહિં દેવ રહે છે તે રોગ–કોગળીઉં કે શીતળા–ઉત્પન્ન કરે છે ને મટાડે છે, એક સ્થાનિક માતા રહે છે, તે ક્રૂરતા માટે પ્રખ્યાતિ પામ્યાં છે, કે ગામડાના રક્ષક દેવ રહે છે, તે ઢોર કે પાકનું રક્ષણ કરે છે; અથવા તો દેવરૂપ મનાતો વીર પુરુષ કે સાધુ પુરુષ રહે છે.

હિંદુ ધર્મ અદ્ભુત પ્રકારે અન્ય વિચારને અનુકૂળ કરી સ્વીકારી લેનારો છે. ગામડાંના લોકો જ્ઞાતિના નિયમ પાળે અને બ્રાહ્મણ ધર્મગુરુઓની આજ્ઞા માને તો તેમના નાના દેવને સ્વીકારી લઈ માન આપવા હિંદુધર્મ તૈયારજ છે. દાનવપૂજા, વૃક્ષ, પત્થર, ઇત્યાદિ પદાર્થની પૂજા, અને માત્ર સ્થાનિક મતની પૂજાને માટે હિંદુધર્મનાં દ્વાર ઉઘાડાં છે. ઉપલા વર્ગના લોક હિંદુ પુરાણના મોટા દેવની પૂજા કરે છે ત્યારે તેની વિરુદ્ધ સામાન્ય વર્ગના લોક ઉપલા દેવને પૂજે છે.[2] આવા કેટલાક નાના દેવ એવા તો લોકપ્રિય

૧. ડબલ્યુ ક્રૂકકૃત 'ઉત્તર હિંદુસ્તાનમાં લોકપ્રિય ધર્મ અને લોકગીત,' ૨, પૃ૦ ૩૬

૨. "ગ્રામવાસી કે અરણ્યવાસી પોતાના વૃક્ષ, પત્થર, ઇત્યાદિ દેવ, સ્થાનિક વીર પુરુષ કે સાધુ, ઇચ્છામા આવે ત્યારે વસ્તુ રૂપ ધારણ કરનારા દૈત્યને ને ભૂતને સુંદર પોશાક પહેરાવી, ચિરસ્થાપિત દેવમાથી



ગામડાનું દહેરૂં અને તેનો માલીક.

( લિંગ અને શિવનો પોઠીઓ તેમજ સ્થાનિક દેવો પર લક્ષ આપો )

મેસર્સ હૅડઝ અને સન, જબલપુર, મધ્યપ્રાન્ત



કાશીનો રક્ષક દૈત્ય.

મેસર્સ મેસેટ બ્રધર્સ, કાશી



ગામડાનો દેવ.



ગામડાના નાના દેવનું મંદિર.

આ કલાકૌશલ્ય વગરની આકૃતિ ભૈરવને દર્શાવે છે. (ભાગ ૪ થો અંક. ૭ મું જુઓ) તેની આગળ મુખ્ય બ્રાહ્મણ

થયા છે કે તેમને પુરાણના ઊતરતી પંક્તિના દેવોમાં સ્થાન આપવુંજ પડે છે.

કુદરતની પૂજા પણ બહુ વિસ્તારમાં ફેલાયલી છે. પર્વત, જંગલ, નદી, વહેળો, સૂર્ય, પૃથ્વી માતા, અને પવિત્ર વૃક્ષ,[1] એ બધાંની પૂજા થાય છે. પ્રાણીઓ પણ પૂજાયા વિના રહેતાં નથી. ગાય અને વાનરની ખાસ પૂજા કરવામાં આવે છે. દક્ષિણમાં અયેનાર અને ઉત્તર અને દક્ષિણ હિંદુસ્તાનમાં વાનર દેવ હનુમાન્ રક્ષક દેવ તરીકે

---

નીકળેલા નાના દેવ તરીકે માને છે, તેમને તેમ કરવા નહિ દેશો તો બ્રાહ્મણોના ઊંચા અને પરાક્રમી દેવો તેમને કદી ઉન્નતિમાં લાવશે નહિ. રજપુતાનાના એક ભાગમાં મીનસ નામની અસલી જાત ડુક્કરની પૂજા કરતી. તેની દૃષ્ટિ મુસલમાની ધર્મ તરફ થઈ ત્યારે તેણે ડુક્કરને આદમ પિતા નામના સાધુ પુરુષમાં બદલી નાખ્યું અને તેવી રીતે માનીને તેની પૂજા કરી. ફરી બ્રાહ્મણોના તેઓ માનીતા થયા ત્યારે તે ડુક્કર વિષ્ણુના વરાહરૂપ પ્રસિદ્ધ અવતારરૂપ બની ગયું." લાયલકૃત 'એશિઆનો અભ્યાસ,' ભાગ ૧લો, પૃ૦ ૫૦

૧. નાના દેવો—ઓરિસાના ખોંડ જાતના લોકોના સ્થાનિક દેવ વિષે મૅકફર્સન કહે છેઃ–તેઓ પૃથ્વીના દરેક ભાગમાં રક્ષક દેવ છે. તેઓ કુદરતના વ્યાપાર જે ત્યાં અસર કરે છે અને ત્યાંના મનુષ્યજીવન સંબંધી દરેક ચીજ પર અસર કરે છે, તે ઉપર સત્તા ધરાવે છે. તેમની સખ્યા અપાર છે. તેઓ આખા કુદરતમાં વ્યાપેલા છે. તેમાં કોઈ સત્તા કે પદાર્થ, સમુદ્રથી તે ખેતરના ઢેફા પર્યન્ત, તેના પોતપોતાના દેવ વિનાની નથી. તેઓ ડુંગર, વૃક્ષોની ઘટા, વહેળા, ઝરા, રસ્તા, ગામડાના રક્ષક દેવ છે અને દરેક મનુષ્યકૃત્ય તેમનું જાણીતું છે. જે સ્થળના તેઓ અધિષ્ઠાતા દેવ છે તે સ્થળની જરૂરીઆત અને આનન્દના પદાર્થ તેઓ જાણે છે."

—મેકફર્સનકૃત 'હિંદુસ્તાન,' પૃ૦ ૭૦

ઉપરના પદાર્થના અધિકાર વિષે મિલ્ટને પોતાની કવિતામાં દર્શાવેલા વિચાર સરખાવો:—

"આપણે ઊંઘીએ છીએ ને જાગીએ છીએ ત્યારે લાખો ધાર્મિક પ્રાણી પૃથ્વી પર ચાલે છે, પણ આપણે તેમને દેખતા નથી."

પ્રસિદ્ધ છે. ખરૂં જોઈએ તો હિંદુસ્તાનમાં ભાગ્યેજ એવું ગામ હશે કે જેમાં રક્ષક દેવ નહિ હોય. સામાન્ય રીતે કાદવનો ઓટલો કે પત્થરનો ઢગલો, ઉપર વર્ણવ્યો તેવો, એ તે દેવના મંદિરને ઠેકાણે છે; પણ કોઈ વખત એવા નાના દેવને મંદિરનું માન મળે છે. ઉત્તર હિંદુસ્તાનમાં સામાન્ય રીતે એક નાનો ચોરસ દેવલ તરીકે ગણાય છે, તેના પર કોઈક ભૂળીઆનું માથું અને લોઢાનો ખીલો તે માથા પરના પુષ્પના ગુચ્છા તરીકે હોય છે. દિવાલ પર જંગલી, બેડોળ, ભીની હોય તે વખતે છોલાણા પર કાઢેલાં, ચિત્ર હોય છે, અથવા તો દિવાલ સાદી ચિત્ર વિનાની હોય છે. ખંડીએર થયેલાં કે પાડી નાખેલાં મંદિરમાંથી પૂતળાંના ભાગેલા કકડા ઘણી વાર તેમાં માલમ પડે છે; ખરી મૂર્તિ તો ત્યાં ભાગ્યેજ જોવામાં આવે છે. કેટલીક વાર અંદરના દીવા સળગાવવામાં આવે છે અને હોમ કરવામાં આવે છે તથા નૈવેદ્ય ધરાય છે. ઘણી વાર દહેરાની પાસે ખડબચડા, માટીના ચોરા પર માટીના નાના હાથી અને ઘોડાની હાર માલમ પડે છે. આને તે દેવની સવારી કે વાહન કહે છે અને કેટલીક વાર કોઈ લીધેલી આધા પરિપૂર્ણ કરવા માટે કે ખરી વસ્તુના પ્રતિનિધિ તરીકે મૂકેલાં હોય છે. ખરેખર, આ ઘણી કરકસરવાળી વ્યવસ્થા છે.

ગામડાંના નાના દેવના ભકત તરફ તેમના વધારે બુદ્ધિશાલી પાડોશીઓ, જેઓ ખરા દેવને પૂજે છે, તેઓ શુદ્ધ ભાવનાવાળા તિરસ્કાર અને અનુકમ્પાની દૃષ્ટિથી જુએ છે; પણ તેઓ તરફ કંઈ વેરની પ્રવૃત્તિ દર્શાવતા નથી. વિપત્તિને સમયે, જ્યારે વાદળાં વરસાદ પડવા દેતાં નથી, જ્યારે મરકી વગેરે ઉપદ્રવ અંધારામાં ત્રાસ ફેલાવે છે, અને જ્યારે ઢોર રોગથી પાયમાલ થાય છે, ત્યારે ગામના રક્ષક દેવની પ્રાર્થના કરવામાં આવે છે અને વડ કે પીપળાના ઝાડની નીચેના મંદિરની પૂજા અતિશય ઉપયોગી થઈ પડે છે.

# પ્રકરણ ૨૭મું

## પાંચ ભાઈઓની ( મહાભારતના અર્ધ દેવોની ) વાત

"મહાભારત નામનું વીરરસકાવ્ય મનુષ્યના સદ્દગુણ અને દુર્ગુણની વચ્ચેની લડાઈનું એક જાણ રૂપક છે. પાંડુના પાંચ પુત્ર સદ્દગુણની મૂર્તિ છે; તેમાં ભીમ, યુધિષ્ઠિર, અને અર્જુન, અનુક્રમે બળ, ધૈર્ય, અને ડહાપણની મૂર્તિ છે અને નકુલ અને સહદેવ મિતાચાર અને સારા શીલની મૂર્તિ છે. પાંડુના ભાઈ કુરુના સો પુત્ર મનુષ્યના અનેક દુર્ગુણના સ્વરૂપ છે. આ સગપણ એમ દર્શાવે છે કે સદ્દગુણ અને દુર્ગુણ વચ્ચે નિકટ સંબંધ છે."

મૂરકૃત 'હિંદુપુરાણ,' પૃ૦ ૯૨

પાંચ ભાઈઓની વાત મહાભારતમાં આપેલી છે અને એ પાચ રાજપુત્ર ભરત રાજાના વંશજ હતા, માટે એ કાવ્ય મહાભારત કહેવાય છે. તેઓ ચન્દ્રવંશી હતા, અને રામ સૂર્યવંશના પ્રતિનિધિ હતા. પ્રાચીન હિંદુ રાજાઓના આ બે મુખ્ય વંશ છે. હજી રજપુતાનામાં રાજાઓ રાજ્ય કરે છે, તેઓ અમે સૂર્યવંશી છીએ એમ કહે છે. ભરત રાજાએ પ્રાચીન દિલ્હીમા ( હસ્તિનાપુરમાં ) રાજ્ય કર્યું હતું અને તેની સત્તા હિંદુસ્તાનના ઘણા ભાગ પર ફેલાયલી હતી આ પ્રમાણે પ્રાચીન સમયથી દિલ્હી એક રાજવંશી શહેર હતું

વ્યાસ તેના વંશજ હતા, તેમણે મહાભારત રચ્યું છે અને તેઓ પ્રભુઆર્થના અને ધ્યાનમાં જીવન ગાળતા હતા. તેમના મોટા ભાઈ સંતતિ વિના મરણ પામ્યા, તેથી પ્રાચીન રિવાજ પ્રમાણે રાજવંશનો ઉચ્છેદ ન થાય માટે તે બંને વિધવા સાથે પરણ્યા. તેને ધૃતરાષ્ટ્ર અને પાંડુ નામના બે પુત્ર થયા, અને તેમાનો મોટો અંધ

જન્મ્યો હતો, તેથી નાનો પુત્ર ગાદી પર બેઠો. તોપણ મોટો ભાઈ પરણ્યો અને તેની સ્ત્રી અદ્ભુત રીતે સો પુત્રની માતા થઈ. તે પુત્રોમાં દુર્યોધન સર્વથી મોટો અને સર્વનો નાયક હતો. એથી ઉલટું, પાંડુની સ્ત્રીને ઘણો વખત સંતતિ ન હતી; છેવટે તેણે એક મોટા ઋષિ પાસે વરદાન મેળવ્યું. તેણે એક મન્ત્ર શિખવ્યો, તેના બળ વડે જે દેવને બોલાવવાની તારી ઇચ્છા થાય તે દેવથી તને પુત્ર થશે એમ કહ્યું.

મન્ત્રબળની જિજ્ઞાસાથી તેણે સૂર્યને બોલાવ્યા અને તેનાથી તેને એક પુત્ર થયો. એ પાંડુનો પહેલો પુત્ર હતો અને જન્મ્યો ત્યારે દિવ્ય કવચથી આચ્છાદિત હતો. બીજો પુત્ર ભીમ હતો, તે રોમનોમાં હર્ક્યુલીસ જેવો, હિંદુઓમાં બળને માટે પ્રસિદ્ધ હતો. તે હનુમાનની પેઠે જન્મ્યો હતો, એટલે વાયુદેવનો પુત્ર હતો. એમ કહે છે કે તેના જન્મ પછી તરતજ તેની માના હાથમાંથી તે અકસ્માત્ પડી ગયો અને જે ખડક પર તે પડી ગયો, તેના ચૂરેચૂરા થઈ ગયા. અર્જુન ઇન્દ્રનો પુત્ર હતો અને પાંચ પાંડવોમાં તે સર્વથી વધારે કાન્તિમાન્ અને ચારિત્ર્યમાં સંપૂર્ણ હતો. તેના જન્મસમયે આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થઈ, ગાંધર્વ લોકોએ સુસ્વર, મધુર ગીત ગાઈ હવામાં ફેલાવી મૂકયાં અને આકાશવાણીએ તેની સ્તુતિ કીધી અને ભવિષ્યની કીર્તિ ગાઈ. બીજા બે પુત્ર સૂર્યના બે સારથિ અશ્વિનના પુત્ર હતા. આ પ્રમાણે પાંચ પુત્રોમાંનો દરેક દેવપુત્ર હતો, તેથી હિંદુઓ તેમને પુરાણના ઊતરતી પંક્તિના દેવ તરીકે માને છે અને પૂજે છે.

આ રાજકુમારોની વાર્તાનો મુખ્ય રસ તેમના પિત્રાઈ ભાઈઓ ધૃતરાષ્ટ્રના સો પુત્ર, સામાન્ય રીતે કૌરવો કહેવાય છે, તેમની સાથેની લડાઈમાં રહેલો છે. તે બંનેના ચારિત્ર્યમાં અતિશય તફાવત હતો. કૌરવો ક્ષુદ્ર, દ્વેષી, અને દુર્ગુણી ચારિત્ર્ય માટે પ્રસિદ્ધ હતા અને એથી ઉલટું, પાંડવો પ્રામાણિક અને સન્માનને યોગ્ય હતા. તેમની

બહાદુરી ઉપર કોઈથી પણ સંશય લઈ શકાય એમ ન હતું, અને તેમનામાં સ્ત્રીઓનાં રક્ષણ માટે શુરાતન દર્શાવવાની યોગ્યતા હતી. રામ અને રાવણની વાર્તાની પેઠે આ વાર્તામાં પણ સદ્ગુણ અને દુર્ગુણનાં મોટાં આરબક બળ વચ્ચે તીક્ષ્ણ અને અનન્ત યુદ્ધ આપણે જોઈએ છીએ. હિંદુઓ દુર્યોધનને 'અન્યાયી યુદ્ધ કરનાર' માને છે અને તેના નવ્વાણુ ભાઈઓને મનુષ્યસ્વભાવમાં દુર્ગુણના કે દુષ્ટ તત્ત્વના પ્રત્યક્ષ નમુના ગણે છે. એ દુર્ગુણ હમેશ સદ્ગુણ કે સારૂ તત્ત્વ, જે પાંડવોમાં મૂર્તિમન્ત થયુ હતું, તેની સાથે યુદ્ધ કરે છે.

આ રૂપકવાળી કથા આગળ કહીએ. સાધુ અને દુષ્ટ રાજકુમારોએ બાલ્યાવસ્થા સાથે ગાળી. તેઓ એકજ શાળામા એકજ બ્રાહ્મણ આચાર્યના હાથ નીચે ભણ્યા. તરુણાવસ્થાએ પહોચ્યા ત્યારે તેમણે પોતાનું વધતુ બળ ક્રીડાયુદ્ધો અને ચાતુર્યનાં પરાક્રમોમાં વાપર્યું. અર્જુન એ સ્પર્ધામાં વિજયી થતો. એક પ્રસંગે હવામાં દોરીથી લટકાવેલા ગાયના શીંગડાના પોલાણમાં તેણે એક પછી એક એકવીસ બાણ માર્યાં. આવા ક્રીડાયુદ્ધોમાં પિતરાઈ ભાઈઓ વચ્ચે સ્વાભાવિક હરીફાઈ થતી અને અરેરે! જ્યારે કૌરવોને માલમ પડયું કે પાંડવો હમેશ વિજયી થાય છે ત્યારે આ પ્રબળ સ્પર્ધામાંથી ઊંડો વૈરભાવ ઉત્પન્ન થયો. કૌરવોએ જે ઘરમા પાંડવો રહેતા હતા તેને દ્વેષભાવથી વેર લેવાની ઇચ્છાએ મધરાતે સળગાવી મૂક્યું; પરંતુ પાંડવોને તેમના ઇરાદાની અગાઉથી સૂચના મળી હતી તેથી તેઓ ઘરમાંથી નાસી ગયા અને જંગલમાં રહ્યા. ત્યાં તેઓ ભિક્ષુક બ્રાહ્મણોની પેઠે એક સ્થળેથી બીજે સ્થળે ભટકતા રહ્યા.

ત્યાર પછી ઉત્તમમા ઉત્તમ કસોટીનો વખત આવ્યો, ચાતુર્ય અને બળની પરીક્ષા થઈ, તેથી તેઓ ઘણા પ્રખ્યાત થયા. પ્રાચીન સમયમા ઉચ્ચ કુળની રાજકન્યાઓને, તેમને પરણવાની ઇચ્છાવાળા જે વીર પુરુષો પરાક્રમમાં સર્વથી ઉત્તમ માલમ પડે અને

ક્રીડાયુદ્ધોમાં વિજયી થાય, તેમની સાથે પરણાવવામાં આવતી. પંચાલના રાજા દ્રુપદે જાહેર કર્યું કે જે વીર રાજકુમાર એક ફરતા કુંડાળામાં થઈને તેની પેલી પાર આવેલી નિશાનીને પાંચ બાણ વડે વીંધે તેને હું મારી રાજકન્યા પરણાવીશ. રણક્ષેત્રમાં એક મોટા કદનું ધનુષ્ મૂક્યું. એ મંડપ આખા હિંદુસ્તાનમાં મોટામાં મોટા કુળના રાજકુમાર અને તેમના પરિચારકથી ભરપૂર હતો. કન્યાને જોવાની તૃષ્ણા પરમ સીમાએ પહોંચી હતી, ત્યારે ઢોલ ને પડઘમ વાગ્યાં અને પ્રકાશમાન અને લાવણ્યવતી દ્રૌપદી, "દેવોના નગરમાંથી ઊતરી આવેલી હોય એવી સુંદર સ્વરૂપની કન્યા" ઊંચી ઊભી કરેલી બેઠક પર આવીને બેઠી. એક પછી એક રાજકુમારોએ પોતાનું બળ અજમાવ્યું; પરંતુ તેમનાથી ધનુષ્ વાળી સુદ્ધાં શકાયું નહિ. ધૃતરાષ્ટ્રના સો પુત્ર, કૌરવોએ આ ભારે હથિયાર નમાવવાને અતિશય મથન કર્યું; પણ તેઓ બીલકુલ ફાવ્યા નહિ. પ્રતિબળથી ધનુષ્ પાછું વળ્યું તેથી તેઓ જમીન સાથે અફળાયા અને પ્રેક્ષક મંડળમાં તેમની હાંસી થઈ. આખરે ઇન્દ્રના પુત્ર અર્જુને ગ્રીક લોકોના યુલાઇસિસ જેવા બહાદુર વીરે ધનુષ્ લીધું.—

"એક ક્ષણપર્યન્ત એ સ્થિર ઊભો રહ્યો અને સર્વ શક્તિ એકઠી કરી ધનુષ્‌ને નિહાળ્યું; પછી તેની પ્રદક્ષિણા કરી, કલ્યાણ કરનાર પરમેશ્વરની પ્રાર્થના કરી. ત્યારબાદ દ્રૌપદીને એક ચિત્તે જોઈ તેણે તે ભારે હથિયાર હાથમાં લીધું અને એક બહાદુર પ્રયત્ન વડે દોરી ખેંચી ને ટંકાર કર્યો. તરતજ બાણ તાક્યાં, તે દોડયાં ગયાં અને નિશાન વિંધાઈ નીચે પડયું. આખા વિશાળ રણમંડપમાં જય જયનો હર્ષનાદ ગાજી રહ્યો, આકાશમાંથી તે વીર પુરુષના માથા પર પુષ્પમાળાની વૃષ્ટિ થઈ, હજારો વાવટાઓ હવામા ઊડયા, અને ઢોલ-પડઘમના ભારે નાદે તેનો વિજય સર્વત્ર જાહેર કીધો."[1]

પરંતુ અરેરે! નાસીપાસ થયલા ઉમેદવારોનો ક્રોધ નિઃસીમ પ્રકટી નીકળ્યો. ભારે યુદ્ધ મચ્યું અને પાંચ ભાઈઓ નવી પ્રાપ્ત

કરેલી કન્યા અને તેના પિતાનું રક્ષણ કરવા દોડયા. તેમણે અદ્ભુત પરાક્રમ કર્યું. ભીમે એક વૃક્ષને ઉખેડી નાખી ગદા તરીકે વાપર્યું. અર્જુનના બહાદુરીભરેલા ધસારાથી હુમલો કરનાર પક્ષ જલદી નાસી ગયો, અને દ્રૌપદીને અર્જુનને આપી દીધી. પછી પાંડવોએ ભિક્ષુકોનો વેશ છોડી દીધો અને દ્રૌપદ રાજા સાથે સંપ કર્યો, તેથી તેમના રાજ્યનો ભાગ ધૃતરાષ્ટ્રને તેમને આપવાની જરૂર પડી.

આ પ્રમાણે વિજય પ્રાપ્ત કરી તેઓ તે સુંદર કન્યાને લઈ માની પાસે ઘેર ગયા. માતા અંદરના ઓરડામાં હતાં. તેમને બહારથી બૂમ પાડીને કહ્યું કે અમે એક મોટું ઇનામ જીતી આવ્યા છીએ. માતાએ જાણ્યા વિના જવાબ દીધો કે ' તમે સર્વ તે વહેંચી લો. ' તેને માલમ પડયું કે એ ઇનામ તો દ્રૌપદી છે, ત્યારે તે બોલી ઊઠી કે " અરેરે ! મેં શું કહ્યું ? " પરંતુ માતાની આજ્ઞાનો તિરસ્કાર થાય નહિ, તેમ કરે તો પ્રભુની ભારે શિક્ષા થાય. આથી દ્રૌપદી પાંચે પાંડવોની એક પત્ની થઈ. ઘણા પુરુષો વચ્ચે એક પત્ની કરવાનો રિવાજ હિંદુસ્તાનમાં ઘણો જવલેજ જોવામાં આવે છે. વ્યાવહારિક રીતે તે માત્ર દૂરની ડુંગરી ટોળીઓમાંજ નજરે પડે છે, પરંતુ હિંદુઓ આ લગ્નનું સમર્થન કરે છે કે પાંચ ભાઈઓ દેવવંશી હોવાથી તેમનામાં દેવનો અંશ હતો, તેથી તેઓ વાસ્તવિક રીતે એક પુરુષજ હતા. સ્વાભાવિક રીતેજ દ્રુપદે પુત્રીના આવા અદ્ભુત લગ્ન માટે વાંધો ઉઠાવ્યો; પરંતુ તેને પાંડવોના અર્ધ દિવ્ય સ્વભાવની ખબર થઈ ત્યારે તેના મનનું સમાધાન થયું અને તેનું કંઈ ચાલ્યું નહિ. દ્રૌપદી બબ્બે દહાડા એક પછી એક રાજકુમારો સાથે રહેતી હતી.

કૌરવો પરાક્રમથી ફાવ્યા નહિ ત્યારે તેઓએ કપટથી પોતાની મુરાદ હાંસલ કરવાનો પ્રયાસ કર્યો. આ હેતુથી તે વિજયી પ્રતિસ્પર્ધીઓનો પરાજય કરવા તેમણે તેમની સાથે દ્યૂત રમવાની માગણી કરી. થોડાજ હિંદુઓ એ લાલચની સામા થઈ શકે છે. એક મોટા ઉત્સવમાં પ્રતિવર્ષ મહોલ્લાઓમાં, ઘેરઘેર, અને બીજે દરેક સ્થળે

ખુલ્લી રીતે જુગાર રમાય છે. ગરીબમાં ગરીબ લોકો પણ એમાં ભાગ લેતા જણાય છે. પાંડવોનો સર્વથી મોટો ભાઈ બીજી બધી રીતે સ્તુતિ કરવા યોગ્ય હતો; પરંતુ તેનામાં એક મોટો દોષ હતો, તે એ કે તેને દ્યૂત રમવાનો ઘણો શોખ હતો ધીમે ધીમે કૌરવોના લલચાવ્યાથી તે તેમની સાથે દ્યૂત રમ્યો અને બધું ખોયું. તેણે પોતાની સમૃદ્ધિ, પોતાનું રાજ્ય, પોતાના મહેલો, ભાઈઓ, પોતાની જાતને અને છેવટે અતિસુંદર દ્રૌપદીને પણ હોડમાં મૂકી, પરંતુ તે સર્વ ખોયું. દ્રૌપદીને રાજસભામાં લાવ્યા અને કૌરવોને ગુલામ તરીકે આપી દેવી પડી એવું તેનું અપમાન થયું; પરંતુ તેણે કૌરવોના પિતાની પ્રાર્થના કરી કે મને યુધિષ્ઠિર અને એમના ભાઈ સાથે જવા દો. તેમના પર વિજય મેળવનાર કૌરવોની આજ્ઞા પ્રમાણે તેમને તેર વર્ષ વનવાસ જવું પડયું. તેની પ્રાર્થના સ્વીકારવામાં આવી. પાંચ પાંડવો વનમાં ગયા ને તેરમે વર્ષે વિરાટ રાજાને ત્યાં ગુપ્ત વેશે નોકર રહ્યા. યુધિષ્ઠિર એક ચતુર પાસા ખેલનાર તરીકે, ભીમ રસોઈઆ તરીકે, અર્જુન સંગીત અને નૃત્ય શિખવનાર ગુરુ તરીકે, નકુલ ઘોડાને કેળવનાર તરીકે, અને સહદેવ ભરવાડ તરીકે નોકર રહ્યા. તેમણે એ સર્વ ધર્મ એવી સારી રીતે બજાવ્યા કે વનવાસની શિક્ષાની મુદત પૂરી થઈ ત્યારે વિરાટ રાજા તેમનું ગયલું રાજ્ય પાછું મેળવી આપવામાં ખુશીથી તેમનો મદદગાર થયો.

બને પક્ષ વચ્ચે રણસંગ્રામની ભારે તૈયારીઓ થઈ રહી અને લશ્કર હાલના દિલ્હી શહેરની વાયવ્ય કોણમાં આવેલા વિશાળ મેદાનમાં ભેગા થયાં. એજ મેદાન પર અનેક લડાઈઓ લડાઈ છે અને હિંદુસ્તાનનું ભાવી એજ રણક્ષેત્રમાં નક્કી થયું છે. લશ્કર એકઠાં થવાથી આકાશમા ભારે શોરબકોર થઈ રહ્યો, ગર્જના થઈ રહી, વીજળીના ચમકારા થયા, પરંતુ પાંડવોએ અને કૌરવોએ એ ઉત્પાતોની દરકાર કરી નહિ અને "પરસ્પર હિંસા કરવાનું પરાક્રમ અતિત્વરાથી જારી રાખ્યું. ભેગા થયલા લશ્કરોની ગર્જના એકઠી થવાથી તેણે પૃથ્વી ધ્રુજાવી મૂકી." આ દેખાવના આબેહુબ સ્વરૂપની



પાંડવો અને કૌરવો વચ્ચેની લડાઈ
કૃષ્ણ ફેસલો આપે છે

કલ્પના કરી શકાય, પરંતુ પ્રાચ્ય રણક્ષેત્રનું સ્વરૂપ પાશ્ચાત્યની નજરમાં હમેશા ઘણુંજ ભારે ને કઢંગુ લાગે છે અને પ્રાચ્ય ગ્રન્થકારોની નિર્મર્યાદ અને વિચિત્ર અતિશયોક્તિથી લગભગ હસી કાઢવા લાયક સીમા પર આવી જાય છે." રાક્ષસી હાથીઓ રણમાં ઘૂમે છે, માણસો અને ઘોડાઓને છૂંદી નાખે છે, અને ભારે સૂંઢથી નાશ કર્યા જાય છે; અતિશય ભારે ગદાઓ અને લોહદંડો પરસ્પર અથડાવાથી ગર્જનાનો અવાજ થાય છે; ખણખણાટ કરતા રથો એક બીજા સાથે અથડાય છે; હજારો બાણો હવામાં ઉડે છે ને આકાશમાં સર્વત્ર અંધકાર ફેલાવે છે; રણશીંગડા, પડઘમ, અને તુરાઈઓ એ ગર્જનામાં વધારો કરે છે. સર્વત્ર અવ્યવસ્થા, હિંસા, અને મરણના દેખાવ નજરે પડે છે." મગજમાં ઉતરે નહિ એવાં ભારે પરાક્રમવાળાં યુદ્ધમાં કેટલાક દિવસ ગાળ્યા પછી પાંચ પાંડવોનું સૈન્ય વિજય પામ્યું. તેમને ગયેલું રાજ્ય પાછું મળ્યું અને મોટા ર્ગ

પાંચ પાંડવોને અત્યન્ત પશ્ચાત્તાપ અને શોક થયો. તેમણે રાજ્ય છોડી દીધું અને હિમાલયની યાત્રા કરવા નીકળ્યા. ત્યાં મેરુ પર્વત પર ઇન્દ્રના સ્વર્ગમાં જવાની તેમની આશા હતી અને બીજાઓને જે દુ:ખ દીધું હતું કે શોક ઉત્પન્ન કર્યો હતો તેને માટે તપશ્ચર્યા અને ઇન્દ્રિયનિગ્રહથી પ્રાયશ્ચિત્ત કરવાનો તેમનો વિચાર હતો.

મોનિઅર વિલિઅમ્સે એ યાત્રાનું વર્ણન શબ્દે શબ્દ કરી કાવ્યમાં ગોઠવ્યું છે તેનો અર્થ નીચે પ્રમાણે છે:—

"ચારે ભાઈઓએ યુધિષ્ઠિર રાજાનો ઉદ્ધાર નિશ્ચય જાણ્યો, ત્યારે તેઓ દ્રૌપદી સાથે તરતજ નીકળી પડયા અને તેમની સાથે એક કુતરો પણ લાગુ થયો. રાજા જાતે રાજધાનીમાંથી સાતમો બહાર નીકળ્યો. બધા નગરવાસીઓ અને મહેલની સ્ત્રીઓ પાછળ ચાલતાં ગયાં. પણ કોઈથી મનમાં પણ રાજાને એમ કહેવાયું નહિ કે "પાછા ફરો." પછી પાંડુના મહાનુભાવ મોટા મનવાળા પુત્રો અને ઉદાર દ્રૌપદી ઉપવાસ કરતાં કરતાં આગળ ચાલ્યાં. તેમનાં મુખ પૂર્વ દિશા તરફ હતાં. તેમનાં હૃદય અપાર પરમાત્મા સાથે એક રૂપ થવા ઉત્સુક હતાં; દુનિયાના પદાર્થ પર આસક્તિ કાઢી નાખવાનો તેમનો નિશ્ચય હતો. તેઓ ઘણા દેશમાં ભટક્યા, ઘણા સમુદ્ર અને ઘણી નદીઓ ઓળંગી ગયાં. યુધિષ્ઠિર આગળ ચાલ્યા અને તેની પાછળ ભીમ ચાલ્યા, ત્યાર પછી અર્જુન અને પછી બે જોડીઆ ભાઈઓ, એમ અનુક્રમે ચાલ્યા. સર્વથી છેલ્લી દ્રૌપદી ચાલી. તેનો વર્ણ શ્યામ હતો અને આંખો કમળ જેવી પ્રફુલ્લિત હતી, એવી પતિવ્રતા દ્રૌપદી, સ્ત્રીઓમાં સર્વથી વિશેષ રમણીય, પત્નીઓમાં ઉત્તમ, તેમની પાછળ ચાલતી હતી. તેમની યાત્રામાં ભાગ લેનારૂં એકજ જીવતું પ્રાણી હતું, પેલો કુતરો. આખરે તેઓ લવણસાગર આગળ પહોંચ્યા. ત્યાં અર્જુને સમુદ્રનાં મોજામાં પોતાનું ધનુષ્ અને ભાથા ફેંકી દીધાં.[1] ત્યાર પછી સારા નિયમમાં રાખેલા આત્મા સાથે તેઓ ઉત્તર પ્રદેશમાં

૧. તેની પાસે અગ્નિ દેવે આપેલું પ્રસિદ્ધ ધનુષ્ અને ભાથા હતા.

પહોંચ્યા અને સ્વર્ગ માટે તૃષ્ણાતુર હૃદય સાથે મોટો હિમવત્ (હિમાલય) પર્વત જોયો. તેના ઊંચા શિખરની પેલી તરફ તેઓ રેતીના દરિયા તરફ ગયા અને આખરે ખડકવાળા પર્વતોના રાજા મેરુ પર્વતને જોયો. જેમ જેમ ઉત્સુક પગ આગળ ચાલ્યા અને જેમ જેમ તેમના આત્મા પરમાત્મા સાથે એકરૂપ થવા વિશેષ ઉત્સુક થતા ગયા, તેમ તેમ દ્રૌપદીના ચિત્તમાંથી ઊંચી આશા જતી રહી અને ઠોકર ખાઈને તે પૃથ્વી પર પડી ગઈ."[1]

એક પછી એક બીજા પણ પડી જાય છે; છેવટે ભીમ, યુધિષ્ઠિર, અને કુતરોજ રહે છે. તોપણ ધૈર્યથી શાન્ત અને અચળ રહી, જમણી કે ડાબી બાજુ તરફ નજર કર્યા વિના અને સ્થૈર્ય રાખી અડગ નિશ્ચય કરી, રાજા આગળ ચાલ્યોજ જાય છે. પોતાના સોબતીઓનાં મરણથી ભીમને નિઃસીમ ખેદ ઉત્પન્ન થાય છે તેથી ભાઈને પૂછે છે કે આવાં નિષ્કપટી પ્રાણીઓની આવી નિર્દય દશા શા માટે થવી જોઈએ તેનું કારણ કહો. યુધિષ્ઠિરે પાછળ નજર કર્યા વિના તેને સમજાવ્યું કે પાપ અને નીતિની ન્યૂનતા એ યાત્રાળુઓને નાશકારક થઈ પડયાં છે. દ્રૌપદી પડી, કારણ કે 'અર્જુન તરફ તેનો પ્રેમ જોઈએ તેથી વિશેષ હતો;' પછી સહદેવ પડયો, કારણ કે 'તે પોતાની બરોબર કોઈને ગણતો નહિ;' પછી નકુલ, કારણ કે 'તેના હૃદયમાં એજ વિચાર હતો કે સૌન્દર્યમાં મારી બરાબરી કરે એવું કોઈ નથી.' અર્જુનનો દોષ એ હતો કે સર્વ શત્રુઓનો નાશ કરવાની પોતામાં શક્તિ છે એવો તેને વિશ્વાસ હતો અને તેને માટે તે બડાઈ હાંકતો. હું પોતે પડી જઈશ એમ ભીમને લાગે છે, તેથી તેનું કારણ પૂછે છે. યુધિષ્ઠિર કહે છે કે તું તારા સ્વાર્થીપણા, મગરૂબી, અને ઉપભોગના અત્યન્ત પ્રેમને લીધે મરણ પામે છે. હવે એકજ જીવતો રહે છે ને તે યુધિષ્ઠિર છે. તે સ્થિરતાથી આગળ ચાલ્યો જાય છે અને તેની પાછળ એકજ છે–તેનો નિમકહલાલ કુતરો. તે સ્વર્ગના દ્વાર પાસે પહોંચે છેઃ—

"એટલામાં પૃથ્વી અને આકાશમાં ગાજી રહેલા શબ્દ સાથે રથમાં બેસી તે દેવ તેની પાસે આવ્યા અને કહ્યું કે 'હે ધીર રાજા, ચઢો.' પછી રાજાએ પોતાના મરી ગયલા ભાઈઓ તરફ પાછળ જોયું અને શોકાતુર ચિત્તથી સહસ્રાક્ષ દેવને (ઇન્દ્રને) આ શબ્દો કહ્યાઃ–'અહિં મારા ભાઈઓને મારી સાથે આવવા દો. હે દેવદેવ! તેમના વિના સ્વર્ગમાં પણ આવવાની મારી ઇચ્છા નથી અને પેલી સુકુમાર રાજપુત્રી દ્રૌપદી, પ્રતિવ્રતા સ્ત્રી, સુખને યોગ્ય છે, એને પણ અહિં આવવા દો. કૃપા કરી મારી પ્રાર્થના સાંભળો."[1]

આ ઉપરથી ઇન્દ્ર તેને ખબર આપે છે કે દ્રૌપદી અને તમારા ચારે ભાઈઓના આત્મા સ્વર્ગમાંજ છે; પરંતુ તમને એકલાનેજ અહિં દેહ સાથે પ્રવેશ કરવાની રજા છે. જ્યાંસુધી પોપ કવિના શબ્દોમાં કહીએ તો, 'તે સમાન સ્વર્ગમાં દાખલ કરાયલો મારો નિમકહલાલ કુતરો મારી સાથે આવશે નહિ' ત્યાંસુધી હું પ્રવેશ નહિ કરૂં એમ પાછું તેણે કહ્યું. ઇન્દ્ર ઠપકો દઈ કહે છે કે "તમે તમારા ભાઈઓ અને દ્રૌપદીને છોડી દીધાં છે, તો કુતરાને શા માટે તજી દેતા નથી?" આનો યુધિષ્ઠિર ઉદ્ધતાઈથી જવાબ દે છે કે 'તેમને જીવતા કરવાની મારામાં શક્તિ નહોતી. જેઓ મરણ પામ્યા છે તેમનો ત્યાગ કીધો કેમ કહેવાય?" હવે ખરૂં જોતાં, કુતરો તે એમનો પોતાનો પિતા ધર્મ એ વેશમાં હતો. તે પોતાનું ખરૂં સ્વરૂપ ધારણ કરે છે અને સ્થિરતા માટે યુધિષ્ઠિરનાં વખાણ કરે છે અને તેઓ બંને સાથે સ્વર્ગમાં દાખલ થાય છે.

હજી એક સખ્ત, અણધારેલી કસોટી રહી છે. પોતાના શત્રુઓ, તિરસ્કારવા લાયક કૌરવોને ત્યાં દેખી તે અત્યન્ત આશ્ચર્ય પામે છે અને દ્રૌપદી તેમજ પોતાના ચાર ભાઈઓને શોધે છે, પણ તે શોધમાં તે નિષ્ફળ થાય છે. તેમના વિના સ્વર્ગમાં રહેવાની તે ખુશી ના પાડે છે. ત્યાર પછી તેની સાથે એક ફિરસ્તો જાય છે, તે તેને

[1] 'હિંદુઓના વીરરસ કાવ્ય,' પૃ. ૩૧

વૈતરણી નદી ઓળંગાવી તેઓ નરકમાં હતા એમ ધારવામાં આવતું હતું ત્યાં લઈ જાય છે. આ નરકમાં છેક ઊંડામાં ઊંડા ભાગમાં તેને લઈ જાય છે. ત્યાં એક ગાઢ અરણ્ય છે; તીક્ષ્ણ તરવારો ત્યાં ઝાડનાં પાંદડાંને ઠેકાણે છે, અને તેની જમીન અગ્નિઓથી ઢંકાયલી છે. રસ્તો ગંધાતાં, લૂલાંલંગડાં, ખોડવાળાં શબથી છવાયલો છે. હવામાં ભયંકર આકાર ઊડે છે, અને તેના માથા ઉપરથી ચાલ્યા જાય છે. અન્ધકાર છે અને તે દૃશ્ય છે તેથી અતિશય ભયંકર છે. ત્યાં દુરાત્માઓ ધગંધગતા વહ્નિના ભડકામાં બળે છે. તરતજ અમારી ઘોર વેદના શાન્ત કરો, અમને છોડી ન જાઓ, એમ પ્રાર્થના કરતા પોતાના ભાઈઓના અવાજ તે સાંભળે છે. પછી તેનો શો નિશ્ચય છે તે ફિરસ્તો તેને પૂછે છે. તે કહે છે કે હું મારા ભાઈઓને આવા કષ્ટમાં રિબાતા છોડીને નહિ જાઉં એજ મારો નિશ્ચય છે. તે ફિરસ્તાને કહે છે, મને અહિં મૂકીને તું સ્વર્ગમાં પાછો જા.

હવે પરિણામે સર્વોત્કૃષ્ટ વિજય પ્રાપ્ત થાય છે. તેને સમજાવે છે કે આ બધો દેખાવ માયારૂપ છે અને તમારી સ્થિરતાની પૂરેપૂરી કસોટી કરવા સારૂજ ઊભો કીધો છે. તમારા ભાઈઓ ત્યાં નથી, પણ ખરા સ્વર્ગમાં છે અને ત્યાં તમને હજી લગણ લઈ જવામાં આવ્યા નથી હવે પવિત્ર ગંગામાં નહાવાનો હુકમ થાય છે અને પછી તેને ખરા સ્વર્ગમાં લઈ જાય છે. ત્યાં તે, તેના ભાઈઓ, અને દ્રૌપદી ઇન્દ્ર સાથે સંપૂર્ણ સંતોષ અને સુખમાં હમેશ રહે છે.[૧]

૧. આ આખી વાત માટે મોનિઅર વિલિઅમ્સકૃત 'હિંદુઓના વીરરસ કાવ્ય,' પૃ૦ ૧૯–૩૧મા અને ડાઉસનકૃત 'હિંદુપુરાણનો પ્રાચીન કોશ'મા 'મહાભારત' શબ્દ નીચે પૃ૦ ૧૮૩–૯૦ જુઓ. એમાથી આ હકીકત લીધેલી છે.

# પ્રકરણ ૩જું

## પવિત્ર નદીઓની પૂજા

### ગંગામા (ગંગા), નર્મદા, અને બીજી નદીઓ

વિષ્ણુની પુત્રિ ! તું વિષ્ણુના પગમાંથી નીકળી છે. તું તેમની પ્રિય છે. તેટલા માટે અમારામાંથી પાપનું કલંક દૂર કર, અને અમે તારા સેવક છીએ. જન્મથી મરણપર્યન્ત અમારૂં રક્ષણ કર.

ગંગામાં સ્નાન કરતી વખત બોલાતા શ્લોકનું
ભાષાન્તર—મોનિઅર વિલિઅમ્સ

ગંગા નદીને દેવી તરીકે માને છે તેમાં નવાઈ નથી. જેવી નાઇલ ઈજિપ્ટના લોકોને છે ને વૉલ્ગા રશિઆના લોકોને છે, તેવી ગંગા હિંદુઓને છે. જે પ્રદેશમાં થઈને ગંગા વહે છે તેનો ઇતિહાસ જાણવો એ હિંદુસ્તાનનો ઇતિહાસ જાણવા બરાબર છે. હિંદુસ્તાનમાં જે કંઈ સુધારો જાણીતો છે તેનો પ્રચાર કરવામાં તેની ઘણી બળવાન અસર છે, અને એ સુધારો કેવો ભારે અદ્ભુત છે ! તેનાજ કિનારા પર ઇશ્વરજ્ઞાન, તત્ત્વજ્ઞાન, અને સામાજિક કાયદાની એ મોટી પદ્ધતિઓ ઊભી થઈ, તેને આપણે હિંદુધર્મ અને બૌદ્ધધર્મ કહીએ છીએ અને તેમાં ગમે તેવી ન્યૂનતા હશે તોપણ દુનિયાના વિચારશાલી પુરુષોનું ધ્યાન હિંદુસ્તાન તરફ ખેંચાય છે તેનું તે મુખ્ય કારણરૂપ છે. બ્રિટન જંગલી સ્થિતિમાં હતું ત્યારે અહિંજ સુધારાની કળાઓ આબાદ થઈ હતી. પ્રાચીન આર્ય લોકોને ગંગા નદીના મેદાનમાં વસ્યાને ૩,૦૦૦ થી વધારે વર્ષ થઈ ગયાં છે અને એ બધા સૈકાઓમાં તેના ભાઠાના મેદાનમાં વસતા, ખેડુતોને આ ગંજાવર નદીએ કદી પણ નિષ્ફળ થયા વિના, સમૃદ્ધિ અને જીવન અર્પ્યાં કર્યાં છે. તેણે તેમને સદા કૃપાળુ પરમેશ્વરના શાશ્વત-

પરોપકારનો બોધ કર્યો છે. મોટાં મોટાં રાજ્યો, વીર પુરુષો અને સાધારણ મનુષ્યોનાં કુટુંબો તેની સપાટી ઉપરના પરપોટાની પેઠે ચાલ્યાં ગયાં છે; ક્ષણવાર સૂર્યના પ્રકાશમાં ઝળકી નાશ પામ્યાં છે અને તેનું નામમાત્ર પણ સ્મૃતિમાં રહ્યું નથી; તોપણ એ મોટી નદીનું પૂર કાયમ રહ્યું છે અને જનસમૂહને આશીર્વાદનું કાયમનું મૂળ અને સર્જનહારની કૃપાનું શાશ્વત ચિહ્ન રહ્યું છે.[1]

ગંગા એટલે ગંગા દેવી પર્વતરાજ હિમવત્‌ની (હિમાલયની) મોટી પુત્રી હતી; તેની નાની બેન ઉમા, શિવની પત્ની હતી. અયોધ્યાના રાજા સગરને બે રાણી હતી, તેમાંની એકને એક પુત્ર થયો અને બીજીને અદ્ભુત રીતે ૬૦,૦૦૦ પુત્રો થયા. સગરે અશ્વમેધ કર્યો હતો; તે અશ્વમેધનો અશ્વ એક રાક્ષસ હરી ગયો હતો, તે અશ્વને શોધવાને એ પુત્રોને હુકમ થયો. ખોવાયલો ઘોડો આખી પૃથ્વી પર શોધતાં હાથ ન લાગવાથી તેઓએ પાતાળની પાસેની જમીન ખોદવા માંડી, પરંતુ કપિલ મુનિનો સમાગમ થતાં તેમણે અશ્વની ચોરી મુનિને માથે ઓઢાડી. આથી તે ઋષિ એટલા બધા ગુસ્સે થયા કે કંઈ પણ ભાંજગડ કર્યા વિના તેણે તે સર્વને બાળીને ભસ્મ કીધા. કેટલાક વખત પછી સગરના પૌત્રને એ ભસ્મ જડી અને તેણે પિત્રીઓની ઔર્ધ્વદૈહિક ક્રિયા—મરણ પછીની ક્રિયા—કરવા માંડી. એ ક્રિયા માટે પાણીની જરૂર હતી અને એમ કહેવામાં આવ્યું કે ગંગાના પાણીથીજ એ પવિત્ર ક્રિયા પરિપૂર્ણ થશે. સગર કે તેના પૌત્ર બેમાંથી એકે પવિત્ર નદીનો સ્વર્ગમાંથી ઊતરવાનો ઉપાય શોધી શકે એવો પવિત્ર ન હતો. ઘણાં તપ અને ભારે ભક્તિની જરૂર હતી અને સગરના પ્રપૌત્ર ભગીરથજ એ પવિત્ર નદીને, સ્વર્ગમાં વિષ્ણુના પગમાંથી તે નીકળતી હતી ત્યાંથી પૃથ્વી પર

૧ ગ્રીક ભૂગોળવેત્તા સ્ટ્રૅબોના કહ્યા પ્રમાણે હિંદુઓ જ્યુપિટર પ્લુવિઅસ, ગંગા નદી અને દેશના દેવોને પૂજતા હતા. એ જ્યુપિટર પ્લુવિઅસ તે બેશક ઇન્દ્ર હતો (સ્ટ્રૅબો; ૧૫, ૧. ૬૯). ગંગા નદીની પ્રાચીન સમયથીજ કેટલી અસર હતી તે લક્ષમાં રાખો.

લાવી શકયો. પૃથ્વી પર ઊતરતાં માર્ગમાં તે અતિશય વેગથી શિવના માથા પર તેમને ઘસડી જઈ નાશ કરવાની આશાથી પડી; પરંતુ તે મહાદેવે તેનો ગર્વ નરમ પાડવા અને ઉદ્ધતાઈ માટે શિક્ષા કરવા પોતાના માથાની જટાના જાડા વાટામાં ગુંચવી નાખી અને ઘણાં વર્ષ સુધી જટાના મંડળમાંજ ભટકવાની જરૂર પાડી.[૧] પછી વિશેષ તપ કરીને ભગીરથે તેને છોડવી:—

" એટલે ગંગા એમની જટામાંથી દિવ્ય અંગુલિથી દબાઈ પ્રકાશમાન નીકળી આવી અને ઊતરતાં તેણે પશ્ચિમ તરફની ગુફાઓને શોભાવી. "

ભગીરથે તેને પૃથ્વી પર પોતાની પાછળ આવવાની, ત્યાંથી સમુદ્ર તરફ જવાની, અને ત્યાંથી પાતાળમાં જવાની ફરજ પાડી, ત્યાં તેણે સગરના પુત્રોની રાખને પાવન કરી અને તેમના આત્માને સ્વર્ગમાં લઈ જવાનું સાધન થઈ.

ગંગા નદી વિષે બીજી કેટલીક કથા કહેવાય છે. મહાભારતમાં આપણે વાચીએ છીએ કે રાજા શંતનુ તેના કિનારા પર શિકાર કરતો હતો ત્યારે તેણે એક સુંદર અપ્સરા જોઈ, તેનાથી તે મોહ પામ્યો. તે સ્ત્રીએ તેની સાથે રહેવાનું કબૂલ કર્યું તે પહેલાં તેની પાસે સોગન ખવરાવ્યા કે તું જે કંઈ કરશે તેનું હું કારણ નહિ પૂછું. લગ્ન પછી તે સ્ત્રીથી તેને આઠ પુત્ર થયા, તેમાના સાતને એક પછી એક તેણે નદીમા નાખી દીધા. તેને ઠપકો દેવાની તેની હિંમત

૧ કેળવાયલા હિંદુઓ હાલના સમયમા એમ કહે છે કે વિષ્ણુના પગમાથી ગંગા નીકળી એટલે હિમાલયમાથી નીકળી, અને શિવે તેને પોતાની જટામા લીધી અને વર્ષો સુધી ત્યાજ ભટકવાની જરૂર પાડી. હિમાલયના નીચલા પ્રદેશમા, મેદાનમા આવતા પહેલા જે વાકીચૂકી ગતિ નદી ધારણ કરે છે તે આથી સમજવી. છેવટે ભગીરથ રાજાએ તેના નીચે ઊતરવા માટે પ્રાર્થના કરી અને તેને મેદાનમા આણી—આથી હરદ્વારથી દરિયા સુધીની લગભગ મેદાન પરની સીધી ગતિ સમજવાની છે.



ગંગામૈયા (ગંગા દેવી) પોતાના વાહન મગરની પીઠ પર ઊભા છે અને ગંગાને ઓળગે છે.



ગંગામૈયા શિવના માથા પર ઊતરે છે પાર્વતી, શિવનો પોઠીઓ નન્દી, અને એક બ્રાહ્મણ પૂજારી આગળ દેખાય છે.

હિમાલય પર્વતરાજ એ સુંદરમાં સુંદર, અતિરમ્ય કન્યાઓનો પિતા છે. મોટી કન્યા ગંગા છે અને એમના પછી ઉમા નામની સુંદર કન્યાનો જન્મ થયો. પછી સ્વર્ગના સર્વ દેવોને પોતાની પ્રતિજ્ઞા સફળ કરવા ગંગાની જરૂર હોવાથી તેઓ હિમાલય પર્વત પાસે ગયા અને પર્વતરાજની પ્રાર્થના કરી કે તમારી કન્યા અમને આપો. ત્રણ લોકના કલ્યાણ તરફ બેદરકાર ન હોવાથી પવિત્ર આતુરતાથી તેણે પોતાની કન્યા અમરોને આપી—એ ગંગા કન્યાનાં પવિત્ર પાણી પાપમાંથી મુક્ત કરી મોક્ષ આપે છે, એ મરજીમાં આવે તેમ સુંદર ને સ્વતન્ત્ર રીતે ગતિ કરે છે, બધા પાપીઓને મુક્ત કરે છે, અને દરિયામાં મળે છે. આ પ્રમાણે ત્રિપથગા ગંગાને પ્રાપ્ત કરી દેવો પોતપોતાના સ્વર્ગમાં પાછા ફર્યા."[1]

હિંદુસ્તાન મોટી નદીઓનો પ્રદેશ છે અને એ નદીદેવીઓની મોટી યાદીમાં ગંગા અને તેની પાસેની યમુના મુખ્ય છે. તેના કિનારા પર અનેક મંદિર અને દહેરાં છે અને હજારો લોક દરરોજ એ પવિત્ર નદીઓમાં સ્નાન કરી પૂજા કરે છે. ગંગા નદી પર મુખ્ય પૂજાસ્થાન આ પ્રમાણે છે:—ગંગોત્રી—પર્વતમાં ગંગાનું મૂળ છે તે, હરદ્વાર, જ્યાંથી તે પર્વતનો વાસ છોડી દે છે, અલાહાબાદ, જ્યાં તે યમુના નદીને અને કલ્પિત સરસ્વતી નદીને મળે છે, પવિત્ર નગર વારાણસી, અને સાગરનો ટાપુ, જ્યાં તે સમુદ્રને મળે છે.

ગંગાપૂજાનું ખાસ સ્વરૂપ, જેને જોઈને પ્રેક્ષકના મન પર અસર થાય છે તે કેટલાક ખાસ ઉત્સવને દિવસે સ્નાન કરવા મોટા મેળા[2] એકઠા થાય છે, તે છે. એવી ગણત્રી કરવામાં આવી છે કે

---

૧. ગ્રિફિથ કૃત 'રામાયણ', પૃ. ૭૨

૨. હિંદુના જીવનમા અનેક વાર ધર્મક્રિયાઓને લગતું પ્રાયશ્ચિત કરવું પડે છે. જ્યારે તે આ લોકમા જન્મે છે ત્યારે કુટુંબને સૂતક પડે છે, તેમાથી સ્નાન કરી પવિત્ર વસ્ત્ર પહેરે છે ત્યારે મુક્ત થાય છે. ત્યાર પછી આખી જિંદગીમા, તરુણાવસ્થાથી તે ઘડપણ સુધી દરરોજની પૂજાના લાંબા

અલાહાબાદમાં કુંભમેળામાં છેક વીસ લાખ માણસ ખાસ પ્રસંગે એકઠા થાય છે. કાશીમા અસંખ્ય લોક વારંવાર જોવામા આવે છે.[૨]

આ યાત્રાળુઓ એમ માનીને પવિત્ર નદીમાં ડુબકી મારે છે કે જેમ પાણી શરીરનો મેલ ધોઈ નાખે છે, તેમ ગંગા નદીનાં પાણી બધાં પાછલાં પાપ અને તેનો મેલ ધોઈ નાખી આત્માને પવિત્ર કરશે. નીચે લખેલી પ્રાર્થના નદીને વારંવાર કહેવામાં આવે છેઃ—

"હે ગંગા મૈઆ ! હું તારે પગે પડું છું. તારા સેવક પર કૃપા કર. તારા સદ્ગુણ કોણ વર્ણવી શકે ? મોટામાં મોટો પાપી, અનન્ત અપરાધોનો કરનાર માત્ર ગંગા શબ્દનો ઉચ્ચાર કરે તો પાપમાથી મુક્ત થઈ દેવોના આનન્દમય ભુવનમા તરત ચાલ્યો જાય છે."

---

વિધિમા સ્નાન એ એક ભાગ છે આખરે મરણનો દિવસ આવે છે, તે સમયે તેના સગા તેની ચિતાની રાખ પવિત્ર નદીમા નાખીને શ્મશાનમાથી ઘેર પાછા ફરતા શબને અડકવાના પાપમાંથી મુક્ત થવા સ્નાન કરે છે. "હે જળ ! મારામા જે કઈ દૂષિત હોય તે લઈ લે, જે મેં બલાત્કારે કે શાપે કર્યું હોય તે અને મારૂ અસત્ય એ સર્વમાથી મારી મુક્તિ કર." (ઋગ્વેદ ૧. ૨૨-૩).

इदमापः प्रवहत यत्किं च दुरितं मयि ।

यद्वाहमभिदुद्रोह यद्वा शेप उतानृतम् ॥ १-५-२३-२२

હુ યજમાન, મારે વિષે જે કંઈ અજ્ઞાનથી પાપ થયુ હોય, અથવા મેં જે બુદ્ધિપૂર્વક કર્યું હોય, અથવા તો સાધુ પુરુષને મે જે શાપ દીધા હોય, અથવા તો હુ અસત્ય બોલ્યો હોઉં, તે સર્વ અપરાધને, હે જળ ! મારાથી દૂર કર.

सायं० भाष्य०, ભાષાન્તરકર્તા

૨ ગંગા પૃથ્વી પર ઊતરી એમ ધારવામા આવે છે તે દિવસ, જ્યેષ્ઠ (જુન) સુદિ ૧૦ અને કાર્તિક પૂર્ણિમા (ઑક્ટોબર) છે—આ બે દિવસને ગંગા નદીના માનાર્થે સર્વ હિંદુઓ ઉત્સવના દિવસ માને છે.

ગંગાના ગંજાવર પ્રવાહનો ચમત્કાર અને રહસ્ય કોઈ પણ શબ્દોથી વર્ણવી શકાય એમ નથી; કારણ કે પુનેમને દહાડે કે ગ્રહણને પ્રસંગે આસપાસના પ્રદેશમાંથી લોકોની મોટી મેદની એકઠી થાય છે. તેમની પૂજાની હોંસ અને પ્રબળતા અને મહાન્ પ્રવાહ વહે છે તેમ તેના વહેણમાં આપણાં સર્વ પાપ અને શોકને ખેંચી જાય છે અને ભુલાવી દે છે એવી તેમની, સરળ હૃદયની શ્રદ્ધા જોઈને મનમાં આશ્ચર્ય અને પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે.

સ્વાભાવિક રીતેજ ગંગાજળ ઘણું કીમતી ગણાય છે. તેને પાત્રોમાં ભરીને દેશના મધ્ય ભાગમાં ઘણે દૂર સુધી લઈ જાય છે. તે ઘણી ધર્મક્રિયામાં વપરાય છે, તેમજ રોગમા ઉપાય તરીકે અને એક પ્રકારના સખ્ત સોગન આપવામાં પણ તેનો ઉપયોગ થાય છે.[1] વળી મરણ પામતા પુરુષના મરણ પછીના માર્ગમા ઉપયોગી થઈ પડે માટે મોંમાં ને આંખમાં એ પાણી રેડવામાં આવે છે.

શબને ઘણા માઈલ સુધી, કેટલીક વાર સેંકડો માઈલ, ગંગા મૈયાના કિનારા પર અગ્નિસંસ્કાર કરવા લઈ આવે છે અને આ રિવાજને મળતો ગંગાયાત્રાનો રિવાજ છે. કોઈ હિંદુ જોખમ-ભરેલા મંદવાડથી સપડાયો હોય અથવા મરણની તૈયારીમાં હોય, ત્યારે તેનાં સગાં તેને એ પવિત્ર નદીને કિનારે લઈ જાય છે. ત્યાં તે અર્ધું શરીર પાણીમાં ડૂબેલું રાખી કે અર્ધું મોં પાણીથી ભરેલુ રાખી ઘણા દહાડા પડયો રહે છે ને છેવટે આ દુનિયામાંથી તેનો

---

૧. નદીની પવિત્રતા વિષે લોકમત એવો તો જોરાવર છે કે ખાનગી જિંદગીમા તેમજ કામદાની કચેરીઓમા જો સામાવાળા હાથમા ગંગાજળ લઈને કે ગગાના નામથી સોગન ખાઈને હકક નાકબૂલ કરે તો તે હક ગમે તેવો લાખા વખતનો અને વહાલો હોય તોપણ તેઓ છોડી દે છે. મહાભારતમા એમ કહ્યું છે કે "ગીતામા સર્વ શાસ્ત્રનો, એટલે પવિત્ર લખાણનો, હરિમા ( વિષ્ણુમા ) બધા દેવનો, અને ગગામાં બધા પવિત્ર તીર્થોનો સમાવેશ થાય છે.

છૂટકો થાય ત્યાંસુધી વાટ જોઈ સૂઈ રહે છે. અગ્નિપુરાણમાં કહ્યું છે કે " જેઓ અર્ધું શરીર ગંગાનાં પાણીમાં ડૂબેલું રાખી મરણ પામે છે તેઓ હજારો જમાના સુખી રહેશે અને બ્રહ્માનું સારૂપ્ય પામશે. " બેશક, આવા ઘાતકી રિવાજથી ઘણી જિંદગીઓ ટૂંકી થાય છે અને કેટલેક પ્રસંગે મનુષ્યથી હિંસા થાય છે. સુધારાના પ્રચારથી અને દાક્તરી જ્ઞાનની વૃદ્ધિ થવાથી આ રિવાજ હવે જલદી નાબૂદ થતા જાય છે, પણ તે તદ્દન જતા રહ્યા નથી.

ગંગા ઉપરાંત બીજી ઘણી નદીઓને પણ હિંદુઓ પવિત્ર માને છે. એકલી નર્મદાજ ગંગા નદી સાથે પ્રધાનપદ મેળવવા હરીફાઈ કરે છે. ગંગા નદીનો ઉત્તર કિનારો એટલે જે કિનારે વારાણસી આવેલું છે તેજ કિનારો વિધિપૂર્વક સ્નાન કરવા માટે અને શબને અગ્નિસંસ્કાર કરવા માટે પવિત્ર મનાય છે; પરંતુ નર્મદાના બંને કિનારાનો એવી રીતે ઉપયોગ કરી શકાય છે. કેટલાંક પ્રમાણ પ્રમાણે નર્મદા ગંગા કરતાં પણ વધારે પવિત્ર છે; કારણ કે પાપની માફી કરાવા સારૂ ગંગામાં સ્નાન કરવાની જરૂર પડે છે, ત્યારે જગન્નાથજીની મૂર્તિની પેઠે નર્મદાના માત્ર દર્શનથી સર્વ પાપમાંથી મુક્તિ મળે છે.

હિંદુસ્તાનની બધી મુખ્ય નદીના તમામ કિનારા–તેનાં મૂળથી તે દરિયા સુધીના–પવિત્ર તીર્થ મનાય એ જોઈને નવાઈ લાગે છે. એ માર્ગની પગે ચાલી પ્રદક્ષિણા કરવી એ ઘણુંજ પુણ્યનું કામ ગણાય છે. દાખલા તરીકે, યાત્રાળુ ગંગાના મૂળ ગંગોત્રી આગળથી નીકળે છે અને ડાબે કિનારે ચાલતો ચાલતો તેના મુખ ગંગા–સાગર આગળ આવે છે. પછી પાછો ફરી તે જમણે કિનારે જ્યાંથી નીકળ્યો હતો તે ગંગોત્રી સુધી જાય છે. આમ પ્રદક્ષિણા કરતાં તેને છ વરસ લાગે છે. એજ પ્રમાણે યાત્રાળુ વિન્ધ્યાચળના એક શિખર આગળ નર્મદાનું મૂળ છે ત્યાંથી નીકળે છે, ભરૂચ આગળ તેના મુખ સુધી ચાલતો ચાલતો જાય છે, અને પછી પાછો ફરે છે. આ પ્રદક્ષિણા

કરતાં તેને ત્રણ વરસ લાગે છે. ગોદાવરી અને કૃષ્ણા નદીની પ્રદક્ષિણા કરતાં બે વરસ લાગે છે. બેશક, યાત્રામાં જેટલો સમય જાય છે અને જેટલી પવિત્ર જગાઓ પગતળે આવે છે તેના પ્રમાણમાં યાત્રાનું પુણ્ય મળે છે.[1]

હિંદુસ્તાનની કેટલીક નદી દેવ અને કેટલીક દેવી મનાય છે. બ્રહ્મપુત્રા અને શોણ એ બે નદી દેવ ગણાય છે અને ઉપર વર્ણવી તે ઉપરાંત કાવેરી, આત્રેયી, ગોમતી, સરયૂ (ઘથ્રા), તાપી, ગંડકી, વારાહી, સાબરમતી (સાભ્રમતી), અને બીજી, નદી ગણાય છે. આ બધી પવિત્ર નદી મનાય છે.[2]

માત્ર નદીઓજ નહિ, પરંતુ કેટલાંક તળાવ અને કુંડ પણ કુદરતી રીતેજ પવિત્ર ગણાય છે. એવાં પાંચ સરોવર છે, તેમાં પવિત્રમાં પવિત્ર માનસ છે (સામાન્ય રીતે માનસરોવર કહે છે તે), તે હિમાલય પર્વતમાં આવેલું છે. વારાણસીમાં મોક્ષવાપી પણ અત્યન્ત પવિત્ર મનાય છે.

---

૧. મોનિઅર વિલિઅમ્સકૃત 'હિંદુ ધર્મ,' પૃ૦ ૧૭૩

૨. હિંદુઓની નદીપૂજાને મળતું ગ્રીક, રોમન તથા અન્ય પ્રાચીન પુરાણોમા જડી આવે છે. જનરલ સ્લીમૅન દર્શાવે છે (અંક ૧, પૃ૦ ૧૧) કે રોમન લોકો અને પ્રાચીન ઇરાની લોકોમા નદીને યજ્ઞ કરી પ્રસન્ન કરવામા આવતી. વાઇટેલિઅસે આર્મિનિઆની ગાદી પર ટિરિડેટસને બેસાડવા માટે રોમન લશ્કર સાથે યુફ્રેટીસ ઓળગી, ત્યારે તેણે ડુક્કર, બકરું, અને આખલાનું બળિદાન આપી નદીને પ્રસન્ન કરી. ટિરિડેટસે જાતે અશ્વમેધ કર્યો. ટસિટસ નદીના દેવની સ્તુતિ કરતો નથી, પણ નદીનીજ સ્તુતિ કરે છે ('વાર્ષિક વૃત્તાન્ત', ગ્રન્થ ૬ઠ્ઠો, પૅ. ૩૭ જુઓ). પ્લેટો સૉક્રેટીસ પાસે હોમરની નિંદા કરાવે છે, કેમકે તેણે ઝેન્થસ નદની સામા લડવાને તૈયાર કરી તેની તરફ તિરસ્કાર ભરેલું વર્તન ઍકિલીસ પાસે દર્શાવરાવ્યુ છે ('ઇલિઅડ' ૨૦-૭૩) અને સ્પર્કિઅસ નામના બીજા દેવ મનાતા નદને જે પોતાના કેશના ગુચ્છા આપવાનું વચન આપ્યુ હતુ તે પેટ્રોક્લસના શબને અપાવી તે નદ તરફ પણ અપમાનભરેલુ વર્તન બતાવરાવ્યુ છે ('ઇલિઅડ' ૨૩, ૧૪૦-૫૩).



ગંગા નદીમાં નહાતા યાત્રાળુઓ

બ્રાહ્મણ ગોરો સ્નાન કરનારાઓને પૂજા કરાવે છે અને પાણીમાંથી બહાર નીકળે છે ત્યારે આશીર્વાદ દે છે, તે ગોરોને મોટા ઘડીઆળા ઓ છાયા કરે છે



પવિત્ર ગાયની પૂજા.

હિંદુઓની કામદુધામા સર્વ દેવો સમાયલા છે. હિંદુપુરાણના ઘણાખરા દેવો અને
દેવીઓના ચિત્ર તેના શરીર પર કાઢેલા છે
આગળ એક સ્ત્રી પૂજા કરે છે તે જુઓ, તેમજ તે માણસ ભક્તિ કરે છે તે જુઓ.
વળી તે સ્ત્રી દૂધ દુહે છે તેથી તેનો ઉપયોગ દર્શાવ્યો છે

પૂજાય છે; અથવા તો હાથીની પેઠે ડહાપણના સ્વામી છે તેથી પૂજ્ય-પાત્ર થાય છે; અથવા તો સર્પની પેઠે સહેજ ડંખથી નાશ કરવા સમર્થ છે તેથી મનાય છે; અથવા તો વાનરની પેઠે જેનું મૂળ અને ચારિત્ર્ય અર્ધું મનુષ્યને મળતું છે તેથી માન પામે છે. વેદના સમયમાં ઘોડાને ઘણું સન્માન અપાતું અને અશ્વમેધ એટલે ઘોડાનો યજ્ઞ એ દેવોનો પ્રસાદ મેળવવાનું ઉત્તમ સાધન હતું. સો અશ્વમેધ યજ્ઞ કરનાર ઇન્દ્રને ઇન્દ્રાસન પરથી ઉઠાડી પોતે બેસવા શક્તિમાન્ થતો હતો; અને અર્વાચીન સમયમાં કલ્કિ અવતાર થવાનો છે એવી લોકશ્રદ્ધા જોઈએ છીએ. એ કલ્કિનો શ્વેત અશ્વ આપણને ખ્રિસ્તિ પ્રભુપ્રેરિત ગ્રન્થમાં વર્ણવેલા શ્વેત અશ્વનું સ્મરણ કરાવે છે.

ઘણાં પ્રાણીને હિંદુઓ પવિત્ર માને છે તેનું કારણ એ છે કે તે દેવોને પ્રવાસ કરવાનાં વાહન છે. દાખલા તરીકે, ઇન્દ્રનું વાહન હાથી, શિવનું નાન્દી વૃષભ, યમનું મહિષી, ગણેશનું મૂષક, અને દુર્ગાનું વાઘ છે. તોપણ બે પ્રાણીને આવી રીતે કોઈ પણ દેવ સાથે કોઈ પણ જાતનો સંબંધ નથી, તોપણ તે ખાસ રીતે પૂજાય છે. તે બે પ્રાણી ગાય અને વાનર છે.

## ૧. ગાયની પૂજા

બધાં પ્રાણીમાં ગાયને હિંદુઓ સર્વથી વધારે માન આપે છે. પૃથ્વીમાંથી સર્વ સંપત્તિ નીકળે છે તે સર્વ વસ્તુ અર્પનાર પૃથ્વીનો ગાય નમુનો છે. કહે છે કે બ્રહ્માએ બ્રાહ્મણને અને ગાયને એકી વખત પેદા કીધાં, બ્રાહ્મણને ધર્મક્રિયાઓ કરવા માટે અને ગાયને એ પૂજાની સામગ્રીના પદાર્થ પૂરા પાડવા માટે. હિંદુઓ ગાયને પૂજે છે તેનું કારણ તે એમની જે જે સેવા બજાવે છે તે બધીનો અત્યન્ત ઉપકાર કરવાની વૃત્તિ છે, એમાં કંઈ શક નથી. જે ભૂમિમાં હિંદુ જ્ઞાતિને માંસ ખાવાની મના છે તે ભૂમિમાં તે તેનું પોષણ પૂરૂં પાડે છે. ગાયના છાણ ને માટીનાં બનાવેલાં છાણાંનો

સર્વત્ર બળતણ તરીકે ઉપયોગ થાય છે. બધી ખેતીની મજુરી બળદ પર આધાર રાખે છે; કેમકે હિંદુસ્તાનમાં ઘોડા પાસે હળ ખેંચાવતા નથી.

મોનિઅર વિલિઅમ્સ કહે છે કે [૧] "સર્વ પ્રાણીમાં ગાય વિશેષ પવિત્ર મનાય છે. તેના શરીરના દરેક ભાગમાં એક કે બીજો દેવ વસે છે. તેના શરીરના એકે વાળનો પણ તિરસ્કાર કરી શકાતો નથી. તેનાં મળમૂત્ર પવિત્ર મનાય છે. એક રજને પણ અપવિત્ર ગણી ફેંકી દેવાની નથી. એથી ઉલટું, તેનું મુતર પવિત્ર પાણી તરીકે સંઘરી રાખવાનું છે, તે સર્વ પાપનો નાશ કરે છે અને જેને તે સ્પર્શ કરે છે તે સર્વને પવિત્ર બનાવે છે. ગાયના છાણ જેવું બીજું કંઈ પવિત્ર નથી. ગંદામાં ગંદી જગા પર છાણનો અબોટ કરવામાં આવે તો તે તરતજ શુદ્ધ થાય છે અને સર્વ અપવિત્રતાથી મુક્ત થાય છે. આ પવિત્ર છાણને બાળવાથી જે રાખ થાય છે તે એવી પવિત્ર છે કે તે ગમે તેવા ગંદા, પાર્થિવ પદાર્થને સાફ કરે છે એટલુંજ નહિ, પણ પાપી પર માત્ર છાંટવાથીજ તે પાપીને સારું બનાવી દે છે."

પાછલી બાબતનો એક દાખલો અપાય છે. આગ્રાના કિલ્લામાં મુકુન્દ નામના માણસની મૂર્તિ છે. તે એક પવિત્ર સાધુ પુરુષ હતો, પરંતુ તેને આગ્રાના કિલ્લાની પાસેથી વહેતી યમુના નદીમાં આત્મપાત કરી આત્મહત્યા કરવાની જરૂર પડી હતી; કારણ કે ગાળ્યા વગર દૂધ પીવાથી અજાણતાં તેના પેટમાં ગાયનો વાળ ગયો હતો. આ પ્રમાણે તેણે પોતાની ઇચ્છાથી આત્મઘાત કર્યો હતો. તોપણ તે શિક્ષા પૂરતી ગણાઈ ન હતી; કારણ કે ત્યાર પછીના જન્મમાં તેને મુસલમાન થવાની શિક્ષા થઈ હતી, પણ તેની પવિત્રતા ધ્યાનમાં લઈ તે શિક્ષા અંશે નરમ કરવામાં આવી હતી અને તે અકબર બાદશાહ તરીકે ફરી જન્મ્યો હતો.

૧ 'હિંદુસ્તાનમાં ધાર્મિક વિચાર અને જીવન,' પૃ૦ ૩૧૮

શાસ્ત્રોમાં નક્કી કર્યું છે કે દેવોની મૂર્તિને પંચગવ્યથી સ્નાન કરાવી શુદ્ધ કરવી. એ પંચગવ્ય નીચે પ્રમાણે છેઃ— દૂધ, દહિં, ઘી, છાણુ, મુતર. દેવોને પણ ગાયનું ઘી ખાઈ પાપનો નાશ કરવાનો બોધ કરવામાં આવે છે. બ્રહ્માએ કહ્યું છે કે ગાય એ પૂજાનું ખરૂં યોગ્ય પાત્ર છે અને આજ પણ જ્યાંસુધી બારણા આગળ છાણનો અબોટ થયો નથી ત્યાંસુધી ઘણા બ્રાહ્મણ સવારે ઘરની બહાર જશે નહિ.

ગાયનું વાર્ષિક પૂજન સર્વ હિંદુઓ કરે છે; પરંતુ કેટલાક તો તેને દરરોજ પૂજે છે. તેને માટે કોઈ મૂર્તિ વપરાતી નથી; કારણ કે પ્રત્યક્ષ ગાય તેનું કામ સારે છે. “ ગાયની કોડમાં પાણીનો ઘડો મૂકી એ પૂજા કરવામાં આવે છે. દેવની મૂર્તિ આગળ પૂજાની ક્રિયા કરાય છે તેજ ક્રિયા આ પૂજામાં વપરાય છે. જેની પૂજા થાય છે તેને અનુકૂળ પ્રાર્થના બેશક હોય છે.” જેઓ દરરોજ પૂજા કરે છે તેમને માટે બીજી જાતની ધર્મક્રિયા વપરાય છે. સ્નાન કરી તેઓ તેના પગ આગળ પુષ્પ મૂકે છે, ખાવાને તાજું ઘાસ મૂકે છે, અને કહે છે કે “ ભગવતિ ! ખાઓ. ” પછી તેની ત્રણ કે સાત પ્રદક્ષિણા કરી નમન કરે છે.[1]

ઘણાં મધ્ય હિંદુસ્તાનનાં રાજ્યમાં એક આનન્દ ઉત્પન્ન કરે એવી જાતની ગાયપૂજા જારી રહી છે. એને ‘ મૌન ચરણ ’ કહે છે એટલે ઢોરોને મૂગાં મૂગાં ચારવામાં આવે છે. એ વ્રત આચરનારાં પ્રાતઃકાળમાં ઊઠી સ્નાન કરે છે, પોતાને શરીરે તેલ ચોળે છે, અને ગળામાં પુષ્પની માળા ઘાલે છે. એ બધો વખત તેઓ મૂગાં રહે છે અને કંઈ જોઈએ છીએ તો તે ચિહ્નથી દર્શાવે છે. બધું તૈયાર થયા પછી તેઓ મૂગાં મૂગાં ગાયની સાથે બીડ પર જાય છે. તેઓ દરેક પોતાના ખભા પર રાક્ષસને હાંકી કાઢવા મોરનું પીછું રાખે છે. ઢોરની સાથે તેઓ એકબે કલાક મૂગાં રહે છે અને પછી ઘેર આવે

૧. ‘ વૉર્ડ, ’ પૃ૦ ૧૫૪

છે. આ ક્રિયા વ્રજના બીદમાં કૃષ્ણે ગાયો ચરાવી તેના સ્મારક તરીકે કરવામાં આવે છે."[1]

ગાયની પૂજા બીજી પૂજાને મુકાબલે અર્વાચીન છે. વેદના સમયમાં એ જાણીતી ન હતી; પણ ત્યાર પછી સો વર્ષ રહીને મનુસ્મૃતિ રચાઈ ત્યારે એ પૂજા સ્વીકારાયલો લોકમત થઈ ગયો હતો. ગાય કે ગોધાની હત્યાને મનુ ઘોર પાપમાં મૂકે છે અને એમ પણ કહે છે કે "ગાયનો રક્ષક કે બ્રાહ્મણનો રક્ષક ધર્મગુરુને મારવાના પાપમાંથી મુક્ત થાય છે." ખ્રિસ્તિ કે મુસલમાન લોકો ખોરાકને માટે ગાયો કે પાડાનો વધ કરે છે એ હિંદી સરકારને બંદોબસ્ત રાખવામાં એક ભારેમાં ભારે મુશ્કેલીનું કામ છે. પ્રાચીન માર્ગ આચરનાર હિંદુના મતમાં આ એક શાપરૂપ છે. અકસ્માત્ ગાયનો વધ કરવો તે પણ ભારે પાપ છે અને તેના પ્રાયશ્ચિત્ત તરીકે બ્રહ્મભોજન કરાવવું પડે છે અને યાત્રાઓ કરવી પડે છે. હિંદુ અને મુસલમાન પ્રજાઓના ધર્માચારમાં ઘણો ફેર હોવાથી ઘણાં ભારે તોફાન થયાં છે. સહુથી છેલ્લું અને ઘણા ભારે તોફાનોમાંનું એક ઇ. સ. ૧૯૧૦માં કલકત્તામાં થયું હતું.

હિંદુ વિધિમાં ગાયની પૂંછડીના ઉપયોગના ઘણા દાખલાઓ જોઈને નવાઈ લાગે છે.

ધાર્મિક હિંદુ મરણની તૈયારીને વખતે ગાયની પૂંછડીને અડકે છે અને તેની મદદથી તે મરણની ભયંકર નદી વૈતરણીની પાર ઊતરે છે. એકથી વધારે કેદીઓ ગાયની પૂંછડી પકડવાની રજા મળેથી અત્યન્ત શાન્તિથી ફાંસીને લાકડે ચઢ્યા છે. લગ્નની વિધિમાં પણ તેનો ઉપયોગ થાય છે; અને પ્રાચીન સમયમાં એક વખત વન્ય ગાયની પૂંછડી રાજસત્તાનું ચિહ્ન ગણાતી, અને રાજ્યકર્તાનું ભૂતોથી

૧. ક્રૂકકૃત 'ઉત્તર હિંદુસ્તાનનો લોકપ્રિય ધર્મ અને લોકગીત,' અંક ૨, પૃ૦ ૨૩૨

રક્ષણ કરવા તેના ઉપર હલાવવામાં આવતી. હાલ થોડાજ વખત ઉપર હરદ્વારના પવિત્ર કુંડ આગળ એક મુખ્ય બ્રાહ્મણ પંડ્યાએ (ગોરે) પોતાના યજમાન નીચે કુંડમાં નહાતા હતા ત્યારે તેમના ઉપર એક ગાયની પૂંછડી હલાવ્યા કીધી. એક એવી કથા છે કે એક પ્રસંગે શિવે પોતાનું ક્રોધનું સ્વરૂપ પ્રકટયું અને વિષ્ણુ અને બ્રહ્મા એ ક્રોધાગ્નિનો પ્રકાશ કેટલે દૂર ફેલાયો હતો તે જોવા જુદી જુદી દિશાએ ગયા. તેઓ પાછા ફર્યા ત્યારે વિષ્ણુએ કહ્યું કે પ્રકાશ કયાંથી આગળ જતાં અટકયો તેની હદ શોધી કાઢવા હું શક્તિમાન્ થયો નથી; પરંતુ બ્રહ્માએ કહ્યું કે હું એની હદની પેલી તરફ ગયો છું. પછી વિષ્ણુએ મોટી કલ્પિત ગાય કામધેનુને ('સર્વ કામનાની પૂરનાર' ને) સાક્ષી પૂરવા બોલાવી. તેણે પોતાની જીભે વતી બ્રહ્માનું સમર્થન કર્યું, પરંતુ તે ખોટું પાડવા પોતાની પૂંછડી હલાવી. તે ઉપરથી વિષ્ણુએ એવું નિર્માણ કર્યું કે એનું મુખ અપવિત્ર રહેશે; પરંતુ એની પૂંછડી હમેશ પવિત્ર રહેશે.[1]

શ્રાદ્ધવિધિમાં (જુઓ ૮મું પ્રકરણ) કે પિત્રીઓની મરણ પછીની ક્રિયાઓમાં દૂઝણી ગાય બ્રાહ્મણને આપવામાં આવે છે. બ્રાહ્મણ તે પિત્રીઓનો પ્રતિનિધિ થાય છે અને તેને પ્રસન્ન કરવાથી એમ માનવામાં આવે છે કે તે પિત્રીનું સ્વર્ગસુખ નક્કી થાય છે. બ્રાહ્મણ તે દાન સ્વીકારી ગાયની પૂંછડી પકડે છે અને પિત્રીના કલ્યાણને માટે નીચેની પ્રાર્થના કરે છેઃ—

"જે સર્વ પ્રાણીની લક્ષ્મી છે અને દેવોમાં રહે છે તે દેવી દૂઝણી ગાયનું સ્વરૂપ લો અને મને સુખ આપો.

જેણે રુદ્રાણીનું રૂપ ધારણ કર્યું છે અને શિવની પ્રિયા છે તે દેવી દૂઝણી ગાયનું સ્વરૂપ લો અને મને સુખ આપો.

૧. ક્રૂકકૃત 'ઉત્તર હિંદુસ્તાનનો લોકપ્રિય ધર્મ અને લોક ગીત,' અંક ૨, પૃ૦ ૨૩૩

તું સ્વધા (એટલે પિત્રીઓનું સ્વર્ગીય અન્ન) છે અને સ્વાહા, ભારે યજ્ઞોની ભક્ષણ કરનારી શકિત (અર્થાત્ વહ્નિ) છે; તેથી તું દરેક પાપનું નિવારણ કરનારી ગાય હોવાથી, મને સુખ મેળવી આપ.

હું તે માંગલિક દેવીની અમરત્વ અને સુખને માટે પ્રાર્થના કરૂં છું."

પાછલા આવાહનનાં વચનમાં જે વરદાન આપનારી ગાયને આટલું બધું સન્માન આપ્યું છે તે ગાય સુરભિ છે. લક્ષ્મીની પેઠે તે સમુદ્રનું મન્થન કરવાથી નીકળી હતી અને તેનાં વંશજો–ગાયોને હાલ પણ હિંદુઓ ઘણું માન આપે છે. બ્રાહ્મણો અને બીજાઓ ભોજન કરતા પહેલાં ગાયને ખવડાવે છે એ સાધારણ છે અને ખવડાવતા પહેલાં આ પ્રમાણે કહે છેઃ–"હે સુરભિની પુત્રિ! પંચ તત્ત્વની બનેલી, માંગલિક, સ્વચ્છ, અને નિર્મલ માતા, હું જે અન્ન આપું છું તેનો સ્વીકાર કર. તને નમસ્કાર." ગાયને ચરાવવા લઈ જાય છે ત્યારે પણ એ વચન કહે છે.[1]

## ૨. વાનરો અને વાનરદેવ હનુમન્

"વાનરજાતિમાં ઉત્તમ હનુમન્ પવન ચલાવનાર વાયુદેવના પુત્ર હતા. તેમનો બાંધો વજ્ર જેવો હતો અને[2] ગરુડની પેઠે જલદી કૂદી શકતા હતા."

ગ્રિફિથકૃત, 'રામાયણ'

આ દેવ આખા દક્ષિણ પ્રાન્તમાં, મધ્ય અને ઉત્તર હિંદુસ્તાનમાં એક અત્યન્ત લોકપ્રિય દેવ થયા છે; કારણ કે રાવણ સીતાનું હરણ કરી લંકા લઈ ગયો ત્યાર પછી એમની મદદથી રામે

૧. મૂરકૃત હિંદુધર્મ, પૃ. ૧૩૮–૯

૨ વિ૦ " પ્રદિપ્ત પક્ષી

સીતા પાછાં મેળવ્યાં. રાવણની સાથેના ભારે યુદ્ધમાં રામનું લશ્કર વાનરોનું બનેલું હતું અને હનુમાન્ એ લશ્કરના નાયક હતા. ચઢાઈ કરનારાઓ તરફથી દુશ્મનના લશ્કરની સ્થિતિ તપાસવા તેઓ એક ફ્લંગે હિંદુસ્તાનમાંથી લંકામાં ગયા. તેમણે ઝાડ ઉખેડયાં, હિમાલયમાંથી ઘસાઈને ગોળ થયલા ભારે પત્થર લઈ ગયા અને તે વડે પ્રસિદ્ધ પૂલ બંધાવ્યો, તેની મદદથી રામની સેના સામુદ્રધુની ઓળંગી દ્વીપમા દાખલ થઈ. રાવણ અને બીજા રાક્ષસ સાથેની એક લડાઈમા તેઓએ એમને પકડયા, એમની પૂંછડી દિવેલથી ભરીને સળગાવી મૂકી. પરંતુ તે બળતી પૂંછડી વડે તેમણે લંકા શહેરમાં આગ લગાડી તેનો નાશ કર્યો. બીજે પ્રસંગે, શોકકારક યુદ્ધ થયા પછી તેઓ હિમાલય પર્વત પર દોડયા, ત્યાંથી ઔષધિ લાવ્યા, અને તે વડે ઘાયલ થયલાઓને સારા કર્યા.

એવી વાત કહેવાય છે કે હનુમન્‌ને તરુણાવસ્થાના આરંભમાં હમેશના પોષણને બદલે ઊગતા સૂર્યનો ગુલાબી પ્રકાશ મેળવવાની ઇચ્છા થઈ. આ ઉપરથી પવનની પેઠે તેઓ તે કીર્તિમન્ત પ્રકાશમાન સૂર્યને પકડવા કૂદ્યા. આ બહાદુર પ્રયત્નથી ભયભીત થઈ સૂર્ય ફરિયાદ કરવા ઇન્દ્રની પાસે ગયા અને હનુમાન્ તેમની પાછળ દોડયા. વજ્રના દેવ ઇન્દ્રે સૂર્યને નિર્ભય સ્થળે મૂકી વીજળીના ચમકારા વડે વાનરદેવને મૃતતુલ્ય બનાવી પૃથ્વી પર ફેંકી દીધા.

આ અને એવા બીજાં પરાક્રમ માટે તેમને ઘણી વાર મહાવીર ‘ મોટો શૂરો ’ કહે છે અને અયોધ્યા પાછા ફર્યા પછી રામે તેમને ચિરંજીવી અને હમેશ તરુણ બનાવી તેમના પરિશ્રમનું ફળ આપ્યું.

વાનરજાતિ સાથે વિદ્વત્તા ઘણી વાર જોડાયલી હતી નથી; પરંતુ રામાયણના ઉત્તરકાંડમાં હનુમાન્‌ને ઘણા વિદ્વાન્ તરીકે વર્ણવ્યા છે. “ અપાર કાયાવાળા વાનરનાયક વ્યાકરણ શીખવાની ઇચ્છાથી, સૂર્ય તરફ જોઈ, તપાસ કરવાના નિશ્ચયથી, તે મોટો ગ્રંથ લઈ

સૂર્ય ઊગે છે તે પર્વતથી તે આથમે છે તે પર્વત સુધી ગયા. વાનર; નાયક સંપૂર્ણ છે. શાસ્ત્રોમાં, વિદ્યામાં, અને વેદના અર્થ નક્કી કરવામાં કોઈ તેમની બરાબરી કરી શકતું નથી. બધાં શાસ્ત્રમાં અને તપશ્ચર્યાના નિયમમાં તેઓ દેવોના આચાર્યની સ્પર્ધા કરે છે."[1]

આ વાનરદેવ ગામડાંના ઊતરતી પંક્તિમાંના એક મોટા દેવ છે એ વાત ભૂલવી નહિ. ઘણાં સાધારણ વસ્તીવાળાં ગામમાં તેમની તેલ અને સિંદૂરે ચોપડેલી સફાઈવિનાની આકૃતિ કોઈપણ પુરુષની નજરે પડે છે. તેઓ ઘણી વાર રક્ષક દેવ છે અને મર્દાઈ બળની મૂર્તિ અને રાક્ષસના જીતનાર ગણાય છે. સંતતિ આપનાર તરીકે સ્ત્રીઓ તેમની પ્રાર્થના કરે છે.

વાનરપૂજાનો સંભવિત ખુલાસો એ છે કે વાનર પ્રથમ મનુષ્ય હતા અને અધમ સ્થિતિમાં આવ્યા છે એવું સામાન્ય માનવું છે. હાલ મધ્ય હિંદુસ્તાનના ડુંગરી પ્રદેશમાં અસલી જાત લગભગ વન્ય પશુઓના જેવી રહે છે તેવી કોઇક જાતિના હનુમાન્ નાયક હતા એમ ધારવામાં આવે છે. એમ હોય તો શૂરવીર પુરુષની પૂજા અને પ્રાણિપૂજા એ બેનું આ વાનરદેવની કથામાં અદ્ભુત સંમિશ્રણ થયું છે.

હનુમાનને નવું મંદિર બાંધી તેમાં મૂર્તિ સ્થાપન કરી કવચિતજ સન્માન આપવામા આવે છે; પરંતુ રામની જન્મભૂમિ અયોધ્યામાં મોટામાં મોટું મંદિર હનુમાનગઢીનું છે. તે એક આસપાસના મેદાનથી ઊંચું, નક્કર પત્થરનું, ગઢમાં આવેલું મંદિર છે, અને તેમાં ભગવાં કપડાં પહેરેલા સાધુ પુરુષો હમેશ પૂજા કરે છે. છેલ્લા વસ્તીપત્રકમાં માત્ર જોડીઆ પ્રાન્તમાંથી દસ લાખથી વધારે માણસ હનુમાનના પૂજક તરીકે નોંધાયા છે.

આ દેવ હિંદુસ્તાનના મોટા ભાગમાં આટલા બધા પૂજાય

૧. મૂરકૃત 'મૂળસંસ્કૃત ગ્રન્થોનું વચન' ભાગ ૪, પૃ૦ ૪૫૦

છે તેનું એક કારણ એ છે કે તેમને નિમકહલાલ, નિઃસ્વાર્થ, અને અનુરકત ભકતના આદર્શરૂપ ગણવામાં આવે છે. હિંદુસ્તાન એ સેવાની ભૂમિ છે અને કોઈ પણ સ્થળે આવે હલકે દરે, આનાકાની કર્યા વિના આવી નોકરી બજાવવામાં આવતી નથી. નમ્ર ગ્રામવાસી મજુરો બાલ્યાવસ્થાથી તે વૃદ્ધાવસ્થા સુધી હનુમાન્‌ના ભારે પરિશ્રમવાળા ઉદ્યોગની સ્તુતિ કરે છે અને એમનાં અદ્‌ભુત પરાક્રમની કથા કરતાં કદી થાકતા નથી. તેમનાં સફાઈ વિનાનાં નાટકીય પ્રદર્શનોમાં એઓ તેમના પ્રિયપાત્ર છે. દશેરાનો દિવસ હિંદુસ્તાનમાં વરસમાં એક અતિલોકપ્રિય ઉત્સવ છે, તે દિવસે ભભકાદાર પહેરવેશમાં હનુમાન્ વાનર અને રીંછની સેનાના નાયક તરીકે રંગભૂમિ પર ચાલે છે, લંકા પર હુમલો કરવાનો પોતાનો વેશ બહાદુરીથી ભજવે છે, અને નાટકને અન્તે રાવણનો નાશ થાય છે. તેનું શરીર નેતરના ઝાડની ડાળીઓ અને રંગિત કાગળનું બનાવેલું હોવાથી આતશબાજીની સાથે ઉડાવી દેવામાં આવે છે. તે જોઈને પ્રેક્ષકો અત્યન્ત ઉલટથી હર્ષ પ્રદર્શિત કરે છે. હિંદુઓ વર્ષગાંઠને દિવસે દીર્ઘાયુષ્યનું વરદાન ઇચ્છવા હનુમાન્‌ની પૂજા કરે છે.

જીવતા વાંદરાને પણ હનુમાન્‌ના પ્રતિનિધિ તરીકે માન આપવામાં ને પૂજવામાં આવે છે અને કેટલાંક મંદિરમાં વાંદરાંને ખવડાવવું એને ધર્મની ક્રિયાનો એક ભાગ ગણવામાં આવે છે. આવું મુખ્યત્વે કાશીમાં દુર્ગાદેવીના મંદિરમાં જોવામાં આવે છે. અને એ કારણથી એને 'વાનરમંદિર' કહે છે. ત્યાં વાંદરાંનો એક રાજા છે, તેને બહુ માન મળે છે મુખ્ય સડક પર વાંદરાને દુકાનમાંથી દાણા, ફળ, અને મીઠાઈ ચોરી જવા દે છે અને કોઈ લગાર પણ શિક્ષા કરતું નથી, એ જાણવા જેવું છે. ભાગ્યેજ કંઈ પણ ગુસ્સો બતાવવામા આવે ઠે અને તેનો વધ કરવો એ વિચાર તો હિંદુમતે, તેણે ગમે તેવું તોફાન અને નુકસાન કર્યું હોય તોપણ, એક પવિત્ર વસ્તુને ભ્રષ્ટ કરવા જેવું મોટું પાપ ગણાય છે. ખરેખર, જનરલ સ્લીમૅન એક વાત કહે છે. અયોધ્યાનો એક મુસલમાન



હનુમાન, વાનરદેવ
પોતાની પૂછડી વડે લંકાને બાળીને
રામને તે કહેવા પાછા ફરે છે



ગરુડ, વિષ્ણુનું પક્ષિરૂપ વાહન
દેવ ( બે તરફ ) લક્ષ્મીની સાથે છે ગરુડની
સર્પ ઉપરની સત્તા પણ ચિત્રમાં છે

નવાબ તાવથી મરણ પામ્યો, તેના બાપે એક વાંદરાને માર્યો હતો તેનું એ પરિણામ હતું એમ કહેવાય છે. તેને ખબર આપનાર કહે છે કે 'મુમતાઝ-ઉદ્-દોલાના પિતાએ વાંદરાને માર્યો નહોત, તો તે અયોધ્યાનો નવાબ થયો હોત.'[1]

વૉર્ડ નદીઆના ગજાની એક વિચિત્ર વાત કહે છે. તેણે બે વાંદરાને પરણાવવામાં એક લાખ રૂપીઆ (તે સમયે ૧૦,૦૦૦ પાઉન્ડ) વાપરી નાખ્યા. એક ભભકાભેર વરઘોડો કાઢવામાં આવ્યો. એ વરઘોડામાં હાથીઓ, ઊંટ, અને ઘોડાઓ, સર્વે અતિકીમતી સાજવાળા જોવામાં આવતા હતા પરોણાઓને પાલખીમા બેસાડ્યા હતા અને તેમને રસ્તે મસાલ અને પરીના દીવા રાખ્યાં હતાં. વાંદરાને રૂપાને સાકળે પાલખી સાથે બાંધ્યો હતો અને તેની બન્ને બાજુએ નોકરો ઊભા ઊભા પંખાથી વા નાખતા હતા. ગાડીઓમાં નાચનારી કન્યાઓની મોટી સંખ્યા હતી. આ પ્રસંગ ઉજવવા માટે દરેક જાતનાં વાદ્યનો ઉપયોગ કરવામાં આવ્યો હતો અને લગ્નપ્રસંગે આખા બાર વિદ્વાન્ શાસ્ત્રીઓને શાસ્ત્ર વાચવા બોલાવવામાં આવ્યા હતા

## ૩ પક્ષીઓની પૂજા–ગરુડ–વિષ્ણુનું વાહન

પક્ષીઓ પણ દેવ અને દેવીના વાહન તરીકે કામ લાગે છે અને એવી રીતે તેમની પૂજા થાય છે. હંસ બ્રહ્માનું વાહન છે, મોર કાર્તકેય અને સરસ્વતીનું વાહન છે. અમાંગલિક ગ્રહ શનિ ગીધ પર બેસે છે એ યોગ્યજ છે. વિષ્ણુ ગરુડ પર આરૂઢ થાય છે.

ગરુડ એક કલ્પિત પ્રાણી છે તેની મૂર્તિ અર્ધી માણસની ને અર્ધી પક્ષીની છે. માથું, પાખ, નહોર, અને ચાંચ ગરુડના અને શરીરનું કાઠું અને અવયવ મનુષ્યના છે, એમ તેનું સ્વરૂપ બતાવવામાં આવે છે. તેનો ચહેરો સફેદ, પાખ લાલ, અને શરીર સુવર્ણની

[1] સ્લીમન,વ 'અયોધ્યાના યાત્રાપ્રવાસ,' અંક ૨, પૃ० ૧૩૩

કાન્તિ જેવું હોય છે. છેક દિવ્ય નહિ, તોપણ વિષ્ણુનાં પરાક્રમમાં તે એટલી બધી વાર જોડાયલું જણાય છે કે તેની પૂજા તેના સ્વામીની પૂજાની સાથે કરવામાં આવે છે.[1]

તે પક્ષીઓનો રાજા છે અને દેવ અને મનુષ્યના સ્રષ્ટા કશ્યપ (ધ્રુવનો તારો) અને દક્ષની એક પુત્રી વિનતાનો તે વંશજ છે. તે સર્પનો કટ્ટો વેરી છે અને એ વેર તેણે માતા તરફથી મેળવ્યું છે. વિનતાને બળવાન્, અનેક (હજાર) માથાંના સર્પની માતા, કદ્રૂ જે પોતાની સોયક હતી તેની સાથે કજીઓ થયો હતો. જ્યાં સર્પ માલમ પડે ત્યાં તેમને ખાઈ જવાની ગરુડે દેવ પાસે રજા મેળવી હતી. ગરુડની માએ એક ઈંડું મૂકયું હતું એમ કહેવાય છે; તેથી તેનો પુત્ર પક્ષિસ્વરૂપમાં આવ્યો. જન્મ્યો કે તરતજ તેનું શરીર એટલું બધું વધી ગયું કે તે આકાશને અડકયું. બીજાં બધાં પ્રાણી તેને જોઈને બીધાં. તેની આંખો વીજળી જેવી હતી. તેની પાંખના પવનથી પર્વત નાસી ગયા; અને તેના શરીરમાંથી જે કિરણ નીકળ્યાં તેથી દુનિયાની ચારે દિશા બળવા લાગી. દેવો ભયભીત થયા અને અગ્નિદેવની મદદ માગી; કેમકે તેમણે એમ ધાર્યું કે તે અગ્નિનો અવતાર હશે.[2]

બીજી કથા પ્રમાણે ગરુડ કશ્યપ અને દિતિનો પુત્ર છે. બહુ સંતતિ ઉત્પન્ન કરવાની શક્તિવાળી આ સ્ત્રીએ એક ઈંડું મૂકયું અને તેને વિષે એવું ભવિષ્ય ભાખવામાં આવ્યું કે તેમાંથી જે પ્રાણીનો જન્મ થશે તે કોઈ મોટી વિપત્તિમાંથી છુટકારો કરનારો નીવડશે. પાંચસેં વર્ષ વીત્યા પછી એ ઈંડામાંથી ગરુડ ઉત્પન્ન થયો ઈન્દ્રના નિવાસમાં કૂદ્યો, તેની આસપાસના વહ્નિને ઘેર કર્યો, રક્ષકને છીત્યા, અને અમૃત હરી લાવ્યો; એ અમરપણું આપનાર અમૃતે તેને પોતાની કેદી માતાને મુક્ત કરવા શક્તિમાન્ કર્યો.

---

૨ વિલ્કિન્સકૃત 'હિંદુપુરાણ,' પૃ૦ ૪૪૫

૨ વૉર્ડકૃત 'હિંદુઓ,' પૃ૦ ૧૫૮

અમૃતનાં થોડાં ટીપાં કોઈ દાભના ઘાસ પર પડવાથી તે હમેશને માટે પવિત્ર થયું. સાપો લોભથી તે ઘાસ ચાટવા ગયા, તેમની જીભ એવી તો ફાટી ગઈ કે ત્યાર પછી તેને બે કાંટા ન હોય એવી બની છે, પરંતુ તેઓએ અમૃત ચાખ્યું તેથી અમરપણાનું વરદાન નક્કી થયું.[1]

ગરુડ પક્ષીએ પોતાની માને સેવામાંથી કેવી રીતે મુક્ત કરી અને પોતે વિષ્ણુનું વાહન કેવી રીતે થયું તે વિષે મહાભારતમાં એક બીજી વાત કહી છે. વૉર્ડ તે વાત આ પ્રમાણે કહે છેઃ—' તેની મા તેની સોયકની અને તેના અસંખ્ય સર્પ બાળકોની દાસી જેવી થઈ પડી હતી. તેઓ અમર થવા ઘણાં આતુર હતાં અને જેનાં ચળકતાં બિંદુઓ અમૃતથી ભર્યાં છે એવો ચન્દ્ર ( સોમ ) તું આણી આપે તો તારી માને અમે છૂટી કરીશું એવું તેમણે ગરુડને વચન આપ્યું. અમૃત શોધવા નીકળતા પહેલાં તેણે માતા પાસે કંઈ ખાવાનું માગ્યું. તેણે તેને કહ્યું કે દરિયાકિનારે જઈ જે હાથ લાગે તે લઈ લે; પરંતુ બ્રાહ્મણનું કદી પણ ભક્ષણ કરતો ના. જો તારા પેટમાં તને કદી પણ બળત્રા લાગે તો એમ નક્કી સમજજે કે તેં બ્રાહ્મણનું ભક્ષણ કર્યું છે.'

આવી રીતે માતા તરફથી બોધ મળ્યા પછી તે નીકળ્યો; અને માછીની વસ્તીવાળા દેશમાંથી જતાં, માત્ર એક શ્વાસમાં તેણે પોતાના મ્હોમાં ઘર, ઝાડ, ઢોર, માણસ, અને બીજાં પ્રાણીઓને લઈ લીધાં. પણ અરે રે ! તે બધાંમાં એક બ્રાહ્મણને પણ તે ગળી ગયો; તેથી તેના પેટમાં એવી તો અસહ્ય બળત્રા ઊઠી કે તેણે બ્રાહ્મણને બહાર નીકળવા કહ્યું. બ્રાહ્મણે કહ્યું કે જયાંસુધી મારી સ્ત્રી, જે એક માછીની પુત્રી છે, તે મુક્ત કરો નહિ ત્યાંસુધી હું નીકળીશ નહિ. ગરુડે તેને પણ મુક્ત કરવાની હા કહી.

૧ મૂરકૃત ' હિંદુપુરાણ, ' પૃ. ૩૪૧

'પ્રવાસમાં આગળ જતાં ગરુડ પોતાના પિતા કશ્યપ, જે આકાશમાં ધ્રુવના તારા તરીકે પ્રકાશે છે, તેને મળ્યો. તેણે તેને કહ્યું કે એક સરોવરમાં હાથી અને કાચબો લડે છે તે સરોવરમાં તારી ક્ષુધા શમાવ. કાચબો ૮૦ માઇલ અને હાથી ૧૬૦ માઇલ લાંબો હતો.ગરુડે એક પંજે હાથીને ને બીજે પંજે કાચબાને પકડયો અને તેને લઈને ૮૦૦ માઇલ ઊંચા ઝાડ પર બેઠો. ઝાડથી આટલો બધો ભાર સહન થઈ શકયો નહિ અને કમનસીબે હજારો ઠીંગણા બ્રાહ્મણો તેની એક શાખા પર પૂજા કરતા હતા, તેમાંના કોઈનો રખેને નાશ થાય એવા વિચારથી કંપી તેણે તે ડાળી પોતાની ચાંચમાં લીધી, પોતાના પંજામા હાથી અને કાચબાને પકડેલા કાયમ રાખી એક વસ્તી વગરના દેશમાં કૂદ્યો, અને ત્યાં શાન્તિથી હાથી અને કાચબાનું ભક્ષણ કરી ક્ષુધા તૃપ્ત કરી.

ગરુડે આ પ્રમાણે અદ્ભુત ભય દૂર કરી આખરે ચન્દ્રને પકડયો અને પોતાની પાંખની નીચે સંતાડી રાખ્યો. પાછા ફરતાં ઇન્દ્ર અને બીજા દેવતાઓએ તે અમૃત ચોરી જતો હતો માટે તેના પર હુમલો કર્યો. લડાઈમાં તેણે ઇન્દ્રને હરાવી તેના વજ્રના કકડા કર્યા. વિષ્ણુ સિવાય બીજા બધા દેવોને તેણે એ પ્રમાણે હરાવ્યા. વિષ્ણુને પણ લડાઈમાં એવા તો સપડાવ્યા કે તેને તેની સાથે શરત કરવી પડી. વિષ્ણુએ તેની માને મુક્તિ આપી, તેને અમર કર્યો, અને પોતાનાથી પણ વધારે ઊંચું સ્થાન આપ્યું. ગરુડે આના બદલામાં વિષ્ણુનું વાહન થવાનું કબૂલ કર્યું. ત્યાર પછી વિષ્ણુ ગરુડ પર આરૂઢ થાય છે અને ગરુડ ધ્વજાના આકારમાં વિષ્ણુના રથની ટોચે બેસે છે."

મોટા ઉત્સવોને દિવસે વિષ્ણુની જુદી જુદી મૂર્તિઓની આગળ ગરુડની પૂજા થાય છે. પરંતુ તેની પૂજાનો જુદો વખત નથી.[1] તેની મૂર્તિ વિષ્ણુની જુદી જુદી મૂર્તિઓનાં મંદિરમાં

૧ એબે ડયુબોઇસ (પૃ૦ ૩૨૩) ગરુડની પૂજા તરીકે હિંદુસ્તાનની એક જાતની સમળીને કેવી રીતે માન આપે છે તે વર્ણવે છે.

મૂકવામાં આવે છે. આજ પણ વહેમી હિંદુઓ રાત્રે સૂતા પહેલાં સર્પથી પોતાનું રક્ષણ કરવા ત્રણ વાર ગરુડનું નામ દે છે

---

તે કહે છે કે “ વૈષ્ણવ બ્રાહ્મણો દરરોજ સ્નાન કર્યા પછી આ પક્ષીની પૂજા કરવા સારૂ વાટ જુએ છે આ પવિત્ર પક્ષીની પૂજાને સારૂ રવિવાર ખાસ નિરાળો રાખેલો છે. તે દિવસે એની પૂજા કરવા અને બળિ આપવા ઘણા માણસો ભેગા થાય છે ત્યાર પછી તેઓ એ પક્ષીને હવામા ખોરાકના કકડા નાખે છે, તે તેઓ નહોર વડે ચાલાકીથી પકડી લે છે. ગામડામા એ શિકારી પક્ષી બધે ઠેકાણે જોવામા આવે છે તે આપણા બાજપક્ષી કરતા મોટું છે, પણ આપણા નાનામા નાના ગરડ કરતા ઘણુ નાનુ છે, તેના પીછા ખૂબસૂરત છે માથુ, ગરદન, અને છાતી પરના પીછા ઘણા ચળકતા અને પ્રકાશમાન સફેદ રગના છે, અને પીઠ, પાખ, અને પૂછડી પરના પીછા સુદર બદામી રગનો ડગનો બનાવે છે, પરતુ તે પાસે આવે છે ત્યારે તેની ખરાબ ગન્ધને લીધે કટાળો આપે છે તેનો સાધારણ અવાજ કી, કી–કા, કા એવો થાય છે. તે ઘણો કઠોર છે અને ભારે સાદે કાઢેલી ચીસ જેવો છે ”

# પ્રકરણ ૫મું

## પવિત્ર વૃક્ષ અને પત્થરની પૂજા

" જુઓ પેલું ઝાડ. તેના પર પત્થરનો વરસાદ વરસાવીએ છીએ તેના બદલામાં, તે અમૃત જેવું ફળ અને સુગન્ધિદાર પુષ્પ આપે છે. બધી કુદરત મોટે સાદે કહે છે કે " શું મનુષ્યે પોતાના પ્રહાર કરનારને આરોગ્ય અર્પવાથી અને નિન્દા કરનારને આશીર્વાદ દેવાથી ઓછું કરવું જોઈએ ? "

હાફિઝ, એક પારસી કવિ

" વૃક્ષ દેવનાં મંદિર હતાં અને જૂની રીતે ગામડાંના સાદા લોક આજ પણ ગમે તે કોઈ પ્રસિદ્ધ વૃક્ષ દેવને અર્પણ કરે છે. "

ફ્લિનિકૃત ' ભૌતિક શાસ્ત્ર, ' અંક ૧૨–૩

અગાઉ કહ્યું છે તેમ હિંદુસ્તાનમાં જીવમાત્ર પવિત્ર ગણાય છે. એમ પણ નિશ્ચયપૂર્વક કહી શકાય કે હિંદુઓ અવિચ્છિન્નતાનો નિયમ માનનારા પહેલાજ હતા; કેમકે તેમના મતમાં દેવનું જીવન રાક્ષસના જીવન સાથે સંબદ્ધ છે, રાક્ષસનું જીવન માણસની સાથે, માણસનું જીવન પ્રાણી સાથે, પ્રાણીનું જીવન વૃક્ષ અને છોડ સાથે, વૃક્ષનું જીવન પત્થર અને ખડકમાં ધારી લેવામાં આવતા જીવન સાથે જોડાયલું છે અને પરમાત્મા એ સર્વમાં વ્યાપક છે એમ ધારવામાં આવે છે. કોઈ પણ સ્થળે વિચ્છેદ–તૂટ નથી, અને વૃક્ષ અને છોડની પૂજા પ્રાણિપૂજાની પછી સ્વાભાવિક ક્રમ ને પરિણામ પ્રમાણેજ આવે છે. ખરૂં જોતાં, હિંદુ સિદ્ધાન્ત પ્રમાણે સર્વ વૃક્ષ અને છોડ ચેતન પદાર્થ છે અને તેનામાં દેવ, દાનવ, મનુષ્ય, અને પ્રાણીના જેવોજ આત્મા છે ( જુઓ મનુસ્મૃતિ ૧-૪૯ ); પરંતુ એ યાદ રાખવું જોઈએ કે વૃક્ષ ક્રમ પ્રમાણે દેવ, મનુષ્ય,

અને પ્રાણીના આત્માનાં પાત્ર થાય, તોપણ તે દાનવોને વસવા માટે ખાસ રીતે યોગ્ય છે. અર્થાત્, એ પ્રાણી વૃક્ષમાં તેના આત્મા તરીકે વસે છે એટલુંજ નહિ, પણ તે ઘણી વાર તેમાં પરોણા તરીકે આવે છે અથવા ભાડુત તરીકે તેમાં વસે છે. વિચાર એવો જણાય છે કે મનુષ્યની પેઠે દાનવને પણ હવામાંથી રક્ષણની જરૂર છે અને પ્રસંગે રક્ષણનાં સગવડભરેલાં અને અનુકૂળ સ્થળ તરીકે તે વૃક્ષમાં જાય છે. આ વૃક્ષપૂજા, સર્પપૂજા (કારણ કે ઘણી વાર સાપ ઝાડનાં મૂળમાં રહે છે), અને દાનપૂજા વચ્ચેના ગાઢ સંબંધનો ખુલાસો છે.[1]

આ વાત કંઈ અસાધારણ નથી કે કેટલેક સ્થળે એવો દઢ નિશ્ચય જોવામાં આવે છે કે અમુક વૃક્ષ પર રાક્ષસનો વાસ છે. કોઈ ચીમળાઈ ગયલું એકાન્ત થડ વિકરાળ ને દ્વેષી ભૂતનો વાસ છે, અને શ્યામ ઘટા કે ઝાડીમાં કોઈ નનામો નજરે ન પડે એવો દૈત્ય છે. આ લેખકને સાંજના અંધકારમાં પોતાના સીધા માર્ગથી અર્ધા કરતાં પણ વધારે માઈલ દૂર જવાનો ત્રાસ પડયો છે; કારણ કે તેના વળાવાને અમુક ઝાડનાં ઝુંડ આગળ થઈને જવાનો ભય હતો. તોપણ જે વૃક્ષ અને છોડને પવિત્ર ગણવામાં આવે છે તે અને જે વૃક્ષનો ભૂત અને રાક્ષસના નિવાસ તરીકે ભય રહે છે; તેથી તેને પૂજવામાં આવે છે, એ બે જાતનાં વૃક્ષ વચ્ચે સ્પષ્ટ ભેદ રાખવો જરૂરનો છે. ઝાડમાંના ભૂત વિષે એમ ઘણી વાર ધારવામાં અને કહેવામાં આવે છે કે તે ઝાડમાંથી છૂટું પડી જીવતાં મરદ અને સ્ત્રીનાં શરીરમાં દાખલ થવા શક્તિમાન્ થાય છે અને આજ કારણને લીધે અમુક ઝાડ આગળ થઈને રાતને વખતે જતાં ભય બતાવવામાં આવે છે.

વૃક્ષપૂજાનું બીજું કારણ દરરોજના જીવનમાં તેનો અદ્ભુત

૧. મોનિઅર વિલિઅમ્સકૃત ' હિંદુસ્તાનમાં ધાર્મિક વિચાર અને
... ૩૩

દેવ ગણતા. પુરાણના સમયમાં ક્ષીરસમુદ્રનું મન્થન કરવાથી સમુદ્રમાંથી પારિજાત નામનું એક દેવતરુ નીકળ્યું, તે ઇન્દ્રની માલકી થઈ અને તેને સ્વર્ગમાં લઈ જવામાં આવ્યું. એ ઝાડને કલ્પદ્રુમ કહેતા; કારણ કે જેઓ એના દિવ્ય સ્વરૂપને નમન કરતા તેઓના સર્વ મનોરથ તે સફળ કરતું. વૃક્ષપૂજા એ અસલના વતની ( અનાર્ય )ના ધર્મનો અવશેષ છે એમાં કંઈ શક નથી. બંગાળાના બિરભુમ જિલ્લામાં જંગલમાં એક મંદિરની વાર્ષિક યાત્રા હજી પણ ભરાય છે; કારણ કે ત્યાં બીલના ઝાડમાં અમુક ભૂત રહે છે તેને ચોખાનું બળિદાન આપવા અને પ્રાણીનો ભોગ આપવા દરેક વર્ષ ત્યા લોકનો મેળો ભરાય છે.

ઝાડ ઉપર બાધા તરીકે માનેલા પદાર્થ કે ચીથરાં—કદાચ રોગનાં ભૂતને રહેવાને માટે—લટકાવવાનો રિવાજ કોઈ પણ માણસની નજરે હમેશ પડે છે અને તે ઘણો પ્રાચીન છે. ઓવિડ તેને વિષે આ પ્રમાણે કહે છે —

" સેંકડો જમાનાનું જૂનું એક જોરાવર ઓક નામનું ઝાડ હતું, તેને માળાનાં તોરણ લટકાવ્યાં હતાં, તેના થડ પર સ્મારકની તકતીઓ હતી—સફળ થયલી બાધાની એ સાબીતી હતી."

' હોલિ ઓક ' ( પવિત્ર ઓક ) ' હોલિ વુડ ' (પવિત્ર લાકડું) એવા શબ્દ અંગ્રેજ લોક પ્રાચીન સમયમાં પવિત્ર ઝાડ અને ઘટાની પૂજા કરતા એમ યાદ દેવડાવે છે.

વૃક્ષપૂજાના આ રિવાજને બૌદ્ધ ધર્મ જબરી પુષ્ટિ આપે છે; કેમકે પુનર્જન્મની રેંટમાં બુદ્ધ ૪૩ વખત વૃક્ષ પરનો આત્મા હતા. ગયામાં પ્રસિદ્ધ વૃક્ષ, જેની નીચે બુદ્ધને પ્રકાશ મળ્યો, અને એ મૂળ વૃક્ષની ડાળીમાંથી ઊગેલું બીજું વૃક્ષ, જેને અશોકે ઇ.સ. પૂર્વે ૩જા સૈકામાં સીલોન મોકલ્યું હતું, તે બંને વૃક્ષની હજારો યાત્રાળુ પૂજા કરે છે અને પ્રાર્થના કરે છે.

ઉપયોગ છે. તેની છાયા ગરમ આબોહવામાં ઘણી ખુશકારક છે. તેનું લાકડું વહ્નિનું મૂળ છે અને વહ્નિ એ બીજો દેવ છે. તેનાં ફળ, રસ, ને છાલ ખાવાના પદાર્થ છે અને તેનામાં જાણીતા ઔષધિના અને રોગ મટાડવાના ગુણ છે. પાંદડાં ઘણી રીતે જરૂરનાં છે, તેમાં ઘરનાં છાપરાં બાંધવાનો અને છાજ પૂરી પાડવાનો પણ એક ઉપયોગ છે. તાડ દક્ષિણ હિંદુસ્તાનમાં પુષ્કળ થાય છે તેના, લોકને પચાસથી પણ વધારે ખુલ્લા ઉપયોગ છે. પીપળાના ઝાડ વિના ઉત્તર હિંદુસ્તાનના ગામડાના લોકનું સામાજિક જીવન કેવું થાય? એ ઝાડની છાયા અને ખૂબસૂરતી કબૂલ કર્યા વિના ચાલે એમ નથી અને ગામડાના લોકને સારૂ સ્વાભાવિક રીતેજ એ એક સભામંડપ કે કચેરીનું સ્થળ થઈ પડે છે. એની તરફ એટલો બધો પૂજ્યભાવ દર્શાવવામાં આવે છે કે મનની વૃત્તિના સહેલા સંક્રમણથી ગામડાના નાના દેવ કે રક્ષક દેવનો એ વાસ થઈ જાય છે અને ગામડાના લોકની પૂજાનું મધ્યસ્થળ થાય છે.

હિંદુ આંબાના વૃક્ષની હાર રોપે છે ત્યારે જ્યાંસુધી તેનું બીજા વૃક્ષ સાથે લગ્ન કરવામાં આવ્યું નથી ત્યાંસુધી તેમાંથી ફળ કદી લેતો નથી. વૃક્ષને ફળ આવવાની સ્થિતિ આવી ગઈ હોય, છતાં તેનાં લગ્ન ન થયાં હોય તો તે એક મોટી શરમનું કામ ગણાય છે. સાધારણ રીતે એ લગ્ન આમલી, ખેર, કે જાસુસનાં ઝાડ એ ઘટામાં રોપેલાં હોય તેની સાથે કરવામાં આવે છે. ઘણી વાર ઘણી ખર્ચાળ વિધિ કરવામાં આવે છે અને બ્રાહ્મણોને ભોજન કરાવાય છે. આજ પ્રમાણે ઘણી વાર તળાવનું કેળની સાથે લગ્ન કરવામાં આવે છે.[1]

વૃક્ષ અને છોડની પૂજા ઘણી જૂની છે અને તેને માટે પ્રાચીન પ્રમાણ છે. અગાઉ (ભાગ રજો, પ્રક૦ ૮) જોઈ ગયા તે પ્રમાણે સોમના વેલાની વેદના સમયમાં પૂજા થતી હતી, તેમાં દેવત્વનો વાસ માનવામા આવતો એટલુંજ નહિ, પરંતુ તેને પ્રત્યક્ષ

૧. સ્લીમેન, અંક ૧, પૃ૦ ૩૯

દેવ ગણતા. પુરાણના સમયમાં ક્ષીરસમુદ્રનું મન્થન કરવાથી સમુદ્રમાંથી પારિજાત નામનું એક દેવતરુ નીકળ્યું, તે ઇન્દ્રની માલકી થઈ અને તેને સ્વર્ગમાં લઈ જવામાં આવ્યું. એ ઝાડને કલ્પદ્રુમ કહેતા; કારણ કે જેઓ એના દિવ્ય સ્વરૂપને નમન કરતા તેઓના સર્વ મનોરથ તે સફળ કરતું. વૃક્ષપૂજા એ અસલના વતની (અનાર્ય)ના ધર્મનો અવશેષ છે એમાં કંઈ શક નથી. બંગાળાના બિરભુમ જિલ્લામાં જંગલમાં એક મંદિરની વાર્ષિક યાત્રા હજી પણ ભરાય છે; કારણ કે ત્યાં બીલના ઝાડમાં અમુક ભૂત રહે છે તેને ચોખાનું બળિદાન આપવા અને પ્રાણીનો ભોગ આપવા દરેક વર્ષ ત્યાં લોકનો મેળો ભરાય છે.

ઝાડ ઉપર બાધા તરીકે માનેલા પદાર્થ કે ચીથરાં–કદાચ રોગનાં ભૂતને રહેવાને માટે–લટકાવવાનો રિવાજ કોઈ પણ માણસની નજરે હમેશ પડે છે અને તે ઘણો પ્રાચીન છે. ઓવિડ તેને વિષે આ પ્રમાણે કહે છે:—

"સેંકડો જમાનાનું જૂનું એક જોરાવર ઓક નામનું ઝાડ હતું, તેને માળાનાં તોરણ લટકાવ્યાં હતાં, તેના થડ પર સ્મારકની તકતીઓ હતી–સફળ થયલી બાધાની એ સાબીતી હતી."

'હોલિ ઓક' (પવિત્ર ઓક) 'હોલિવુડ' (પવિત્ર લાકડું) એવા શબ્દ અંગ્રેજ લોક પ્રાચીન સમયમાં પવિત્ર ઝાડ અને ઘટાની પૂજા કરતા એમ યાદ દેવડાવે છે.

વૃક્ષપૂજાના આ રિવાજને બૌદ્ધ ધર્મ જબરી પુષ્ટિ આપે છે; કેમકે પુનર્જન્મની રેંટમાં બુદ્ધ ૪૩ વખત વૃક્ષ પરનો આત્મા હતા. ગયામાં પ્રસિદ્ધ વૃક્ષ, જેની નીચે બુદ્ધને પ્રકાશ મળ્યો, અને એ મૂળ વૃક્ષની ડાળીમાંથી ઊગેલું બીજું વૃક્ષ, જેને અશોકે ઇ.સ. પૂર્વે ૩જા સૈકામાં સીલોન મોકલ્યું હતું, તે બંને વૃક્ષની હજારો યાત્રાળુ પૂજા કરે છે અને પ્રાર્થના કરે છે.

વૃક્ષમાં દેવત્વ માનવાના દાખલા પ્રાચીન સમયમાં ઘણે ઠેકાણે જોવામાં આવશે. દાખલા તરીકે ડેફ્નેનું ' લૉરલ ' વૃક્ષ બની ગયું હતું અને એપૉલો તે વૃક્ષને ડેફ્નેની ખાતર માન આપે છે અને ડ્રીથનની ખેદ કરતી બેનો વૃક્ષના સ્વરૂપમાં બદલાઈ જાય છે, તોપણ જ્યારે તેની ડાળી ને કુંપણ તોડવામાં આવે છે ત્યારે તેમાંથી લોહી નીકળે છે ને તે આંસુ પાડે છે. [1]

નીચેનાં વૃક્ષ ને છોડને હિંદુ લોક ખાસ પવિત્ર માને છેઃ—

(૧) પીપળાના ઝાડને કેટલાક બ્રહ્માનો વાસ માને છે. આ કારણથી ઉપનયનની વિધિ પ્રમાણે તેને પવિત્ર જનોઈ યથાવિધિ પહેરાવવામાં આવે છે. બીજા કહે છે કે તેમાં બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ, ત્રણેનો વાસ છે અને મુખ્યત્વે વિષ્ણુના કૃષ્ણાવતારનો વાસ છે. વળી બીજા તેનો કૃષ્ણના પિતા વાસુદેવ સાથે સંબંધ આપે છે. આ કારણને લીધે ભકત હિંદુ તેની પૂજા કરે છે, તેનાં મૂળને પાણી પાએ છે, અને થડ પર સિંદૂર ચોપડે છે. સ્ત્રીઓ તેની નીચે બેસી પુત્રજન્મ માટે બાધા રાખે છે અને એ બાધાની નોંધ તરીકે તેના થડની આસપાસ સુતર બાંધે છે, અથવા લાલ પદાર્થના કકડા તેની નીચલી ડાળીને બાંધે છે. મરણ પામેલા પુરુષના આત્માને યમના નિવાસમાં જતાં રસ્તામાં સુખ મળે માટે તેની ડાળીથી પાણીનું પાત્ર લટકાવે છે અને તેની નીચે ખડબચડા પત્થર મૂકે છે, તે ઘણાં ગામડાનાં નાના દેવનાં મંદિરરૂપ થઈ પડે છે. સોગન પર કંઈ કહેવું હોય છે ત્યારે સાક્ષી કેટલીક વાર તેનું એક પાંદડું હાથમાં લે છે અને ઈશ્વરની પ્રાર્થના કરે છે કે હું જૂઠું બોલું તો આ પાંદડાની પેઠે મારો નાશ કરજે.

એક ખાસીઅત વિષે કહેવાનું રહે છે. આ વૃક્ષને રવિવારેજ

૧ ઓવિડકૃત ' મેટામૉર્ફોસીસ ' ( રૂપાન્તર ), અં. ૧, પૃ૦ ૪૫૨, અં. ૨, પૃ૦ ૩૪૫, જુઓ.

સ્પર્શ કરવો જોઈએ; કેમકે તે દિવસે સંપત્તિની દેવી લક્ષ્મી તેમાં વસે છે. બીજે વારે તેને અડકવું એ દુર્ભાગ્યનું ચિહ્ન ગણાય છે. રવિવારે હિંદુઓ સ્નાન કર્યા પછી તેના મૂળ આગળ પાણીનું વાસણ ઢાલવે છે અને તેની ચાર પ્રદક્ષિણા કરે છે. સોમવતી અમાવાસ્યાને દિવસે હિંદુઓ પીપળાની ૧૦૮ પ્રદક્ષિણા કરે છે અને તેના મૂળને સુતરના દોરા બાંધે છે.

આ વૃક્ષ મકાનોને ઘણું નાશકારક છે. મંદિર અને પવિત્ર સ્થાનનાં છોલાણુાની ફાટોમાં પક્ષીઓ ઘણી વાર તેનાં બી નાખે છે, તેનું ઝાડ ઊગે છે અને વધે છે, છોલાણુાને કે પત્થરને ફાડી નાખે છે, અને મકાનને ઉથલાવી પાડે છે કે પાયમાલ કરે છે. ધર્મિષ્ઠ હિંદુ છોડને કાઢી નાખી મંદિરનો બચાવ કરવાને બદલે મંદિરનો નાશ થાય તે વધારે ઇચ્છે છે, પરંતુ છોડને ઉખેડતો નથી. થોડા વખત ઉપર આ લેખકના મકાનના ઓટલાની દિવાલના ચિરાડામાં નાનો પીપળાનો છોડ દેખાયો અને ઉપરનો મત ખરો છે કે ખોટો તેની પરીક્ષા કરવા હિંદુ માળીને તે છોડ ઉખેડી નાખવા કહ્યું. તેણે છચોક ના કહી અને ગમે તેટલું સમજાવ્યો પણ તેને નજ અડકયો.

આ વૃક્ષ પ્રતિ પૂજ્યભાવ દર્શાવવામાં આવે છે તેનો બીજો દાખલો આ ગ્રન્થકારે જોયો છે. એક વખત મુસાફરીમાં અમે ગામડાના એક કુવાથી ઘણે છેટે નહિ, એવા એક ઝાડની ઘટા નીચે આરામ લેવા બેઠા. અમે ત્યાં હતા એવામાં એક માનવન્તો ગૃહસ્થ, દ્વિજનું જનોઈ પહેરી, ત્યાં પાણી કાઢવા આવ્યો. તેણે કુવાની બાજુએથી એક કળશીઓ ભરીને પાણી કાઢયું અને હાથ ધોઈ પાણી પીવાની તૈયારીમાં હતો, એટલામાં મનમાં પ્રાર્થના કરી જાણી જોઈને તે કળશીઓ કુવાની બાજુએ રેડી દેતો અમે તેને જોયો. પછી તેણે ફરીથી કુવામાંથી કળશીઓ ભર્યો અને તેથી તરસ મટાડી. તેના ગયા પછી આ કામનું અમે કારણ શોધ્યું અને અમને માલમ પડ્યું કે તે સપાટીથી બેત્રણ ફુટને અન્તરે કુવાની બાજુએ ને

પીપળાનો છોડ વળગ્યો હતો. પોતાની જરૂરીઆત પૂરી પડતા પહેલાં તેણે આ નાના છોડને પૂજ્યો હતો અને સન્માન આપ્યું હતું.

(૨) વડનું ઝાડ પણ એવુંજ પવિત્ર મનાય છે. એવાજ ઝાડની નીચે, બુદ્ધગયામાં બોધિવૃક્ષની નીચે બુદ્ધને પ્રકાશ મળ્યો હતો. એ વૃક્ષ વિષ્ણુનું પવિત્ર મનાય છે. આમાંનું એક ઝાડ કોઈ હિંદુ રોપે છે ત્યારે કોઈ પણ દેવની મૂર્તિ સ્થાપિત કરવા ક્રિયા કરવી પડે છે તેવીજ પતિષ્ઠાની ક્રિયા કરવી પડે છે. ઝાડને એક વાર રોપ્યું એટલે તે એમનું એમ ઊગ્યાંજ કરે છે; કારણ કે તેની લટકતી ડાળી જમીનમાં જાય છે અને ત્યાં મૂળ ઘાલી વધે છે. આ રીતે એ ઝાડ સેંકડો વર્ષ ફાલે છે અને વધે છે. ઝાડ રોપનાર પ્રતિષ્ઠાને વખતે આ પ્રાર્થના કરે છે—'હે વિષ્ણુ! આ વૃક્ષ રોપવાથી જેટલાં વર્ષ એ પૃથ્વી પર ઊગતું રહે તેટલાં વર્ષ હું સ્વર્ગમાં રહું એવું વરદાન આપો. આવાં ઝાડ રોપવાનું એટલું બધું પુણ્ય છે કે હું પોતે યમપુરીમાં જઈશ ત્યારે માર્ગમાં અત્યન્ત તાપ મને બાળશે નહિ એમ હું ધારૂં છું.

(૩) તુલસીનું ઝાડ ઘણું કરીને હિંદુસ્તાનમાં પવિત્રમાં પવિત્ર છે. તે એક નાનો છોડ છે, એટલો બધો મોટો નથી કે સાધારણ કદના કુંડામાં ન ઊગી શકે. તેનું થડ અને પાંતરાં ઝાંખા રતાશ પડતા અને જાંબુડા રંગનાં છે. તેનાં પાંદડાંની ગન્ધ સુંદર છે. તે હિંદુસ્તાનમાં અને ઇરાનમાં બધે ઊગે છે. ઘણી વાર વિષ્ણુના સર્વ ભક્ત તેની શાલગ્રામના પત્થરની સાથે પૂજા કરે છે અને તેને બહુ સંભાળથી ઉછેરવામાં આવે છે; કેમકે તેમાં વિષ્ણુનું તત્ત્વ છે એમ માનવામાં આવે છે.

તુલસી એ દરેક ઘરનો દેવ છે અને વધારે મુખ્યત્વે તે સ્ત્રીઓનો દેવ છે. ઊંચી જાતની હિંદુ સ્ત્રી બહાર મંદિરમાં પૂજા કરવા જઈ શકતી નથી, તેથી આ નાના છોડની ખાસ પૂજા કરે છે.

મનુના કાયદા ( પૃ. ૧૫૫ ) સ્ત્રીઓને ધાર્મિક વિષયો પાળતાં અટકાવે છે.

" સ્ત્રીઓને માટે કોઈ જુદો યજ્ઞ નથી, કોઈ વ્રત નથી, કે ઉપવાસ પણ નથી, સ્ત્રી સ્વામીની આજ્ઞા પાળે છે તો તેથીજ તે સ્વર્ગ પામે છે. " *

મહાભારતમાં આપણે વાંચીએ છીએ કે-

" સ્ત્રીઓનું હમેશ સન્માન કરવું અને તેમની તરફ હમેશ પ્રેમ દર્શાવવો. સ્ત્રીઓને કોઈ યજ્ઞ કરવાના શાસ્ત્રમાં કહ્યા નથી. સન્માનથી અને ખુશીથી આજ્ઞાધીન રહીને સ્વામીની સેવા કરવી એજ તેમનો ધર્મ છે. તે ધર્મ આચરવામાં સંતોષથી તેઓ સ્વર્ગ જીતવા સફળ થાય છે. "

બીજા શબ્દોમાં કહીએ તો હિંદુ ધર્મમાં સ્ત્રીને કંઈ સ્થાન નથી. [1] તેનો સ્વામીજ તેનો દેવ થયો છે. તેનો દરજ્જો [2] શૂદ્રના જેટલો છે. તે તેના સ્વામી સાથે પ્રાર્થનામાં ભાગ લઈ શકતી નથી, તેમજ બ્રાહ્મણકુળમાં જન્મી હોય તોપણ તેનાથી પવિત્ર જનોઈ પહેરી શકાતું નથી. તેનાથી વેદ વંચાતા નથી કે વાંચેલા સંભળાતા નથી. તેટલા માટે તેણે પોતાને સારૂ નાનું સરખું ધાર્મિક જીવન ઊભું કર્યું છેઃ—(૧) સવારે જેથી કૃષ્ણ ને શિવ જાગે છે એવું તે

---

* ' नास्ति स्त्रीणां पृथग्यज्ञो न व्रतं नाप्युपोषितम् ।
पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥ ' ५, १५५

ભાષાન્તરકર્તા

૧. એક પ્રસિદ્ધ હિંદુ ગૃહસ્થે હિંદુ ધર્મના વિભાગ વિષે બોલતા આ પ્રમાણે કહેલું કહેવાય છેઃ-" એ બાબતમા આપણે બધા એકમત છીએ- ગાયની પવિત્રતા અને સ્ત્રીની અધમ સ્થિતિ. "

૨. ચારે વર્ણોમા છેલ્લી વર્ણ.

ગીત-પ્રભાતીઉં ગાય છે અને ઊગતા સૂર્યને નમસ્કાર કરે છે; (૨) નહાયા પછી તે કુંકુમ વડે કપાળ પર જ્ઞાતિના રિવાજ પ્રમાણે ચાંલ્લો કે તિલક કરે છે; (૩) તેની પોતાની દેવીઓ હોય છે; એક ખંડ પૂજા માટે ખાસ અલાયદો રાખેલો હોય છે અને તેમાં ઘરના દેવ હોય છે. તેનો સ્વામી વિષ્ણુ, શિવ, અને ગણેશની પૂજા કરે છે. તે એ દેવોનાં સ્ત્રીપ્રતિરૂપો-લક્ષ્મી, પાર્વતી, વગેરેને પૂજે છે. દીવો કરી તે તેમની સાદી પ્રાર્થના કરે છે અને મીઠાઈ કે ફળનું નૈવેદ્ય ધરે છે; પરંતુ (૪) તેની વહાલી પૂજા તુલસીના છોડની છે." [૧] દરરોજ સવારે તુલસીના કુંડાની આસપાસની જમીન પર છાણનો અબોટ કરે છે અને રાત્રે તેની પાસે દીવો લટકાવે છે. વર્ષના ગરમ-માં ગરમ માસોમાં તેના ઉપર અભિષેકનું વાસણ પાણીથી ભરેલું તળીએ ઝીણા ખાકાવાળું-અવિચ્છિન્નધારા-લટકાવે છે, એટલે તેને હમેશ ઠંડક રહે છે. મૂર્તિના જેટલુંજ તેને સન્માન આપવામાં આવે છે અને તેની દરરોજ પૂજા થાય છે. જે કોઈ લક્ષપૂર્વક પૂજા કરે છે તેનો નક્કી મોક્ષ થાય છે. મરણ પામતા માણસના માથા આગળ તુલસીની ડાળી મૂકવી એ સાધારણ રિવાજ છે. આ છોડની એકસો ને આઠ વાર પ્રદક્ષિણા કરવી-ધ્યાન રાખી હમેશ જમણી બાજુ છોડ તરફ રાખવી-એ ઘણું પુણ્યશાળી કામ ગણાય છે. પ્રદક્ષિણા કરતી વખત જમણીને ઠેકાણે ડાબી બાજુ છોડ તરફ રહે તો તેનું ફળ જતું રહે છે. સુધારાનાં ઉત્પત્તિસ્થળમાંથી બહિષ્કાર કરાયલી, અજ્ઞાનમાં રહેતી (૧૦,૦૦૦માં ૫૦થી પણ ઓછી લખીવાંચી જાણે છે) તુલસીના છોડની પ્રદક્ષિણા કરતી, તેની દરકાર રાખતી, તેને ફૂલ ને ચોખા ચઢાવતી, અને તેને પ્રાર્થના અને હૃદયની ભક્તિનું પાત્ર ગણતી. સ્ત્રીઓની ધાર્મિક સ્થિતિ વિષે વિચાર કરતાં દયા ઊપજે છે.

તુલસીપૂજાના મૂળ માટે કેટલીક કથાઓ કહેવામાં આવે છે. વૉર્ડ કહે છે કે તુલસી નામની એક સ્ત્રીએ ઘણાં વર્ષ તપશ્ચર્યા કરી

૧. આર્સિનલ, પૃ. ૪૦૫



પવિત્ર પીપળાનું વૃક્ષ



વડના ઝાડની નીચે

મેસર્સ હૅન્ડસ ઍન્ડ સનના ચિત્રો, જબલપુર મધ્ય પ્રાન્ત



હિંદુ ધર્મગુરુ તુલસીની પૂજા કરે છે.
આગળ મૂકેલા જુદા જુદા પદાર્થો મંદિરની ધર્મક્રિયામાં વપરાય છે તે છે.
મધ્ય ટોપલીમા બે કાળા શાલગ્રામના પત્થર જણાય છે અને જમણી
તરફ લંબ પાત્રમાં શિવને અર્પણ કરેલો ધોળો પત્થર-શંખ છે

અને વિષ્ણુની પ્રાર્થના કરી કે ફળ તરીકે હું તમારી સ્ત્રી થાઉં એટલું યાચું છું. લક્ષ્મીએ આ સાંભળી ગંભીરતાથી તે સ્ત્રીને શાપ દીધો અને તેને એ નામનો છોડ બનાવી દીધો. પરંતુ વિષ્ણુએ તેને દિલાસો દેવા માટે ખાતરી કરી આપી કે હું શાલગ્રામનું સ્વરૂપ ધારણ કરીશ, એટલે હમેશ તારી સાથે રહીશ. તેટલા માટે, હિંદુઓ હમેશ એક તુલસીપત્ર શાલગ્રામની નીચે અને એક ઉપર રાખે છે ( જુઓ ' પત્થરપૂજા ' આજ પ્રકરણમાં ).

બીજી કથા એવી છે કે વિષ્ણુને જલંધરની પત્ની વૃન્દાના સૌન્દર્યથી મોહ ઉત્પન્ન થયો હતો અને એ મોહમાંથી મુક્ત કરવા તેમણે લક્ષ્મી, ગૌરી, અને સ્વધાની મદદ માગી. તે દેવીઓમાંની દરેકે વાવવાનાં બી આપ્યાં, તેમાંથી ઝાડો ઊગ્યાં, તેથી વિષ્ણુ મોહિત થયા. પહેલું ઝાડ મેદીનું, બીજું જાસુસનું, અને ત્રીજું તુલસીનું. આ પ્રમાણે વિષ્ણુ વૃન્દાના કપટમાંથી છૂટયા.

શાલગ્રામના સ્વરૂપમાં વિષ્ણુને ઘણી વાર તુલસીના ઝાડ સાથે પરણાવવામાં આવે છે. કાર્તિક સુદિ ૧૧ને દહાડે ( ઑકટોબરમાં ) સ્ત્રીઓ ઘરમાં પુષ્કળ ક્રિયા સાથે એ લગ્નનો ઉત્સવ ઉજવે છે. તુલસીની પ્રાર્થના નીચે પ્રમાણે છેઃ—

" હું તુલસીની પૂજા કરૂં છું. એના મૂળમાં સર્વ તીર્થ સમાયલાં છે, એના મધ્યમાં સર્વ દેવ, અને એની ઉપલી ડાળોમાં સર્વ વેદ સમાયલા છે. "

( ૪ ) લીમડાના ઝાડમાં રોગના નાના દેવ વસે છે તેથી પૂજાના સંબંધમાં તે પવિત્ર ગણાયલું છે. મુખ્યત્વે, તેમાં સૈયડની દેવી **શી**તળા અને તેની છ બેનો વસે છે. આ કારણથી ચોમાસામાં મરકીના ઉપદ્રવ ફાટી નીકળે છે ત્યારે સ્ત્રીઓ સ્નાન કરી, સ્વચ્છ વસ્ત્ર સજી, ચોખા, સુખેડ, ફૂલ, અને કોઈક વખત ધૂપ સાથે બાળેલું નૈવેદ્ય એ વૃક્ષને તળીએ મૂકે છે. વળી લીમડાનું ઝાડ સર્પપૂજા સાથે જોડાયલું છે; કેમકે તેનાં પાન સર્પને હાંકી કાઢે છે.

આખા ઉત્તર હિંદુસ્તાનમાં તેનાં પાંદડાં ઔષધિ બનાવવાના કામમાં અને રોગ મટાડવાના કામમાં વપરાય છે. ઘા અને સોજા પર લીમડાનાં પાંદડાં બાંધે છે અને શોક કરનારા લોકો (ડાઘુઓ) સૂતકમાંથી દૂર રહેવા અથવા તો શ્મશાનભૂમિમાંથી જે ભૂત તેઓની (શોક કરનારાની) સાથે લાગુ થયું હોય છે તેને કાઢી મૂકવા એ પાંદડાંનો ઉપયોગ કરે છે. મરણક્રિયા થઈ રહ્યા પછી તેઓ પાંદડાં ચાવે છે અને એ ઝાડની શાખા વડે પોતાના શરીર પર થોડું પાણી છાંટે છે. હિંદુઓના બેસતા વર્ષને દહાડે (ચૈત્ર સુદિ ૧ને દિવસે) દરેક હિંદુએ લીમડાની પૂજા કરવી અને તેનાં પાંદડાંનો રસ ખાંડ અને મરી સાથે પીવો એ જરૂરનું ગણાય છે; આથી આખા વર્ષમાં તે મંદવાડ કે રોગથી મુક્ત રહેશે એમ મનાય છે. ઘણા થોડાજ એ ઝાડની ખરેખરી પૂજા કરે છે; પરંતુ એનાં પાંદડાં ઘણાખરા ખાય છે. પ્રસવને વખતે લીમડાના ઝાડની ડાળી સૂતિકાગૃહના બારણા આગળ મૂકવામાં આવે છે. લગભગ દરેક ઉત્તર તરફનો હિંદુ લીમડાના ઝાડની પાતળી ડાળી દાતણ તરીકે વાપરે છે. એક બીજો ઉપયોગ આપવાનો રહે છે. સત્યની પરીક્ષા કરવામાં એ કામ લાગે છે. ભાગ્યેજ કોઈ પણ હિંદુ એ ઝાડની છાયા નીચે ઊભો રહી જૂઠું બોલવાની હિંમત ધરે છે. કેટલીક ટોળીઓમાં–દાખલા તરીકે વણજારાઓમાં–અદેખો સ્વામી લીમડાની ડાળી ભોંય પર નાખે છે અને પત્નીને કહે છે કે "તું જો સાચી સ્ત્રી હોય તો પેલી લીમડાની ડાળી ઉંચક."[1]

કેટલાંક બીજાં ઝાડ પણ પવિત્ર ગણાય છે. ત્રેવડાં પાંદડાંનું બીલનું ઝાડ ત્રણ ધર્મ બજાવનાર શિવનું ખાસ પવિત્ર ઝાડ મનાય છે. તપેલા દેવને શીતળ કરવા તેનાં પાંદડાં શિવલિંગને ચઢાવવામાં આવે છે. શિવનાં ઘણાં નામમા એક 'બિલ્વદંડ' છે, એટલે બીલ એમનો દંડ છે.

ભૂત કાઢવાના કામમાં બાવળના ઝાડને પાણી પાશો તો જે

---

૧. ક્રૂકકૃત 'લોકપ્રિય ધર્મ અને લોકગીત', અંક ૨, પૃ૦ ૧૦૪–૫

ભૂત તેમાં વસતાં હશે તે તમને તાબે થશે. મરણ પામેલા માણસના ભૂતને આ ઝાડને લાકડે બાળવામાં આવે તો તે શાન્ત રહેશે નહિ અને એનો ખાટલો બનાવી કોઈ માણસ તે પર સૂએ તો તેને બેચેનીની ઉત્પન્ન કરે એવાં સ્વપ્ન આવશે. પંજાબમાં કોઈ હિંદુ કાયદા પ્રમાણે ત્રીજી વાર પરણી શકે નહિ. બાવળના ઝાડ સાથે લગ્ન કરી તે આ હરકતને દૂર કરે છે; આથી ત્યાર પછી જે સ્ત્રી સાથે તે લગ્ન કરે છે તે ચોથી ગણાય છે.[૨]

ઘાસમાં, દાભ સર્વથી વધારે પવિત્ર છે. વેદના સમયથી તે સર્વ ધર્મક્રિયામાં વપરાય છે. તે જમીનને પવિત્ર કરે છે, તેનું સર્વથી વિશેષ પવિત્ર આસન બને છે, જે દરેક વસ્તુને તેનો સ્પર્શ થાય છે તે પર તે જાદુઈ અસર કરે છે, અપવિત્રને પવિત્ર કરે છે, અને આંગળીની આસપાસ વીટી તરીકે પહેરવામાં આવે છે ત્યારે તે તેને પ્રૌઢમા પ્રૌઢ ધર્મક્રિયા કરવા યોગ્ય બનાવે છે. ગુણમાં તે લગભગ ગાયના છાણની બરાબરી કરે છે.

છોડોમા કમળનો છોડ પણ વર્ણવવો જોઈએ. હિંદુસ્તાનનાં કાવ્યમા તેનું નામ વારંવાર આવે છે અને ખુલ્લી રીતે પૂજાતો નથી, તોપણ બીજા કોઈ ફૂલ કરતાં તે પવિત્રતાના વિચાર સાથે વધારે જોડાયલો છે. વિષ્ણુના નાભિકમળમાંથી સર્જનહાર બ્રહ્મા જન્મ્યા છે અને લક્ષ્મી દેવી હાથમાં કમળ લઈ સમુદ્રમાંથી નીકળ્યાં છે.

## પત્થરપૂજા

" આ પૂજાને હિંદુઓની કુદરતના પદાર્થની પૂજાના અધમમાં અધમ વર્ગમાં મુકાય છે. કોઈ ડાળી કે પત્થરમાં અસાધારણ વિચિત્ર આકૃતિ હોવાને લીધે તેમાં દિવ્યતા છે એમ જે બુદ્ધિ તકરારથી પ્રતિપાદન કરે તે બુદ્ધિ ખરેખર ઊંચા પ્રકારની નથી. વિચિત્ર આકારવાળો પત્થર, ખડકનો બહાર નીકળી આવેલો કકડો, પાણીની

૨. ક્રૂકકૃત ' લોકપ્રિય ધર્મ અને લોકગીત, ' અંક ૨, પૃ૦ ૧૧૫

અસરે ગોળ બનાવેલો, મેદાનમા તજી દેવાયલો મોટો પત્થર, વર્તુલાકાર બનતા પત્થર, સફાઈ વગર કોતરેલો થાંભલો, પૃથ્વીમાંથી ખોદતાં નીકળતા, પડ સાથે પત્થર, અંગ્રેજી માઇલ જેના પર લખ્યા હોય એવા પત્થર, અગાઉ કદી પણ ન હોય એવે સ્થળે મૂકેલો તારનો થાંભલો—આવા પદાર્થ પૂજવાના રિવાજનો મૂળ ઉદ્દેશ ને હેતુ, માત્ર અચિન્ત્ય વસ્તુ તરફ પૂજ્યભાવ બતાવવો એજ છે. તે એક અજ્ઞાત સત્તાનું આશ્ચર્ય ઉત્પન્ન કરે એવું બહિઃસ્વરૂપ છે. પાછળથી, વિચિત્ર દેખાતા પદાર્થો તરફ આ મૂળની પૂજ્યબુદ્ધિ કેવી રીતે બદલાઈ અને તેની ઊંચા પ્રકારની કલ્પનાપ્રેરિત વહેમવૃત્તિ થઈ તે ધારવું અઘરૂં નથી. પ્રથમ તો પત્થર કોઈક ભૂતનો વાસ મનાય છે; તેથી વિચિત્ર સ્થિતિ કે નવાઈ જેવો આકાર તેમાં ભૂત છે એમ દર્શાવે છે. ત્યાર પછી આ વિચિત્ર આકાર કે સ્વરૂપ યોજના સૂચવે છે, તે અલૌકિક શક્તિવાળાં પ્રાણી કે સિદ્ધિવાળા મહાત્માઓનું હાથનું કામ છે કે તેઓ પૃથ્વી પર વસે છે તેનું ચિહ્ન છે, એમ ધારવામાં આવે છે, અને જ્યારે કોઈ ટેકરી કે ફાટવાળો ખડક, ગુફા, કે ખોદી કાઢેલો પત્થર કોઈ સાધુ પુરુષ, સિદ્ધ મહાત્મા, કે પૂર્ણતા પામેલા દેવનાં પરાક્રમ અને અલૌકિક કૃત્યના સ્મારક જેવા ગણાય છે ત્યારે આપણે એથી એક પગલું આગળ ચાલી પુરાણ કે શૂરવીર પુરુષોની કથાના પ્રસિદ્ધ પ્રદેશમાં દાખલ થઈએ છીએ.[૧]"

વિષ્ણુના પૂજક શાલગ્રામના પત્થરને ઘણો પવિત્ર ગણે છે. દેવની મૂર્તિની પ્રતિષ્ઠા ખાસ ધર્મક્રિયા પ્રમાણે ધર્મગુરુએ કરાવી ન હોય ત્યાંસુધી તેમની પૂજા થતી નથી; પરંતુ આ પત્થર તો સ્વાભાવિક રીતેજ પવિત્ર છે અને દેવના અંશ તરીકેજ પૂજાય છે. તે એક ગોળ કાળો પત્થર છે અને નેપાળમાં ગંડકીના પહાડમાં માલમ પડે છે. વૉર્ડ કહે છે કે લોકોનું માનવું એવું છે કે જન્તુઓ પત્થરના ઢગલામાં છિદ્ર પાડે છે તેથી તે ગંડકી નદીમાં પડે છે અને

૧ 'એશિઆનો અભ્યાસ' અંક ૧, પૃ૦ ૧૩

જાળ વડે તેને ઊચકી લે છે. સાધારણ પત્થર એક નાની ઘડીઆળના કદના હોય છે અને તેની કિંમત તેના કદ, ચેલાણ, અને અંદરના રંગના પ્રમાણમાં હોય છે.

જવલ્લેજ મળી આવે એવી ઊંચી જાતના પત્થરો માટે છેક ૨,૦૦૦ રૂપીઆ આપવા પડે છે. હિંદુઓમાં એવો વિચાર છે કે આ પ્રસિદ્ધ પત્થર જેના ઘરમાં હોય તે કદી પણ ગરીબ થાય નહિ; પરંતુ કોઈ પણ માણસ એમાંના એકને પણ જે દિવસે કાઢી નાખે તેજ દિવસથી તે ગરીબાઈમાં ડૂબવા માંડે છે.

આ પત્થર આટલો બધો પવિત્ર શા માટે છે તેનું કારણ ભાગવત પુરાણમાં આપેલું છે;–"વિષ્ણુએ મનુષ્યના દૈવના અધિષ્ઠાતા દેવ તરીકે નવ ગ્રહ સર્જ્યા. શનિએ પોતાના રાજ્યના આરંભમાંજ બાર વરસ સુધી બ્રહ્માને તાબે થવાની ફરજ પાડી. બ્રહ્માએ તેને વિષ્ણુ પાસે મોકલ્યો અને વિષ્ણુએ તેને બીજે દિવસે બોલાવ્યો. શનિ મળવા ગયો ત્યારે તેને માલમ પડ્યુ કે એ રિષ્ટ–અમાંગલિક ગ્રહની અસરથી ભય પામી વિષ્ણુએ પર્વતનું રૂપ લીધું છે. આથી શનિએ કીડાનું રૂપ ધારણ કર્યું અને બાર વરસ પર્વતનો ગલ કોતરી ખાધો. એ મુદ્દત પૂરી થતાં વિષ્ણુએ પોતાનું ખરૂં રૂપ લીધું અને એવી આજ્ઞા કરી કે હવેથી આ ગંડકી પર્વતના પત્થરને મારા પ્રતિનિધિ તરીકે પૂજવા."[1]

બ્રાહ્મણો સાધારણ રીતે વિષ્ણુના આ સ્વરૂપની ઘરમાં પૂજા કરે છે. પ્રથમ તેઓ તેને મન્ત્ર ભણી સ્નાન કરાવે છે, પછી પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, વગેરેથી મન્ત્રસહિત સંપૂર્ણ પૂજા કરે છે. પૂજા કરી રહ્યા પછી આખું કુટુંબ એ ધરાવેલું નૈવેદ્ય જમે છે.

ઊનાળાના દિવસમા એ પવિત્ર મૂર્તિને શીતલ કરવા, જેમ શિવલિંગ પર અવિચ્છિન્નધારા લટકાવે છે તેમ એના પર લટકાવી

૧ વિકિન્સકૃત 'હિંદુપુરાણ', પૃ૦ ૪૭૯

તેમાં પાણી રેડવામાં આવે છે. આ પાણી એક વાસણમાં સંભાળથી એકઠું કરવામાં આવે છે અને તેનાં ત્રણ આચમન કર્યા વગર પશ્ચિમ હિંદુસ્તાનમાં કોઈ ચિરસ્થાપિત ધર્મમાર્ગે ચાલનાર હિંદુ અન્ન જમશે નહિ. આ પત્થરનાં નિશાન મરણ પામતાં માણસોને દર્શાવવામાં આવે છે, તેમાં એવો વિચાર હોય છે કે તે પર તેનું ધ્યાન એકાગ્ર થવાથી તેના આત્માને વૈકુંઠમાં જવાનો નિર્ણય માર્ગ મળે.

આ દેવની પૂજા માટે જુદો ઓરડો કે ઘરનો ખાસ ભાગ રાખવામાં આવે છે. શાલગ્રામને હલકી ન્યાતનો આસામી અડકે તો તે અપવિત્ર થાય છે અને તેને પવિત્ર કરવા સારૂ ગાયનું છાણ, મુતર, દૂધ, ઘી, અને દહિં, એ પંચ ગવ્યથી સ્નાન કરાવવું પડે છે. આ પત્થર ખંડિત થાય તો ભાગેલા ભાગને હમેશ નદીમાં પધરાવવામાં આવે છે.

શાલગ્રામના પત્થરને તુલસીના છોડ સાથે પરણાવવાની ક્રિયા કરવાની સ્લીમૅન એક વિચિત્ર વાત આપે છે.

"મધ્ય હિંદુસ્તાનમાં ઓચ્છાનો રાજા આ લગ્ન પાછળ લાખ લાખ રૂપીઆ ખરચતો. ધર્મગુરુઓએ ગ્રન્થકારને ખબર આપી છે કે એના વરઘોડામાં ૮ હાથી, ૧,૨૦૦ ઊંટ, અને ૬,૦૦૦ ઘોડા હતા, તે બધા પર સવારો બેઠેલા અને હાથી પર સુંદર અંબાડી હતી. આ સવારીમાંના મુખ્ય હાથી પર વિષ્ણુની પત્થરની મૂર્તિ બેસાડી હતી (હિંદુઓમા એ એકલી પત્થરની મૂર્તિ કુદરતી રીતેજ પવિત્ર ગણાય છે અને પ્રતિષ્ઠા કર્યા વગર એને દેવનું માન આપી શકાય છે). તે શાલગ્રામ દેવનું તુલસી દેવી સાથે લગ્ન કરવા લઈ જતા હતા. ખરા લગ્નની બધી વિધિ યથાસ્થિતિ કરવામાં આવી અને ક્રિયા પૂરી થયા પછી વરકન્યાને બીજું વરસ આવતાં સુધી લુધોરાના મંદિરમાં આરામ લેવા મૂક્યાં. એક લાખથી વધારે માણસ એ લગ્નમાં હાજર હતા અને તેમને રાજાને ખર્ચે ભોજન કરાવવામાં આવ્યું હતું[1]."

[1] સ્લીમૅન, અંક ૧, પૃ૦ ૧૪૮

શાલગ્રામના કાળા પત્થર ઉપરાંત, શિવલિંગના ધોળા પત્થર અને ગણેશના પરવાળાના કેટલાક આકારવાળા લાલ પત્થર પણ પૂજાય છે.

ષષ્ઠી દેવી, પરણેલી સ્ત્રીઓ અને બાળકનું રક્ષણ કરે છે. એની મૂર્તિ કે મંદિર નથી; પણ એનું બરાબર પ્રદર્શન એક સફાઈ વગરના માણસના માથા જેવડા સિંદૂરે રંગેલા અને પવિત્ર વડના ઝાડની નીચે મૂકેલા પત્થર વડે કરવામાં આવે છે. શિવનું પણ પૂજન સારી રીતે જાણીતા લિંગના પત્થરથીજ થાય છે, તેમજ પાંચ મુખવાળા અને બાળકને ફેફરાના રોગની શિક્ષા કરનાર પંચાનનનું પણ એમજ થાય છે.

"ખીણના લીસા પત્થરોમાં તારો ભાગ છે; તે તે પત્થરો તારા છે; તેને પણ તે અન્નનું બલિદાન આપ્યું છે, પીવાના પદાર્થનું બલિદાન આપ્યું છે."[1]

ભાગ્યેજ નજરપડે એવી સંક્રમણક્રિયાથી આપણે પત્થર-પૂજામાંથી મૂર્તિપૂજામા ઊતરીએ છીએ. સપાટી પર થોડાક કાપ કરવાથી કે સિંદૂરનાં ચિત્ર કરવાથી પત્થર બદલાઈને મૂર્તિ થાય છે. પછી તે મૂર્તિમાં પુરુષના ગુણ આવે છે અને અજ્ઞાન લોકોમાં કુદરતનો આકાર દેખાય એવા સ્વરૂપમાથી નીકળી તે એક બળવાન્ ચેતન પ્રાણીના સ્વરૂપમાં આવે છે.

૧. ઇસાયા, ૫૭-૬

# પ્રકરણ ૬ઠ્ઠું

## માટી માતાઓની પૂજા

### ૧. ઉપકારક દેવી

" આ પ્રમાણે મ્યૂનિચ અને બીજે સ્થળે ખાસ દેવલોમાં કાળી કુમારિકાનાં મંદિરમાં યાત્રાળુઓની મોટી સંખ્યા આવે છે; તેઓના ભાગેલા અવયવ સારા થયા અને અનેક રોગમાંથી તેઓ મુક્ત થઈ તંદુરસ્ત થયા તે એ કુમારિકાનીજ કૃપાથી એવી દઢ શ્રદ્ધાથી તેની વેદિઓની આસપાસ મીણના હાથપગ અને એવાં અનેક તરેહનાં બાધામાં માનેલાં બલિદાન લટકાવે છે. "

મોનિઅર વિલિઅમ્સ

પૂર્વના દેશોમાં દેવી માતાઓની પૂજાનો પ્રચાર પુષ્કળ છે. ભાગ્યેજ કોઈ પણ ધર્મ એવો હશે કે તેમાં દેવી તરીકે માનેલી કે અતિશય પૂજ્ય ને સન્માન પામતી સ્ત્રીઓ નહિ હોય. ખ્રિસ્તિ ધર્મમાં કુમારિકા મેરિ પૂજ્ય છે. મુસલમાન ધર્મમાં ફતિમા અને અયેશા, અને હિંદુધર્મમાં શક્તિ-કાલી, દુર્ગા, રાધા, સીતા, અને બીજી અનેક સ્ત્રીઓ-પૂજ્ય છે. વાસ્તવિક રીતે જોતાં, આ દેવી માતાઓની પૂજા ઘણી વાર માત્ર સ્થાનિક પ્રખ્યાતિનીજ હોય છે; પરંતુ કેટલીક વાર સર્વત્ર જાણીતા સ્વરૂપની હોય છે અને હિંદુઓના ગામડાના જીવનનું એ એક મુખ્ય લક્ષણ છે.

" પ્રથમ તો જીવતી માતાને તેના બાળક સન્માન આપે છે. પછી દરેક ગામમાં તેની પોતાની રક્ષક દેવી હોય છે, તેને ઉત્તર --હિંદુસ્તાનમાં માતા અને દક્ષિણ હિંદુસ્તાનમાં અમ્મા કહે છે. સામાન્ય રીતે, રક્ષક દેવીની પેઠે બધાં પ્રતિકૂળ પરિણામમાંથી રક્ષણ કરનાર દેવ પણ હોય છે; પરંતુ માતા એ માનીતું પૂજાપાત્ર છે. તેનામાં

ચપળતા અને સામર્થ્ય ( શકિત ) હોય છે. તેને પ્રાર્થના, પ્રિય વચન, અને નૈવેદ્ય વડે વધારે સહેલાઈથી પ્રસન્ન કરાય છે, અનિષ્ટમાંથી રક્ષણ કરવા તે વધારે તત્પર હોય છે, મનુષ્યની જરૂરીઆત વધારે સમજે છે, સ્વભાવ અને વૃત્તિમાં વધારે તુરંગી અને ક્રોધી હોય છે, અને અનાદરથી કોપે તો વધારે ભયંકર રીતે દ્વેષીલી અને રોગોની વિશેષ શિક્ષા કરવા તત્પર હોય છે.

ખરૂં જોતાં, દેવી માતાઓની પૂજા માત્ર શિવમાર્ગની ( શિવ-પૂજાની ) એક શાખા છે; અને મુખ્યત્વે શિવના જે સ્વરૂપને શકિત કહે છે તેની પૂજા છે.[1] ખરેખર, અનેક સ્વરૂપ અને અનેક પક્ષના હિંદુધર્મનું એક સર્વથી વિશેષ, પ્રસિદ્ધ લક્ષણ આ જાતની પૂજાનું જે ફળ ધારવામાં આવે છે તે છે. ઘણું કરીને, માતૃપૂજાનો વિચાર આર્ય લોકોના કૌટુમ્બિક જીવનની રચનામાંથી ઉત્પન્ન થયો હતો. પ્રાચીન આર્યોમાં માતાપિતાના સંબન્ધની ગાંઠ અને ખરેખર, આખા કુટુંબની ગાંઠ ઘણી જબરી હતી. પિતાને અન્ન વગેરેથી પોષણ કરનાર અને રક્ષણ કરનાર ( પિતા–પાળનાર ) તરીકે પૂજતા, તો માતાને દરરોજનું પોષણ માપી આપનાર ( માતા–માપનાર) તરીકે ચહાતા; તે આખા કુટુંબની વ્યવસ્થા કરનારી હતી, જેમ ચન્દ્ર ( એને પણ માતા કહે છે ) વખતને માપે છે તેમ તેનાં કામકાજને માપતી અને તેને માટે ગોઠવણ કરતી. આર્યકુળમાં માતા ને પિતા પ્રત્યક્ષ દેવ હતા.

" જેમ જેમ ભકિતના વિચાર વૃદ્ધિ પામતા ગયા અને વધારે ઊંચા અધિકાર ચલાવનાર દેવ વિષે સમજણ વધતી ગઈ, તેમ તેમ પ્રાચીનમાં પ્રાચીન ધાર્મિક મત પિતામાતાના સંબંધ પર રચાયો એમાં આપણને આશ્ચર્ય જેવું શું લાગે છે? પ્રથમ સર્વ પર નમતા આકાશને દ્યૌસ્પિતા તરીકે દેવ માન્યું અને પૃથ્વીને સર્વ પ્રાણીની માતા માની. પછી પૃથ્વીને ઠેકાણે અપાર આકાશને ( અદિતિને )

૧. ભાગ ૩જાનું ૧૨મું પ્રકરણ જુઓ.

નિત્ય માતા તરીકે માની. ત્યાર પછી બીજરૂપ જન્મ આપનાર તત્ત્વ પ્રકૃતિને પોતાનામાંથી સર્વ સર્જેલા પદાર્થને બહાર કાઢવાની શક્તિવાળી નિત્ય માતા માની; પરંતુ જ્યાંસુધી તે નિત્ય, આત્મિક તત્ત્વ, જેને પુરુષ કહે છે તેની સાથે પ્રકૃતિ એકઠી થાય નહિ ત્યાંસુધી તેનામાં સર્જવાની શકિત આવે નહિ એમ માન્યું."[1]

હિંદુધર્મના પ્રાચીનમાં પ્રાચીન આરંભમાં આ વિચારોએ મૂળ ઘાલેલું હોવાથી સાધારણ હિંદુને માતૃપૂજાને પોતાના ધર્મનો ભાગ ગણવામાં કંઈ મુશ્કેલી પડતી નથી તે જાણવામાં ઘણી નવાઈ લાગતી નથી. આ વિચારના પ્રચાર વિષે અતિશયોક્તિથી કહેવું અશક્ય છે. દરેક ગામમાં સ્થાનિક માતા છે. એમાંની કેટલીક માતા ઉપકાર કરનારી દેવી છે અને તેઓ કલ્યાણ કરે છે, માટે તેમને પૂજવામાં આવે છે; પરંતુ ઘણો મોટો ભાગ એવો છે કે તેમને યોગ્ય સત્કારથી પ્રસન્ન કરવામાં ન આવે તો તેઓને દૈત્યની પેઠે અહિત, નુકસાન, સર્વ પ્રકારનાં વિઘ્ન, રોગ, અને મરણ ઉત્પન્ન કરવાનું મન થાય છે. ખરેખર, માતાનું એક મુખ્ય કામ તેનાં છોકરાંનું રક્ષણ કરવાનું હોવું જોઈએ; પરંતુ હિંદુઓ એ વાત સ્વીકારી તેમાં એક એવી શરત ઉમેરે છે કે તેનાં છોકરાં તેનાં મંદિરમાં તેને નૈવેદ્ય ધરાવી તેના ભલાને માટે દરકાર રાખે તોજ તે તેમનું રક્ષણ કરે છે. નહિ તો તે દુઃખદાયક અને ભયંકર રીતે નાશ કરનારી અને સર્વ પ્રકારનાં અનિષ્ટ કરવાની વૃત્તિવાળી છે. ખરેખર, આ માતા કહેવાતી ઘણી દેવીઓનો સ્વભાવ એવો તો વિકરાળ અને ખારીલો હોય છે કે તેમનો દૈત્યો કરતાં પણ વિશેષ ભય રાખવામાં આવે છે.

ઉપકારક માતાઓ વિષે દાખલા અપાઈ ગયા—પૃથ્વીમાતા (ધાત્રીમાઈ), વૈદિક સમયની દેવી પૃથ્વીની પૂજા જારી રહી એમ

[1] મોનિઅર વિલિઅમ્સકૃત 'હિંદુસ્તાનમા ધાર્મિક વિચાર અને જીવન", પૃ૦ ૨૩૩

અગાઉ કહ્યુ છે તે[1] પૂજા એ માતા પ્રતિ કરવામા આવે છે, એ માતા અને ગંગામૈઆ, મોટી નદીની દેવી[2]–એ બે મુખ્ય છે. વળી એકબે અગત્યની માતાઓને આ વર્ગમા મૂકી શકાય એમ છે

## ૧. સતીની પૂજા

'સતી' શબ્દનો ('સત્' સદ્ગુણી–નું સ્ત્રીલિંગ) અર્થ 'પતિવ્રતા સ્ત્રી' થાય છે. જે સ્ત્રી પતિના મરણસમયે તેની ચિતા પર આત્મહત્યા કરે છે અને પોતાના મરણ પામેલા સ્વામીની સાથે આત્માઓની દુનિયામા તેની સેવા કરવા માટે જાય છે તેને 'પતિવ્રતા સ્ત્રી' કહે છે તેનો નિશ્ચય સર એડવર્ડ આર્નોલ્ડે[3] વર્ણવ્યો છે, તેનો સાર નીચે પ્રમાણે છે —

"પણ સેનાનીને મરણ બોલાવી લેશે તો હું ચિતા પર ચઢી તેના પ્રિય મસ્તકને જેમ હમેશ કરૂં છું તેમ મારા ખોળામાં મૂકીશ અને મસાલ જલદી પ્રજ્વળતા વહ્નિને સળગાવી મૂકશે અને ગુંગળાતા ધુમાડાના ગોટેગોટા બહાર કાઢશે ત્યારે હું આનન્દ માનીશ, કેમકે શાસ્ત્રમાં લખ્યું છે કે હિંદુ સ્ત્રી આ પ્રમાણે કરશે તો તેના પ્રેમને લીધે તેના માથામા જેટલા વાળ છે તેટલાં કરોડ વર્ષ તેનો સ્વામી સ્વર્ગમાં વસશે.[4] તેટલા માટે હું બીવી નથી."

આવી અનુરક્ત સ્ત્રીને મરણ પછી અપવાદ રૂપ–અતિશય માન આપવામા આવે તેમા કઈ નવાઈ છે? તેની સહાયતા યાચવામાં આવતી અને તેની રાખને સ્થળે ઊભા કરેલા મંદિરમાં તરતજ તેની પૂજા થવા માડી[5] તે ગામની દરેક સ્ત્રીની તે રક્ષક દેવી થતી અને

---

૧ પૃ૦ ૩૯ ઉપર નીચેનું ટિપ્પણ જુઓ

૨ પૃ૦ ૨૮૨

૩ 'એશિઆનો પ્રકાશ,' પૃ૦ ૧૬૧

૪. ઇન્દ્રનુ સ્વર્ગ, મેરુ પર્વત પર છે તે.

૫. "તારી સ્ત્રીની કબર મરણ પામેલાની પાછળની ટેકરી જેવી

સ્વાર્પણથી પોતે દેવીપદ પ્રાપ્ત કર્યું હતું તેથી પોતાના પૂજકનું રક્ષણ કરવા અને તેમની કામના પરિપૂર્ણ કરવા શકિતમાન્ થતી.

હિંદુધર્મનાં પુસ્તકમાં આ ભયાનક રિવાજને મંજુરી આપેલી છે એમાં કંઈ શક નથી. મહાભારતમાં આપણે વાંચીએ છીએ કે પાંડુ મરણ પામ્યો ત્યારે તેની એક સ્ત્રી કુન્તી તેની ચિતા પર સૂવા ખુશ હતી, પરંતુ માદ્રીનો વધારે હક હતો તેથી તેને વશ થઈ. " પાણ્ડુ અને માદ્રીનાં શબને ગંગા નદીને કિનારે અગ્નિ-સંસ્કાર કરવામાં આવ્યો. " કૃષ્ણ દેવલોક પામ્યા ત્યારે તેમનાં ૧૬,૦૦૦ પત્નીઓએ શોકને લીધે મોટો વિલાપ કર્યો અને તેમના-માંની ચાર સ્વામીની ચિતા પર બળી મૂઈ. " શૂરના વીર પુત્રની ચાર સ્ત્રીઓ ચિતા પર ચઢી અને તેમને સ્વામી સાથે અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. "[1]

હિંદુ સ્ત્રીઓ સ્વામીની ચિતા પર બળી મરતી તેના મુખ્ય હેતુ અમે નીચે પ્રમાણે સંક્ષેપમાં દર્શાવીએ:—

૧. સ્ત્રીની સ્વામી સાથે પરલોકમાં ભેગા રહેવાની સંપૂર્ણ રીતે સ્વાભાવિક ઇચ્છા.

૨. હિંદુ ધર્મશાસ્ત્રનું એમ સૂચવવું છે કે આ રીતે વિધવા સ્ત્રી મરણ પામે એ ઊંચામાં ઊંચી ભકિતનું કામ છે.

૩. અનેક વિધવાનું પોષણ કરવાના બોજામાંથી પુરુષની મિલકત-ને છૂટી કરવાનો કમકમાટ છૂટે એવો પરંતુ અત્યન્ત વ્યાવહારિક ઉપયોગની દૃષ્ટિથી કરેલો હેતુ.

---

સમજતો ના; પરંતુ તેને દેવના જેવુંજ સન્માન આપજે; કેમકે મુસાફરો તેને પૂજવા માટે કોઈક વાંકાચૂકા રસ્તા પર થઈને જતાં કહેશે કે ' આ સ્ત્રી એના સ્વામીને માટે મરણ પામી છે અને હવે સુખી દેવી થઈ છે. " યુરિપિડીસકૃત ' એલ્સેસ્ટિસ, ' ૧. ૯૯૫

૧. ' મૌસલપર્વ ', પૃ૦ ૨૪

૪. વિધવાપુનર્લગ્નનો નિષેધ અને સ્વામીનાં સગાંમાં વિધવાનું સગવડભરેલું પોષણ થવાની આશા ન હોય તો અનીતિ આચરી જીવનનું પોષણ કરવાનો ભય.

૫. સર મોનિઅર વિલિઅમ્સના લખવા પ્રમાણે સ્ટ્રૅબો કહે છે કે સ્ત્રીઓ સ્વામીઓને ઝેર ન દે માટે આ રિવાજ કાઢયો હતો ( સ્ટ્રૅબો ૧૫–૩૦ અને ૬૨ ).

આ ક્રિયા હિંદુ સ્ત્રીઓ પ્રાચીન સમયથી છેક થોડા વખત ઉપર સુધી કર્યા કરતી હતી. એ રીતે લાખો નહિ તો હજારો સ્ત્રીઓ મરણ પામી હશે, પરંતુ અંગ્રેજ સરકારે બ્રાહ્મણ ધર્મગુરુ ઘણા સામા થયા તે છતાં *લૉર્ડ વિલિઅમ બેંટિંકના સમયમાં ઇ. સ.* ૧૮૨૯માં એ રિવાજ નાબૂદ કર્યો. સરકાર દૃઢ રહી અને હવે એ રિવાજ ભાગ્યેજ જોવામાં આવે છે. તોપણ ખૂણેખોચરે હજી પણ દાખલા બને છે, એમ ઇ. સ. ૧૯૧૧ના વર્ષના પ્રથમ ભાગમાં કલકત્તાના વર્તમાનપત્રમાંના નીચેના ઉતારા પરથી જણાશે:—

"બાબુ સુરેન્દ્રનાથ ઘોષ એક માનવન્તા કાયસ્થ કુળમા જન્મ્યો હતો અને તેની ઉંમર ૩૨ વર્ષની હતી. કેટલોક વખત થયાં તે માંદો હતો અને પથારીવશ થયો હતો. ગયે સોમવારે, તેની સ્ત્રી, શૈબાલિની દસ્સી, જેની ઉંમર ૨૨ વર્ષની હતી તેને ઘરનાં કોઈ માણસોએ ખબર આપી કે દાકતરોએ તારા સ્વામીનો રોગ અસાધ્ય કહી તેની આશા મૂકી છે. ગુરુવારે બપોર પછી એક વાગે સુરેન્દ્રની દવા કરનાર દાકતરે ઘરનાં માણસોને જાહેર કર્યું કે સુરેન્દ્ર અર્ધા કલાકથી વધારે જીવી શકનાર નથી. સુરેન્દ્રની સ્ત્રી દાકતરના કહેવાનો અર્થ સમજી ગઈ અને મરણ પામતો સ્વામી બેશુદ્ધિમાં હતો તેની પાસે ગઈ. થોડુંક ગંગાજળ લઈ આવી તેણે સુરેન્દ્રના મોમાં તે જળનાં ટીપાં પાડ્યાં—તેને માટે તે જે કંઈ છેલ્લું કરી શકે તે એજ હતું. પછી તે છાની માની નીચે સટકી ગઈ અને સાડી પહેરી ઉત્તમ આભૂષણ સજ્યાં. તેણે અગાઉની સતીઓમાં

કરવાનો રિવાજ હતો તેમ કપાળે સિંદૂરનું તિલક કર્યું, પગે અળતાનો રંગ ચોપડયો. પછી તેણે ઓરડાનું બારણું બંધ કર્યું, શરીર પર કેરોસિન તેલ ચોપડયું, અને સળગાવી મૂક્યું. ઘરનાં બીજાં માણસોએ તેની તરફ ધ્યાન આપ્યું નહિ; કારણ કે તેમને લાગ્યું કે તેને એટલો બધો શોક લાગ્યો છે કે સ્વામીના મરણસમયે તેની પાસે તેનાથી રહી શકાયું નહિ. તોપણ સુરેન્દ્રના સગા, ક્ષીરોદને તે સ્ત્રી જે ઓરડામાં હતી ત્યાંથી કંઈક બળતું હોય એવી ગન્ધ આવતી લાગી. તેણે જુસ્સાથી બારણું ઉઘાડી નાખ્યું અને હાથ જોડી પ્રાર્થના કરતી હોય એવા સ્વરૂપમાં તે સ્ત્રીને બળતી દીઠી. તેણે ભયની બૂમ પાડી અને ડોલ ભરીને પાણી લાવી તેના પર જુસ્સાથી છાંટયું. શૈબાલિનીએ તેને બંધ રહેવાની નિશાની કરી, પરંતુ તેણે તેના પર બીજો પાણીનો ભરેલો ડોલ રેડયો, તેથી તે પડી ગઈ, ને દસ મિનિટમાં મરણ પામી. તે પોતાના સ્વામી કરતાં પાંચ મિનિટ વહેલી મરણ પામી આ બનાવથી આસપાસના ભાગમાં મોટી લાગણી ઉશ્કેરાઈ અને બધી ન્યાતની હિંદુ સ્ત્રીઓની મોટી સંખ્યા તે સ્થળે તેનાં સિંદૂર અને રાખમાંથી થોડોક ભાગ લેવા એકઠી થઈ; કેમકે દરેક ધર્મિષ્ઠ હિંદુ સ્ત્રી સતીને પવિત્ર માને છે.”

નેપાળમાં અને અર્ધ સ્વતન્ત્ર રાજ્યોમાં આ કમકમાટ છૂટે એવો રિવાજ હજી ચાલુ છે. મરણ પામેલા સ્વામી અને તેની સ્ત્રીને ચિતા પર પાસે પાસે સુવાડે છે. સ્ત્રીના જમણા હાથને સ્વામીના માથા નીચે મૂકે છે અને સળગી ઊઠે એવા પદાર્થ તે સ્ત્રીની આસપાસ મૂકે છે. માણસો હાથમાં લાંબા વાંસ રાખીને ઊભા રહે છે; જો તે સ્ત્રી બળવાના અતિકષ્ટમાં નાસી જવાનો પ્રયત્ન કરે તો તેઓ તેને વાંસ વડે પાછી ચિતામાં નાખી દે છે.

## ૨. પછી, પરણેલી સ્ત્રીની દેવી

હિંદુસ્તાનમાં માનવન્તી સ્ત્રીને પરણેલી જિંદગી એ એકજ જીવનની રીત શકય છે. પાશ્ચાત્ય દેશમાં સમજવામાં આવે છે એવા

અર્થમાં કુમારિકાજીવન પૂર્વમાં નામોશીભરેલું ગણાય છે. સ્ત્રીઓને હિંદુધર્મની રીતસર દીક્ષા અપાતી નથી અને પવિત્ર જનોઈ પહેરવાની ક્રિયા કરવા દેવામાં આવતી નથી, તેથી લગ્ન એ તેમના મનને પુનર્જીવન છે, મોક્ષની એકજ આશા છે. ત્યાર પછી તેઓ સ્વામીની સેવિકા થાય છે, સ્વામી તેમનો દેવ થાય છે, અને તેની સેવા કરવામાં તેઓ પોતાના સ્વત્વને, આશાને, અને બધા ભવિષ્યને ખુશીથી સમાવી દે છે.[1]

તેઓ કંઈ દુ:ખી નથી, તેમની તરફ ભાગ્યેજ ખરાબ રીતે વર્તવામાં આવે છે (કદાચ તેઓ નાની હોય છે ત્યારે સાસુઓ તેમની તરફ તેવી રીતે વર્તે છે), અને ઘણી વાર તેમના સ્વામીનો તેમના પર પુષ્કળ પ્રેમ હોય છે. સમાજની છૂટી વ્યક્તિ કે અંશ તરીકે તેઓ જીવતીજ નથી, તેમનો સમાજમાં કંઈ દરજ્જો નથી; અને હિંદુને ત્યાં મુલાકાત લેવા ગયા હોઈએ કે મિત્ર તરીકે તેને મળવા ગયા હોઈએ તે વખતે તેમનું નામ દઈ વાત કરવી કે તેમની તંદુરસ્તી વિષે 'ઘર' કે 'ઘરનો બોજ' કે એવા બીજા સામાન્ય શબ્દો ઉચ્ચા મૂકી નામ દઈને ખબર પૂછવી એ ઘણીજ અશિષ્ટ રીતિ ગણાય છે. સામાજિક જીવનમાં સ્ત્રીની આવી અધમ સ્થિતિ છે, તોપણ પ્રાચીન સમયમાં સ્ત્રીઓને ઘણું માન મળતું એમ માનવાને કારણો છે. મહાભારતમાં સ્ત્રીનું ઉત્તમ લક્ષણ આપેલું છે અને અંગ્રેજી સાહિત્યમા એના જેવું શોધી કાઢવું અઘરૂં છે—

"સ્ત્રી પુરુષની અર્ધાંગના છે, તેની સાચામા સાચી મિત્ર છે—પ્રેમાળ સ્ત્રી સદ્ગુણ, આનન્દ, અને સંપત્તિનો સનાતન પ્રવાહ છે; પતિવ્રતા સ્ત્રી સ્વર્ગનું સુખ મેળવવામાં તેની ઉત્તમ સહાયરૂપ છે. મધુર વચન વદનારી સ્ત્રી એકાંતમા સોબતી, ઉપદેશમાં પિતા, સર્વ

૧. "સ્વામીમા સદ્ગુણ ન હોય, કે કોઈ પણ સારૂં લક્ષણ ન હોય, કે અન્ય સ્થળે આનન્દ ગોધતો હોય, તોપણ પ્રતિવ્રતા સ્ત્રીએ તેની હમેશ પૂજા કરવી." મનુ, ૫૦ ૧૫૫

સંકટને સમયે માતા, અને જીવનરૂપ, અરણ્યમાં મુસાફરી કરતાં એક વીસામા જેવી છે. "[1]

પષ્ઠી ઘરની રક્ષક દેવી, બાળકના જન્મસમયે અધિષ્ઠાત્રી દેવી, બાળકોને આપનારી, અને પરણેલી સ્ત્રીઓની મિત્ર અને સહાયરૂપ છે. તેની મૂર્તિ એક બિલાડી પર બેઠેલી પીળી, છોકરાની માવજત કરતી સ્ત્રીની છે.

વૉર્ડ તેની પૂજાનું આ પ્રમાણે વર્ણન કરે છે:—વરસમાં તે છ વાર પૂજાય છે; પરંતુ જે સ્ત્રીઓનાં છોકરાં મરી ગયાં હોય છે તેઓ તેને દરેક મહીને પૂજે છે. વડના ઝાડની નીચે માણસના માથાના કદના પત્થરથી તેનું સાધારણ રીતે પ્રદર્શન કરવામાં આવે છે; ત્યાં પૂજાસમયે ગામડાની દરેક સ્ત્રી ઉત્તમમાં ઉત્તમ વસ્ત્ર સજીને, ચહેરાને તેલ ને હીંગળોકથી ચળકતો કરીને, અને સર્વ ભૂષણો પહેરીને પૂજા કરવા જાય છે. તેઓ બધી નૈવેદ્ય લાવે છે, તેને પૂજા કરાવનાર બ્રાહ્મણ ધરાવે છે ને આશીર્વાદ આપે છે. તે નૈવેદ્ય પાછળથી બ્રાહ્મણને ઘેર મોકલી દેવામાં આવે છે કે પષ્ઠી દેવીએ કૃપા ન કરી હોય એવી પાસે ઊભેલી સ્ત્રીઓને આપવામાં આવે છે. એ સ્ત્રીઓ એકઠી થયલી માતાઓ જે આપે છે તે લેવાને ખુશીથી પોતાનાં લુગડાંનો છેડો ખુલ્લો કરે છે. આપનાર કહે છે કે " પષ્ઠી દેવી તમારૂં કલ્યાણ કરો અને આવતે વર્ષે હાથમાં બાળકને લઈને તમે પષ્ઠી માતાને નૈવેદ્ય ધરાવવા આવજો, " ત્યારે લેનાર હોંસથી કહે છે કે " અરે રે ! મારા પર માતાજી કૃપા કરશે તો હું તેમની પૂજા ઠાઠથી કરીશ, હું મારી બાધા પાળીશ, અને દરેક વરસે માતાજીને નૈવેદ્ય ધરાવીશ. "

બાળક જન્મે છે ત્યારે પષ્ઠીની બેશક ખાસ પૂજા કરવામાં

1. મહાભારત–મોનિઅર વિલિઅમ્સનુ ભાષાન્તર, ૧. ૩૦૩૮

આવે છે. ડાચું સ કોચાઈ તણાઈ જવાનો રોગ હિંદુસ્તાનમાં બાળક છોકરામાં ઘણો સાધારણ છે અને બાળકના જન્મવખતની ગંદી રીત અને ગંદાં સાહિત્યને લીધે એ રોગ થાય છે. આથી બાળક ૭ દહાડાનું થાય છે ત્યારે દરેક પિતા પષ્ઠી દેવીની પૂજા કરે છે. છથી તે બારમા દિવસ સુધી જોખમનો વખત છે અને બધું બરાબર ચાલે તો એકવીસમે દહાડે માતા દેવીનો પાડ માને છે અને જે પત્થર તેનું પ્રદર્શન કરે છે તેના પર પુષ્પની માળા પહેરાવે છે. આ સાદી ક્રિયાઓ સાંજે થાય છે અને માતાથી મંદિરમાં જઈ ન શકાય તો વડના ઝાડની ડાળી માળ સાથે લટકાવે છે અને તેના મોં આગળ ક્રિયા કરવામાં આવે છે.

## ૩. દ્વેપીલી દેવીઓ

દ્વેપીલી માતાઓ, રોગ, ક્રૂરતા, ધિક્કાર, દ્વેષ, અને વૈરભાવની દેવીઓનો વિચાર કરતાં, રાક્ષસપૂજાનો કયાં અન્ત આવે છે અને માતૃપૂજાનો કયાં આરંભ થાય છે તે કહેવું અઘરૂં છે. આ દેવીઓ, જેમને મધુર વચનથી માતાઓ કહે છે, તેઓમાં દાનવોનાં સર્વ લક્ષણ ભરેલાં હોય છે. આવી પૂજાના ઊંચા સ્વરૂપમાં આ જાતની શક્તિઓને 'દેવી' કહે છે, અથવા તો તેમને શિવનાં અનેક પ્રતિરૂપો–કાલી, તારા, દુર્ગા, વગેરે–માથી એક નામ આપે છે. નીચલા સ્વરૂપમાં તેઓ માત્ર ગામડાની નાની દેવીઓ છે, સ્વભાવે દ્વેપીલી, ક્રોધી, અને અનિશ્ચિત અને પ્રકૃતિએ ક્રૂર અને ભયંકર છે.

"ગુજરાતમા વધારે લોકપ્રિય સ્વરૂપની અસંખ્ય જાતો છે, તે ઉપરાંત આસરે ૧૪૦ જુદી જુદી માતાઓ છે. કેટલીક તો સફાઈ વગર કોતરી કાઢેલી મૂર્તિ છે, બીજી કેટલીક ચિહ્નરૂપજ છે, અને બીજી, કંઈ પણ દેખીતા પ્રદર્શન વિના માત્ર ખાલી મંદિરરૂપ છે. એમાંની એક માતાને કોડિઆર, અનિષ્ટની માતા કહેતા હતા. તેના સ્વભાવમાં માતાના હેતનો અંશ પણ ન હતો. તે એવી તો અનિષ્ટ-

કારક અને નુકસાનકારક હતી કે ગામમાં કોઈ પણ રોગનો ઉપદ્રવ થાય તો તેને નૈવેદ્ય ધરવામાં થોડોક વખત ગફલત થઈ તેનું તે પરિણામ માનવામાં આવે છે. તે કારણથી માતાનો કોપ શમાવવા અને રોગની શાન્તિ કરવા તેને અસાધારણ બલિદાન આપવું પડતું હતું–પશુનો ભોગ કરવો પડતો અને લોહી રેડવું પડતું.

આ બધી માતાઓ લોહીમાં આનન્દ માને છે અને તેનું પાન કરે છે. આથી તેમને ડુક્કર, બકરાં, અને મરઘાંનું લોહી તેમજ બધી જાતનું રાંધેલું અનાજ આપવામાં આવે છે. અમુક માતાને કાળાં બકરીનાં બચ્ચાંના ભોગનો ઘણો શોખ હતો અને દરેક વરસ ૩થી ૪ હજાર એવાં બકરાંનો ભોગ આપવામાં આવે તોજ માતાને રોગ કે મરણ ઉત્પન્ન કરતાં અટકાવી શકાય. બાળક જન્મ્યા પછી પંદર દિવસની અંદર અપવિત્ર અવસ્થામાં મરણ પામે તો તેનો આત્મા એક અત્યન્ત દ્વેષીલી માતા બને છે. તે ચોરલ નામના દૈત્યનું રૂપ ધારણ કરે છે અને બીજી તરુણ માતાઓ પર હુમલો કરવા હમેશ તત્પર હોય છે."[1]

## ૧. શીતલા, સૈયડની દેવી

હિંદુઓમાં ગામડીઆઓમાં ઘણું સાધારણ માનવું છે કે મંદવાડ અને રોગ સ્વાભાવિક કારણનાં પરિણામ નથી, પણ રાક્ષસી માતા, દૈત્ય, ડાકેણ, નજર લાગવી, અને એવાં બીજાં કારણને લીધે થાય છે. આ વિચારનું મૂળ સમજવું સહેલું છે. કેટલીક જાતના રોગ–જેવા કે તાવમાં સનેપાત, ફેફરૂં, આંકડી, તાણ, વગેરે માણસને ભૂત વળગ્યું હોય એવાં બહારનાં ચિહ્ન દર્શાવે છે. કોગળીઆ જેવા બીજા રોગ એવા તો એકાએક ને સખ્ત રૂપમાં સપડાવે છે અને સૈયડ જેવા રોગ એવા તો

૧ મોનિઅર વિલિઅમ્સકૃત 'હિંદુસ્તાનમાં ધાર્મિક વિચાર અને જીવન', પૃ૦ ૨૨૩–૨૨૫

બદશીકલ કરી નાખનારા ને ભયાનક છે કે તે કોઈ દેવ કે દેવીએ ઉત્પન્ન કર્યાં છે એમ માનવામાં આવે છે.

મનુષ્યજાતના રોગના ત્રણ વર્ગ થઈ શકે છેઃ—

૧. પૂર્વ જન્મ કે જન્મોના પાપને માટે રોગ આવે છે તે.

૨. આ જન્મમાં કરેલાં પાપથી ઉત્પન્ન થતા રોગ.

૩. જે રોગો તદ્દન આકસ્મિક છે તે. દાક્તરો માત્ર એજ સારા કરી શકે છે.

મરકીના ઉપદ્રવોને હિંદુઓ બીજા વર્ગમાં મૂકે છે અને ઈશ્વર પ્રસન્ન થાય તોજ મટે છે એમ માને છે.

જે સત્ત્વોથી બીતા હોય તેમને પ્રસન્ન કરવા અને તેમની અનિષ્ટ યોજનાઓથી બચવા તેમને મીઠાશભરેલાં નામ આપવાનો હિંદુઓમાં રિવાજ છે; તેનો ઉત્તમ દાખલો સૈયડની દેવી શીતલાને જે નામ અપાય છે તે છે. 'શીતલા' શબ્દનો અર્થ ' થંડક કરનારી દેવી ' થાય છે, તોપ ્ સૈ ડની સાધારણ નિશાની સખ્ત તાવ છે. સૈયડનું સધારણ નામ 'માતા' છે અને 'માતા' શબ્દનો અર્થ 'મા' છે; તેને હમેશ માનપૂર્વક 'માતાજી'—માનવાચક 'જી' શબ્દ સાથે બોલાવાય છે. કેટલીક વાર લોકો એથી પણ આગળ જઈ તેને 'મહા-માઈ'—મોટી માતા કહે છે. " ગામમા 'મહામાઈ' આવ્યાં છે અને બાળક મરણ પામ્યું છે. " દક્ષિણ હિંદુસ્તાનમા તે 'મારી અમ્મા'ના નામથી પ્રસિદ્ધ છે.

સૈયડ ત્રણ જાતના છે તેને આ દેવી દૂર કરે છે, કે ઉત્પન્ન કરે છે, કે દેવી જાતે સૈયડરૂપ છે. દેશના કેટલાક ભાગમાં જેઓ સૈયડથી મરી જાય છે, તેમને અગ્નિસંસ્કાર કરવામાં આવતો નથી; કેમકે તેમ કરવાથી દેવી બળી જાય. કમળ પર બેઠેલી, લાલ વ. પહેરેલાં, ને બાળકને ધવડાવતી, એવી એક પીળી સ્ત્રીથી તેનું

કરવામાં આવે છે. તેનાં દહેરાં સાધારણ રીતે ગામડાંની બહાર, ઝાડોની નીચે, કે ઝાડોની ઘટામાં હોય છે. ઉપદ્રવના સમય સિવાય મરદો તે દેવીનું સન્માન કરતા નથી; પરંતુ હમેશ સ્ત્રીઓ અને છોકરાં તેનું હમેશ પૂજન કરે છે. સાધારણ રીતે થોડાક કુદરતી પથરા –અસલી દેવને યોગ્ય છે તેમ–એ તેનું પવિત્ર સ્થળ છે અને કોઈ નીચી ન્યાતનો, નીચું કામ કરનાર સેવક તેની દેખરેખ રાખે છે; પરંતુ કોઈક પ્રસંગે તેને માટે બરાબર દહેરૂં બંધાવવામાં આવે છે અને તે પ્રસંગે કાલીદેવીનું સ્વરૂપ મનાય છે.

જેમ આ દેવીને આપેલાં નામ અયોગ્ય છે તેમ આ રોગ તરફ લોકોની વૃત્તિ તેટલીજ વિરુદ્ધ દેખાય છે. તેઓ એ રોગ આવે છે તેથી બીએ છે અને તે ન આવે માટે પોતાનાં મંદિરમાં અને 'માતૃદેવીઓ'નાં મંદિર આગળ દેવીની પ્રાર્થના કરે છે અને બળિદાન આપે છે. પરંતુ, જ્યારે તે રોગ આવે છે ત્યારે જે કુટુંબમાં આવે છે તે એ રોગ આવ્યાથી માન મળ્યું હોય એમ સમજે છે અને જે માણસ એ રોગના પંજામાંથી બચ્યું હોય પણ બદશીકલ થયું હોય તેને, ખાસ માન આપે છે. ઘણી વાર સેયડના ભોગ થઈ પડેલાની આંખ તદ્દન જતી રહે છે કે થોડીક જતી રહે છે, અને જ્યારે તે રોગિષ્ઠ આંખ મટાડી શકાય એમ હોય–તેજ વધારાય કે અંધાપો દૂર કરી શકાય એમ હોય–ત્યારે પણ એ દેવીનું અપમાન થશે એમ ધારી શસ્ત્રક્રિયા કરવા દેવાની ના કહેવામાં આવે છે.

બંગાળામાં શીતળા દેવીને અબોટ કરી સાથીઓ કરેલા જમીનના ભાગ પર પૂજે છે. પછી ત્યાં દેવતા સળગાવે છે, તેમાં ઘી અને દારૂ હોમે છે ને પૂજા કરનાર માથું જમીન પર નમાવી નમન કરે છે અને મન્ત્ર ભણે છે. વસન્ત ઋતુમાં હિંદુઓ બે વરસનાં બાળકને સેયડ કરાવે છે. જે બ્રાહ્મણ ક્રિયા કરાવે છે અને સેયડ કાઢવાનું કામ કરે છે તે શીતલા દેવીને પ્રસન્ન કરવા નૈવેદ્ય ધરાવે છે અને દાણા બરાબર નીકળશે ને ક્રિયા સફળ થશે તો એથી પણ વધારે નૈવેદ્ય

ધરાવવાની માનતા લે છે. સૈયડ કાઢવાની ક્રિયા પૂરી થાય છે ત્યારે દેવીને જે ફૂલો ચઢાવ્યા હોય છે તેને બાળકના માથામાં જડીબુટ્ટી તરીકે ગોર મૂકે છે. કોઈ જગાએ સૈયડનો ઉપદ્રવ ફાટી નીકળે છે ત્યારે દરરોજ **શીત**ળાદેવીનું પૂજન કરવામાં આવે છે અને કોઈ રોગીને ભયંકર માંદગી આવે ત્યારે તેને **શીત**ળાદેવીની મૂર્તિની આગળ બેસાડી, દેવીને ધરાવેલા પાણીથી નવડાવે છે ને તેમાથી થોડુંક પીવાને આપે છે. "[1]

**શીત**ળાદેવીની સામી દેવી શક્તિ ષષ્ઠી છે. તેને વિષે અગાઉ કહી ગયા તેમ તે સ્ત્રીઓ અને બાળકોની રક્ષકદેવી છે. કોગળીઆના ઉપદ્રવમાં તેની ઘણી વાર ખાસ પૂજા થાય છે.

ઘણી વાર ભિખારૂઓ ઢોળ ચઢાવેલો પત્થર લઈ ભીખ માગવા ફરે છે. તેઓ કહે છે કે એ પત્થર **શીત**ળાદેવીનો પવિત્ર પત્થર છે અને ગામના લોકો તેના ધાર્યા પ્રમાણે દાન ન આપે તો બાપડા ગ્રામવાસીઓને બીવડાવે છે કે દેવીનો ક્રોધ તમારા પર ઊતરશે.

**શીત**ળાદેવીની પૂજાના ચિત્રની એથી પણ વધારે કાળી બાજુ છે. અતિશય સખ્ત સૈયડના ઉપદ્રવોને સમયે એ રોગના નાશકારક પરિણામ અટકાવવા **શીત**ળાદેવીને માણસનાં બળિદાન આપ્યા છે એમ પણ જાણવામાં આવે છે.

એ રોગથી બચવાની એકબે બીજી રીતો નોંધવા લાયક છે. બાળકોને ચીથરાં પહેરાવી નિન્દ્ય નામ આપવામાં આવે છે. લીમડા ના ઝાડની એ રોગ પર અસર છે એમ માનવામા આવે છે, તેથી તેની ડાળીઓને બારણા પર લટકાવવામાં આવે છે. ગર્જનાથી દેવીને હરકત થાય છે, તેથી ઘરની લોટ દળવાની ઘંટીનો ખડખડાટ કરવામાં આવે છે. બીજી યુક્તિ ગધેડાને ખવડાવવાની છે, કેમકે **શીત**ળાનું એ વાહન છે.

---

૧ વૉર્ડકૃત ' હિંદુઓ, ' પૃ૦ ૧૦૮

## ૨. મહામારીની–કોગળીઆની માતૃદેવીઓ અને નાની દેવી

વરસની કેટલીક ઋતુઓમાં કોગળીઆનો ઉપદ્રવ પુષ્કળ ચાલે છે અને તેથી ખૂબ ત્રાસ વર્તે છે. એ રોગના કેટલાક અધિષ્ઠાતા દેવ છે, અને દેશના જુદા જુદા ભાગમાં જુદા જુદા દેવની આરાધના કરવામાં આવે છે. જોડીઆ પ્રાન્તના પશ્ચિમ જિલ્લામાં કાલી દેવી પૂજાય છે.[1] ગામની આસપાસ દૂધ અને દારૂની ધારા કરી એક વર્તુલ દોરાય છે, તે વર્તુલ કોગળીઆના દૈત્યથી ઓળંગી શકાતું નથી. કાલીદેવીની સ્તુતિ કરનારા શાસ્ત્ર વાંચવામા આવે છે અને ગામમાં સતી માતાનું દહેરૂં હોય તો ગામના લોક તેની પૂજા કરે છે. બીજું કામ એક બકરા પર રોગને મૂકીને છોડી મૂકવાનું છે. કોઈક વાર એ કામને માટે પાડાનો ઉપયોગ કરવામાં આવે છે. તેને લાલ રંગે છે, ઉપદ્રવવાળા ગામમા ફેરવે છે, અને પછી ત્યાથી જંગલમા હાંકી કાઢે છે, એટલે તે જ્યાં જાય છે ત્યાં મહામારી-નો રોગ લઈ જાય છે એમ માનવામાં આવે છે. મહામારીના ઉપદ્રવને સમયે ઘણી વાર કાલીને પ્રાણીઓનાં બળિદાન આપવામાં આવે છે અને કોગળીઆના વખતમાં એક મંદિર આગળ એક જીવતા મનુષ્યને ભોગ આપવા માટે બાંધેલો અંગ્રેજ અમલદારે જોયાનો સારા પ્રમાણવાળો દાખલો છે. વિચિત્ર અને અકળિત રીતે દૈવકોપ પ્રકટ થાય ત્યારે દેવને પ્રસન્ન કરવાના છેલ્લા ઉપાય તરીકે હિંદુસ્તાનમા સેંકડો વર્ષ સુધી કવચિત્ કવચિત્ મનુષ્યનું બળિદાન આપવામાં આવતું એવા પરિણામ પર અમારે નાખુશીથી આવવું પડે છે દૂરના પ્રદેશમાં ગૂઢ ખૂનોને માટે એજ હેતુનો હજી પણ વહેમ આવે છે. અનેક વિરુદ્ધ કાર્યની આ ભૂમિમાં પ્રૌઢ અને ઊંચા પ્રકારની વ્યવસ્થાવાળી ધર્મક્રિયાની સાથે સાથે ઘણી કેવળ જંગલી રીત અને ઘણી અશિષ્ટ અને જંગલી ક્રિયા હજી

૧ વૉર્ડકૃત ' હિંદુઓ, ' પૃ૦ ૧૮૪



સતી સ્ત્રીઓના હાથા

દરેક હાથો સતીનો સ્મારક છે અને રજપુતાનામાં જોધપુરના મુખ્ય
દરવાજા આગળ આ તકતી માલમ પડે છે

મેશર્સ હૅન્ડસન અને સન, જબલપુર, મધ્યપ્રાન્તનું કાઢેલું ચિત્ર



રાક્ષસી દેવીના મંદિર આગળ

દક્ષિણ હિંદુસ્તાનના ભક્તો મંદિર આગળ આળોટીને સ્થાનિક માતાને પ્રસન્ન કરે છે. ' માતા ' કહેવાતી આ દેવીઓમાં રાક્ષસી પ્રકૃતિનું દરેક લક્ષણ છે.

' ફોરેન ફીલ્ડ ' ના તન્ત્રીની માયાળુ રજાથી.

રસળતી જણાય છે. આવા ભયંકર રિવાજને બંધ કરવા ને સુધારવા બ્રાહ્મણો ઉત્તમ પ્રયત્ન કરી શકે; પણ તેને તદ્દન નાબૂદ કરવા જેટલી તેમનામાં શકિત નથી.

મહામારીની બીજી દેવીઓ હુલ્કાદેવી–વમન ક્રિયાની મૂર્તિ અને ભયંકર મારી માઇ કે 'મરણની માતા' છે, તે શીતળાદેવીની બેન કહેવાય છે.

અહિં કોગળીઆના નાના દેવ હરદોલ કે હરદોરનું ટૂંકું વર્ણન કરવું જોઈએ. હિંદુસ્તાનના ઘણાં ગામના ઘણા ખરા નાના દેવોથી ઉલટો એ દેવ તો ખુલ્લો ઐતિહાસિક પુરુષ છે " હરદોર લાલ બીરસિંહ દેવનો બીજો છોકરો હતો. એ બીરસિંહ દેવ બુંદેલખંડમાં ઓર્છાનો દુષ્ટ રાજા હતો, તેણે જહાગીરના ફોસલાવ્યાથી અકબરના દરબારના સાક્ષર પુરુષ વિદ્વાન્ અબુલ ફઝલનું ખૂન કર્યું. તેના પિતાના મરણ પછી હરદોરનો ભાઈ ઝઝર ગાદીએ બેઠો. થોડા વખત પછી ઝઝરને તેના પર પોતાની સ્ત્રી સાથે અયોગ્ય સંબંધનો વહેમ આવવાથી તેણે તે સ્ત્રીને ઇ સ ૧૬૨૭મા એક ઉત્સવમા પોતાના વલ્લભને અને તેના બધા સોબતીઓને ઝેર દેવાની ફરજ પાડી.

આ શોકજનક બનાવ બન્યા પછી ઝઝરની બેન શાહજાદી કુંજવતી અને હરદોર પરણવાની તૈયારીમાં હતા; અને માતાએ લગ્નના નિમન્ત્રણ કાઢ્યાં ત્યારે રાજા ઝઝરે મશ્કરીમાં એવી સૂચના કરી કે નિમન્ત્રણપત્રિકા હરદોરને પણ મોકલવી જોઈએ. તે પરથી નિરાશામાં તે તેની કબર આગળ ગઈ અને ત્યા તેના ખરાબ મરણ વિષે શોક કીધો. પરંતુ તે સ્ત્રીને અચંબો ઉત્પન્ન થયો કે હરદોરે નીચેથી જવાબ દીધો ને વચન આપ્યું કે હું લગ્નમાં હાજર રહીશ અને બધી જરૂરની વ્યવસ્થા કરીશ. ભૂતે વચન પાળ્યું અને તેના કુળની યોગ્યતા પ્રમાણે લગ્નક્રિયા કરવામા આવી. પછી મધ્ય રાતે તે અકબર બાદશાહની પથારી આગળ ગયો અને તેને એવો હુકમ કાઢવાની પ્રાર્થના કરી કે રાજ્યના દરેક ગામમાં મારે માટે ચોરો ચણાવો અને

ત્યાં માન આપે એવો હુકમ કરો હું વચન આપું છું કે મને યોગ્ય રીતે પ્રસન્ન કરશે તો કોઈ પણ લશ્કરિયાને વરસાદ કે તોફાનનું વિઘ્ન નહિ નડે, તેમજ જે કોઈ જમતા પહેલાં મને ભોગ આપશે તેને કોઈ દિવસ અન્નની ખોટ પડશે નહિ. કહે છે કે અકબરે એની માગણી કબૂલ કરી અને ત્યાર પછી હરદોરના ભૂતની ઉત્તર હિંદુસ્તાનના લગભગ દરેક ગામમાં પૂજા થાય છે. આ વાત પ્રમાણભૂત છે એમ સિદ્ધ કરવામાં બનાવોની સાલ તરફ નજર કરતાં નિરાશા ઊપજે છે એ દિલગીરીની વાત છે. અકબર ઈ. સ. ૧૬૦૫મા મરણ પામ્યો અને હરદોરનું ખૂન ઈ. સ. ૧૬૨૭મા થયું.

પોતાની જન્મભૂમિ બુંદેલખંડમાં હરદોર એક લગ્નનો નાનો દેવ છે ને તે દુલ્હાદેવની પદવીનોજ છે, પરંતુ જમના નદીની ઉત્તરે તેની કીર્તિ કોગળીઆનો ઉપદ્રવ અટકાવવાની તેની શક્તિને આધારે થઈ છે. પિંઢારા લોકો સાથે લડાઈ ચાલતી હતી ત્યારે ગવર્નર-જનરલ માર્ક્વૅસ ઑવ્ હેસ્ટિંગ્સની છાવણીમાં કોગળીઆનો ભયંકર ઉપદ્રવ ફાટી નીકળ્યો તેનું કારણ લોકો સાધારણ રીતે આડની ઘટામાં હરદોરની રક્ષા છે ત્યા બ્રિટિશ લશ્કરને માટે ગાયોને મારી તે કહે છે.

ગામડામાથી આ દેવને અનેક રીતે હાંકી કાઢવામાં આવે છે અને તેથી વારંવાર કજીઆ અને બળવા થાય છે. એક જિલ્લામાં જાદુઈ ક્રિયાથી તેને ફોસલાવીને એક ઘડામાં દાખલ કીધો અને વાસણ પર ઢાંકણું દઈ મધ્ય રાતે પાસેના ગામમાં લઈ ગયા. આથી એ બે ગામના લોકો વચ્ચે ભારે રમખાણ જાગ્યું. ગ્રામવાસીઓએ શત્રુના ગામમાં વાસણ છૂપી રીતે દાટવાનો પ્રયાસ કર્યો, પરંતુ તે ગામના લોકો જાગ્રત્ હતા, તેથી બે ગામના લોકો વચ્ચે ભારે તોફાન ઊભું થયું. મુંબઈ ઇલાકામાં કોઈકવાર કુંભાર પાસે કોગળીઆના રાક્ષસનું પૂતળું કરાવે છે અને તૈયાર થાય છે ત્યારે ગામના લોક વરઘોડો કાઢી તેને ગામ બહાર કોઈક ઠેકાણે લઈ જાય છે ને ત્યા તેની પૂજા કરે છે."[1]

૧. ક્રૂકકૃત 'ઉત્તર હિંદુસ્તાનમા લોકપ્રિય ધર્મ અને લોકગીત,' અંક ૨, પૃ૦ ૧૩૫-૧૪૬

## ૩. મનસા, સર્પમાતા, અને સર્પપૂજા

"પછી પાણીમાંથી ભયંકર ઝેર નીકળ્યું, સર્પદેવોએ એ પોતાનું છે એમ કહ્યું."

સમુદ્રનું પૌરાણિક મન્થન

સર્પનો ભય રાખવામાં આવે છે અને તે કારણથી તેને પ્રસન્ન કરી પૂજવામાં આવે છે, તેનું મુખ્ય કારણ એ છે કે તેની ગૂઢ ટેવો અને તીવ્ર વિષની સાથે ભયનો વિચાર જોડાયલો છે. તેનું ચોરીથી–છુપી રીતે આવવું, મોહ ઉત્પન્ન કરે એવી વાંકીચૂકી ગતિ, અત્યન્ત સ્થિર આંખ, કાંટાવાળી જીભનું બહાર નીકળવું, અને તેનું એકાએક અને ભયંકર ડંખ દેવાનું કામ–આથી સ્ત્રીઓ તેનાથી ખાસ બીએ છે; કારણ કે વહેલાં પ્રાતઃકાળમાં ક્ષેત્રમાં ઉઘાડે પગે ચાલવાની અને ઘરના અંધારા ખુણાઓમાં ફાંફાં મારવાની તેમની ટેવથી તેમને તેનો ડંખ લાગવાનો ખાસ સંભવ રહે છે. બહુજ થોડા હિંદુઓ રાત્રે ઘરમાંથી બહાર નીકળવાનું ચાહે છે તેનું એક મુખ્ય કારણ સર્પનો ભય છે; અને એમાં કંઈ આશ્ચર્ય પામવા જેવું નથી; કેમકે ૨૦,૦૦૦ માણસથી વધારે હિંદુસ્તાનમાં પ્રતિવર્ષ સર્પના ડંખથી મરણ પામે છે.

એથી ઉલટું, એ પણ નક્કી છે કે કેટલાક માણસના મનમાં ઘણી જાતના નિરપકારી સર્પના ખૂબસૂરત અટાપટા, પેચના આકારની વાંકીચૂકી ગતિ, અને સામાન્ય રીતે નવાઈ જેવો દેખાવ આનંદકારક વિચારજ ઉત્પન્ન કરે છે. એવા પુરુષોના વિચારમાં સર્પ ઈશ્વરી સૌન્દર્ય અને પરોપકારના નમુના છે; તેમજ તેનાં શરીર વીંટી અને વર્તુલના આકારમાં આમળા લે છે અને પ્રતિવર્ષ તે જૂની ચામડી ઉતારી નવીન ધારણ કરી પાછા તરુણ બને છે, તે અમરત્વ અને નિત્યકાળના અનન્ત યુગના સૂચક ચિહ્નરૂપ છે.

હિંદુસ્તાનના કેટલાક જિલ્લામાં સર્પપૂજાનો ઘણો પ્રચાર છે અને

કેટલીક જાતો, મુખ્યત્વે નાગજાતિ, સર્પમાંથી ઉત્પન્ન થઈ છે એમ કહે છે. નાગ લોકો અર્ધસર્પ અને અર્ધ મનુષ્ય છે એમ ધારવામાં આવે છે. કથા પ્રમાણે તેઓ કશ્યપની એક સ્ત્રી કદ્રૂના ( ગરુડ વિષે હકીકત જુઓ પ્રક૦ ૪, ૩) વંશજો છે. તેણે ૧,૦૦૦ નાગને જન્મ આપ્યો અને તે દુનિયાની તમામ સર્પ જાતિના પેદા કરનાર થયા. એમાંની કેટલીક સ્ત્રીઓ મનુષ્ય સાથે પરણી, તેના વંશ્યો આ જાતિના લોક છે. વીર પુરુષ ભીમને ( જુઓ પ્રક૦ ૭, ૨ ) નાગોએ પોષ્યો હતો. સર્પનું ઝેર તેના પેટમાં ગયું હતું તેમાંથી તેમણે તેને મુક્ત કર્યો અને પુષ્ટિકારક ઔષધ પીવાનું આપ્યું, તેથી તેનામાં ૧૦,૦૦૦ નાગનું જોર આવ્યું.

નાગોનો એક રાજા, હજાર માથાવાળો શેષનાગ, સૃષ્ટિનાં કાર્યની વચ્ચે વચ્ચે વિષ્ણુ નિદ્રા લે છે ત્યારે તેનું શયનસ્થાન અને છત્ર બને છે, એવી રીતે એનું પ્રદર્શન કરવામાં આવે છે. તે અનન્તતાનું ચિહ્ન છે. લોકમત પ્રમાણે તે પોતાના હજાર માથામાંનું એક હલાવે છે ત્યારે ધરતીકંપ થાય છે. જુલાઇના અન્તને સુમારે મોટો નાગોત્સવ ઉજવવામાં આવે છે અને જે જિલ્લાઓમાં સર્પપૂજાનો પુષ્કળ પ્રચાર છે, તેમાં તે દિવસે હજારો લોક નાગનાં મંદિરમાં જાય છે. કેટલાક ભાગમાં વન્ધ્યા સ્ત્રી સર્પના દર આગળ જઈ દૂધ અને ઈંડાંનું નૈવેદ્ય મૂકે છે અને મન્ત્ર ભણી પ્રાર્થના કરે છે. ખરું જોઈએ તો આખા હિંદુસ્તાનમાં નાગપૂજા ને સર્પપૂજા છૂટી ન પડાય એવી રીતે મિશ્ર થયલી છે.

હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં ઘણા નાના સર્પનાં દહેરાં છે, જેમકે કાશીના સર્પદેવ નાગેશ્વર. પણ દન્તકથા પ્રમાણે સર્પોનો મોટો રાજા વાસુકિ છે, તે શેષ ( અનન્ત ) અને તક્ષકની સાથે પાતાળનો ( નીચલા પ્રદેશોનો ) જે ભાગ નાગલોક કહેવાય છે અને

---

મોનિઅર વિલિઅમ્સકૃત 'હિંદુસ્તાનમાં ધાર્મિક વિચાર અને જીવન,' પૃ૦ ૩૨૧-૩૨૩ પરથી સંક્ષિપ્ત કરેલું



સચડની દેવી, શીતળા ( માતા ) નુ ગામડાનુ દહેરૂ

( ધ્વજ અને બારણાપર ભક્ત યાચકોએ કરેલી નિશાનીઓ જુઓ )

જેમાં નાગ રહે છે એમ ધારવામાં આવે છે, ત્યાં રાજ્ય કરે છે. વળી ક્ષીરસાગરનું દેવ ને દાનવોએ મન્થન કર્યું ત્યારે વાસુકિ નામનું દોરડું વાપર્યું છે, એમ વાસુકિ એ કલ્પિત દોરડું છે.

### મનસા

મનસા વાસુકિની બેન અને જરત્કારુ નામના ઋષિની સ્ત્રી છે. તે સર્પની રાણી છે અને ભયાનક, પેટે ચાલનારાં પ્રાણીઓથી સ્ત્રી-પુરુષનું રક્ષણ કરનારી દેવી તરીકે પૂજ્ય છે. તેનું એક પ્રસિદ્ધ નામ વિષહરી એટલે 'વિષનો નાશ કરનારી છે'. બધી માતાઓની પેઠે મનસા અદેખા સ્વભાવની છે અને હમેશ પ્રસન્ન ન કરવામાં આવે તો લોકોને ઘેર અત્યન્ત ઝેરી સાપ મોકલી વેર વાળે છે.

નાગનો મોટો ઉત્સવ નાગપંચમીનો છે, તે શ્રાવણ માસની પાંચમે આવે છે.* તે દિવસે લોક ઘરની દિવાલ પર નાગ અને પક્ષીઓનાં ચિત્ર કાઢે છે. સાધારણ રીતે એ દેવીની મૂર્તિ કરવામાં આવતી નથી. એક ઝાડની ડાળી, પાણીનું તરભાણું, અને માટીનો નાગ, એ એ દેવીનાં પ્રતિનિધિ છે. નીચેની વાતને આધારે રચેલું ગાયન એ દેવીની પૂજાને અન્તે ગવાય છેઃ—

મિત્રને કહ્યુ કે તમે એને સમજાવો કે મારી તરફ આટલો બધો વૈરભાવ રાખે નહિ. આખરે, તેમની ઇચ્છાને તે એટલો વશ થયો કે તેણે એક ફૂલ ડાબે હાથે દેવીની મૂર્તિ તરફ નાખ્યું; પણ તેથી દેવી એટલી બધી પ્રસન્ન થઈ કે તેણે તેના બધા છોકરાને જીવતા કીધા અને ત્યારથી લોકોએ તેની શક્તિ જોઈ, તેથી તેની પૂજા પ્રસિદ્ધ થઈ અને એક મોટી માતા તરીકે તેની ગણના થઈ છે.[1]"

# પ્રકરણ ૭મું

## વીરપૂજા અને સાધુપૂજા

"જે પવિત્ર મનુષ્ય જાણે શિખર ઉપર ઊભો હોય તેમ અચલ રહે છે, જેણે સર્વ કામના અને ઇન્દ્રિયોને વશ કર્યાં છે, જેનો આત્મા જ્ઞાન અને વિજ્ઞાનથી તૃપ્ત થયો છે, જેને માટીનું ઢેફું, પત્થર, અને કાંચન સમાન છે, જેને મિત્ર, સગાંસંબંધીઓ, મધ્યસ્થો અને શત્રુઓ, સાધુ અને દુષ્ટ પુરુષો, સર્વ સરખાં છે, તેને 'જોડાયલો-ઈશ્વર સાથે જોડાયલો' કહે છે.[1]"

ભગવદ્ગીતામાંથી ઉતારો-મોનિઅર વિલિઅમ્સે
કવિતામાં કરેલો તેનો અનુવાદ

"જ્યાં પેલો મુનિ મધ્યાહ્નના સૂર્યબિમ્બની સામા વૃક્ષના થડ જેવો અચળ ઊભો છે. તેનું શરીર વલ્મીકથી-કીડીઓએ કરેલા ટેકરાથી-અર્ધું ઢંકાયલું છે. તેની છાતીની આસપાસ પવિત્ર જનોઈ નથી, પરંતુ તેને બદલે ભયંકર સર્પની ત્વચા છે. તેના ક્ષીણ થયલા કંઠની આસપાસ કંઠીને બદલે કરમાયલી લતાની ડાળીઓ કંઠને પીડે છે. તેની જટા જાડાં ગુંચવાયલા ગુચ્છામાં તેના ખભા પર લટકે છે અને તેના વાટામાં પક્ષીઓ માળા બાંધે છે.[2]"

કાલિદાસની શકુંતલામાંથી, મોનિઅર
વિલિઅમ્સે કરેલો અનુવાદ

---

૧ ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चनः ॥
सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥

ભગ૦ ગી૦, ૬ અ૦, ૮-૯, ભા૦ કર્તા

૨ वल्मीकार्धनिमग्नमूर्तिरुरसा संदष्टसर्पत्वचा

હિંદુધર્મના વિશ્વેશ્વરવાદ પ્રમાણે ઈશ્વર અને વિશ્વ એકજ છે. ચેતન અને અચેતન સર્વ પદાર્થમાં ઈશ્વર વ્યાપક છે. પરંતુ તે મહાન્ અને સાધુ પુરુષોમાં ખાસ વ્યાપ્ત છે એમ માનવામાં આવે તેટલા માટે એવા માણસ જાતિભાઈઓ તરફથી માન અને પૂજાને યોગ્ય છે; કારણ કે જુદે જુદે અંશે અને જુદાં જુદાં સ્વરૂપમાં તેઓ એના તત્ત્વની મૂર્તિ છે. જિંદગીમાં તેમને માન મળે છે તે કંઈ પ્રત્યક્ષ પૂજાનું માન મળતું નથી; પરંતુ મરણ પછી તેમના હક્ક સામાન્ય રીતે સ્વીકારાય છે.

સર આલ્ફ્રેડ લાયર કહે છે કે "હિંદુસ્તાનમાં મરણ પામેલા માણસને સન્માન આપવાનું મૂળ કારણ ગમે તે હોય, તોપણ તેનો દેવ તરીકે પ્રતિષ્ઠા પામવાનો ઊંચો માર્ગ સરખોજ છે. પ્રથમ તો જે પુરુષનું નામ, જન્મભૂમિ, અને કુળ, એ સર્વ જિલ્લામાં સારી પેઠે જાણીતાં હોય છે તેવા પુરુષ આપણે જોઈએ છીએ. તે પોતાના ગામમા મરણ પામ્યો હોય તો તેનું કુટુંબ ઘણી વાર દેઈડી ઊભી કરે છે, તેના પોતે માલીક છે એમ સ્થાપિત છે, અને ત્યાં ભોગ આપે છે તેમાંથી સારી આવક ભેગી કરે છે. દેઈડી આબાદ થાય છે અને લોકોની મનકામના સિદ્ધ કરવાની કસોટીમાંથી તે પાર ઊતરે છે તો તેઓ એ દેવળના વંશપરંપરાના રક્ષક થાય છે. અથવા તો તે માણસ પરદેશ ભટકતો હોય, કોઈ ગામ કે પવિત્ર સ્થળની પાસે વસ્યો હોય, પોતાનાં તપ કે દુઃખ માટે પ્રસિદ્ધ થયો હોય અને ત્યાં મરણ પામ્યો હોય, તો પાડોશીઓ તે પવિત્ર મનુષ્યની દેઈડી પોતાના ગામની સીમાની પાસે હોય તો મોટું ભાગ્ય સમજે છે અને તે

* कण्ठे जीर्णलताप्रतानवलयेनात्यर्थसंपीडितः ।
अन्तर्व्यापिशकुन्तनीडनिचितं बिभ्रज्जटामण्डलं
यत्र स्थाणुरिवाचलो मुनिरसावभ्यर्कबिम्बं स्थितः ॥

अभिज्ञानशाकुन्तल, ७ अंक, ११, ભાષા૦ કર્તા

જમીનના માલીકો જાગીરીના હક્ક તરીકે તે દેવલનો વહીવટ કરે છે. ઘણું થોડાં વર્ષમાં, મનુષ્યની સ્મરણશક્તિ ઝાંખી થાય છે એટલે એની ઉત્પત્તિ ગૂઢ થઈ જાય છે, એની કારકીર્દી પૌરાણિક કથાના રંગથી રંગાય છે, અને એનાં જન્મ અને મરણ બંને અલૌકિક ગણાય છે. બીજા જમાનામાં જૂના દેવોનાં નામ એની વાતમાં દાખલ થાય છે અને એ રીતે એ અદ્દભુત વાર્તા એક પૌરાણિક કલ્પિત વાર્તા જેવી થઈ જાય છે તે એટલે સુધી કે એને અવતારરૂપ ગણ્યા વિના એવાં અદ્દભુત પરાક્રમ બીજી કોઈ રીતે સમજાવી શકાતાંજ નથી. એમ માનવામાં આવે છે કે એ માણસ શિવ કે વિષ્ણુનો અવતાર હતો. હવે એનું પરમ દેવત્વ સંપૂર્ણ થાય છે અને બ્રાહ્મણો પ્રાચીન પુરાણમાં એને સ્થાન આપવાને યોગ્ય કારણ છે એમ સમજે છે.

ઊંચામાં ઊંચા દેવ પણ કદાચ આરંભમાં અત્યન્ત અપ્રસિદ્ધ અવસ્થામાંજ હોય છે, પરંતુ તેઓના પોતાના કે દહેરાના ચમત્કારથી આરંભમાં થોડાક રોગ સારા થાય (મુખ્યત્વે સ્ત્રીઓ અને કીમતી ઢોરોમાં), તો તેમની કીર્તિ બરફના દડાની પેઠે ઊંચી ઊંચી ચડી મોટી થાય છે. આવીજ જાતની ફત્તેહ વરાડમાં કેટલાક ઘણાજ લોકપ્રિય, સમૃદ્ધ, અને પ્રસિદ્ધ દેવને મળી છે અને બધું અગત્યનું કામકાજ તેઓના હાથમાં છે.

હિંદુસ્તાનમાં આ રીતે દેવત્વ પામવાની કંઈ સીમા નથી. દેશના બધા ભાગમાં જે દાખલા બન્યા છે કે બને છે તેનું વર્ણન કરવામાં અનેક પુસ્તક લખી શકાય. કોઈ માણસ કંઈ અસાધારણ પવિત્રતા બતાવે, સ્વાર્પણનું કંઈ મોટું કામ કરે, કે કહેવાતું અદ્દભુત પરાક્રમ કરે, તો હિંદુપુરાણોના ૩૩ કરોડ દેવોમાં તેને અવશ્ય સ્થાન મળશેજ, તોપણ આ કહેવું અગત્યનું છે કે રાજાઓ, યોદ્ધાઓ, બ્રાહ્મણો, અને સાધુ પુરુષો'ને ઋષિઓ, એ ચારવર્ગના લોકોની સાથે દેવત્વ અર્પવાનું કામ સામાન્ય રીતે જોડાયલું છે; કેમકે એ લોકોને એક રીતનો કાર્યકારણભાવે યોગ્ય હક્ક છે.

પ્રથમ રાજાઓ વિષે કહીએ. મનુસ્મૃતિમાં કહ્યું છે કે પૃથ્વીના આઠ દિક્પાલોનાં તત્ત્વમાંથી શાશ્વત અંશો લઈ રાજાને સર્જવામાં આવે છે. વળી મનુ કહે છે કે "રાજા બાળક હોય તોપણ જાણે તે મર્ત્ય હોય તેમ તે પ્રતિ તિરસ્કારથી વર્તવું નહિ; મનુષ્યના આકારમાં તે મોટો દેવ છે."[1] આવી જાતની પૂજાના દાખલા હમણા થોડા વખત ઉપરજ ગ્રન્થકારના જોવામાં આવ્યા છે. અયોધ્યામાં ફૈઝાબાદ પાસે વિક્ટોરિઆ રાણીના સ્મારક તરીકે આરસપહાણનું એક નવું પૂતળું ઊભું કીધું છે અને તેને ઊભું કર્યાને થોડાંક અઠવાડીઆં થયાં એટલામાં યાત્રાળુઓની હારની હાર ત્યાં હમેશ પૂજા કરવા આવે છે અને ભલી રાણીના પૂતળાની બેસણી પર પવિત્ર જળ રેડે છે અને પુષ્પ ચડાવે છે.

દિલ્હીમાં થોડા વખત ઉપર દરબાર ભરાયો હતો તેમાં જ્યૉર્જ રાજા અને મેરિ રાણીએ અપ્રતિમ દબદબાના દેખાવની વચ્ચે આખા હિંદુસ્તાનનું સન્માન મેળવ્યું હતું અને પાછા ગયા હતા ત્યારે હિંદુ લોકનાં ટોળેટોળાં તે ઉત્સવમંડપને સ્થળે ભેગાં થયાં હતાં. ખાલી ગાદી આગળ નીચા નમીને અત્યન્ત સન્માનના ચિહ્ન તરીકે તેમણે તેની પૂજા કરી. પછી જ્યાં શ્રીમાન્ રાજા સાહેબ અને શ્રીમતી રાણી સાહેબ ઊભાં હતાં તે સ્થળેથી મૂઠી ભરીને પોતાને ઘેર ધૂળ લઈ ગયા. કલકત્તામાં ભભકાભેર તમાશો થયા પછી પણ એમજ થયું. 'સૉલોમનના ડહાપણ' માં (૧૪–૫–૨૦) વિચિત્ર સાદૃશ્ય છે–'અને આ પ્રમાણે તે ટોળાએ, તે કામના સૌન્દર્યથી લલચાઈને તેને દેવ માન્યો, પરંતુ થોડા વખત ઉપર તેઓ તે માણસ તરીકે માન આપ્યો હતો.'

રાજાઓની પૂજામાંથી લશ્કરી વીરો અને યોદ્ધાઓની

---

१ बालोऽपि नावमन्तव्यो मनुष्य इति भूमिपः।
महती देवता ह्येषा नररूपेण तिष्ठति॥

मनुस्मृति, ભાષાંકર્તા

પૂજામાં સંક્રમણ કરવું સહેલું છે. રામાયણ અને મહાભારતના મોટા વીર પુરુષ પ્રથમ યોદ્ધા હતા અને અન્તે દેવરૂપ મનાયા, અને રામ અને કૃષ્ણ તો વિષ્ણુના અવતાર મનાયા. આ પ્રકરણમાં એક મુસલમાન યોદ્ધા ગાઝી મિયાનો દાખલો આપવામાં આવશે. તેમનામાં હિંદુ ધર્મ પ્રતિ વિચિત્ર ઔદાર્ય હતું, તેથી મુસલમાનો કરતા પણ હિંદુઓ આજે વધારે માન આપે છે. પંજાબમા એથી પણ વધારે અજાયબભરેલો દાખલો બન્યો. ત્યાં ફકીરોનું મોટું ટોળું 'નિકલસેન'નું ભક્ત થયું. સરદાર નિકલ્સન, બળવાનો વીર પુરુષ, જે દિલ્હી પર બળવાખોરોના ધસારા વખતે મરણ પામ્યો, તે અનુપમ શૌર્યવાળો ઘોડેસવાર હતો. તે ઘણી વાર અદ્ભુત વેગે રાત્રે મુસાફરી કરતો અને શત્રુ આગળ એકદમ જઈ પછી તેમને ગુંચવી નાખતો. તેના સેવક ઉત્તર તરફની મજબૂત ટોળી હતી, તેઓ આ વીર પુરુષના સન્માન ઉપરથી તેમની પૂજા પર ચડયા. નિકલસનને ઘણું ખોટું લાગ્યું અને તેમને શારીરિક શિક્ષા કરી, પોતાને દેવ તરીકે પૂજતા અટકાવવાનો પ્રયાસ કર્યો; પણ આથી તો તેઓ તેની પૂજા કરવામાં વધારે દૃઢ થયા અને શિક્ષાને તેઓ દેવત્વનું બીજું ચિહ્‌ન ગણવા લાગ્યા. તે મરી ગયો એવી વાત સાંભળી ત્યારે તે પંથના નાયકે આપઘાત કર્યો.

હવે બ્રાહ્મણોને વિષે વિચાર કરીએ તો મનુ કહે છે કે "બ્રાહ્મણ વિદ્વાન્ હોય કે અવિદ્વાન્ હોય અથવા હલકાં કામમાં રોકાયલો હોય તોપણ તે એક બળવાન્ દેવ છે, પરમ દૈવત છે." (૯.૩૧૭,૩૧૯). "જન્મથીજ બ્રાહ્મણોને દેવો પણ દૈવત–દેવતા માને છે (૧૧–૮૫)" મુખ્યત્વે, ધર્મગુરુઓ હિંદુઓમાં ખાસ માન પામે છે. શિષ્યની નજરમાં ધર્મગુરુ સાક્ષાત્ દેવ છે. તે આવે છે ત્યારે શિષ્ય ભોંય પર લાંબો થઈ સૂઈને તેને દંડવત્ પ્રણામ કરે છે અને તેની રજા વિનાં તેની પાસે બેસતો નથી. ગુરુના પગ જે જળે ધૂએ છે તે ચરણોદક તે પીએ છે અને અન્તના સુખને માટે તદ્દન તેના આશીર્વાદ ઉપર ભરોસો રાખે છે. બ્રાહ્મણ

ધર્મગુરુનું ચારિત્ર્ય છેક નિષ્કલંક ન હોય તોપણ તે તેના સ્વરૂપથી અને પદવીથી પવિત્ર મનાય છે.

ઈશ્વર તરીકે માનેલા વર્ગમાંના છેલ્લા ઘણાજ અગત્યના છે; કેમકે તેમની સંખ્યા ઘણીજ છે. જે સાધુ કે ઋષિ સંન્યાસી થયો છે, એટલે જેણે કુટુંબ સાથેનો સંબધ છોડયો છે અને યોગીનું જીવન ગાળે છે અને આચરે છે, તેને ઈશ્વર તરીકે પૂજાવા કરતાં બીજું કંઈ વધારે મહેલું નથી. તે મરણ પામે છે ત્યારે તેના શરીરને બાળતા નથી; કેમકે તે મરણ પામ્યોજ નથી એમ ધારવામાં આવે છે. તે સમાધિમાં છે એમ માનવામાં આવે છે. જેમ ગુલાબમાંથી સુગન્ધ નીકળે છે તેમ તેના શરીરમાંથી પવિત્રતા નીકળે છે અને તેની દેઈડી યાત્રાળુઓનું પ્રસિદ્ધ સ્થળ થઈ પડે છે.[૧]

આખા હિંદુસ્તાનમાં હિંદુ સાધુ સંત તરીકે સ્થાપેલા પુરુષો, સાધુઓ, અને સંન્યાસીઓની પૂજા એટલી તો સાધારણ છે કે તેને માટે ખાસ સ્થાન આપવું જોઈએ અને જે પુરુષ પૂજાય છે તેના સ્વરૂપનું વર્ણન કરવું જોઈએ.

'સાધુ' શબ્દનો અર્થ 'સંપૂર્ણ પુરુષ' થાય છે. તેને એક 'ઈશ્વરની મોટી સત્તા' ગણવામાં આવે છે. પોતાની નમુનાદાર પવિત્રતા અને અને ભક્તિથી ઈશ્વરી બળ તેણે મેળવ્યું છે તેનું તે પ્રત્યક્ષ પ્રદર્શન છે. અરે રે! ખરેખરૂં સ્વરૂપ આદર્શભૂત સ્વરૂપ જેવું ભાગ્યેજ હોય છે. ઇ. સ. ૧૯૧૧ના વસ્તીપત્રકમાં જે પંચાવન લાખ માણસની ગણના 'સાધુ, ભિક્ષુક, અને ભીખ માગવાનો ધંધો કરનારામાં થઈ છે તેમનામાં સારા અને નઠારા બંને પ્રકારના સાધુ છે, પરંતુ સાધુ પુરુષો (જેઓ કોઈ પણ જમાનામાં નઠારા પુરુષોના પ્રમાણમાં થોડા હોય છે) ઓછા થતા જાય

૧ મોનિઅર વિલિઅમ્સકૃત 'હિંદુ જ્ઞાન', પૃ૦ ૨૫૭-૨૬૦

જિંદગીવાળા પુરુષો વધતા જાય છે. ખરૂં જોઈએ તો, આળસ, અતિશય આહાર, અને અજ્ઞાન એ આ વર્ગનાં હાલ ખાસ લક્ષણ છે. ' કલકત્તા રિવ્યુ 'માં એક ઘણાજ અગ્રેસર હિંદુ, બર્દવાનના મહારાજાધિરાજનો પ્રમાણભૂત લેખ પ્રસિદ્ધ થયો છે તેમાંથી અહિં ઉતારો કરૂં છું:—" હું ધારૂં છું કે હિંદુસ્તાન જેટલો કોઈ પણ દેશ સંન્યાસીઓ, ફકીરો, પરમહંસો, સુફિયો, સાધુઓ, અને મોલાઓથી પરિપૂર્ણ નથી. આ લોકો શા માટે ફાવે છે ને આનંદમાં રહે છે તેનું કારણ ઘણું સાદું છે. આ દેશમાં ભામટાનું જીવન સહેલું છે. પ્રામાણિક પુરુષની પેઠે ચોર પણ સંન્યાસી કે ફકીરનો વેશ લઈ હિંદુસ્તાનમાં કોઈ પણ ઘરમાંથી ભીખ મેળવી શકે છે; કારણ કે ભિક્ષુકને દાન આપ્યા વિના કાઢી મૂકીશ તો તે મને શાપ દેશે એવો લોકોને મોટો ભય રહેલો છે. તેથી ઘણા આળસુ લોક પ્રામાણિક ઉદ્યોગથી ગુજરાન મેળવવાની દરકાર ન કરતાં સાધુનો વેશ ધારણ કરે છે અને ભીખ માગીને સહેલાઈથી ગુજરાન ચલાવે છે. તેથી હાલ આ દેશમાં સંન્યાસીઓ અને સાધુઓમાં બહુજ થોડા સાચા અને માનવંન્ત પુરુષો, જેમણે બધી સાંસારિક કામનાનો ખરો ત્યાગ કર્યો છે, અને ઇન્દ્રિયોનો નિગ્રહ કર્યો છે, તેવા માલમ પડે છે. તેમનામાં ઘણાખરા તો માત્ર ભિખારીઓ, ચોર, અને ખરાબ લક્ષણવાળા પુરુષ અને ન્યાયના પંજામાંથી છટકી જવાનું ઇચ્છતા ગુનેગારો છે."

પણ બધાને એવા વર્ગમાં મૂકી શકાશે નહિ. ૧૯૧૨માં અકબરપુરની મુલાકાત લીધી ત્યારે ત્યાં એક પ્રસિદ્ધ સાધુ માલમ પડયો, તેનો ધાર્મિક આચાર બેશક ખરા દીલનોજ હતો. આ ગૃહસ્થ અલાહાબાદના વિશ્વવિદ્યાલયનો પદવીધારી પુરુષ ( ગ્રેડયુએટ ) છે અને અલાહાબાદના ધનાઢ્ય અને માનવન્તા કુળમાં જન્મ્યો છે. પદવી લીધા પછી તરતજ તેને ધાર્મિક જીવન ગાળવાની પ્રેરણા થઈ અને પોતાની સંપત્તિ, ભવિષ્યનું સુખ, આરામ, અને કૌટુંબિક હક્ક, સર્વનો પરિત્યાગ કરી તેણે એક ભટકતા યોગીનો વેશ લીધો.

જ્યારે આટલા બધા લોક પોતાનું કોઈ પણ પ્રકારનું કલ્યાણ કર્યા વિના તેમજ જે જનમંડળ તેમનો નિર્વાહ કરે છે તેનું પણ ભલું કર્યા વિના જીવન નિર્ગમન કરે છે ત્યારે આ પુરુષનું દેખીતું ખરાપણું અને હોંસની નોંધ લેતાં ઘણી વિશ્રાન્તિ અને આનન્દ મળે છે. કેટલાક આવા ‘ રસ્તાના વીર ’ ઘણા પૈસાદાર થાય છે. તેમને અસંખ્ય ચેલા હોય છે, તેઓ તેમનું પૂરૂં કરે છે. સાધુ વર્ગમાં તેઓ અમીર છે, તેમની પાસે કીમતી રસાલા, હાથીઓ, વગેરે હોય છે અને રાજાને પણ અદેખાઈ આવે એવાં મિષ્ટાન્ન જમે છે. પોતાની ગાદી પર–અધિકારસ્થાન પર બેસીને તેઓ પોતાનાં કામકાજનો વહીવટ કરે છે અને પોતાના સેવક–ચેલા ને પરિચારકના ટોળાં પર અધિકાર ચલાવે છે

જ્યાંસુધી હિંદુ સમાજ ભીખ આપવામાં વિવેક વાપરશે નહિ ત્યાંસુધી આ લોકોમાં કંઈ સુધારો થવો શક્ય નથી. આપણે હિંદુસ્તાનની ગરીબાઈ વિષે વારંવાર સાંભળીએ છીએ; પરંતુ ૫૫ લાખ ભિખારીઓનો નિભાવ કરવામાં દેશના પર કેટલો બધો બોજો પડે છે અને તેમાંથી કેટલું બધું દ્રવ્ય જતું રહે છે તેની કલ્પના કરો. સાધુઓ સમજે છે કે જનમંડળે અમારૂં પૂરૂં કરવુંજ જોઈએ એ અમારો હક્ક છે અને કેટલાક તો એથી પણ આગળ વધી શરીરને ઇજા કરવાની ધમકી આપી બલાત્કારે ભીખ કઢાવે છે.

સાધારણ ‘ સન્ત ’નાથી જે પુરુષ અદ્‌ભુત પરાક્રમ કરે છે તે જુદીજ જાતનો છે. સમેરિઆમાં સાઇમન મેગસને વિષે કહ્યું છે તેમ હિંદુસ્તાનમાં તેને વિષે કહેવાય છે કે “આ માણસ દેવની એક મોટી સત્તા છે.” તેની જિંદગીમાં મોડો કે વહેલો કે મરણ પછી તેને સન્તની પંક્તિમાં દાખલ કરે છે. વળી આપણે યાદ રાખવું જોઈએ કે હિંદુસ્તાનમાં અદ્‌ભુત પરાક્રમને કુદરતી રીતે બનતા બનાવમાં દૈવી શક્તિનું વચ્ચે પડવું માનતા નથી; કારણ કે કુદરત પર અમલ કરતા નિયમ કોઈ ગ્રામવાસી જાણતો નથી; પરંતુ અદ્‌ભુત પરાક્રમ એટલે

તે ગામડીઆની સાદી બુદ્ધિથી કળી ન શકાય એવો ગમે તે કોઈ બનાવ. વારંવાર કહેવાથી કે કર્ણપરપરાથી એ બનાવ વધીને અતિશય મોટો થઈ પડે છે.

જુદા જુદા સાધુઓના અનુયાયીઓમાં તેમના નાયકના મરણ-સમયે, મુખ્યત્વે ભકતજનને આકર્ષવાની આશાથી મંદિરો કે દેઈડીઓ બાંધવામાં ખર્ચ કર્યો હોય તો, તેની પદવી લેવા માટે તીવ્ર સ્પર્ધા થાય છે. સન્તો કરવાની ક્રિયા તો હમેશ ચાલીજ જાય છે. ઘણી વાર પૂરતાં માનવામાં ન આવે એવાં કારણસર પવિત્ર માણસોને સન્તની ગણનામાં મૂકવામાં આવે છે અને પ્રસિદ્ધ સાધુના ચેલા તેમના ગુરુના મરણસમયે માહોમાહે સ્પર્ધા કરે છે કે જાણે સર્વમંડળ તરફથી સ્વીકારાય તો તેનું મંદિર આવકનું એક કીમતી સાધન થઈ પડે. પણ કમનસીબે કંઈ નિયમ વગર અને અવિવેકથી પુરુષોને સન્તોની પદવી આપવામા આવે છે. અર્વાચીન હિંદુધર્મની આ એક મુખ્ય નબળાઈ છે. એક સરકારી અધિકારી લખે છે કે " હિંદુધર્મને એક પોપ કે સ્વીકારેલા સ્થાપિત ધર્મ પાળનારા મહારાજાની ઘણીજ જરૂર છે કે તેથી તેની અદ્ભુત સ્થિતિસ્થાપક અને સર્વગ્રાહક શકિતને અંકુશમાં રખાય, તેના દેવો અને સાધુઓનું ઊંચું ધોરણ જાળવી રખાય, અને સામાન્ય રીતે વહેમોને નિર્મર્યાદ રીતે વધીને અનેક-દેવવાદની જાળમાં જતા અટકાવી શકાય. "

અલાહાબાદમાં મોટા કુંભમેળામાં શીઆળાને એક સવારે ક્ષમા ન કરી શકાય એવો દેખાવ જોવામાં આવ્યો. હજારો લોકો ગંગા અને જમનાને કિનારે ભેગા થયા. એકદમ લોકોના ટોળાના બે ભાગ છૂટા થઈ ગયા અને વચ્ચેના રસ્તામાં થઈને છ અતિકીમતી સાજ-વાળા હાથીઓ ઝપાટાબંધ ચાલ્યા ગયા, તેમની પાછળ દેશી ગવૈયા-ઓનું ટોળું ગયું, ત્યાર પછી થોડાક ચીથરીઆળ વાવટાઓ લઈને લોકો ગયા, અને છેવટે બસેને આસરે સાધુઓ, તદ્દન નાગા, તેમનાં શરીરો પવિત્ર રક્ષા અને હરિચંદનથી ઢંકાયલા, તેમની જટા ખભા પર

લટકતી અને આંખો કેફથી લાલચોળ, કંઈ પીધું હોય એમ સ્પષ્ટ દર્શાવતી–આવા સ્વરૂપમાં હિંદુસ્તાનના આ પવિત્ર પુરુષો સપાટાબંધ ચાલ્યા ગયા. બંને બાજુના લોકો તે જતા ગયા તેમ તેમ સન્માન તરીકે તેમને નમ્યા અને તેમનો વરઘોડો પૂરો થયો ત્યારે તેમના પવિત્ર પગ જે સ્થળ પર થઈને ગયા હતા તે સ્થળે દોડી ત્યાંની માટી લઈને તેમણે કપાળે ચોળી, અને આંખે અને હોઠે અરકાડી.

એક કમકમાટ છૂટે એવી જાતના સાધુઓ વસે છે અને તેઓ કવચિત્ નજરે પણ પડે છે. તેમને અઘોરી કહે છે. તેઓ ઉચ્છિષ્ટ અન્ન, મુડદાં, અને વિષ્ઠા પણ ખાય છે. તેઓ આમ કરે છે તેનું કારણ તેઓ એમ દર્શાવવા માગે છે કે અમે પાર્થિવ પદાર્થોની દરકાર કરતા નથી અને કેવલ નિષ્ક્રિય નિર્વૃતિની સ્થિતિએ પહોંચ્યા છીએ. તેઓ શરીરે વિષ્ઠા ચોપડે છે અને તેને ખોપરીમાં કે લાકડાના પાત્રમાં રાખે છે; જાણે થોડાક પૈસા આપે તો તે ખાવાને માટે અથવા તો જે માણસો તેમની માગણી નાકબૂલ કરે તેમના પર ફેંકવાને માટે રાખતા ન હોય એમ દેખાય છે. વળી તેઓ પોતાના માંસમાં ઉંડા ઘા કરી લોહી પણ કાઢે છે કે જેઓ તેમની જુલમી માગણી ન સ્વીકારે તે ઘરધણીને શિર મહાવ્યથાનો આરોપ ઓરાઢાય.

સંક્ષેપમાં કહીએ તો, થોડાજ સાધુ પુરુષો ખરા પવિત્ર હોય છે. આ ભિખારૂઓમાંના ઘણા, ગમે તે પંથના હોય તોપણ, અપવિત્ર જીવન ગાળે છે, ઘણી વાર કેફી બુટ્ટીઓનું વ્યસન કરે છે, અને હૃદયની ખરી પવિત્રતાથી કેવળ અજાણ્યા હોય છે.

વીરપૂજા ને સાધુપૂજાના બેત્રણ દાખલા કદાચ રસિક થઈ પડશે. તેઓ સારી પેઠે જાણીતા અને ઐતિહાસિક પુરુષોમાંથી પસંદ કર્યા છે; કારણ કે એવા પુરુષો વિષેજ વિશ્વાસ રાખી શકાય એવી હકીકત મેળવવી શક્ય છે.

## ૧ ગાઝીમિયાં

હિંદુધર્મની અલૌકિક ઉદારતા ગાઝીમિયાં અથવા તો એનું ખરું નામ વાપરી એ તો સૈયદ સલાર મસાઉદની બાબતમાં જેવી જણાય છે તેથી વધારે સારી બીજા કોઈ દાખલામાં ભાગ્યેજ દેખાશે. તે મુસલમાન હતો અને નિર્દય મુસલમાન જેતા, ગઝનીના સુલતાન મહમુદ, જેની કારકીર્દી હિંદુસ્તાનના ઇતિહાસમાં લોહીથી લખાયલી છે, તેનો ભત્રીજો હતો; તોપણ તેના નામની આસપાસ જે પવિત્રતા હજી પણ રહી છે તે જોઈ એ બધું હિંદુઓ ભૂલી ગયા છે અને જોડીઆ પ્રાન્તમાં બહ્રૈચ પાસે તેના પ્રસિદ્ધ મંદિરમાં મુસલમાનો કરતાં વધારે હિંદુઓ આજ પણ તેને પૂજે છે.

ગાઝીમિયાં ઇ. સ. ૧૦૧૫માં જન્મ્યો હતો. અયોધ્યા પર અસલના વખતમાં જે હુમલાઓ થયા તેમાંના એકનો એ સરદાર હતો અને હિંદુઓ સાથે યુદ્ધમાં ઇ. સ. ૧૦૩૪માં તે બહ્રૈચ આગળ નાશ પામ્યો હતો. જે રણક્ષેત્રમાં તે મરણ પામ્યો તેની પાસે એક સરોવર છે, તેના કિનારા પર "પત્થરના એક સપાટ કકડા પર સૂર્યની મૂર્તિ છે. મસાઉદ એ સ્થળેથી જ્યારે જ્યારે જતો ત્યારે કહેતો કે આ સ્થળે મારે વાસ કરવાની ઇચ્છા છે અને ઈશ્વરની મરજી હશે તો સૂર્યની આત્મિક શક્તિથી આ પદાર્થની પૂજાનો નાશ કરીશ. આ કારણથી એના ભક્તોએ એણે પસંદ કરેલા આ નિવાસમાં એને દાટયો અને દન્તકથા કહે છે કે જે સૂર્યની મૂર્તિનો નાશ કરવા એણે જિંદગી ખોઈ હતી તેના પર એનું માથું આરામ લે છે.

કેટલાક એમ માને છે કે કોઈક, સૂર્યપૂજા જેવી, અસલની સ્થાનિક પૂજાની પછી મસાઉદની પૂજા દાખલ થઈ અને સ્વધર્માર્થે દેહના ભોગ આપનાર આ પુરુષના મનમાં જે મોટી ધર્મક્રિયા થઈ તે બિઆહ અથવા તો સાધુ પુરુષનું લગ્ન કહેવાય છે તે પણ અર્થસૂચક છે; કારણ કે આ લગ્ન, પૃથ્વી અને સૂર્યનું પ્રાચીન લગ્ન, પાકની ફળદ્રુપતા વધારવાને ઉજવવામાં આવતુ, તેનું અનુસંધાન છે.

આ લગ્નના ઉત્સવને લીધેજ દરેક વરસ બહેરૂચમાં મોટો મેળો ભરાય છે. મે મહીનાના એક દિવસે યાત્રાળુઓની મોટી હાર જે સડક કાશી અને જુવાનપુરની પશ્ચિમે ફૈઝાબાદ તરફ અને ઘાગ્રા નદી પર થઈને બહેરૂચ જાય છે તે સડક ઉપર ચાલતી નજરે પડે છે. દરેક યાત્રાળુને માથે લુગડાં, રાંધવાનાં વાસણ, અને ખોરાકનું પોટલું હોય છે તેના પર, જે સાધુને તેઓ આટલે બધે દૂરથી પૂજવા જાય છે તેના લગ્નના પલંગનું પ્રદર્શન, એક નાનો રમકડાનો પલંગ લોકોનાં માથાથી ઘણો ઊંચો આવી રહેલો દેખાય છે. આવાં સાહિત્ય લઈ સર્વ દિશાથી યાત્રાળુઓનાં ટોળાં આવે છે અને શહેરની વચ્ચે આવેલા એક જંગી ઝાડની નીચે એકઠાં થાય છે. પછી ધ્વજા ઊભી કરવામાં આવે છે અને ઉત્સવ શરૂ થાય છે તે એક મહીનાથી પણ વધારે પહોંચે છે. લગ્નને દસ દિવસ રહે છે ત્યારે એક વરઘોડો કાઢે છે, તેની આગળ ગાઝીમિયાંની ધ્વજા, તેનો ખાટલો, અને નોબત ચાલે છે. નોબત પૂર્વમાં એક રાજચિહ્ન છે. એના દહેરાં આગળ બાધાઓ રખાય છે અને પલંગ, સ્ટૂલ, ચાદર, અને ફૂલ; તેમજ ફળ, ખાંડ, અને બીજો ભોગ મુકાય છે. લગ્નની ક્રિયા જુનની ૧લી તારીખે મધ્ય રાત્રીએ થાય છે. તે સમયે કેટલીક ગાનારીઓ અને નાચનારીઓ દહેરામાં દાખલ થાય છે અને સંગીત અને નૃત્ય કર્યા પછી તેઓ ત્યાં રાખેલા પાણીના ઘડા ખાલી કરી નાખે છે અને બારણું બંધ કરી ચાલી જાય છે. આવી રીતે રેડેલું પાણી બહારના એક જલાશયમાં એકઠું થાય છે. અસંખ્ય આંધળા અને રોગિષ્ઠ પુરુષો તે પાણીથી કપાળ અને આંખ ધૂએ છે, અને કહોડીઆ તેમાં આખું શરીર ઝબોળે છે અને તે વખતે કહે છે કે "હે સાધો ! તું અમને એ પાણીનું મોજું મોકલ." પછી મેળો-ધાર્મિક ઉત્સવનો વરઘોડો-શહેરમાં પાછો ફરે છે. ગાઝીમિયાં સહાયતા આપે છે એવી શ્રદ્ધા દૃઢ અને પુષ્કળ ફેલાયલી છે અને સાધારણ નિયમ તરીકે માત્ર નીચલા વર્ગના લોકો ખરેખરી ક્રિયામાં ભાગ લે છે, તોપણ ધનાઢ્ય લોકો ખાંડ, ફળ, અને તડબુચ ગરીબોમાં વહેંચીને એના લગ્નના ઉત્સવમાં ભાગ લે છે.

દેશમાં એવાં ઘણાં દહેરાંછે અને જે કોઈ પુરુષે જિંદગીમાં અસાધારણ વીરત્વ કે ખાસ પવિત્રતા કે આત્મત્યાગ દાખવ્યું હોય તેને સન્માન આપવામાં હિંદુઓ અને મુસલમાનો બંને ભેગા થાય છે. ફૈઝાબાદ જિલ્લામાં એવું, પરંતુ ઓછા વિસ્તારમાં, પ્રસિદ્ધ મકદૂમ સાહેબ નામના મુસલમાન પીરનું દહેરૂં છે. એમ કહે છે કે તેણે હિંદુ પ્રતિસ્પર્ધીને (વિદ્યા અને પવિત્રતા માટે પ્રસિદ્ધ સાધુને) તરવારથી બહાદુરી બતાવીને નહિ, પરંતુ વાદથી હરાવ્યો. ગમે તેમ હો, પરંતુ અહિં પણ એની કબરની મુલાકાત લેનારાં માણસોમાં હિંદુઓની સંખ્યા વધારે છે. આ પીરમાં ભૂત કાઢવાની અદ્ભુત શક્તિ હતી. મુખ્યત્વે જેમને માનસિક રોગ હોય તેમને સાજા કરવામાં તે સમર્થ હતો. નબળી અકલવાળી અને માનસિક રોગવાળી સેંકડો સ્ત્રીઓ તેની દેઈડીએ જાય છે, તેઓ કબરની આગળ હારબંધ બેસે છે ત્યારે તેમની સામા કેટલાક ફકીરો બેસે છે, તેઓ તેમનાં માથાં આગળ અને પાછળ વધારે વધારે બળથી હલાવ્યા કરે છે (ઘણી વાર તેમની આગળ જમીન પર તેમના માથાં અફાળે છે). વચ્ચે સ્ત્રીઓને અટકાવે છે અને આ માનસિક રોગીઓને ઉસ્કેરવાને પડઘમનો અવાજ થાય છે તે અવાજની અંદર મગજમાં રહેનાર ભૂતને પૂછે છે કે તું કયારે જઈશ. આખરે, અત્યન્ત પરિશ્રમ અને ગાડાં બનાવીદે એવી અસાધારણ ઉસ્કેરણીને લીધે સ્ત્રીઓ થાકીને લોથ થઈ મૂર્છા ખાઈને જમીન પર પડે છે. તરતજ મોટી બૂમો પડે છે કે "ભૂત જલ ગયા"–ભૂત બળી ગયું અને મકદૂમ સાહેબની પવિત્રતા અને શક્તિનો બીજો વિજય ગવાય છે.

અમે કહી ગયા તે પ્રમાણે મુસલમાન પીરોની પૂજા હિંદુ ધર્મ સર્વગ્રાહી છે તેનો એક અદ્ભુત દાખલો છે. વળી ઈશ્વરની જે કંઈ ઇચ્છા હોય તેને આધીન થવાની વિચિત્ર વૃત્તિ લોકોના મનમાં ઉંડી ઊતરી છે તે આથી ઘણીજ સ્પષ્ટ રીતે જણાય છે. દેવોએ વિદ્યા અને હુન્નર તરફ આટલી બધી શત્રુવટ–આવું જંગલીપણું કરવાની રજાઆપી, તેથી એવું અનુમાન થાય છે કે ધર્મ પર ત્રાસ વર્તાવ-

નારાઓએ બ્રાહ્મણોની કતલ કરી અને મંદિરો અપવિત્ર કર્યાં તે બધા દેવપુરુષ હતા અને તેથી પૂજાને યોગ્ય છે. જોડીઆ પ્રાન્તમાં ૪ કરોડ ૭૦ લાખ માણસની વસ્તી છે, ત્યાં આવી કબરોના હિંદુ ભકતોની સંખ્યા ૨૪ લાખ છે, એમ છેલ્લા વસ્તીપત્રકથી જણાય છે.

## ૨. ભીમ, હિંદુઓનો હકર્યુલીસ

**ભીમ** મહાભારતના પાંચ વીર પુરુષ, પાંડુપુત્રોમાંનો એક હતો. તે મહાબળ અને પશુ જેવી હિંમતનો નમુનો છે અને એ કારણથી પોતાના સાવકા ભાઈ હનુમન્ સાથે (બંને વાયુના પુત્ર હતા) હિંદુ મંદિરોમાં એક રક્ષક દેવ તરીકે સ્થાપિત થયો છે. અત્યન્ત બળ સાથે તેનામાં ચીડવાઈ જાય એવો સ્વભાવ જોડાયલો હતો. તે વેરીલો અને નિર્દય, અને તેનું નામ સૂચવે છે તેમ ભયંકર હતો. તેનું બળ જારી રાખવા તેને પુષ્કળ ખોરાકની જરૂર હતી; આથી કુટુંબને સારૂ રાંધેલો અર્ધો ખોરાક તેને આપવામાં આવતો હતો અને બાકીનો અર્ધો ચાર ભાઈઓ અને દ્રૌપદી વહેંચી લેતાં હતાં. આથી તેનું બીજું નામ વૃકોદર (વરૂ જેવું જેનું પેટ છે) યોગ્ય રીતે પડયું હતું.

સામાન્ય રીતે તે ગદા નામનું હથિયાર વાપરતો હતો અને તેના મહાબળને અનુકૂળ થાય માટે તે રાક્ષસી કદની હતી. તેના જોરનો ખુલાસો એવો આપવામાં આવે છે કે તેને તેના પિત્રાઈ ભાઈ દુર્યોધને ઝેર દઈ ગંગા નદીમાં ફેંકી દીધો હતો. તેનું શરીર ડૂબીને પાતાળમાં-નાગલોકમાં ગયું; ત્યાં તેમાં નાગલોકનું બળ આવ્યું અને તે બહાર નીકળ્યો ત્યારે તેનું બળ અને તંદુરસ્તી હતાં તેનાથી દસ હજાર ગણાં સુધર્યાં. તેનાં યુદ્ધ અસંખ્ય અને વિકરાળ હતાં. તેણે અસુર જોડે યુદ્ધ કર્યું, તેમને કાઢી નાખ્યા, અને મનુષ્યજાતિને હેરાન કરતા બંધ થવાનું તેમની પાસે વચન લીધું.

પાંડવોને કૌરવો સાથે લડાઈ થઈ તેમાં ભીમે ઘણો અગ્રેસર ભાગ લીધો. પહેલે દિવસે તે ભીષ્મ સાથે લડયો, બીજે દિવસે તેણે

મગધના રાજાના બે પુત્રોને માર્યા, અને પછી તેના બાપને અને તે જે હાથી પર બેઠો હતો તેને ગદાના એક ભારે પ્રહારથી મારી નાખ્યા. યુદ્ધના ચૌદમા ને પંદરમા દિવસની વચલી રાત્રે ભીમે સૂર્ય આથમ્યો ત્યાંથી સૂર્ય ઊગ્યો ત્યાસુધી દ્રોણ સાથે યુદ્ધ કર્યું. સત્તરમે દહાડે તેણે દુઃશાસનને માર્યો અને પણ લીધું હતું તે પ્રમાણે તેનું લોહી પીધું, અને અઢારમે એટલે યુદ્ધને છેલ્લે દહાડે દુર્યોધન અને ભીમ વચ્ચે દ્વન્દ્વયુદ્ધ થયું. ભીમ હારવાની તૈયારીમાં હતો, એવામાં તેણે એક ગેરવાજબી પ્રહાર કરી દુર્યોધનની જાંઘ ભાંગી નાખી અને તેને જમીન પર પાડી નાખ્યો. ગુસ્સામાં ભીમે જમીન પર પડેલા શત્રુને લાત મારી અને એવી બેશરમી રીતે વર્ત્યો કે યુધિષ્ઠિરે તેના મો પર મુક્કી મારી અને અર્જુનને હુકમ કર્યો કે એને અહિંથી લઈ જા.

એના પરાક્રમ વિષે વિશેષ કહેવાની જરૂર નથી. એણે હિંદુઓના હરક્યુંલીસ એ સંજ્ઞા વાજબી રીતે પૂરવાર કીધી છે અને હાલ એને દૈવત્વ અને અલૌકિક શૌર્ય અને શક્તિવાળા બીજા શૂરવીરની સાથે પૂજવામાં આવે છે.

## ૩. દુલ્હા દેવ, વરરાજાના રૂપમાં નાનો દેવ

દુલ્હા દેવ એ મધ્ય અને ઉત્તર હિંદુસ્તાનની અસલની ટોળીઓનો મુખ્ય નાનો દેવ છે. તેની પૂજામાં એક મોટા કરુણાજનક બનાવની છાયા છે, તેથી લોકોનાં મન પર તેની ઉંડી અસર થાય છે.

વરરાજા કન્યા સાથે લગ્ન કરી તેને ઘેર લાવવા જાય છે ત્યારે તેની તરફ ખાસ પૂજ્યભાવ દર્શાવવામાં આવે છે. તે દબદબા ભરેલી રીતે પાલખીમા બેસે છે અને તેણે ઘણો કીમતી પોષાક પહેર્યો હોય છે, કહે છે કે દુલ્હા દેવ એક કમનસીબ વરરાજા હતો અને લગ્ન-

વિધિના આનન્દમાં હતો ત્યારે વીજળી પડવાથી તેનું મરણ થયું હતું. તે અને તેનો ઘોડો એકદમ પત્થરના રૂપમાં બદલાઈ ગયા અને તે સમયથી તેની પૂજા શરૂ થઈ છે.

જનરલ સ્લીમૅન એ વાત બીજી રીતે કહે છેઃ—' ભોપાળની પાસે, નર્મદાની ખીણમાં, રસ્તાની બાજુએ, એક ટેકરીના બહાર પડતા ભાગ પર રેતીના કાંકરાનો એક અજાયબ જેવો થાભલો એ અણીદાર શિખરમાં ઊંચો જતો માલમ પડે છે. ત્યાંથી અર્ધો માઈલને છેટે એક ટેકરીના આગળ નીકળેલા ભાગ પર એક બીજો એવોજ થાંભલો છે પણ તે એટલો ઊંચો નથી. દન્તકથા એવી છે કે નાનો થાંભલો એ મોટા થાંભલાની વિવાહ થયલી કન્યા હતી અને મોટો થાંભલો એ તે ભાગમાં એક ઘણો પ્રસિદ્ધ તરુણ પુરુષ હતો. કન્યાને પ્રથમ મળવા તે પોતાના કાકાને ઘેર ગયો. એટલે જેમ જેમ તે વધારે પાસે ગયો તેમ તેમ વધારે અધીરો થયો અને તે સ્ત્રીના મનમાં પણ એવીજ લાગણી થઈ. આખરે તેનાથી લાગણી કાબુમાં રાખી શકાઈ નહિ અને જ્યાં તેની સ્ત્રી બેઠેલી હતી એમ કહેતા તે સ્થળ તરફ જેટલી શક્તિથી જોઈ શકાયું તેમ જોયું. દુર્ભાગ્યે, તેના મનમાં તેવીજ વૃત્તિ થઈ અને તેથી તે બંનેએ એકજ વખત પરસ્પર નજર કરી. તેજ ક્ષણે વર, કન્યા, અને તે કાકો ત્રણે એકદમ બદલાઈ જઈ પત્થરના થાંભલા બની ગયા. પહેલા બે થાંભલા થયા તેનું કારણ એ હતું કે લૉટની સ્ત્રીની પેઠે તે જિજ્ઞાસા તૃપ્ત કરવાના પ્રાપમાં મચ્યાં રહ્યાં અને કાકાએ તેમને અટકાવ્યાં નહિ તેથી તે થાંભલો થઈ ગયો. હાલના સમયમાં આ એક અજાયબ જેવી રીત છે અને તે આ કથાની સત્યતાને પુષ્ટિ આપે છે કે હિંદુ રિવાજથી વિરુદ્ધ તે ભાગમાં કન્યા વાજતે ગાજતે સગાં સબંધીઓના ટોળા સાથે વર રાજાને ઘેર સામી જાય છે કે આવી વિપત્તિ ફરી બને નહિ. " ૧

૧. ' પર્યટન અને સ્મરણ ', બા. ૧, પૃ૦ ૧૨૩



નાગા સાધુઓ અને તેના પૂજકો

( પાછળ ઊભેલા માણસો કેવા પૂજ્યભાવથી ઊભા છે તે જુઓ. )

નૈનિતાલના [illegible]ીસાહે કાઢેલું ચિત્ર



ભીમ, હિંદુઓનો હર્ક્યુલીસ

( પાંચ પાંડવોમાનો એક )

આ દેવ અસલના હિંદુ લોકોનો એક મુખ્ય ગૃહદેવ છે. ફેબ્રુઆરિ માસની છેલ્લી તારીખે એને પુષ્પ ચડાવવામાં આવે છે અને સર્વ લગ્નસમયે એક બકરાનું બલિદાન અપાય છે. કેટલેક ઠેકાણે બ્રાહ્મણો પણ તેને પૂજે છે અને તેનું ચિહ્ન કે પૂજવાની મૂર્તિ ઝાડ સાથે બાંધેલો લડાઈનો કુહાડો-પ્રજાકીય હથિયાર છે. મિરઝાપુરમાં તેને ઘરમાં રસોડામાં પૂજે છે અને ત્યાં તેને તેલ ને હળધર ચડાવે છે. બેત્રણ લગ્ન સાથે થાય છે ત્યારે બધાં ભેગાં થઈ એક બકરા અને પુરીનો ભોગ આપે છે. બકરાને દાળ ને ભાત ખવડાવે છે અને તેનું માથું કુહાડા વડે કાપી નાખે તે વખતે પૂજક હાથ જોડી કહે છે, "દુલાદેવ, આ લે જો."[1]

લગ્નના ઉત્સવની વચ્ચે તે મરણ પામ્યો તેથી તેના એકાએક અને કવખતના મરણને લીધે તેનાં સગાંનો શોક તેના દેવ તરીકે પૂજાવાનું મૂળ છે એ ઘણું સંભવિત છે. એવોજ હેતુ "સૉલોમનના ડહાપણ" માં (૧૪-૧૫) જોવામાં આવે છેઃ—' કારણ કે કવખતના મરણથી ઉપજેલા શોકથી પીડાતા પિતાએ પોતાના છોકરાની આકૃતિ દૂર કરાવી કે પછી તરતજ તે મરણ પામેલાને દેવ તરીકે પૂજવા માંડયો........આ પ્રમાણે, વખત જતાં એક અપવિત્ર રિવાજ દૃઢ થયો અને તે કાયદા તરીકે પળાવા લાગ્યો. '

૧. કૂકકૃત 'ઉત્તર હિંદુસ્તાનનો લોકપ્રિય ધર્મ અને લોકમત', ૧. ૧૨૦

# પ્રકરણ ૮મું

## પિતૃપૂજા

"અમે જીવતાં મનુષ્ય, તેના મરણ પછી જીવતા રહેલા, હવે પાછા ફરીએ છીએ અને શબને મૂકી દઈએ છીએ. અમારા ભોગ દેવોને પ્રસન્ન કરો અને અમને આશીર્વાદ આપો ! હવે અમે વધારે લાંબા આયુષ્ય માટે નૃત્ય કરવા, મશ્કરી કરવા, અને આશા રાખવા જઈએ છીએ."[1]

ઋગ્વેદ, ૧૦. ૧૮. ૩

---

१ इमे जीवा वि मृतैराववृत्रन्नभूद्भद्रा देवहूतिर्नो अद्य ।
माञ्चो अगाम नृतये हसाय द्राघीय आयुः प्रतरं दधानाः॥३॥

मं० १०, अ० २, सू० १८, ऋ० ३

આ જીવતા પુરુષો પિતૃ આદિથી વ્યાવૃત્ત થાઓ–પાછા ફરો–મરો ના એવો ભાવ છે. વળી આજે અમારૂં અઘૌચ જતું રહે એટલે દેવહૂતિ–જેમાં દેવોને બોલાવવામા આવે છે તે, પિતૃમેધ નામનો યજ્ઞ–કલ્યાણકારક થાઓ. ત્યાર પછી અમે પૂર્વમુખથી થઈ જઈશું–પશ્ચિમ તરફ જઈશું એવો અર્થ છે. નર્તનને માટે–સ્વકર્મના અનુષ્ઠાનને માટે, હસવાને માટે–પુત્રાદિ સાથે ક્રીડા કરવાને. અમે કેવા છીએ ? દીર્ઘ આયુષ્ય ધારણ કરનારા છીએ.

સાય૦ ભાષ્ય, ભાષા૦ કર્તા

પિતૃઓને ( મરણ પામેલા પૂર્વજોને ) આ ઋક્ કહેલી છે. એમાં તેમની શક્તિ અને અધિકાર જણાશે—"અધમ, ઉત્તમ, અને મધ્યમ પિતૃઓ, સોમને આપનારા, ઊઠો. આ પિતૃઓ, અનપકારી છે અને પવિત્રતામા સંપૂર્ણ છે, જેમણે ઊંચુ જીવન મેળવ્યુ છે તે આ-વાહનમા અમારૂં રક્ષણ કરો. જે પિતૃઓ પ્રથમ ગયા છે, અને જેઓ ઊપડી ગયા છે, અને જેઓ પૃથ્વીના ગોળા પર છે કે જેઓ હવે બળવાન જાતિમાં ( દેવોમા ) છે, તેમને આજે આ નમન થાઓ !......ઘાસ પર

" પિતૃઓ થોડુંજ માગે છે, કીમતી બક્ષીશને બદલે પવિત્ર વિચાર આવીને ઊભો રહે છે; કેમકે વૈતરણી નદી કોઈ લોભી દેવોને સંઘરતી નથી " ઓવિડ-ફૅસ્ટિ, ૨. ૩૫૩

મૂકેલા આ પ્રિય બલિદાન માટે બોલાવેલા તે પિતાઓ, સોમના આપનારા, આવો. તેઓ અમને સાભળો, અમારો પક્ષ કરો અને અમને બચાવો. ઘૂટણ નમાવીને અને દક્ષિણ તરફ બેસીને, તમે બધા આ યજ્ઞ સ્વીકારો. હે પિતૃઓ, મનુષ્યની રીત પ્રમાણે તમારી સામા અમે કોઈ પણ અપરાધ કરીએ તેને માટે અમને કંઈ પણ ઇજા કરશો મા. " ઋગ્વેદ ૧૦, ૧૫, ૧

उदीरतामवर उत्परास उन्मध्यमाः पितरः सोम्यासः ।
असुं य ईयुरवृका ऋतज्ञास्ते नोवन्तु पितरो हवेषु ॥ १ ॥

१०-२-१५-१

પિતૃઓ ત્રણ પ્રકારના છે, ઉત્તમ, મધ્યમ, અને અધમ. શ્રૌત કર્મ કરીને પિતૃત્વ પામ્યા છે તે ઉત્તમ, સ્માર્ત કર્મજ કરનારા મધ્યમ, અને તેમા પણ કેટલાક સંસ્કાર વિનાના તે અધમ. તેઓમા જેઓ અધમ છે તેઓ ઉત્તમ હવિ મેળવો. ઉત્તમ પિતૃઓ ઉત્તમ હવિ પ્રાપ્ત કરો, મધ્યમ પિતૃઓ પણ ઉત્તમ હવિ મેળવો. તેઓ સર્વ અમારી તરફ સૌમ્ય-અનુગ્રહ કરનારા-થાઓ. જે પિતૃઓ જગતના કુતરાની પેઠે અમારી હિંસા કરતા નથી, અમે કરેલા યજ્ઞને જાણે છે, અને અમારા પ્રાણનું રક્ષણ કરવા આવ્યા છે, તે પિતૃઓ અમારા આહ્વાનમા-અમે બોલાવ્યા છે તેમા-અમારું રક્ષણ કરો.

इदं पितृभ्यो नमो अस्त्वद्य ये पूर्वासो य उपरास ईयुः ।
ये पार्थिवे रजस्या निषत्ता ये वा नूनं सुवृजनासु विक्षु ॥ २ ॥

યજમાનની ઉત્પત્તિની પૂર્વે થયલા-જ્યેષ્ઠ ભ્રાતા, પિતામહ વગેરે-જેઓ પિતૃલોક પામ્યા છે અને જે બીજા યજમાનના, જન્મની પછી જન્મેલા-કનિષ્ઠ ભ્રાત, પોતાના પુત્ર વગેરે-પિતૃલોક પામ્યા છે, જેઓ આ પૃથ્વીસબંધીના રજોગુણકાર્યમા હવિ સ્વીકારવા આવીને બેઠા છે, અથવા તો જેઓ બન્ધુવર્ગરૂપ પિતૃઓ અનુરૂપ સ્થાનને વિષે આવીને હવિ

પ્રોફેસર ભટ્ટાચાર્ય કહે છે કે " એક કે બીજે પ્રકારે પિતૃપૂજા હિંદુ લોકોમાં ધર્મનો આરંભ, મધ્ય, અને અન્ત છે. " એનાં

સ્વીકારવા બેઠા છે-ધનસમૃદ્ધિથી જ્યા શ્રાદ્ધાદિ થાય છે એવાં સ્થાનને વિષે બેઠા છે-એ સર્વ પિતૃઓને આ કર્મને વિષે નમસ્કાર થાઓ-આહુતિ આપતા પહેલા આ નમસ્કાર થાઓ.

बर्हिषदः पितर ऊत्य १ र्वागिमा वो हव्या चंकृमा जुषध्वंम् ।
त आगतावंसा शंतमेनाथा नः शं योररपो दंधात ॥ ४ ॥

હે બર્હિષદ.—યજ્ઞને વિષે બેસનારા ! યાગ કરીને મરણ પામી પિતૃલોક પામેલા ! અર્વાચીન જે અમે તે અમારી તમારે રક્ષા કરવી. તમારે માટે આ હવિ અમે કર્યું છે, તે સ્વીકારો, તે તમે અમારું સુખકારક રક્ષણ કરી અમારી પાસે આવો. પછી અમને સુખ, અને પાપરહિત દુઃખવિયોગ આપો ॥ ૪ ॥

उपहूताः पितरः सोम्यासो बर्हिष्येषु निधिषु प्रियेषु ।
त आ गंमन्तु त इह श्रुवन्त्वधि ब्रुवन्तु तेवन्त्वस्मान् ॥ ५ ॥

સોમ્ય—અમારો અનુગ્રહ કરવા તત્પર કે સોમ સંપાદન કરનારા પિતૃઓ યાગને યોગ્ય, પ્રિય, તૃપ્તિકર, નિધિ જેવા હવિઓમાં અમે બોલાવેલા પિતૃઓ આવો, અને આવીને આ કર્મમા અમે કહેલી સ્તુતિ સાભળો, સાભળીને આ યજમાન સારો છે એમ આદરથી કહો, તે પિતૃઓ અમારું રક્ષણ કરો. ॥ ૫ ॥

आच्याजानुं दक्षिणतो निषद्येमं यज्ञमभिगृंणीत विश्वें ।
मा हिंसिष्ट पितरः केनंचिन्नो यद्व आगंः पुरुषता करांम ॥ ६ ॥

હે પિતૃઓ ! તમે સર્વે ઘૂંટણ ભૂમિ પર નમીને દક્ષિણ પાસા પર બેસીને આ યજ્ઞને વખાણો-વિશિષ્ટ તૃપ્તિથી યુક્ત પ્રીતિથી આ યજ્ઞ સગુણ છે એમ કહો. વળી તમારો જે કંઈ ( કર્મમાં ન્યૂનતા રહેવાથી ) અપરાધ -મનુષ્યત્વહેતુથી-માનુસ છીએ તેથી-થયો હોય તે કોઈ પણ અપરાધથી અમારી હિંસા ન કરશો. સાય૦ ભાષ્ય, બાપા૦ કર્તા

મૂળતત્ત્વ સમજવાં અઘરાં નથી; કેમકે જીવલોકની વ્યવસ્થાને એ ખુલ્લી રીતે કાયમ રાખે છે. મરણ પામેલો પિતા, હવે દેવ થાય છે, પરંતુ અગાઉની માફક પોતાના કુટુંબનું રક્ષણ કર્યો જાય છે અને તેના બદલામાં તેમના તરફથી પ્રાર્થના ને સેવા પ્રાપ્ત કરે છે.[૨]

૨. ગામડાંમા પટેલનું ( જૂના માલીકનુ ) ભૂત રહે છે એમ માને છે. કેટલેક ઠેકાણે એ ભૂત એવુ ધૃષ્ટ હતુ કે ગામના મુખીથી તેને વશ રાખી શકાયુ નહિ. તેથી તેમના ઢોર અને છોકરાને એક કે બીજી જાતનો ભયકર અકસ્માત્ નડવાનો સભવ હતો. કેટલીક વખત તેમને સર્પ ડખતા અને બીજી વખત તેમને ભાયમા નાખી નિર્દય માર મારવામા આવતો. જે કોઈ ફેફરાના આવેશમા પડી જાય છે તેને માટે એમ ધારવામા આવે છે કે તેને ભૂતે નાખી દીધો કે તેનામા ભૂત પેઠું છે. કેટલીક વખત જૂનો માલીક ભૂત થાય છે તે દયાળુ હોય છે અને એહુતો તેની તરફ સારી રીતે વર્તે તો બીજા ગામના લોકોને એ ગામની સીમા દબાવવા દેશે નહિ, જો દબાવે તો તેને શિક્ષા કર્યા વિના રહેશે નહિ.—સ્લીમૅન, ભા. ૧, પૃ૦ ૨૬૯

परं॑ मृत्यो अनु॒ परे॑हि पन्थां॒ यस्ते॒ स्व इत॑रो देव॒याना॑त् ।
चक्षु॑ष्मते शृण्व॒ते ते॑ ब्रवीमि॒ मा नः॑ प्र॒जां री॑रिषो॒ मोत वी॒रान् ॥१॥

૧૦।૨।૧૮।૧

હે મૃત્યો !—સર્વનો મારનાર, એ નામના દેવ ! અન્ય માર્ગે યજમાનથી પરાઙ્મુખ થઈને જા ક્યે માર્ગે ? તારે પોતાને, દેવો જે માર્ગે જાય છે તે દેવમાર્ગથી જે બીજો માર્ગ છે તે માર્ગે જા. માત્ર મારાથી પાછો જા એમ નહિ, પરંતુ નેત્રવાળા, સાભળનારા, બધી ઇન્દ્રિયો જેની અપ્રતિહત છે એવા તને હુ કહુ છુ કે અમારી પ્રજાને–દુહિતૃદૌહિત્ર આદિને–ઈજા ન કરતો, તેમજ વીરોને–પુત્રપૌત્રાદિને ઈજા ન કરતો, મારા પરાગમનથી રક્ષણ કરજે ॥ ૧ ॥

मृ॒त्योः प॒दं यो॒पय॑न्तो॒ यदैत॒ द्राघी॑य॒ आयुः॑ प्र॒तरं॒ दधा॑नाः ।
आ॒प्याय॑मानाः प्र॒जया॒ धने॑न शु॒द्धाः पू॒ता भ॑वत यज्ञियासः ॥२॥

૧૦–૨–૧૮–૨

હે મૃત પુરુષના બધુઓ ! પાછા ફરતા મૃત્યુનું સ્થાન–પિતૃયાણ,

મરણ પામેલો સરદાર હજી પોતાની ટોળીનું રક્ષણ કરે છે, હજી મિત્રોને મદદ કરી અને શત્રુને નુકસાન કરી પોતાની સત્તા કાયમ

વર્જતા તમે એજ જવાના માર્ગથી આવ્યા છો તેથી વધારે લાંબુ જીવન ધારણ કરનારા થાઓ વળી હે યજ્ઞાર્હ–યજ્ઞ સંપાદન કરનાર યજ૰ માનો! પ્રજા–પુત્રપૌત્રાદિક, ધન–ગો, અશ્વ આદિથી યુક્ત થયેલા, શુદ્ધ–અન્ય જન્મના સંચિત પાપના ક્ષયથી શુદ્ધ–અને પવિત્ર–વર્તમાન જન્મમાં કરેલા પાપના ક્ષયથી પવિત્ર–થાઓ ॥૨॥

इमे जीवा वि मृतै० વગેરે ॥ ३ ॥ જુઓ પૃ ૩૭૦

इमं जीवेभ्यः परिधिं दधामि मैषां नु गादपरो अर्थमेतम् ।
शतं जीवन्तु शरदः पुरूचीरन्तर्मृत्युं दधतां पर्वतेन ॥ ४ ॥

આ ઋચાથી જીવના રક્ષણને માટે પાષાણને પરિધિરૂપે મૂકે છે. જીવતા પુત્રપૌત્રાદિના રક્ષણને અર્થે આ પરિધિ–મૃતોને પરિધાનરૂપ પાષાણ–મૂકુ છુ, તેથી આ જીવનારા મધ્યે બીજો કોઈ આ ગન્તવ્ય, મરણ માર્ગ જલદી ન જાય, તેટલા માટે આ પત્થર મૂકુ છુ, એવો સબંધ છે. વળી બહુ વાર જેનુ ગમન થાય છે એવા સો શરદ જીવો પર્વત વડે–શિલોચ્ચય વડે મૃત્યુને અન્તર્હિત કરો. ન આવે તેમ કરો. ॥૪॥

इमा नारीरविधवाः सुपत्नीराञ्जनेन सर्पिषा संविशन्तु ।
अनश्रवोऽनमीवाः सुरत्ना आरोहन्तु जनयो योनिमग्रे ॥ ७ ॥

આ નારીઓ–અવિધવા, સારા પતિવાળી–આંજન–સર્વ બાજુથી ચો૰ પડાય તેવા ઘી–વડે નેત્રો આંજીને પોતાના ઘરમા પેસો તેમજ અશ્રુરહિત, રોગરહિત–માનસદુઃખરહિત–સારા ધનથી યુક્ત જનિઓ–પુત્રને ઉત્પન્ન કરનારી ભાર્યાઓ–સર્વથી આગળ ઘેર જાઓ ॥૭॥

उदीर्ष्व नार्यभि जीवलोकं गतासुमेतमुप शेष एहि ।
हस्तग्राभस्य दिधिषोस्तवेदं पत्युर्जनित्वमभि सं बभूथ ॥ ८ ॥

હે નારી–મૃત પુરુષની સ્ત્રી! જીવતા–પુત્રપૌત્રાદિના–સ્થાનને–ઘરને ઉદ્દેશીને આ સ્થાનથી ઊઠ પ્રાણ ગયા છે એવા પતિની પાસે તું સૂએ છે, તેથી તુ આવ. તે પાણિગ્રહણ કરનાર, ગર્ભ મૂકનાર, આ તારા

રાખે છે, હજી અન્યાયીને બદલો આપે છે અને ન્યાયીને સખ્ત શિક્ષા કરે છે.

---

પતિના સંબંધથી આ જયાલને ઉદ્દેશીને પ્રાણ કાઢવાનો નિશ્ચય કર્યો છે, માટે તુ આવ.

धनुर्हस्तादाददानो मृतस्यास्मे क्षत्राय वर्चसे बलाय ।

अत्रैव त्वमिह वयं सुवीरा विश्वा स्पृधो अभिमातीर्जयेम ॥ ९ ॥

મૃત-ક્ષત્રિયના હાથમાથી ધનુષ્ લેતો—શા માટે ?—અમારા ક્ષત્રને માટે, પ્રજાપાલન સમર્થ બળને માટે, તેજને માટે, બળને માટે—સેનાને માટે, ધનુ્ લેતો, હુ કહુ છુ ( એવો શેષ છે ). શા માટે ? તુ આજ સ્થાને થા. અમે આ લોકમા સારા પુત્રોવાળા, સર્વ અભિમાની, બાધક શત્રુઓને જીતીએ. ॥ ૯ ॥

उपं सर्प मातरं भूमिमेतामुरुव्यचसं पृथिवीं सुशेवाम् ।

ऊर्णम्रदा युवतिर्दक्षिणावत एषा त्वा पातु निर्ऋतेरुपस्थात्॥१०॥

માતરૂપ ભૂમિને વિષે અમે તને મૂકેલો તુ પ્રવેશ કર. કેવી ? બહુ વ્યાપ્તિવાળી—વિસ્તીર્ણ, સુસુખ—સર્વને સુખ આપનારી, તેવી પૃથ્વીમા જા. યૌવનવાળી સ્ત્રીરૂપ એ ભૂમિ ‹ ‹ દક્ષિણા› આપનારાના ધનવાળા યજમાનને માટે ઊનના જથા જેવી સુકુમાર થાય છે. બાધ કરતી નથી એવો અર્થ છે. તે એ પૃથ્વી મૃત્યુદેવતાથી અસ્થિરૂપ તને—યજમાનને રક્ષો ॥ ૧૦ ॥

उच्छ्वञ्चस्व पृथिवि मा नि बाधथाः सूपायनास्मै भव सूपवञ्चना ।

माता पुत्रं यथा सिचाभ्येनं भूम ऊर्णुहि ॥ ११ ॥

હે પૃથ્વી ! એનો શ્વાસ ઊંચો જાય એવો એને કર, નીચો જાય એમ મા કર એવો અર્થ છે. વળી પીડા ન કર. વળી એ યજમાનને માટે સારા ઉપચારવાળી થા. સુપ્રતિષ્ઠ થા. વળી જેમ માતા પુત્રને વસ્ત્રના છેડાથી ઢાંકે છે તેમ, હે ભૂમિ ! આ અસ્થિરૂપ યજમાનને તુ અભિમુખ રહી ઢાંક ॥ ૧૧ ॥

उच्छ्वञ्चमाना पृथिवी सु तिष्ठतु सहस्रं मित उप हि श्रयन्ताम् ।

ते गृहासो घृतश्चुतो भवन्तु विश्वाहास्मै शरणाः सन्त्वत्र ॥ १२ ॥

અસલના આર્ય લોકોમાં પિતૃપૂજાનો રિવાજ સાધારણ હતો; ખરેખર, વેદમાં વર્ણવેલી બધી દાટવાની ક્રિયા પ્રેત તરફ પૂજ્યભાવથી ભરેલી છે. ઉપર આપેલા ઋગ્વેદના સૂક્તમાં વર્ણવેલી ભૂમિદાહ કરવાની ક્રિયા પ્રેતો પ્રતિનો પૂજ્યભાવ એવો સ્પષ્ટ રીતે દર્શાવે છે-અને એ ઉપરથી પિતૃપૂજા ઉત્પન્ન થઈ છે-કે અમે તેને પૂરેપૂરો આપીએ છીએ. "મિત્રો અને સગાં મરણ પામેલાના શબની આસપાસ ઊભાં રહે છે. શબની બાજુએ વિધવા બેસે છે. ઋચા આ પ્રમાણે શરૂ થાય છેઃ—

"હે મૃત્યુ! કોઈ બીજે રસ્તે જા, તારે રસ્તે જા, જે રસ્તો દેવોના માર્ગથી જુદો છે.... અમારાં છોકરાંને ઈજા ન કરતો, કે અમારા વીર પુરુષોને પણ ઈજા ન કરતો....આ જીવતાં મુએલાથી જુદાં પડયાં છે; એ મનુષ્ય મરણ પામ્યો છે, પણ અમારી હજી લાંબી જિંદગીને લંબાવીને અમે પાછા નાચવા અને હસવા જઈએ છીએ."

પછી ધર્મગુરુ જીવતા અને મુએલાની વચ્ચે પત્થર મૂકીને કહે છેઃ—

---

મૂળથી ઢાંકીને આ ઋચા પડે છે. અસ્થિકુંભને ટેકવીને ઊંચી જતી પૃથ્વી પ્રતિષ્ઠિત થાઓ. હજારો પૃથિવીના પાંસુઓ એને ઢાંકીને ત્યાં રહો. તેમજ તે પાંસુઓ એને માટે ઘર થઈ ઉદક કે સર્પિ—ઘી નાખનારા થાઓ. અહિં આ લોકમાં સર્વ દિવસ—હમેશ એના આશ્રયરૂપ થાઓ! ૧૨

उत्ते स्तभ्नामि पृथिवीं त्वत्परीमं लोगं निदधन्मो अहं रिषम् ।
एतां स्थूणां पितरो धारयन्तु तेत्रा यमः सादना ते मिनोतु॥१३॥

હે અસ્થિકુંભ! તારા ઉપર તારા કપાલ વડે પૃથિવીને મૂકું છું, જેમ માટી તારા ઉપર આવે એમ મૂકું છું એવો અર્થ છે. આ કપાલરૂપ ઢેફાને ઉપર મૂકતો હું હિંસા ન કરૂં. વળી મેં મૂકેલી સ્થૂણાને-તારી પૃથિવીના આધારરૂપ કપાલલક્ષણને-પિતૃઓ નિશ્ચલ કરો. ત્યાર પછી તારા આ સ્થાનમાં યમ સ્થાન માપો-કરો એવો અર્થ છે. ॥૧૩॥

સાયણ ભાષ્ય, ભા૦ કર્તા

" હું જીવતા માટે દિવાલ ઊભી કરૂં છું; આમાનો કોઈ પણ આ હદપર્યન્ત આવશો મા ! તેઓ સો સંપૂર્ણ શરદ્ ઋતુઓ જીવો અને મૃત્યુને આ પત્થરથી સંતાડો. "

હવે એકઠી થયલી આધેર સ્ત્રીઓને આંસુ પાડ્યા વગર આગળ આવવા અને અગ્નિને બલિદાન આપવાનો હુકમ થાય છે; વિધવાને તેના સ્વામીના શબથી છૂટી પાડે છે અને જીવલોકમાં પાછા દાખલ થવા કહે છે. પછી ધર્મગુરુ મરણ પામેલા વીર પુરુષના હાથમાંથી ધનુષ્ દૂર કરે છે.

" સ્ત્રીઓ—અવિધવા સ્ત્રીઓ અંજન અને પવિત્ર ઘી લઈને આગળ આવો અને આંસુ વિના, સુખી, ભૂષિત થઈ વેદિ પર ચઢો. ( વિધવા તરફ જોઈને ), હે સ્ત્રિ ! જીવલોકમાં તું જા, તું જેની પાસે બેઠી છે તેનો પ્રાણ ગયો છે. અહિં આવ....આપણા ( પોતાના ) સ્વામિત્વ, કીર્તિ, અને બળને માટે હું મરણ પામેલા માણસના હાથમાંથી ધનુષ્ લઉં છું."

પછી તે મરણ પામેલાને કહે છેઃ—

" તું ત્યાં છે અને અમે અહિં છીએ; અમે દરેક શત્રુ અને હુમલો કરનારને તારી પાસેથી મળેલી શક્તિ વડે અટકાવીશું. તું હવે, પૃથ્વી માતા પાસે જા; તે સારા માણસને પુષ્કળ ખુલ્લી છે, અનુકૂળ છે, અને ઊનના જેવી સુંવાળી કુમારિકા છે. હે પૃથ્વિ ! તું માર્ગ કર ! તું એના પર જુલમ ન કર. એને સહેલાઈથી પ્રવેશ કરવા દે. માતા પોતાના બાળકને લુગડામાં વિંટાળી લે છે તેમ તું એને ઢાંકી દે. તારી આસપાસ પૃથ્વી અવકાશવાળી અને દૃઢ થાઓ. હે મનુષ્ય! આ વખતથી તારૂં સુખ અને ઘર ત્યાં છે. તારે માટે હમેશ નિશ્ચિન્ત સ્થળ રહો ! હું તારી આસપાસ પૃથ્વીને દૃઢ કરૂં છું. હું અહિં માટીનું ઢેફું મૂકું છું તેથી મને ઈજા ન થાઓ, પિતૃઓ તારે માટે આ થાંભલો ટેકવો, અને યમ તારે માટે પેલે ઠેકાણે ઘર તૈયાર કરો. "

બ્રાહ્મણોની સત્તા વધી તે સમયે, શબને અગ્નિસંસ્કાર કરવાનો રિવાજ દાખલ થયો ત્યારે, ઉપર આપેલું વચન રહેવા દીધું; પરંતુ અગ્નિદાહની ક્રિયાને અનુકૂળ થાય તેમ તેમાં મરડી મરડીને ફેરફાર કરવામાં આવ્યો. તોપણ પ્રથમની ક્રિયામાં કેટલોક વધારો થયો છે. શબની હજામત કરાવે છે, તેને સ્નાન કરાવી પુષ્પમાળા અને પુષ્પોથી ભૂષિત કરે છે, તેના પર નવી ધોળી ચાદર પૂજ્યભાવથી ઢાંકે છે અને ઠાઠડી પર મૂકે છે, અને ભૂમિના જે રક્ષક દેવો શ્મશાનના રસ્તાનું ભૂતોથી રક્ષણ કરે છે તેમને પિંડ આપવામાં આવે છે. તે મરણ પામેલા માણસનો પુત્ર અને પુત્રની સ્ત્રી તેનાં નામ ને ગોત્રનો ઉચ્ચાર કરે છે. કુળની બીજી સ્ત્રીઓ પૂજ્યભાવથી શબની પ્રદક્ષિણા કરે છે અને શોકના શબ્દ કાઢે છે. ત્યાર પછી શબને શ્મશાન ભૂમિ પર લઈ જાય છે. એ ભૂમિ બને ત્યાંસુધી નદીની પાસે હોય છે. ચિતા કરવા માટે યોગ્ય જગા પસંદ કરે છે અને તે જગાએ પાણી રેડી સ્વચ્છ કરે છે. ત્યાર પછી એક ઓટલી કરી તેને પવિત્ર કરે છે. ચિતા કરે છે, સાધારણ બળતણનાં લાકડાં ઉપરાંત, તુલસી, પલાશ, ચંદન, વગેરે લાકડાંનો ઉપયોગ થાય છે. મરણ પામેલા માણસના શબ પર પાંચ પિંડ કે ચોખાના ગોળા મૂકવામાં આવે છે અને તેનો મોટામાં મોટો પુત્ર કે પ્રતિનિધિ ચિતા સળગાવે છે, ને ઉપર આવેલાં વેદવાક્ય પઠે છે. શબ અર્ધું બળે છે ત્યારે ખોપરીને પવિત્ર લાકડાના પ્રહારથી તોડવી જોઈએ. આ કરવામાં વિચાર એવો છે કે મગજના શિખર પરના છિદ્રને બ્રહ્મરન્ધ્ર કહે છે તેમાંથી આત્મા નાસી જવા શક્તિમાન્ ન થયો હોય તેથી ખોપરી તોડવાથી માર્ગ થાય અને તેને નીકળી જવાનું સુગમ[1]

૧. આત્માના અમરપણાનો અને ભવિષ્યની સ્થિતિના ઉપભોગ વિષે પ્રાચીન આર્યમત ઋગ્વેદ ૯–૧૧૩–૭ અને પછીની ઋચાઓમાં આપ્યો છે:—

"હે પવિત્ર કરેલા (સોમ), તું મને અક્ષય્ય અને અવિકારી લોકમાં મૂક, સા હમેશ પ્રકાશ ને કીર્તિ માલમ પડે છે. જે લોકમાં યમ

પડે. અગ્નિસંસ્કાર દર્મિયાન, ઘીતું હવિ અગ્નિમાં આપવું જોઈએ અને તે પ્રેતને સ્વર્ગમાં લઈ જવાની અગ્નિદેવની પ્રાર્થના કરવાનો

રહે છે તેમા ( તે રાજ્યમા ) મને અમર કર, ત્યા આકાશનું પવિત્ર ધામ છે અને મોટા જળ ( વહે છે ). મને તૃતીય લોકમા, ત્રીજા આકાશમા અમર કર, ત્યા કર્મ પર બંધન નથી અને પ્રદેશ તેજસ્વી છે. મને તે લોકમા અમર કર, જ્યા સુખ અને ઉપભોગ છે–સૂર્યલોકમા–જ્યાં અમૃત અને સંતોષ વસે છે. મને તે દુનિયામા અમર કર, જ્યા આનન્દ, મોદ–ખુશી, પ્રમોદ–ઉપભોગ અને તૃપ્તિ છે, જ્યાં સર્વ કામના સફળ થાય છે."

એ આનન્દ ઇન્દ્રિયવિષયને લગતા હતા એમ ઘણા વચનથી સિદ્ધ થાય છે. કઠોપનિષદ ( ૧–૨૫ ) અપ્સરાઓ–સ્વર્ગની વારાગનાઓ વિષે કહે છેઃ—

" યમ નચિકેતસને કહે છે કે મૃત્યુલોકમા જે સુખ મળવા મુશ્કેલ છે, તે, સુંદર સ્ત્રીઓ, તેમના રથ અને વાધ સાથે–તેમાથી તારી મરજીમા આવે તે માગ; કારણ કે એના જેવાં સુખ મનુષ્યો મેળવી શકતા નથી. તું એ સુખો મારી પાસેથી મેળવ અને તે સ્ત્રીઓને તારી પરિચર્યા કરવા દે."

**यत्र ज्योतिरजस्रं यस्मिँल्लोके स्वर्हितम् ।**
**तस्मिन्मां धेहि पवमानामृते लोके अक्षित इन्द्रायेन्द्रो परिस्रव॥७॥**

**९–७–११२–७**

હે પવમાન ! જે લોકમા સર્વ તેજ હમેશ અવિનશ્વર છે, જે લોકમા આદિત્યચક્ર જ્યોતિ મૂકેલું છે, તે અમૃત અને અક્ષીણ લોકમા મને–સોમ રસ કાઢનારને–મૂક, ત્યાથી મને ઉત્તમ લોકમા લઈ જવા તું ઇન્દ્રને સોમરસ આપ ॥ ૭ ॥

**यत्र राजा वैवस्वतो यत्रावरोधनं दिवः ।**
**यत्रामूर्यह्वतीरापस्तत्र मामभृतं कृधीन्द्रायेन्द्रो परिस्रव ॥ ८ ॥**

જે લોકમા વિવસ્વતનો પુત્ર રાજા છે, જે લોકમાં આદિત્યનુ અવરોધન છે–ભૂતોનું પ્રવેશન છે; વળી જે લોકમા મોટી ગગા વગેરે નદીઓ

મન્ત્ર ભણવો. શબ બળી રહ્યા પછી ત્યાં આવેલા સર્વ ડાઘુઓ સ્નાન કરી પવિત્ર થાય છે. પછી તલ ને પાણીની અંજલિ-તિલાંજલિ અપાય :

છે. તે લોકમાં મને અમર કર-દેવત્વ મેળવ એવો અર્થ છે. તે કારણથી પરિસ્રવણ કર ॥ ૮ ॥

यत्रांनुकामं चरणं त्रिनाके त्रिदिवे दिवः ।

लोका यत्र ज्योतिष्मन्तस्तत्र माममृतं कृधीन्द्रायेन्दो परिस्रव ॥९॥

જ્યાં તૃતીય સ્વર્ગમાં-ત્રિનાકમાં અધર, મધ્યમ, અને ઉત્તમ એવાં ત્રણ સ્થાન છે તેમાં ત્રીજા સ્થાનમાં-ઉત્તમ સ્થાનમાં સૂર્યની ઇચ્છાને અનુકૂળ ચરણ છે. વળી જે લોકમાં લોકો તેજસ્વી છે, તે લોકમાં મને અમૃત કર, જેમ મને ઉત્તમ લોક મળે તેમ તું પરિસ્રવણ કર ॥ ૯ ॥

यत्र कामा निकामाश्च यत्र ब्रध्नस्य विष्टपम् ।

स्वधा च यत्र तृप्तिश्च तत्र माममृतं कृधीन्द्रायेन्दो परिस्रव ॥१०॥

જે લોકમાં કામો-કામ્યમાન દેવો અને નિકામો-અવશ્ય પ્રાર્થ્યમાન ઇન્દ્રાદિ દેવો છે, અથવા સૂર્ય વિના કર્મ થતાં નથી તેથી સર્વ કર્મના મૂળભૂત આદિત્યનું સહસ્થાન છે, જે લોકમાં સ્વધાને રૂપે આપેલું અન્ન, તૃપ્તિ છે, તે લોકમાં મને અમૃત કર ॥ ૧૦ ॥

यत्रानन्दाश्च मोदाश्च मुदः प्रमुद आसते ।

कामस्य यत्राप्ताः कामास्तत्र माममृतं कृधीन्द्रायेन्दो परिस्रव॥११॥

જે લોકમાં આનન્દ, મોદ, મુદ, અને પ્રમુદ છે-એ બધાંમાં અલ્પ ભેદ સમજવો, જે લોકમાં કામ્યમાન દેવના સર્વ કામ પ્રાપ્ત થાય છે, ત્યાં મને અમૃત કર, એ તારા વિના થઈ શકે એમ નથી. હે સોમ ! તું પરિસ્રવણ કર ॥૧૧

ये ये कामा दुर्लभा मर्त्यलोके सर्वान् कामांश्छन्दतः प्रार्थयस्व ।
इमा रामाः सरथाः सतूर्या न हीदृशा लम्भनीया मनुष्यैः ।
आभिर्मत्प्रत्ताभिः परिचारयस्व नचिकेतो मरणं मानुप्राक्षीः॥२५॥

कठोपनिषद् प्रथमा वल्ली ॥

જે જે પ્રાર્થનીય પદાર્થ મૃત્યુલોકમાં દુર્લભ છે તે સર્વ કામો તારી

છે તે વખતે પ્રેતનું નામ ને તેના ગોત્રનું નામ દેવાય છે. છેવટે થોડાં લીમડાનાં પાંતરાં બધા ખાય છે અને બધું કાધુનું મંડળ ઘેર પાછું ફરે છે.[1]

ભૂમિદાહની ક્રિયા પૂરી થયા પછી શ્રાદ્ધક્રિયા શરૂ થાય છે. આ સારી પેઠે જાણીતું છે કે જે સર્વ હિંદુઓ પર બ્રાહ્મણોના ઉપદેશની અસર થઈ છે તે સર્વમાં આ રિવાજ સાધારણ છે, પરંતુ હિંદુસ્તાનની અસલી જાતોમાં એ રિવાજ પુષ્કળ પ્રસર્યો છે એ વાત એવી સારી રીતે જાણીતી નથી. ક્રૂક આપણને કહે છે કે મિરઝાપુરના ઘાસિય લોકો તેમનામાંનો કોઈ મરણ પામે તો તેના મરણથી દસમે દિવસે ભોજન કરાવે છે; અને જ્યારે ટોળી એકઠી થાય છે ત્યારે જે દિશામાં મુએલા માણસનું શબ લઈ ગયા હોય તે દિશાએ તેનો છોકરો જાય છે અને ત્રણ વાર તેનું નામ દે છે અને જે બલિદાન તેઓ આપવા તૈયાર છે તે લેવા તેને બોલાવે છે. ખારવાર લોકો દક્ષિણ તરફનો ખંડ સન્ત થયલા મરણ પામેલાને માટે ઘરના પવિત્રમાં પવિત્ર ભાગ તરીકે અલાયદો રાખે છે. તેઓ ઘરના અગ્નિ પાસે ઑગસ્ટ માસમાં મુએલાના આત્માઓને પૂજે છે. ઘરધણી એકએ કાળાં મરઘાં હોમે છે અને પૂરી તથા દૂધમાં રાંધેલા ચોખાના પિંડ આપે છે. પછી તે કહે છેઃ—

"મારા કુળમાં પવિત્ર મરણ પામેલાના આત્મા કે દુષ્ટ આત્મા હોય તે સર્વ આ બલિદાન સ્વીકારો અને ખેતર ને ઘરને પીડામાંથી મુક્ત રાખો."

---

ઇચ્છા પ્રમાણે થાય. વળી આ દિવ્ય અપ્સરાઓ, પુરુષો આનન્દ પામે એવી (રામા), રથ સાથે, વાદિત્રો સાથે—એ સ્ત્રીઓ અમારા જેવાના પ્રસાદ વગર મનુષ્યો મેળવી શકતા નથી. મે આપેલી એઓ વડે-પરિચારિણી વડે-પરિચર્યા કરાવ-પાદપ્રક્ષાલન આદિ તારી સેવા કરાવ એમ સમજવું, નચિકેત! મરણ વિષે પ્રશ્ન ન પૂછ. શાંકરભાષ્ય, ભાષા૦ કર્તા

૧. મોનિઅર વિલિઅમ્સકૃત 'હિંદુસ્તાનમા ધાર્મિક વિચાર અને જીવન,' પૃ૦ ૨૯૮–૩૦૦

કૌરવની ટોળી રેણુઆરિમાં મોટામા મોટા પુત્રે કતલ કરેલા બકરાંના બલિદાનથીપ્રેતની પૂજા કરે છે. ખારીય લોકો મરેલાની રાખ માટીના ઘડામાં મૂકી તે ઘડો નદીમાં નાખી દે છે. ત્યાર પછી તેની પાસે વિશ્રામ લેવા સારૂ પત્થરનાં ચોરસાં મૂકે છે અને તે પત્થરને તેઓ દરરોજ બલિદાન કરે છે. આ દાખલાથી સ્પષ્ટ સમજાશે કે પિતૃપૂજા કેટલી બધી બહોળી ફેલાયલી છે.[1] બીજી એવીજ ક્રિયાઓના દાખલા આપી શકાય.

મધ્ય અને ઉત્તર હિંદુસ્તાનની અસલી જાતમાં પિતૃપૂજાના કેટલાક રિવાજ જોવામાં આવે છે. જુદે જુદે સ્થળે સૂક્ષ્મ વિગતોમાં ફેરફાર છે એ કહેવું જરૂરનું નથી. સ્થાપિત ધર્મને માનનારા અને જ્ઞાતિના હિંદુઓ પોતાનાં સગાંનાં મરણ પછી દસ દિવસ કે પખવાડીઉં નિયમિત શ્રાદ્ધક્રિયા કરે છે. મરણ પામેલા પિતૃઓના આત્મા શ્રાદ્ધમાં નિમન્ત્રણ કરેલા બ્રાહ્મણ ધર્મગુરુઓની સેવા કરે છે એમ માનવામાં આવે છે, "શુદ્ધ આત્માઓની પેઠે તેમની આસપાસ ભમે છે, અને તેઓ બેસે છે ત્યારે તેમની પાસે બેસે છે." તેટલા માટે બ્રાહ્મણો પ્રતિ ઘણું સન્માન અને પૂજ્યભાવ દર્શાવવામાં આવે છે. "એ ક્રિયાનો મુખ્ય હેતુ શરીર છોડી જતા રહેલા આત્માને અવાન્તર શરીર બાંધી આપવું એ સિવાય બીજો નથી. ઔર્ધ્વદેહિક ક્રિયાની દરમિયાન જે બલિદાન અપાય છે તેથી એ શરીર બંધાય છે એમ માનવામાં આવે છે અને એ શરીર ન હોય તો, મરણ પામેલાનો આત્મા અપવિત્ર અને બેચહેની આત્મા (પ્રેત) રહે, તે પૃથ્વી પર ભટકતો ફરે કે હવામાં દૈત્યોમાં ભટકતો ફરે, અને તેને

---

૧. સર આલ્ફ્રેડ લૈયાલ વર્ણવે છે કે એક તરત થઈ ગયલા વસ્તીપત્રકમા એક હિંદુ ધરધણીએ કુટુંબના મુખ્ય પુરૂષના ખાનામા પોતાના દેવરૂપ થયલા પિતૃનું નામ લખ્યું. તેના ધંધાના ખાનામા તેણે 'બાંધી આપેલી બખ્શીસ પર ગુજરાન' એમ લખ્યું. તે દિવ્ય પુરૂષ બસેતો હતો કે બ્બણુ તે વિષેના ખાનામા આડકતરી રીતે એ પ્રશ્નનો ઉત્તર 'સર્વજ્ઞ' ભરીને આપ્યો.

રાક્ષસ થવાની શિક્ષા થાય.[1] અવાન્તર શરીર બંધાય છે કે તે તેને પ્રેતમાંથી મુક્ત કરી પિતૃ બનાવે છે. મરણ પછી પહેલે દહાડે આપેલો ચોખાનો પિંડ તે પ્રેતનું એવી રીતે પોષણ કરે છે કે તેથી તેનું માથું બંધાય છે, બીજે દિવસે આપેલા પિંડથી તેની ગરદન અને ખભા તૈયાર થાય છે, ત્રીજે દિવસે પિંડદાનથી તેનું અન્તઃકરણ તૈયાર બને છે અને એ રીતે આખું શરીર રચાય છે. દસમે દિવસે એ શરીર એટલું પૂર્ણ થયું હોય છે કે તેને ક્ષુધાની લાગણી થાય છે. હવે તે પિતૃ થયો છે. અગીઆરમે ને બારમે દિવસે તે બળિદાન ખૂબ ક્ષુધાથી ખાય છે અને એ રીતે તેરમે દિવસે મરણ પામેલાઓના રાજા અને અધ્યક્ષ યમરાજાને ત્યાં ભયંકર પ્રવાસ કરવા સારૂ તેનામાં જોર આવે છે.

ગરુડપુરાણમાં, ગરુડના પ્રશ્નથી વિષ્ણુ પરલોકનું રહસ્ય પ્રકટ કરે છે અને દુષ્ટ લોકોને જે શિક્ષા ખમવી પડે છે તે સમજાવે

૧. લોકોનું માનવું એવું છે કે જેમ કોઈ માણસ વધારે સારો, તેમ તેને શાન્ત રાખવા ઉપાયો ન યોજ્યા હોય તો તેનું ભૂત વધારે નુકસાનકર્તા થાય છે. 'મનુષ્યભક્ષક' વાઘનું એવુંજ કારણ આપવામાં આવે છે. લોકમત એવું છે કે જે વાઘે ઘણા લોકોનો ભોગ લીધો છે તેને નાશ કરવાનો માત્ર એકજ નિશ્ચિત માર્ગ તેના ભોગ થઈ પડેલા પુરુષોના આત્માને બલિદાન આપવા એ છે, એ રીતે તે વાઘને તેમની કીમતી સેવાનો લાભ મળતો અટકે છે; કારણ કે એ આત્માઓ વાઘને સર્વ ભયમાથી દોરવે છે એવું માનવામાં આવે છે. મનુષ્ય વાઘ થયો હોય તેને પૂછડી હતી નથી અને તેની ને સાધારણ વાઘજાતિના વાઘની વચ્ચે એ ફેર છે. ગોંડ લોકોની એક જંગલી ટોળીના લોકો તેના માનમાં નાનું મંદિર બાંધે છે અને આ આત્માઓને હોમ કરે છે. તેઓ તમને કહેશે કે તેમનાં મંદિરમાં નિયમિત પૂજા કરવામાં આવે અને મરઘા, બકરા, ઘેટાં, વગેરેનાં સારાં બળિદાન અપાય તો મરણ પામેલાઓના આત્મા વાઘને પોતે જે મદદ આપવાનું કામ કરે છે તે છોડી દેશે અને શાન્ત થશે." સ્લીમૅન ભા. ૧, પૃ૦ ૧૫૫

છે, તે ગરુડપુરાણ પ્રમાણે જે પુરુષના મરણ પાછળ યોગ્ય મરણની ક્રિયા થતી નથી તેને ૨,૫૮,૦૦૦ માઇલની મુસાફરી કરી ઘોર વેદનાના પ્રદેશમાં જવું પડે છે. લાગણીવાળો આત્મા દહાડાના ૬૦૦ માઇલને હિસાબે પ્રવાસ કરે છે અને તેને કોઈ સ્થળે વીસામો મળતો નથી, એક વખત તે બાળી નાખતી ગરમીથી બળી જાય છે, અને બીજી વખત તેને બરફના થંડા પવનો ભોંકે છે; એક વખત તે કાંટાથી ચિરાય છે અને બીજી વખત વિકરાળ પ્રાણીઓ, ઝેરી સાપો, અને વીંછીઓ તેના પર હુમલો કરે છે. તે ઉંડા ખાડામાં પડે છે, તેને અસ્રાની ધાર પર ચાલવું પડે છે, અને ગાઢ અન્ધકારમાં આશ્રય વિનાનો આમ તેમ ઠોકર ખાય છે. એક સ્થળે તેને કંટાળાભરેલા જળથી ભરપૂર કાદવમાં અથડાવું પડે છે, અને બીજી વખત બળતી રેતીમાંથી કષ્ટથી પસાર થવું પડે છે. પ્રવાસના મધ્ય ભાગમાં ભયંકર વૈતરણી નદી આવે છે. તેનો વિસ્તાર ૩૦૦ માઇલ છે, ઉંડાઈ એટલી બધી છે કે તે માપી શકાતી નથી. તે લોહીની ભરેલી છે, તેમાં મોટાં માછલાં, મગર, અને દરિયાઈ રાક્ષસી પ્રાણી છે. તેમાં ભયંકર ગીધોનાં ટોળાંથી અન્ધકાર વ્યાપી રહ્યો છે. હજારો શિક્ષા પામેલા આત્મા તેના કિનારા પર ધ્રૂજતા ઊભા છે. અતિશય તૃષ્ણાથી બળી જતો તે પ્રેત તેના પગ આગળથી વહેતું લોહી પીએ છે, પછી એકદમ પ્રવાહમાં પડી જાય છે અને ધસારો કરતાં મોજાંથી અતિશય પીડા પામે છે. આખરે, તેને નરકના ઉંડામાં ઉંડા ખાડામા તાણી જાય છે અને ત્યાં યમના અધિકારીઓ અચિન્ત્ય વેદના કરે છે.[1]

પરલોકમાં શિક્ષા વિષે હિંદુઓના કેવા વિચાર છે તે દર્શાવવાને આ વર્ણન આપેલું છે. એથી ઉલટું, તેને એમ શિખવવામાં આવે છે કે ઔર્ધ્વદૈહિક ક્રિયા કરવાથી, મરણ પામેલાના આત્માને ચોખાના પિંડ, પૂરી, નહાવાને પાણી, પીવાને

૧. મોનિઅર વિલિઅમ્સકૃત ' હિંદુસ્તાનમા ધાર્મિક જીવન અને વિચાર, ' ભાગ ૧, પૃ૦ ૨૯૩–૯૪

દૂધ એમ પોષણ આપવાથી તે ભયંકર અવાસમાં તેમનો માર્ગ ઉતાવળો કરે છે એટલુંજ નહિ, પણ તેના ભવિષ્યના જન્મની અને છેવટે પરમાત્મા સાથે એકરૂપ થવાની ક્રિયા વહેલી કરવામાં મદદગાર થાય છે. આ ઉત્તમમાં ઉત્તમ કરવાની રીત એ છે કે ક્રિયા કરાવનાર બ્રાહ્મણોને મિષ્ટાન્નનું ભોજન જમાડવું અને સારી પેઠે દક્ષિણા આપવી; કારણ કે મરણ પામેલા પિતૃના તેઓ તેટલો વખત પૃથ્વી પર પ્રતિનિધિરૂપ છે. જે બ્રાહ્મણોને પોષે છે અને દક્ષિણા આપે છે તે પિતૃઓને પોષે છે ને ફાયદો કરે છે.

જે સ્થળે શ્રાદ્ધ કરવામાં આવે છે તે હમેશ દક્ષિણાભિમુખ હોય છે; કેમકે દક્ષિણ દિશામાં યમ મરણ પામેલાના આત્મા પર રાજ્ય કરે છે. તે જમીન પર છાણનો અઓટ કરવામાં આવે છે. એ ક્રિયા કરનાર મુખ્ય માણસ મરનારનો મોટો પુત્ર છે. એ શ્રાદ્ધક્રિયા કરનાર પુત્ર વગર જે પુરુષ મરણ પામે છે તે ઘણો હતભાગ્ય ગણાય છે અને પુન્નામના નરકમાં પડે છે. આથી ખ્રિસ્તિ ધર્મ સ્વીકારતાં જૂનો વાંધો નડે છે કે "પ્રથમ મને જવા દો અને મારા પિતાને દાટવા દો" (લ્યૂક ૯. ૫૯), અથવા તો હિંદુઓ કહે છે તે પ્રમાણે "હું ખ્રિસ્તિ થાઉં તો મારા પિતાનું શ્રાદ્ધ કોણ કરે ?"[૧]

શ્રાદ્ધક્રિયા જુદા જુદા વર્ગમાં અને જુદાં જુદાં સ્થળમાં જુદી જુદી હોય છે. બંગાળામાં ગયા એ ક્રિયાઓ કરવા માટે મોટું સ્થળ છે, ત્યાં એ ક્રિયાનું સર્વથી વિશેષ ફળ મળે છે. ધાર્મિષ્ઠ

૧ મહાભારતમા મનુસ્મૃતિમાથી એક પદ્ય ઉતારી કહ્યુ છે કે "પુત્ર પૂર્વજોને પુત્ નામના નરકમાથી બચાવે છે તેથી સ્વયંભૂએ (બ્રહ્માએ) જાતે તેને પુત્ર (નરકમાથી બચાવનાર) કહ્યો છે." (આદિપર્વ, ૭૪, ૩૭)

'पुन्नाम्नो नरकाद् यस्मात् त्रायते पितरं सुतः ।
तस्मात् पुत्र इति प्रोक्तः स्वयमेव स्वयंभुवा ॥ ९–१३८ ॥

ભાષા૰ કર્તા

હિંદુઓ ત્યાં જવામાં, જુદી જુદી ક્રિયા કરવામાં, અને ક્રિયા કરાવનાર બ્રાહ્મણોને દક્ષિણા આપવામાં પુષ્કળ દ્રવ્ય ખરચે છે.

સહેજ ફેરફાર સાથે પહેલે વરસે શ્રાદ્ધની ક્રિયા દરેક મહીને કરવામાં આવે છે અને પછી તે વર્ષે વર્ષે થાય છે. ઉપસંહારમાં, એમ કહેવું જોઈએ કે બધા હિંદુઓ માને છે કે જે સર્વ સગાં મરણ પામેલા પૂર્વજોને ચોખાના પિંડ અને પાણીની અંજલિ આપે છે તે સર્વેનું શ્રાદ્ધક્રિયા કરવાથી કલ્યાણ થાય છે. જે શ્રાદ્ધ કરે છે તે પુણ્ય એકઠું કરે છે અને પોતાને ને પોતાના કુટુંબને માટે ભવિષ્યના લાભ મેળવે છે; મરણ પામેલાનો આત્મા પ્રેત ( અકલ્યાણ ઇચ્છનાર અને અવિશ્રાન્ત આત્મા, પીડા ને દુ:ખનું મૂળ ) થવાને બદલે આ રીતે પ્રસન્ન થવાથી અને તેને લાભ થવાથી પિતૃ ( એક સ્નેહાળ અને પરોપકારક રક્ષક આત્મા ) થાય છે.

# પ્રકરણ ૯મું



## દૈત્યપૂજા અને પિશાચપૂજા

"જુઓ ! યુદ્ધને માટે હથિયાર સજીને દાનવો-અહિ ને વૃત્ર-આવે છે અને તેમની સાથે કાળા પિશાચોનું મોટું સૈન્ય આવે છે-" ઋગ્વેદ.

હિંદુઓના વિચારથી દૈત્ય અને ભૂતોનો ભય કદી દૂર નથી. અતિપ્રબળ અસરને લીધે અને ભયંકર દ્વેષને લીધે તેઓ ઘણા બળવાન્ છે અને તેના ઉત્તમ પ્રયત્નોને હમેશ વિઘ્ન નાંખી ધૂળ મેળવે છે કે વિનષ્ટ કરે છે. સેંકડો વર્ષ થયાં ઊંચામાં ઊંચી પદવીના હિંદુથી તે નીચામાં નીચા વર્ગ સુધીના સર્વ દરજ્જાના અને જ્ઞાતિના હિંદુઓમાં આ ભયે ઘર ઘાલ્યું છે અને હવે તે તેમના જીવનનો અંશરૂપ થયો છે. પ્રાચીન સમય પર જઈએ તો ઋગ્વેદમાં દૈત્યપૂજાનો પ્રબળ અંશ છે, તે ઋગ્વેદના આર્યો દૈત્યોને દઢ રીતે માનતા હતા, તોપણ દૈત્યપૂજા હાલના જેટલી તે વખતે પરિપૂર્ણ રીતે વિકાસ પામેલી ન હતી. ઇન્દ્ર દાનવોનો-અસુરોનો નાશકર્તા હતો એમ માનવામાં આવે છે. સોમ અને ઇન્દ્ર, અનાવૃષ્ટિના અસુર વૃત્રના નાશકર્તા હતા. વેદની એક ઋચામાં આપણે વાંચીએ છીએ કેઃ—

"હું તે પ્રબળ રાક્ષસનાશકને (અગ્નિને) તેલથી સુગંધીદાર કરૂં છું; અતિપ્રસિદ્ધ મિત્ર પાસે હું રક્ષણ સારૂં આવું છું. હે રાજન્, હવામાં પણ અમારી આસપાસ ભટક, અને તારાં જડબાં વડે દુષ્ટ રાક્ષસો પર હુમલો કર અને બાળી નાખતી ગરમી વડે અસુરોનું ઉન્મૂલન કર."

સેંકડો વર્ષ ગયાં છે તેની સાથે અસુરપૂજા ને પિશાચપૂજાનાં

બળ અને અસર ઘણાં વધ્યાં છે અને હાલના સમયમાં તે સર્વત્ર પ્રચાર પામેલી છે અને સર્વ પર અધિકાર ચલાવે છે. કોઈ વિચારવન્ત પુરુષ થોડો વખત હિંદુસ્તાનમાં રહે તો તે એવા અનુમાન પર આવ્યા વિના રહેજ નહિ કે હિંદુઓના બહારના મત ગમે તે હોય, તોપણ સેંકડે આખા ૯૦ પુરુષો રાક્ષસોની ગુલામગીરીમાં–પ્રબળ સત્તામાં રહે છે.[1]

આ વચનની (તેને સર મોનિઅર વિલિઅમ્સનું પ્રમાણ છે અને તેની ગંભીરતાનો બરાબર અર્થ સમજીનેજ તે કહેવામાં આવ્યું છે) કંઈક સાબીતી માટે એ પુસ્તકના વાચકે જોયું હશે કે હિંદુ પુરાણની સર્વથી વધારે પૂજાતી દેવીઓ નમ્ર અને ઉદાર પાર્વતી નથી, પરંતુ વિકરાળ, લોહીની તરસી કાલી અને શિવની શક્તિનાં ભયાનક સ્વરૂપ છે. દેવો તરફ નજર કરીશું તો આપણને માલમ પડશે કે વ્યાવહારિક રીતે વિષ્ણુના સર્વ અવતારોનો ઉદ્દેશ

---

૧ સર આલ્ફ્રેડ લ્યૅાલ કહે છે કે મધ્ય હિંદુસ્તાનમાં દરેક ગૂઢ ભયંકર દેખાતી ગુફા, કોતર, ઊભો ઘાટ કે વેરાન, જંગલી ટેકરીનું શિખર કે ટોચને તેનો પોતાનો દેવ હોય છે; તેને મનુષ્ય કદી જોઈ શકતા નથી; પરંતુ જેઓ એ જગાએ જાય છે તેઓને તેમજ ભરવાડ અને ઢોરો ચારનારા એ સુનકાર જંગલમાં દૂર જાય છે તેમને અને એકાન્ત પ્રદેશમાં મુસાફરી કરનારાઓને તેઓ ત્યાં છે એમ લાગે છે...ભૂતને સ્થાને કેટલીક વાર પત્થરના ઢગલાનું, કેટલીક વાર ઝાડીને બાંધેલા ચીથરાંનું, કોઈ વાર કોઈક ટેકરી કે ઝાડે ગૂઢ રીતે સાંકળો લટકે છે તેનું નિશાન હોય છે; અથવા તો ભૂત મોટા વડના ઝાડની કે ખંડીએર થયલા દહેરાની આસપાસ ભટકે છે. મિ. બ્રાકનિંગ પોતાના 'પૂર્વના અનુભવ' માં (૧૮૭૧) બાયસોરનાં જંગલમાં માલમ પડેલાં ભૂતનાં ઘર—ધોળા કીડીના ટેકરા પર બાંધેલાં નાનાં ઝુંપડા અને જંગલના રાક્ષસોને અર્પણ કરેલા—વર્ણવે છે. વરાડ પ્રાન્ત વિષે લખતાં કૅપ્ટન ફૉર્સિથ લખે છે કે ગોંડ લોકો ટેકરી પર ઝાડ કાપે છે ત્યારે જે ભૂતને તેમાથી સ્થાનભ્રષ્ટ કર્યું છે તેના આશ્રયને માટે ઝાડના થોડાં ઠૂંઠાં રહેવા દે છે.

દૈત્ય અને જુલમગારને હણવાનો હતો. તેમજ ગણેશને વિઘ્નના દૂર કરનાર અને 'દુષ્ટ અસરની સામા' થનાર દેવ તરીકે પૂજવામાં આવે છે. હિંદુઓ ભયંકર પ્રલય કરનાર શિવથી બહુ બીએ છે અને તેમને પૂજે છે. સર્વ અગત્યના પ્રસંગ પર તેઓ ગ્રહની ગતિ જોવડાવે છે અને નાશકારક અને દ્વેષીલા ગ્રહો શનિ, રાહુ, વગેરેથી બીએ છે. તેઓ કેટલાક માસ, દિવસ, કલાક, અને ઋતુઓનાં અનિષ્ટ પરિણામથી, દુષ્ટ નજરની અસર અને અપશકુનથી, અને શત્રુ કેટલાક મન્ત્ર બોલે કે શાપ દે તેથી દૂર રહે છે. સર્વથી વિશેષ, તેઓ ભૂતથી બીએ છે અને તેને કાઢી મૂકવા ઘણી ક્રિયા કરે છે. ખરૂં જોઈએ તો, મનુષ્યના જીવનની આસપાસ વિંટલાઈ વળેલા અસંખ્ય શત્રુબળની દુષ્ટ અસરનો નાશ કરવા અસંખ્ય બલિદાન, યજ્ઞ, અને આયશ્ચિત્ત કરવામાં આવે છે. હિંદુધર્મના મોટા દેવ પણ આ દુષ્ટ ભૂતને વશ છે અને તેમના પાસે આવવાથી બીએ છે. આ ભૂતનાં કૃત્યની કંઈ સીમા નથી. તેના ત્રાસથી પૃથ્વી ત્રાહિ ત્રાહિ કરે છે.

"સાધારણ હિંદુ એમ માને છે કે સર્વ જાતનાં અનિષ્ટ, મુશ્કેલી, વિપત્તિ, દુકાળ, રોગ, ભયંકર ઉપદ્રવ, અને મરણ અસુરોમાંથી અથવા વધારે વાસ્તવિક રીતે કહીએ તો રાક્ષસો ને રાક્ષસોમાંથીજ ઉત્પન્ન થાય છે. આ દ્વેષી પ્રાણીમાં જુદા જુદા દરજ્જા, શક્તિ, અને ભુંડા ભાવ હોય છે એમ મનાય છે. કેટલાક આખી દુનિયાનો નાશ કરવા ઇચ્છે છે અને દેવના શ્રેષ્ઠ અધિકારનો પણ નાશ કરવાની ધમકી આપે છે. કેટલાક, માત્ર મનુષ્યના લોહીની તૃષ્ણાથીજ મરદ, સ્ત્રી, અને છોકરાંનો નાશ કરવામાં આનન્દ માને છે, અથવા તો માંદગી, નુકસાન, અને વિપત્તિ ઉત્પન્ન કરવામાં મોજ માણે છે. સારાં કામ અને માથે લીધેલાં ઉપયોગી પરાક્રમની વૃદ્ધિ અટકાવવી અને તેમાં બગાડ કરવો એજ સર્વે રાક્ષસો પોતાનો ધંધો સમજે છે."[1]

---

૧. મોનિઅર વિલિઅમ્સકૃત 'હિંદુસ્તાનમાં ધાર્મિક વિચાર અને જીવન,' પૃ૦ ૨૩૧

એમ ન સમજવું કે સારા દેવ અને પરોપકારી રાક્ષસી શક્તિ નથી એમ કહીએ છીએ; છે, પરંતુ તેઓ કઈ ત્રાસ કે ભય ની પણ લાગણી હિંદુઓનાં હૃદયમાં ઉત્પન્ન કરતાં નથી, અને તેથી તેમને હમેશ આરાધવાની જરૂર નથી. 'જેનો વધારે ભય તેની વધારે આરાધના' એ હિંદુસ્તાનમાં ધાર્મિક લાગણીનું બળ માપવા સારૂ સારૂં પ્રત્યક્ષ પ્રમાણ છે. અસુર અને ભૂતના દ્વેષથી દેવ રક્ષણ કરે છે તેના કરતાં અસુર અને ભૂત તરફ વધારે ભયમિશ્રિત પૂજ્યભાવ દર્શાવવામાં આવે છે.

જેને અંગ્રેજીમા 'ડેમન' કહે છે તેનું સંસ્કૃતમાં પ્રાચીન નામ અસુર છે (' અસુનો ' ' અર્થ પ્રાણ, ' ' આધ્યાત્મિક ', ' દિવ્ય, ' થાય છે ). જે પ્રાણીઓ દ્વેષીલાં હોય અને જેમનો સ્વભાવ અર્ધો દેવ જેવો હોય અને જેમની દેવના સ્વર્ગમાં જવાની શક્તિ હોય એવાનેજ એ શબ્દ પ્રથમ લાગુ પડતો હતો. 'દેવ'ના અર્થમા તે કેટલાક વેદના દેવને–ઇન્દ્ર, અગ્નિ, અને વરુણને–માટે વપરાતો હતો, પરંતુ પાછલા સાહિત્યમા તેનો અર્થ તદન બદલાઈ ગયો અને સર્વ દાનવ અને દુષ્ટ આત્મા માટે સામાન્ય શબ્દ તરીકે તે વપરાવા લાગ્યો. શિવને 'ભૂતનો નાથ' કહે છે અને તેમની પાસે જેમનું લશ્કર છે તે પ્રમથ કહેવાય છે અને એ ગણ તેમની આજ્ઞા ઉઠાવે છે વળી દૈત્યો દિતિ દેવીથી કશ્યપના છોકરા છે એમ ધારવામાં આવે છે. તેઓ સાત નીચલી દુનિયા કે નરક જેમાં અસુર રહે છે તેમાના એકમા રહે છે. આ અર્ધદિવ્ય અસુરનાં વૃન્દ સાથે સબધ ધરાવતા બીજાં સત્ત્વ છે તે રાક્ષસ કહેવાય છે અને તેમનો નાયક રાવણ છે. તેઓ મનુષ્ય અને દેવ તરફ હમેશ વૈરભાવ રાખે છે અને તેમની સાથે હમેશા લડ્યા કરે છે. હિંદુપુરાણમા તેઓ આવું અગત્યનું સ્થાન ભોગવે છે તેથી આ પ્રકારનો જુદો ખંડ તેમના વર્ણનને માટે રાખ્યો છે.

એક અસુર રાજાની હિંદુઓને ખાસ બીક છે, તે કલિ કે કલિયુગ છે. શિવની પત્ની કાલી સાથે એ શબ્દને ગુંચવવો નહિ. કોઈ

મનુષ્ય એની સામા થઈ શકતો નથી, ભાગવત પુરાણમાં કહ્યું છે કે એણે ધર્મના ત્રણ પગ–દેવનું ધ્યાન, પવિત્ર જીવન, અને પ્રાણી પ્રતિ દયા–કાપી નાખ્યા છે અને હવે ચોથો–વેદનું સત્ય–કાપી નાખવા ધારે છે. કથા એવી છે કે કલિયુગના રાજા પરીક્ષિતે કલિને શૂદ્રના આકારમાં એક બળદને પીડતો જોયો, ત્યારે તેને કમકમાટ છૂટયો અને તેને મારી નાખવાની તૈયારીમાં હતો; પરંતુ કલિએ જીવતદાન માગ્યું તેથી તેણે તેને જુગાર રમવાનાં ને દારૂ પીવાનાં સ્થાનમાં, અપવિત્ર જીવનવાળી સ્ત્રીઓમાં, કતલ કરવાનાં સ્થળમાં, અને સોનામાં રહેવાની રજા આપી. કલિએ તેમ કરવા કબૂલ કર્યું; પરંતુ તે રાજાના મરણ પામ્યા પછી તેણે સંકોચમાં રહેવાની એ આજ્ઞાનો અનાદર કર્યો અને વિસ્તૃત જગતમાં સર્વત્ર વ્યાપી રહ્યો. આપણા વખતમાં દરેક દુર્ગુણ અને દરેક અપરાધ હમણા કલિયુગમાં રાજ્ય કરનાર કલિની ચઢતી સત્તાને લીધે છે એમ મનાય છે. કોઈ પણ નીતિના કે સમાજના નિયમનો ભંગ થાય તો તેને માટે આવું ઉદાસીભરેલું કારણ આપવામાં આવે કે, 'એ તો કલિયુગ સારી પેઠે જામ્યો છે તેનું ફળ છે.'[1]

બીજી જાતના અસુર છે, તેઓ પોતાની હયાતી માટે મનુષ્ય પર આધાર રાખે છે. તેઓ 'ભૂત' કહેવાય છે. સંસ્કૃતમાં 'ભૂત' શબ્દનો અર્થ 'થયલું,' 'બનેલું,' 'સર્જેલું,' એવો થાય છે. એ ઘણો વધારે અગત્યનો વર્ગ છે; કેમકે મુખ્યત્વે કરીને એ દુષ્ટ આત્માઓનીજ આરાધના અને પૂજા કરવામાં આવે છે. અસલની જાતિ અને અસલી અશિષ્ટ–આરંભક સ્થિતિના લોક તેમનાં શોકકારક બન્ધનમાં રહે છે અને હિંદુઓ સામાન્ય રીતે એમ માને છે કે દ્વેષીલા રાક્ષસોનો ઘણો ભાગ અસલ માનવી પ્રાણી હતો. જેઓનું ખૂન થાય છે, જેઓ અણધારેલી કે શોકપરિણામી પરિસ્થિતિમાં મરણ પામે છે, દાખલા તરીકે, જેઓ વાઘથી કે સર્પદંશથી

૧ 'આસિતલ,' પૃ૦ ૪૧૦

મરણ પામે છે, જેઓ સગાંવહાલાંથી દૂર મરણ પામ્યાં હોય છે અને તેથી જેમની ઔર્ધ્વદેહિક ક્રિયા થઈ શકી ન હોય, તે સર્વનો ખાસ ભય રાખવાનો છે. "તેઓ સર્વ–દરેક ભટકતું ભૂત–દેઈડીમાં ન દટાવાથી ભમે છે અને ચીસ પાડે છે."[1]

સર મોનિઅર વિલિઅમ્સ વર્ણવે છે કે હિંદુસ્તાનના એક ભાગમાં એક દૂધવાળાને વાઘે માર્યો હતો અને તે ભૂત થયો હતો. તેના આત્માની પૂજા કરતા મેં લોકોને જોયા. બીજે ઠેકાણે એક કુંભારનો આત્મા ભૂત થયો અને પડોશમાં બધાને ત્રાસ ઉત્પન્ન કરવા લાગ્યો. આ ભૂતના ગોર અનુક્રમે દૂધવાળા અને કુંભાર હતા. એક લુટારાને ટ્રિચિનોપલ્લીમાં ફાંસી દીધી હતી, તે એવું તો લોકપ્રિય ભૂત થયું કે માતાઓએ પોતાનાં છોકરાંનાં નામ તેના નામ પરથી પાડ્યાં.

દક્ષિણમાં લગભગ દરેક કિલ્લાના ચાર બુરજમાંના એક પર ચંડખાન નામના રાક્ષસનું દહેરૂં છે. દન્તકથા એવી છે કે પ્રથમ એ એક કારીગર હતો અને એક પ્રાચીન કિલ્લો બાંધતાં મરણ પામ્યો, અથવા તો તેનું બલિદાન આપવામાં આવ્યું. ઘણું કરીને મકાનની સ્થિરતા નિશ્ચિત કરવા માટે આવી રીતે મનુષ્યનો ભોગ કરવામાં આવતો તેવી રીતે આ ભોગ થયો હશે. બીજા ઘણા દાખલા, મુખ્યત્વે દક્ષિણ હિંદુસ્તાનના રાક્ષસની વાતો પરથી, આપી શકાય. દક્ષિણમાં શિવમાર્ગનો પ્રચાર છે અને શિવ હિંદુધર્મનું જોગીના જેવું શ્યામ, ભયંકર, અને ક્રૂર સ્વરૂપ દર્શાવે છે અને બેશક એજ કારણને લીધે "આખી દક્ષિણની વસ્તી ભૂતના રોગથી એટલી બધી પીડાય છે કે તેને તેમાંથી મુક્ત થવાની કે એ રોગ સારો થવાની આશા નથી."[2]

---

૧ 'કિંગ લીઅર'

૨ મોનિઅર વિલિઅમ્સકૃત 'ધાર્મિક જીવન અને વિચાર,' પૃ૦ ૨૪૪

હિંદુસ્તાનમાં, પણ મુખ્યત્વે દક્ષિણ હિંદુસ્તાનમાં, એક વિચિત્ર મત ચાલે છે કે જ્યારે કોઈ ખાસ દુર્ગુણો માટે નામના મેળવેલી એવાં સ્ત્રીપુરુષો મરણ પામે છે ત્યારે તેઓ જાતે શૂન્યતામાં પરિણામ પામે, પરંતુ તેમનો દુષ્ટ સ્વભાવ કદી પણ મરણ પામતો નથી. તેમની પાછળ તેમના અપરાધ જીવતા રહે છે અને તે ખારીલાં ભૂતનું સ્વરૂપ ધારણ કરે છે. તેમના દુર્ગુણોમાંનો દરેક તેને મળતો આકાર લે છે. આ કારણથી આપણે સંખ્યાબંધ દુષ્ટ રાક્ષસો અને અપવિત્ર આત્માઓ જોઈએ છીએ, તેઓ જુદાં જુદાં નામ ધારણ કરે છે–જેવાં કે કપટનાં ભૂત, દ્યૂતનાં ભૂત, નિર્દયતાનાં ભૂત, વિષયવાસનાનાં ભૂત, ઈશ્વરનિન્દાનાં ભૂત, ખૂનનાં ભૂત, ઇત્યાદિ. આ સર્વ સત્ત્વ નિર્બળ મનના ભોગને હમેશ શોધતાજ રહે છે અને તેમને એવા અપરાધ કરવાને ફોસલાવવાને તૈયારજ હોય છે.

વર્ષે વર્ષે અને દિવસે દિવસે પણ મરદો અને સ્ત્રીઓ પાપી ટેવને લીધે ભૂતના વર્ગમાં વધારો કરે છે, એ વિચાર ઘણો ભયંકર છે; પરંતુ એ પણ ભૂલવાનું નથી કે પવિત્ર માણસ, સાધુ, અને ઋષિઓના મરણથી સારા આત્માની સંખ્યામાં પણ હમેશ ભરતી થયા કરે છે અને સારા આત્મા નિરંતર દુષ્ટ આત્મા સાથે લડાઈ લડે છે.

આ ભૂતનો ભય મુખ્યત્વે સ્ત્રીઓ અને બાળકોમાં હોય છે, કે લોકો લગ્ન કે બાળકના જન્મ જેવા જોખમકારક અણીના વખતમાં તેનાથી બીએ છે. સ્ત્રીઓ અને છોકરાંને હાથે કે ગળે આપણે સામાન્ય રીતે જાદુઈ માદળીઉં જોઈએ છીએ. કેટલીક વખત તેના પર દેવીની સફાઈ વગરની મૂર્તિ હોય છે. આ પહેરવાનું કારણ ભૂતના હુમલાથી દૂર રહેવાનું છે.

કેટલાક આપ્ત ગ્રન્થકારોના કહેવા પ્રમાણે એ ભૂતના ત્રણ વર્ગ થઈ શકે છે અને દરેક વર્ગની જુદી ઉત્પત્તિ છે.

જે કોઈ અકસ્માત્ બનાવથી બલાત્કારે મરણ પામ્યો હોય,

જેણે આપઘાત કર્યો હોય, જેને મરણની શિક્ષા થઈ હોય, અને પાછળથી જેની મરણક્રિયા યોગ્ય રીતે કરવામાં ન આવી હોય તેવાના આત્માની અસદ્ગતિ થવાથી ભૂત થાય છે.

કોઈ બદશીકલ થયલો કે લૂલો પુરુષ હોય કે કોઈ પુરુષનું અંગ અપૂર્ણ કે ન્યૂન હોય, કે કોઈ બાળક અધુરે દિવસે જન્મ્યું હોય તો તે પ્રેત થાય છે. આ વર્ગ મનુષ્ય તરફ અવશ્ય નુકસાન કરવાની વૃત્તિવાળો હોતો નથી.

મનુષ્યના દુર્ગુણથી ઉત્પન્ન થયલાં સત્ત્વ **પિશાચ** કહેવાય છે. ખૂની, પીધેલા પુરુષ, જૂઠાબોલા, વ્યભિચારી, કે દરેક જાતનો અપરાધી કે જે ગાંડો થઈ મરણ પામ્યો હોય, તેના આત્મા પિશાચ થાય છે.

મોનિઅર વિલિઅમ્સ[1] આવી વર્ગણી કરીને કહે છે કે આ વર્ગ કદી પણ એક સરખી રીતે કાયમ રહેતા નથી. મને તપાસ કરતાં માલમ પડયું છે—હું એવા અનુમાન પર આવ્યો છું—કે સર્વ રાક્ષસોને ને દુષ્ટ આત્માઓને કંઈ પણ ભેદ વગર સામાન્ય રીતે 'ભૂત' અને 'પ્રેત' એ શબ્દો લાગુ પાડવામાં આવે છે અને 'પિશાચ' શબ્દ નુકસાનકારક અને દ્વેષીલા સેતાન અને દૈત્યોને લાગુ પાડવામાં આવે છે. આવાં સત્ત્વ શ્મશાન કે દાટવાનાં સ્થળમાં ભટકે છે, ઝાડમાં વાસ કરે છે, અને મધ્ય રાત્રે ભમવા ટેવાયલા છે. તેઓ ભયંકર કે ખૂબસૂરત આકાર ધારણ કરે છે અને મનુષ્યનું રૂપ પણ લે છે. તેમને અન્નના પોષણની જરૂર છે અને જીવતાં પ્રાણીનું લોહી મળે તો ઘણો આનન્દ પામે છે. પરંતુ લોકમત પ્રમાણે તેઓ શબ, વિષ્ઠા, અને કોહેલું માંસ પણ ખાય છે, શબમાં દાખલ થાય છે અને તેને જીવતાં પણ કરે છે.

એથી વધારે ખરાબ એ છે કે ભૂત કે પિશાચ જીવતા લોકોનાં

૧ મોનિઅર વિલિઅમ્સકૃત 'ધાર્મિક જીવન અને વિચાર,' પૃ૦ ૨૪૨

શરીરમાં તેમના એકાદ છિદ્રમાંથી પેસે છે અને જો મધ્ય ભાગમાં તેઓએ એકવાર વાસ કર્યો તો પછી તેમાંથી તેમને કાઢવાં એ ઘણું અઘરૂં કામ છે. એક વાર દાખલ થયાં એટલે તેઓ દરેક પ્રકારની બેચહેની અને દુઃખ ઉત્પન્ન કરે છે. તેઓ અવયવોને કે ચહેરાને કંપાવી નાખે છે, જેમકે ફેફરામાં કે જ્ઞાનતન્તુને આચકા આવતા હોય તેમાં, અને પીડા પામનારાને ઉશ્કેરી તેમની પાસે અનેક ગાંડી હીલચાલ કરાવે છે. એમ કરવામાં સર્વ ભૂતને ખાસ આનંદ થાય છે. તેઓ કુતરો, બિલાડી, સાપ, કે બીજા કોઈ પ્રાણીનું રૂપ ધારણ કરે છે. કોઈ પુરુષમાં કુતરાનું રૂપ લીધેલું ભૂત પેઠું તો તે કુતરાની પેઠે ભસવા માંડશે, એવો લોકોનો દૃઢ મત છે.

આથી ભૂત દાખલ થવાનો વિષય હિંદુઓને ઘણો અગત્યનો છે. “ તેઓ શરીરમાં જુદી જુદી રીતે દાખલ થઈ શકે છે, તેમજ બહાર પણ જતાં રહે છે. ઘણી વાર મસ્તકમાંથી દાખલ થાય છે અને બ્રહ્મરન્ધ્ર નામની ખોપરીની એક ફાટમાંથી શરીરમાં પ્રવેશ કરે છે.” ભૂતને મોંમાંથી દાખલ થવું ખાસ ગમે છે, તેથી ભોજનવખત ઘણીજ પરિશ્રમથી સાવચેતી રાખવામાં આવે છે અને હમેશ મોં ધોવું એ હિંદુઓની દરરોજની ધર્મક્રિયાનો એક ભાગ છે. બગાસા ખાવાની સખ્ત મના છે; કારણ કે એવે વખતે ગળામાંથી ભૂત શરીરમાં પ્રવેશ કરે કે તમારા આત્માનો અંશ નાસી જઈ તેને મળી જાય. તેટલા માટે બગાસું ખાતી વખત તમારે આંગળીઓ વડે ટુચકી વગાડવી, ભૂતપિશાચને બીવડાવવા, અને તમારા ઇષ્ટદેવ—નારાયણ, રામ વગેરે—નું સ્મરણ કરવુ અને તમારો હાથ તમારા મોમાં મૂકવો. છીંક આવે છે તે પણ ભૂત નાકમાં પેસે છે અને તેમાંથી નીકળે છે તેને લીધે છે અને જેમ બને તેમ છીંક ઓછી ખાવી. હાથ અને પગમાંથી પણ ભૂત દાખલ થઈ શકે છે અને તેથી જમતા પહેલાં ને પ્રાર્થના કરતા પહેલાં તેને બહુ સંભાળથી ધોવામાં આવે છે. કાનને તો મગજ સાથે સીધો સબધ છે એમ માનવામા આવે છે, તેથી ગ્રામવાસી તેનું સંભાળથી રક્ષણ કરે છે. રખેને તેમાં ભૂત દાખલ

થતાં એમ ધારી તેઓ પોતાના કાન એવી રીતે બંધ કરે છે કે તેને લીધે તેમનું દેખીતું બહેરાપણું હોય છે.[1]

"કહેવાતી પૂજા વિષે મારે ભાગ્યેજ ફરી કહેવાની જરૂર છે કે ભૂતની કદી પણ ખરી પૂજા થતી નથી. તેમજ કોઈ રાક્ષસના—ઊંચામાં ઊંચા વર્ગના પણ કોઈ રાક્ષસના—માનમાં દબદબાભરેલું દહેરા જેવું મકાન બાંધવામાં આવતું નથી. ઘણી વાર, કોઈ ઝાડની પાસે મિનારાના આકારમાં માટીનો ઢગલો એકઠો કરવામાં આવે છે અથવા તો એવી રચના ઈંટ વડે કરવામાં આવે છે અને તેના પર સફેદ લીટી ચીતરવામાં આવે છે, આજ તેનું મંદિર છે અને તેની આગળ બીજો ઢગલો ચપટી સપાટીવાળો રાખેલો હોય છે તે વેદિની ગરજ સારે છે. ભાગ્યેજ કોઈ પણ મૂર્તિ હોય છે; પણ કોઈક વખત, ભૂતનું મૂળ શોધી કાઢતાં કોઈ મોટો માણસ માલમ પડે, તો તેનું પ્રદર્શન શિવનાં ભયાનક સ્વરૂપમાંના ગમે તે કોઈ સ્વરૂપની સફાઈ વગરની મૂર્તિથી કરવામાં આવે છે. આવાં મંદિરમાં કોઈ ખરી પ્રાર્થના કરવામાં આવતી નથી, પરંતુ કવચિત્ મન્ત્ર ભણાય છે. માત્ર અન્નનું બલિદાન આપવાથી આરાધના થાય છે-અને જુદી જુદી ક્રિયાથી અપાય છે. એ ક્રિયાઓ જુદાં જુદાં સ્થાનમાં જુદી જુદી છે."[2]

હવે આપણે બે કે ત્રણ ઘણા અગત્યના રાક્ષસ વિષે ખાસ વિગત આપવી જોઈએ.

## ૧. રાવણ અને રાક્ષસ

હિંદુ પુરાણની કથાના મોટા સંગ્રહમાં, તેના વિગ્રહો અને યુદ્ધોમાં દેવોને આ રાક્ષસ દેવો, અસુરો સાથે સખ્ત લડાઈ લડતા વર્ણવેલા છે અને તેમાં પરિણામ વખતે વખતે જુદાં જુદાં થાય છે.

૧ ક્રૂકકૃત 'લોકપ્રિય ધર્મ' અને લોકગીત', ભાગ ૧, પૃ૦ ૨૩૦-૪૩
૨ મોનિઅર વિલિઅમ્સકૃત 'ધાર્મિકજીવન અને વિચાર', પૃ૦ ૨૪૩

બેશક, સદ્‌ગુણ અને દુર્ગુણ વચ્ચે હમેશ ચાલતી લડાઈ, જેમાં કંઈ દયાભાવ દર્શાવાતો નથી કે છૂટ મૂકી સલાહ શાન્તિ થતી નથી, તે નિરન્તર લડાઈનું આ પ્રદર્શન છે.

તેટલા માટે પવિત્ર અને નમ્ર રામને સિલોનના રાક્ષસ રાજા રાવણ અને તેના ભયંકર મળતીઆ રાક્ષસ સાથે લાંબી ને ભયાનક લડાઈ લડવી પડી તેમાં કંઈ ઘણું આશ્ચર્ય પામવા જેવું નથી, તેમજ નિષ્કલંક સૌન્દર્યના રત્ન, રમણીય સીતાને રાવણ હરી જાય અને તે ઘણાં વર્ષ તેની સત્તા નીચે રહે એમાં પણ કંઈ નવાઈ જેવું નથી. રામાયણમાં આવી આબેહુબ વર્ણવેલી લડાઈ મુખ્ય સ્વરૂપમાં મનુષ્યજીવનમાં પણ ખરી છે. કદાચ એજ કારણને લીધે આજે તે હિંદુઓનાં જીવન અને વિચારમાં આવું વિલક્ષણ સ્થાન ભોગવે છે.

એક સર્વથી વિશેષ આશ્ચર્યકારક વાત એ છે કે રાક્ષસનો નાયક રાવણ જે સત્તા ભોગવતો હતો તે તેણે ભયંકર તપશ્ચર્યા કરીને અને દેહકષ્ટના ધાર્મિક નિયમ પાળીને મેળવી હતી એમ ધારવામાં આવે છે. કહે છે કે પાંચ અગ્નિની વચ્ચે પોતાના હાથ પર હવામાં અધર પગ રાખીને ૧૦,૦૦૦ વર્ષ સુધી ઊભા રહીને તેણે તીવ્ર તપ આચર્યું હતું તેથી તેને સર્જનહાર બ્રહ્માએ દેવ અને દાનવથી અજય્ય બનાવ્યો હતો. વળી તેણે મરજીમાં આવે તે રૂપ ધારણ કરવાનું વરદાન પણ મેળવ્યું હતું; પરંતુ બ્રહ્માએ એવી શરત કરી હતી કે આખરે તેનું મરણ સ્ત્રીદ્વારા થશે.

' રાક્ષસ ' શબ્દનો અર્થ ' ઈજા કરનાર ' કે ' નાશ કરનાર ' થાય છે અને સર્વ રાક્ષસ દ્વેષીલા ને ભયંકર સત્ત્વ છે. તેઓ રાત્રે મુસાફરી કરે છે, સ્મશાનમાં વાસ કરે છે, પવિત્ર લોકોના કામમાં અલેલ કરે છે, મનુષ્યને ખાઈ જાય છે, અને માંસાહારી છે તેમજ ગંદું કોહેલું માંસ પણ ખાય છે. પરંતુ તેમનો નાયક રાવણ તો દુર્ગુણના અવતારરૂપ હતો. તેને દસ માથાં ને વીસ હાથ હતા, તાંબા

જેવી લાલચોળ તેની આંખ હતી, અને સફેદ ચંદની જેવા દાંત હતા. તેનું શરીર પર્વત જેવું જાડું હતું. તેનું જોર એટલું બધું હતું કે દરિયાને સંક્ષોભમાં નાખી શકતો અને ટેકરીનાં શિખરને ફાડી શકતો હતો.

"જ્યાં ભયજનક રાવણના પગ ઊભા છે ત્યાં સૂર્ય પણ પોતાની ગરમી અટકાવે છે, પવન બીકથી વાતો અટકે છે, અને અગ્નિ પોતાની હમેશની ગરમી અંકુશમાં રાખે છે."[1]

આની સાથે તે અત્યન્ત અનીતિમાન્ હતો, સર્વ કાયદાનો ભંગ કરતો અને પર પુરુષની સ્ત્રીની લાજ લેતો. તેના શારીરિક બળ, તપશ્ચર્યા, અને બ્રહ્માના વરદાને તેને અજય્ય કર્યો હતો અને તેણે અપ્રતિમ અને નિર્વિવાદ સામ્રાજ્ય ભોગવ્યું ને તે સર્વ સત્તા પોતાની દુષ્ટ કામના સફળ કરવામાં વાપરી.

રાવણે મેળવેલા વિશાળ રાજ્ય અને સત્તાનું મૂર સ્પષ્ટ વર્ણન આપે છે. બધા દેવ અને યક્ષને તેની તહેનાતમાં રહેવાની અને તેના ઘરમાં ચાકરનું નામ કરવાની જરૂર પડી હતી. ઇન્દ્ર તેના ભૂષણ માટે પુષ્પની માળા બનાવતો, અગ્નિ તેની રસોઈ કરતો, સૂર્ય તેને દિવસે અને ચન્દ્ર રાત્રે અજવાળું પૂરું પાડતા. વરુણ મહેલને માટે પાણી લાવતો અને કુબેર તેને દ્રવ્ય પૂરું પાડતો. નવ ગ્રહો માંહોમાંહે બંદોબસ્ત કરી તેને રાજ્યાસન પર ચઢવાને દાદર પૂરો પાડતા. બ્રહ્મા તેના ચારણનું-ભાટનું કામ કરતા અને ખિતાબ જાહેર કરતા. શિવ તેનું ક્ષૌરકામ કરતા અને તે રાક્ષસના કેશના ગુચ્છા કાપી ઠીક કરતા. વિષ્ણુને તેની નૃત્ય કરનારી કન્યાઓને કેળવવાનું માનવન્તું કામ મળ્યું હતું. ગણેશને તેની ગાય, બકરાં, અને ઢોરનાં ટોળાંની સંભાળ લેવાની હતી. વાયુ તેને ઘેર વાસીદું વાળતો, અને યમ તેનાં સણનાં કપડાં સાફ કરતો. તેમજ

૧. ગ્રિફિથકૃત 'રામાયણ,' ૧. ૮૩

દેવીઓ પણ સેવામાંથી મુક્ત ન હતી. પાર્વતી તેનાં છોકરાંની આયા કે મુખ્ય ઉપમાતા હતાં તેમજ લક્ષ્મી અને સરસ્વતી પણ ઉપમાતાનું કામ કરવાની પરિચર્યા કરતાં હતાં. પૃથ્વીના લોકો અને રાણીઓને પણ રાવણની સેવા કરવી પડતી અને તેના મહેલના નોકરવર્ગમાં આખાં છન્નુ રાજવંશ જોવામાં આવતા હતા.

તેણે દેવોની સત્તા છીનવી લઈ તેમનું અપમાન કર્યું હતું તેથી અને તેનાં ઘણાં દુષ્કર્મથી દેવોની ઇચ્છા તેના પર વેર લેવાની હતી. તેમની માગણી સ્વીકારવામાં આવી. રાવણને મારવાના ખાસ કામને માટે વિષ્ણુએ જાતે અવતાર લીધો અને રામ નામ ધારણ કર્યું. રામનાં પત્ની અને લક્ષ્મીનો અવતાર એવાં સીતાનું રાવણે હરણ કર્યું એ તેની વિષયીપણા અને નિર્દયતાની કારકીર્દીમાં છેલ્લું પગલું હતું. જે ભીદ્વારા તેનું મરણ નિર્માણ થયું હતું તે એજ હતી. રામે પોતાની મદદે હનુમાન્ અને સુગ્રીવના સેનાધિપતિપણા નીચે વાનર અને રીંછનાં મોટાં ટોળાં ભેગાં કર્યાં. વાર વાર હુમલા અને નાની લડાઈઓ થયા પછી છેવટનું યુદ્ધ રાક્ષસો અને રામ ને હનુમાનનાં ભેગાં લશ્કર વચ્ચે થયું. એ યુદ્ધ સાત દિવસ ચાલ્યું. રામે પોતાના મોટા શત્રુને જુદો પાડી સો વાર તેનું માથું કાપી નાંખ્યું; પરંતુ તે હમેશ અદ્ભુત રીતે પાછું ચોટયું. હવે રામની પાસે એક બાણ હતું, તેમાં એક અદ્ભુત શક્તિ એવી હતી કે હવામાં જાય તો તેનાં હજાર બાણ થાય અને શત્રુના શરીરમાં પેસે તો તેનાં અસંખ્ય બાણ થાય. આ બાણ જોઈને રાવણ બીકથી કંપ્યો અને નાસી ગયો હતો; પરંતુ તેને યાદ આવ્યું કે શિવે મને એક એવું બાણ આપ્યું છે કે તે અત્યન્ત ભયને વખતે મારું રક્ષણ કરશે. તેણે તે બાણ રામને માર્યું અને તેથી રામના બાણના કકડે કકડા થયા. તોપણ હજી તે ભયભીત હતો; કેમકે તે જે દિશાએ જોતો તે દિશાએ રામનેજ દેખતો. આંખ બંધ કરતો તો મનમાં પણ તે રામને દેખતો. આખરે છૂટવાનો કોઈ ઉપાય ન જોવાથી

તેણે રામની ખુશામત કરવા માંડી. તેના બળથી જે થઈ શક્યું ન હતું તે પ્રિય, મીઠાં, સ્તુતિનાં વચનથી તે કરવા ફત્તેહમંદ થયો. એ વચનથી રામ એટલા બધા નરમ થયા કે તેમણે કહ્યુ કે હું રાવણનો કદી નાશ નહિ કરૂં. આથી દેવ બીધા કે રખેને રાવણની જિંદગી બચે; તેથી તેમણે તેને રામની નિન્દા કરવા ઉશ્કેર્યો. આવી વર્તણુક જોઈ ક્રોધે ચઢી રામે એક બાણ મૂક્યું, તે બાણે રાવણના શરીરને વીંધ્યું, પૃથ્વીમાં થઈને પાતાળમાં ગયું, ત્યાં નાહી હંસના સ્વરૂપમાં પાછું આવ્યું, અને પાછું મૂળ સ્વરૂપમાં ભાથામાં પેઠું. દેવોએ રાવણના મરણ વિષે સાભળ્યું ત્યારે તેઓ તે ખબર ખરી માની શકયા નહિ અને પરસ્પર કાનમાં પૂછ્યુ, 'શું તે મરી ગયો છે?' 'તે ખરેખર મરણ પામ્યો છે?' તે ખરેખર મરી ગયો છે એવી ખબર મળી ત્યારે રામ, દેવ, અને વાનરોએ ભેગા થઈ હર્ષમાં નૃત્ય કરવા માંડયું.

રાવણની પટ્ટરાણી મંદોદરી તેના મરણ પછી રામની પાસે વિલાપ કરતી આવી. રામે તેને ઓળખી નહિ તેથી એવો આશીર્વાદ દીધો કે તું કદી વિધવા થઈશ નહિ. પરંતુ પોતાની ભૂલ માલમ પડી ત્યારે રામ ઘણું ગભરાયા; કેમકે તેમનાથી પોતાના શબ્દ પાછા ખેંચી લેવાય નહિ. આથી તેમણે હનુમાનને આજ્ઞા કરી કે રાવણની ચિતામાં તારે હમેશ લાકડાં નાખ્યાજ કરવા; કેમકે 'જયાંસુધી સ્વામીનું શબ બળે છે, ત્યાંસુધી તે વિધવા કહેવાતી નથી' એ હિંદુ કહેવત છે, તેટલા માટે આજ પણ હનુમાન્ ચિતા પર લાકડાંના કકડા નાખ્યાજ જાય છે અને જ્યારે જ્યારે કોઈ પણ હિંદુ વિચિત્ર ગણગણાટ સાંભળે છે ત્યારે ત્યારે તે કહે છે કે હું રાવણના હાડકાં બળે છે તેનો અવાજ સાંભળું છું.

હાલના વખતમા રાક્ષસ વૃક્ષોમાં વસે છે એમ ધારવામાં આવે છે અને રાત્રે તે રસ્તે થઈને જેઓ જાય તેમને હેરાન કરે છે. તેઓ હમેશ અત્યાહાર કરનારા હતા અને અન્નના લોભ વિષેની

તેમની ખ્યાતિ હજી પણ રહી છે. કોઈ હિંદુ દીવાને અજવાળે જમતો હોય અને તે દીવો ઘેર જાય તો તે અન્ન રાક્ષસથી બચાવવા તે તરતજ થાળી પર પોતાનો હાથ ઢાંકશે. લોકમત પ્રમાણે રાક્ષસની આંગળીના નખમાં તીવ્ર વિષ છે અને તેના અડકવાથી મનુષ્ય બેભાન થાય છે અને મરણ પણ પામે છે.

## ૨. કુબેર; ધનનો આધિપતિ

‘ તે ઉત્તરનો રક્ષક છે, યક્ષો તેની આસપાસ વીંટલાઈ વળ્યા છે, તે સર્વેએ સુવર્ણમય વસ્ત્રો પહેર્યાં છે, પીળા ઘોડા પર બેઠા છે અને સોનાની ઢાલો લીધી છે.’

આર્નોલ્ડકૃત ‘ એશિઆનો પ્રકાશ’, પૃ૦ ૨૪

એ નવાઈની વાત છે કે રોમન લોકોમાં પ્લૂટો દેવ છે તેના જેવો, દ્રવ્ય અને સુવર્ણનો અધિપતિ કુબેર રાક્ષસ ગણાયો છે. પણ એ ખરી વાત છે. કુબેર રાવણનો સાવકો ભાઈ છે અને તેણે એક વખત લંકા શહેર જીતી લીધું હતું તોપણ પોતાના વધારે બળવાન્ ભાઈને તે પાછું આપી દેવું પડ્યું હતું. રાવણે કુબેરને નોકર બનાવી રોકડ નાણાનો ખજાનો સાચવનાર બનાવ્યો હતો. આ હલકી સ્થિતિમાં તે લાંબો વખત રહ્યો નહિ. અતિશય તપશ્ચર્યા કરવાથી તેણે બ્રહ્મા પાસે વરદાન મેળવ્યું કે “ તું દ્રવ્યનો અધિપતિ દેવ થઈશ અને જગતના ચાર મોટા પાલક દેવમાનો એક થઈશ. એ પદવી ઘણા વિશ્વાસ અને જોખમદારીની હતી. એ અધિપાલકોનાં નામ ‘ રામાયણ’માં વર્ણવ્યાં છેઃ—

“ ઇન્દ્ર જેના હાથમાં વજ્ર છે તે પૂર્વ દિશામાં તારો રક્ષક અને ત્રાતા થાઓ, યમની સંભાળ દક્ષિણ દિશામાં તારું રક્ષણ કરો, અને વરુણનો હાથ પશ્ચિમનો બચાવ કરો, સુવર્ણનો પતિ, કુબેર ઉત્તર દિશામાં રહી દૃઢ રક્ષણ કરો.”[1]

---

૧ ગ્રિફિથકૃત, ‘ રામાયણ’, ભા. ૨, પૃ૦ ૨૦

આવી ઊંચી પદવી છે તોપણ ધનપતિ કુબેર હિંદુઓના વિચારમાં બહુ અગત્યનું સ્થાન લેતો નથી. આધિભૌતિક આત્મા વિષે તેમનો તિરસ્કાર, કેવલ દ્રવ્ય બેહોળ છે એવો તેમનો વિચાર અને દ્રવ્યના અધિકારમાં ખરા સંસ્કારનો અભાવ એ બધાનું આ દેવને આપેલાં નામથી અજાયબ જેવી રીતે સમર્થન થાય છે. ‘ કુબેર ’ શબ્દનો અક્ષરાર્થ ‘ દુષ્ટ શરીર ’ થાય છે.[1] અર્થાત્, એનામાં સૌન્દર્ય ન હતું એમ સૂચવે છે. ‘ રત્નગર્ભ ’ એવું બીજું નામ એથી પણ વધારે ખરાબ છે. એનો અર્થ ‘ રત્નનું ઉદર ’ થાય છે. આ પ્રમાણે તે ખરેખરો રાક્ષસ છે. એક ઘુમરાયલા, સ્વાર્થી પ્રાણી, જેનું મુખ અપ્રિય છે, શરીર ખોડવાળું છે, જેને માત્ર ત્રણ પગ છે અને આઠ દાંત છે, એવા એક પ્રાણી તરીકે તેનું પ્રદર્શન કરવામાં આવે છે. વેદમા તેને દુષ્ટ, નીચ આત્માનો નાયક, પાતાળમા રહેતો એક જાતનો પ્લૂટો જેવો વર્ણવ્યો છે. પછી તે બીજા અર્થમાં પ્લૂટો થાય છે, પણ હજી તે પાતાળમાંજ રહે છે અને ચોર, કદરી, અને બીજાં અધમ પ્રાણીના સમાગમમાં રહે છે.

“ કુબેર યક્ષી સાથે પરણ્યો હતો અને તેના બે પુત્ર નારદ ઋષિના શાપથી વૃક્ષ થઈ ગયા હતા. જ્યાંસુધી બાલ્યાવસ્થામાં કૃષ્ણે તેને ઉખેડી નાખ્યા ત્યાંસુધી તેઓ તેજ સ્થિતિમાં રહ્યા હતા. નારદે તેમને પોતાની પત્ની સાથે સ્નાન કરતા, કેફની સ્થિતિમાં જોયા. સ્ત્રીઓ શરમાઈ ગઈ અને નારદને પગે પડી તેની ક્ષમા યાચી, પરંતુ સ્વામીઓએ ઋષિને લેખવ્યા નહિ અને તેથી તેના શાપની પૂરી અસર ભોગવવી પડી.”[2]

કુબેરના વંશજો યક્ષ કહેવાય છે. એ એક જાતના રાક્ષસ છે. આ ભવમા નીચ અને ક્ષુદ્ર મનોવિકારને વશ થઈ જઈ તેને

---

૧ કુત્સિત વેર શરીરં યસ્ય સ કુબેર –કુત્સિત–નિન્દ્ય છે શરીર જેનું તે. ભાષા૦ કર્તા

૨ વિલ્કિન્સકૃત ‘ હિંદુપુરાણ ’, પૃ૦ ૩૯૩

પરિતૃપ્ત કરવાની જેમને ટેવ પડી છે, અને જેઓ માત્ર ઐહિક કલ્યાણમાંજ—આ દુનિયાના સુખમાંજ મચ્યાપચ્યા રહે છે, તેમના આત્મા યક્ષનું સ્વરૂપ ધારણ કરે છે. ખરેખર, દુષ્ટ અને કદરી આત્માને આ સારી ચેતવણી છે.

દ્રવ્ય મેળવવાના પ્રયાસમાં કોઈ માણસ ગુનેગાર થાય તો તેને કુબેરની સ્ત્રી શક્તિને 'એક કાળા કે કાણા ગધેડાનું ચાર રસ્તા એકઠા થાય એવા ચકલા પર રાત્રે બલિદાન' આપવું પડે છે. મનુસ્મૃતિમાં આ પ્રમાણે બોધ કર્યો છે કે—

"તેણે દરરોજ અગ્નિમાં તે ગધેડાની ચરબી હોમવી અથવા તો ક્રિયા પૂરી થયે તેણે ઘી હોમવું અને समासिञ्चन्तु मारुत° એ પવિત્ર મન્ત્ર ભણવો." (૧૧ શ્લો. ૧૧૯–૧૨૦).

કુબેરની પોતાની પૂજા થતી નથી અને તેના માનમાં મૂર્તિ ઊભી કીધી નથી. ધન અને સંપત્તિ મેળવવા ઇચ્છનાર હિંદુ લક્ષ્મી કે ગણેશની પૂજા કરવાનું વધારે પસંદ કરે છે.

# પ્રકરણ ૧૦મું



## નવ ગ્રહોની પૂજા

હિંદુઓ નવ ગ્રહને પૂજે છે. એમાંના બેને-સૂર્યને અને સોમને (ચન્દ્રને)-આપણે અગાઉ વૈદિક દેવોમાં જોઈ ગયા. હવે પાચ ગ્રહો-બુદ્ધ, શુક્ર, મગળ, બૃહસ્પતિ, અને શનિ-છે અને કક્ષા ક્રાન્તિવૃત્તને જે બે બિંદુમા છેદે છે તે બે-ઉપલું ને નીચલુ-સપાતબિંદુ (રાહુ અને કેતુ) છે.[1] વૉર્ડ કહે છે કે "બીજી મૂર્તિપૂજક પ્રજાની પેઠે હિંદુઓ આકાશના પદાર્થને-ગ્રહને પૂજે છે. મોટા ઉત્સવમાં એકી વખત બધા ગ્રહને એક નાનું બળિદાન આપવામાં આવે છે, પરંતુ એ પ્રસગ સિવાય તેઓ કદી સાથે પૂજાતા નથી. તોપણ માંદા માણસ કે હીણભાગ્યવાળા કોઈક ગ્રહ કે ગ્રહોની નાશકારક અસર આપણને નડે છે એમ ધારી તેને છૂટા છૂટા પૂજે છે." એ સમયે તેમને એક પછી એક ક્રમમા પૂજવામા આવે છે. ભવિષ્યવાદી જેરિમિઆ જ્યૂ (યાહુદી) લોકોને ચેતવે છે કે

---

1 "સૂર્યને મહાભારતમા 'વિશ્વના નેત્ર, સર્વ શારીરિક જીવનના આત્મા' તરીકે વર્ણવ્યો છે ચન્દ્રને 'શખ જેવો ધોળો, ક્ષીરસાગરમાથી ઉત્પન્ન થયલો અને શિવનું માથુ શોભાવતો' વર્ણવ્યો છે મંગળને 'વીજળી જેવો ચકચકિત, ભાલાવાળો એક તરુણ પુરુષ' કહ્યો છે,' બુધને 'પ્રિયંગુ પુષ્પની કળી જેવો શ્યામ,અને શાન્તિરૂપી ગુણથી યુક્ત', બૃહસ્પતિને 'સુવર્ણ જેવો પ્રકાશમાન, દેવ અને ઋષિનો ધર્મગુરુ અને ત્રણે દુનિયાની બુદ્ધિ-[illegible]' શુક્રને 'સુવર્ણપદ્મના જેવો ચકચકિત, દૈત્યોનો ધર્મગુરુ અને સર્વ [illegible] [illegible]ક્ષક', શનિને પ્ર[illegible]ાશમાન શરીરવાળો, નીલ પર્વત જેવો કાળો, [illegible] અને યમનો [illegible]', રાહુને 'માત્ર અર્ધા શરીરવાળો, ઘણા જોરવાળો, સૂર્ય અને ચન્દ્રના તેજનો નાશ કરનાર', અને કેતુને 'પલાશ પુષ્પ જેવો લાલ અને વિકરાળ દેખાવવાળો' વર્ણવ્યો છે

"મૂર્તિપૂજકોનો માર્ગ શીખશો મા; તેમજ આકાશની નિશાનીઓથી બીતા ના; કેમકે મૂર્તિપૂજકો તેથી બીએ છે."

વૉર્ડના પ્રમાણભૂત વચન પરથી આપણે જાણીએ છીએ કે સૂર્યની મૂર્તિ બાર ઇંચ વ્યાસવાળો મિશ્ર ધાતુનો ગોળ કકડો છે, સોમની (ચન્દ્રની), અર્ધચન્દ્ર જેવો કકડો, મંગળની, છ આંગળ લાંબો ત્રિકોણાકાર કકડો, બુદ્ધની, બે આંગળ પહોળું સોનાનું ધનુષ્, બૃહસ્પતિની, પદ્મના જેવો કકડો, શુક્રની, રૂપાનો ચોરસ કકડો, શનિની, લોઢાની કટાર, રાહુની, લોઢાનો મકર, એક કલ્પિત પ્રાણી, અર્ધું સાબરના આકારનું અને અર્ધું માછલું, અને કેતુની, એક લોઢાનો સાપ છે.

અઠવાડીઆના દિવસનાં નામ ગ્રહ પરથી પડયાં છે અને દરેક મનુષ્યનાં કામ પર તેની ખાસ અસર છે.

૧. રવિ કે સૂર્ય[૧] ઉપરથી રવિવારનું નામ પડયું છે. જ્યોતિષ્યના મોટા ગ્રન્થ 'જ્યોતિસ્તત્ત્વ'માં લખ્યું છે કે "આ ગ્રહમાં જન્મેલા પુરુષનું મન ચિન્તામાં રહેશે, રોગ અને બીજી પીડાઓથી તે પીડાશે, તેનો દેશનિકાલ થશે, કે તે કેદી બનશે, અને તેની પત્ની, છોકરાં, અને માલમિલ્કતનો નાશ થશે."

૨. સોમ (ચન્દ્ર) પરથી[૨] સોમવારનું નામ પડયું છે. સોમવાર વધારે માંગલિક છે. આ ગ્રહમાં જન્મેલા ભાગ્યશાળી પુરુષને ઘણા મિત્રો થશે, હાથી, ઘોડા, અને પાલખીઓ મળશે, સન્માન અને અધિકાર પ્રાપ્ત થશે, ઉત્તમ પ્રકારનું અન્ન મળશે, અને તે અતિકીમતી પથારીઓ સુવાને પામશે.

૩. મંગળ ઉપરથી મંગળવાર થયો છે. એ પણ ક્રોધીલો દેવ

૧ પૃ૦ ૪૯ જુઓ.
૨ પૃ૦ ૭૯ જુઓ.

છે. મંગળના ગ્રહમાં જન્મેલો પુરુષ ચિન્તાતુર વિચારથી ભરેલો રહેશે, પીડાકારક શસ્ત્રથી ઘાયલ થશે, કેદ થશે, લુટારા, અગ્નિ વગેરેના ભયથી પીડાશે, અને પોતાની જમીન, ઝાડ, અને કીર્તિ ખોશે.[1] આ દેવ ને કાર્તિકેય એકજ છે ( ભાગ ૩, પ્રક. ૧૩, (૨) જુઓ ).

૪. બુધ ઉપરથી બુધવાર થયો છે. બુધ એ સોમનો તારાથી થયલો પુત્ર છે. તારા એ દેવોના આચાર્ય બૃહસ્પતિની સ્ત્રી છે. વૉર્ડ એક કથા કહે છે કે તારાએ કબૂલ કર્યું કે સોમને મારાથી પુત્ર થયો છે ત્યારે બૃહસ્પતિએ તેની રાખ કરી દીધી; પરંતુ બ્રહ્માએ તેને પાછી પોતાના સ્વરૂપમાં આણી, તેથી બૃહસ્પતિએ પાછો તેનો સ્વીકાર કર્યો. સમુદ્ર, ચન્દ્રનો પિતા, ધર્મગુરુની સ્ત્રીનું અપમાન કરવાથી તેના પર ગુસ્સે થયો અને તેને બિનવારસ ઠેરવ્યો; પરંતુ લક્ષ્મી,[2] વિષ્ણુની પત્ની વચ્ચે પડી, તેથી શાપનો અંશે અનુગ્રહ કરવામાં આવ્યો. તેને શિવે પોતાના માથા પર મૂકવાથી સ્વર્ગ પાછું મળ્યું. શિવ એ ભૂષણથી ભૂષિત થઈ દેવોના ઉત્સવમાં ગયા. બૃહસ્પતિએ સોમને પાછો સ્વર્ગમાં જોયો તેથી તે ગુસ્સે થયા અને જ્યારે વિષયી દેવને સ્વર્ગમાંથી બાતલ કરવામાં આવશે, તેને તારાના વર્ગમાં મૂકવામાં આવશે અને જે પાપથી તેની કીર્તિ કલંકિત થઈ છે તે પાપ હમેશ રહેશે એવી બ્રહ્માએ શિક્ષા કરી ત્યારેજ શાન્ત થયા. એ ગ્રહ માંગલિક છે, ' કોઈ પુરુષ બુધ ગ્રહના અધિકારમાં જન્મ મેળવે તો તે ભાગ્યશાળી થશે અને તેને ઉત્તમ સ્ત્રી મળશે.' વિષ્ણુના અવતાર બુદ્ધ સાથે બુધને ગુંચવી નાખવો નહિ.

૫. બૃહસ્પતિ ઉપરથી બેસ્પત વાર કે ગુરુવાર નીકળ્યો છે. એ દેવોનો ધર્મગુરુ કે આચાર્ય છે. એ વૈદિક દેવ છે અને અગ્નિ ને

---

૧. વૉર્ડ, પૃ૦ ૫૬–૫૭

૨. ક્ષીરસાગરનું મન્થન કર્યું ત્યારે તેમાંથી ચન્દ્ર અને લક્ષ્મી બંને સાથે નીકળ્યાં હતાં.

એ એક છે ( પૃ૦ ૪૨ જુઓ ). ‘ કોઈ પુરુષ જન્મે ત્યારે બૃહસ્પતિ જન્મસ્થાનમાં હોય તો તેનો સ્વભાવ ઘણો હેતાળ થશે અને તેને મહેલો, બાગો, જમીન મળશે અને દ્રવ્ય અને અનાજની પુષ્કળ સમૃદ્ધિ પ્રાપ્ત થશે. તે ઘણો પુણ્યશાલી થશે અને તેની સર્વ કામના સફળ થશે.’

૬. શુક્ર પરથી શુક્રવાર થયો છે. તે દૈત્યોનો ધર્મગુરુ અને આચાર્ય હતો અને એક આંખે કાણો હતો, તેનું કારણ નીચે પ્રમાણે આપવામાં આવે છે. ‘ વામનાવતારમાં ( પૃ૦ ૧૬૨ જુઓ ) વિષ્ણુ દૈત્યોના રાજા બલિ પાસે ભિક્ષા માગવા ગયા. બલિના આચાર્ય શુક્રે તેને કંઈ પણ આપવાની મના કરી. પરંતુ રાજાએ તે સલાહનો અનાદર કરી આચાર્યને સંકલ્પ કરાવવા અને દાનને મંજુરી આપવા પાણીના પાત્રમાંથી પાણી રેડવા કહ્યું. શુક્રે જોયું કે આ દાન આપવાથી રાજાનો નાશ થશે તેથી અદશ્ય રૂપે જળમાં પેઠા અને પોતાની અદ્‌ભુત શક્તિથી પાત્રમાંથી પાણી પડતું અટકાવ્યું; પરંતુ વિષ્ણુ એ યુક્તિ જાણતા હતા, તેથી તેમણે પાણીના પાત્રના નાળચામાં સળી ખોસી તે શુક્રની આંખમાં પેઠી અને એથી તેને એટલી બધી વેદના થઈ કે તેનાથી વધારે વાર પાત્રમાં રહી શકાયું નહિ. આ ઉપરથી પાણી પડયું, દાન મંજૂર થયું, અને શુક્રની આંખ ગઈ.’[1]

આ ગ્રહના અધિકારમાં જન્મ પામેલા પુરુષના ભાવી વિષે આપણે વાંચીએ છીએ કે તેનામાં ભૂત, વર્તમાન, અને ભવિષ્ય, એ ત્રણ જાણવાની શક્તિ આવશે, તેને ઘણી સ્ત્રીઓ થશે, રાજચ્છત્ર મળશે, અને હાથી, ઘોડા, પાલખી, અને પાયદળ પ્રાપ્ત થશે.

૭. શનિ ઉપરથી શનિવાર નીકળ્યો છે. શનિ એ સૂર્યનો છાયાથી થયલો પુત્ર છે.[2] સર્વ ગ્રહોમાં એ સારા નસીબને અતિશય

૧ વૉર્ડ પૃ૦ ૫૮–૯
૨ પૃ૦ ૫૧ જુઓ.

હાનિકારક છે. શનિએજ મૂળ ગણેશનું માથું ખોવડાવ્યું. શનિગ્રહની સત્તા હોય ત્યારે ઘણા હિંદુઓ કામ કરવાની ના કહી ઘેર જાય છે. અગાઉ જ્યોતિષ્ના જે ગ્રન્થમાંથી ઉતારો આપ્યો છે તેમાં કહ્યુ છે કે "કોઈ પુરુષ જન્મે ત્યારે શનિ જન્મસ્થાનમાં હોય તો તેની નિન્દા થશે, તેનું દ્રવ્ય જતું રહેશે, અને તેના પુત્ર અને પત્નીનો નાશ થશે, તેને બીજાઓ સાથે શત્રુતા થશે અને ઘણાં દુઃખ વેઠવાં પડશે."

૮–૯. ગ્રહણનો રાક્ષસ રાહુ એ ઉપલું સંપાતબિંદુ છે અને હિંદુ ખગોળવેત્તાઓ એની ગ્રહમાં ગણના કરે છે. એ શબ્દનો અર્થ 'પકડનાર,' 'ઢીલું મૂકનાર' છે. તે ચન્દ્ર અને સૂર્યને ગળી જાય છે એમ કહે છે અને સૂર્યના ગ્રહણ વખતે સાધારણ રીતે મોટા મેળા ભરાય છે તેમાં લોકોનાં ટોળેટોળાં તેજસ્વી ગ્રહને દેખાતો બંધ થતો બહુ ચિન્તાથી જુએ છે અને મોટેથી બૂમ પાડે છે કે 'इस्को छोर दो, छोर दो'–'એને છોડી દો, મૂકી દો.' તે એક અસુર છે અને દેવોએ સમુદ્રમન્થનમાંથી અમૃત ઉત્પન્ન કર્યું ત્યારે રાહુએ એક દેવનું રૂપ લીધું અને એ અમૂલ્ય અમૃત ચોરી તેમાંથી થોડુંક પીધું. સૂર્ય અને ચન્દ્રે આ કપટ પકડયું અને વિષ્ણુને તેની ખબર કીધી. વિષ્ણુએ ચક્ર વડે રાહુનું માથું અને ચાર હાથ તેના કલેવરમાંથી જુદાં પાડયાં; પરંતુ તેણે જે અમૃત પીધું હતું તેથી તેનું અમરત્વ નક્કી થયું અને તેના શરીરના કાપી નાખેલા ભાગ જીવતા રહ્યા. માથા અને હાથને સૂર્યમાળામાં મૂક્યાં. ત્યાં તે કવચિત્ સૂર્યચન્દ્રને ગળી જઈને તેમના પર વેર વાળે છે; અને પૂંછડીએ કેતુના નામથી સંખ્યાબંધ ધૂમકેતુઓ અને અગ્નિ જેવા ખરતા તારાને જન્મ આપ્યો છે. તેટલા માટે કેતુ એ નીચલું સંપાતબિન્દુ છે, ખરતા તારાઓનો પિતા છે.

વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે 'રાહુ પોતાની ગતિ સૂર્યથી ચન્દ્ર તરફ કરે છે અને પાછી ચન્દ્રથી સૂર્ય તરફ કરે છે.' કોઈક

વખત તે સૂર્યને અને ચન્દ્રને પોતાના હાથ વડે ઢાંકે છે, કેટલીક વાર પોતાનું જડબું ૩૦૦૦ માઇલ ઉંડું છે તેમાં તેમને ઢાંકી દે છે, અને કેટલીક વાર પોતાની જીભ વડે તેમને ચાટે છે. કેટલીક વાર વાગોળતા પ્રાણીની પેઠે તે તેમને પોતાના મોંમાં ઉપરનીચે ફેરવે છે. તે તેમને થોડી વાર ગળી શકે છે; કારણ કે તે તેમના કરતાં મોટો છે; પરંતુ તેનાથી ગરમીને લીધે તેમને મોંમાં રાખી શકાતા નથી. આ કારણથી ગ્રહણનો અદ્ભુત દેખાવ થાય છે.

ગ્રહણ ઘણાં અનિષ્ટસૂચક છે એમ માનવામાં આવે છે. 'કિંગ લીઅર'માં ગ્લૂસ્ટરે વચન કહ્યાં છે તેમાં હિંદુઓના વિચાર બહુ અદ્ભુત રીતે જણાઈ આવે છેઃ—

'આ થોડા વખત પર થયલાં સૂર્યગ્રહણ અને ચન્દ્રગ્રહણ આપણું કંઈ કલ્યાણ ભાખતાં નથી....પ્રેમ થંડો થઈ જાય છે; મૈત્રી તૂટી જાય છે; ભાઈઓ વિભક્ત થાય છે; શહેરોમાં બળવા થાય છે; દેશોમાં કજીઆ થાય છે; રાજમહેલોમાં રાજદ્રોહના ગુના થાય છે; અને પિતા ને પુત્ર વચ્ચેની ગ્રન્થિ તૂટી જાય છે.' ગ્રહણસમયે ઘરમાં જે ખોરાક રહ્યો હોય તે ઊંચી જ્ઞાતિનો હિંદુ ખાતો નથી અને તે વખતે ઘરમાં જે માટીનાં વાસણ હોય તે બધાં ભાગી નાખવાં પડે છે. ગ્રહણવખતે બધું ઘરનું કામ બંધ રહે છે, ખાવાપીવાની મના છે; એવે સમયે ઊંઘવાની પણ ના છે; કારણ કે એજ વખતે ભૂત અને રાક્ષસ ઘણા જાગ્રત્ ને કામમાં મચેલા રહે છે. રાહુ દાનવને હાંકી કાઢી પીડાતા ગ્રહને મુક્ત કરવાની સર્વથી અસરકારક રીત એ છે કે કોઈ પવિત્ર નદીમાં સ્નાન કરવું—અને રક્ષણને માટે બ્રાહ્મણે યજમાન સાથે પાણીમાં ઊભા રહી ગાયત્રીમન્ત્ર જપવો."[1] ગ્રહણસમયે નહાવાથી પાપમાંથી પણ મુક્તિ મળે છે.

એ નવ ગ્રહોનું સમગ્ર મંડળ એકમોટું દેવોનું ટોળું છે;

૧. ક્રૂકકૃત 'લોકપ્રિય ધર્મ અને લોક વાર્તા', ભાગ ૧, પૃ૦ ૧૯–૨૩

અને દરેક પુરુષ જન્મે છે ત્યારે તેની આખી જિંદગીનાં કામ પર તેમની સત્તા વિષે શક લાવવાનો કોઈ પુરુષ ક્ષણવાર પણ સ્વપ્નમાં પણ વિચાર કરતો નથી. શનિ, રાહુ, અને કેતુની અસર ઘણીજ વાંકી–અનિષ્ટ છે, તેથી તેમની સર્વથી વિશેષ આરાધના થાય છે. કોઈ માણસ જન્મે ત્યારે એ ગ્રહ ઉચ્ચ સ્થાનમાં હોય તો તેઓ તેનું આયુષ્ય અવશ્ય ટૂંકું કરે છે અને તેને અનન્ત પીડા ઉત્પન્ન કરે છે.

# પ્રકરણ ૧૧મું

## દેવર્ષિઓ-સપ્તર્ષિનું નક્ષત્ર

બ્રહ્માની ઇચ્છા સૃષ્ટિ ઉત્પન્ન કરવાની થઈ ત્યારે તેમણે પોતાના જેવા માનસ-મનથી ઉત્પન્ન થયલા-પુત્ર પેદા કર્યા. મહાભારતમાં એવા સાત માનસ પુત્ર વર્ણવ્યા છે; પરંતુ પુરાણોમાં નવ કહ્યા છે. એ સાત પુત્ર સપ્તર્ષિના નક્ષત્ર તરીકે દૃશ્ય છે અને તેમની પત્નીઓ કૃત્તિકા નક્ષત્ર તરીકે પ્રકાશે છે એમ ધારવામાં આવે છે. કૃત્તિકા છજ છે, તેથી આ ફેરફાર સમજાવવા માટે ઘણી કથાની જરૂર પડી. એક સાતમો તારો કૃત્તિકા નક્ષત્રમાથી પ્રકાશતો બંધ થયો છે એમ માનવામાં આવ્યું. આ સ્ત્રીઓ વિષે એક નિન્દાની કથા કહેવામાં આવે છે. તેઓ ઉત્તર ધ્રુવવૃત્તમાં ટાઢથી ધ્રૂજે છે એમ જોઈને અગ્નિદેવને દયા ઉત્પન્ન થઈ અને પોતાની કંઈક ઉષ્ણતા તેમને આપવાની ઇચ્છા થઈ. તેની સ્ત્રી સ્વાહાએ અદેખાઈથી અથવા તો દેવર્ષિઓના ક્રોધનો તેને ભય હતો તેથી અનુક્રમે દરેક સ્ત્રીનું રૂપ અને સુખ ધારણ કર્યાં અને એ પ્રમાણે સ્વામીને પૂરેપૂરો છેતર્યો. તોપણ ઋષિઓને એ અપવિત્ર કામની ખબર પડી અને ઘણા ક્રોધથી પોતાની પ્રકાશમાન પત્નીઓનો ત્યાગ કર્યો અને સ્વર્ગમાં કાઢી મૂકી. તોપણ તેઓ યુદ્ધના દેવ કાર્તિકેયની (મંગળની) ઉપમાતાઓ થઈ અને ઇનામ તરીકે તેણે તેમને રાશિમંડળમાં મૂકી અને ત્યાં તેઓ હવે પ્રકાશે છે.

આ ઋષિઓમાં ત્રણનાં નામ દેવાં જરૂરનાં છે-દક્ષ, ભૃગુ, અને નારદ; બાકીના અગત્યના નથી.

### ૧. દક્ષ

દક્ષ શિવનાં પત્ની ઉમાના પિતા તરીકે પ્રસિદ્ધ છે. જમાતાના માહાત્મ્યને લીધે તેઓ પ્રકાશમાન છે. કેટલીક કથા પ્રમાણે :

બ્રહ્માના અંગૂઠામાંથી અને કેટલીક પ્રમાણે મનમાંથી ઉત્પન્ન થયા હતા. તે મુખ્ય પ્રજાપતિઓમાંના એક છે. પ્રજાપતિ શબ્દ પ્રથમ બ્રહ્માનેજ લાગુ પડતો; પણ પાછળથી પ્રથમ ઉત્પન્ન થયલા પુરુષ, જેઓમાંથી મનુષ્યજાતિ ઉત્પન્ન થઈ, તેમને લાગુ પાડવામાં આવ્યો. તેનો અર્થ 'પ્રજાનો પ્રતિ' થાય છે અને ખ્રિસ્તિ ધર્મપુસ્તકમાં 'પેટ્રિઆર્ક' (ધર્માધ્યક્ષ) શબ્દ વપરાય છે, લગભગ તેવાજ અર્થમાં એ શબ્દ હિંદુ ધર્મપુસ્તકોમાં વપરાય છે. જામાતા સાથે તેના કજીઆની અને તેથી તેની પુત્રીએ પોતાની મેળે આપઘાત કર્યો–સતી થઈ, તેની હકીકત પુત્રીના નામ નીચે આપી છે.[1] એક શોકકારક પરિણામ રહ્યું. કજીઆની લડાઈમાં શિવે દક્ષનું માથું કાપી નાખ્યું અને તે માથું અગ્નિમાં પડયું અને બળી ગયું. પછી એક બકરો આણ્યો અને તેનું માથું કાપી નાખી દક્ષના શબ પર ચોંટાડયું, એટલે તરતજ દક્ષ જીવતો થયો. પરંતુ શિવ જેવા બળવાન્ શત્રુ સાથે લડાઈ કરવામાં તેણે અજ્ઞાન અને જડતાબતાવ્યાં તેના હમેશના ચિહ્ન તરીકે બકરાનું માથું રહ્યું.

## ૨. ભૃગુ

ભૃગુ એ બ્રહ્માના બીજા માનસ પુત્ર હતા. તેમણે દક્ષના યજ્ઞમાં ઋત્વિજ્નું કામ કર્યું, તેથી શિવને ભયાનક ક્રોધ ચઢયો. ક્રોધી દેવની અપ્રીતિને લીધે તેમની દાઢી જતી રહી. ત્રણ મોટા દેવોનાં લક્ષણ જોવા અને તેમની કસોટી કરવા તેમને મોકલ્યા હતા.[2]

તેમને માટે જુદી જુદી કથા છે. એક પ્રસંગે તેમણે અગ્નિને શાપ દીધો. મહાભારતમાં કહ્યું છે કે "પુલોમા નામની એક સ્ત્રીનો વિવાહ એક રાક્ષસ સાથે થયો હતો. ભૃગુએ તેનું સૌન્દર્ય જોઈ તેની સાથે વૈદિક ક્રિયા પ્રમાણે છૂપું લગ્ન કર્યું અને તેને લઈ ગયા.

૧ પૃ૦ ૨૫૫ જુઓ.
૨ વિલ્કિન્સકૃત 'હિંદુપુરાણ,' પૃ૦ ૩૬૪–૬૭

અગ્નિની મદદથી તે રાક્ષસે કન્યાની છુપાઈ રહેવાની જગા શોધી કાઢી અને પોતાને ઘેર લઈ ગયો. અગ્નિએ રાક્ષસને મદદ કરી, માટે તેને ભૃગુએ શાપ દીધો અને કહ્યું કે "આજથી તારે દરેક વસ્તુ ખાવી પડશે." અગ્નિએ કહ્યું કે "હું પણ તને શાપ દઈ શકું છું; પણ બ્રાહ્મણોની ઊંચી પદવીને માન આપીને (ભૃગુ લાગલા બ્રહ્માથીજ ઊતરી આવેલા હતા) હું મારો ક્રોધ કાબુમાં રાખું છું. હું ખરેખર, દેવો અને પિતૃઓનું મુખ છું, યજ્ઞમાં તે મને ઘી હોમે છે ત્યારે તેઓ તે મારી મારફતેજ લે છે. હું તેમનું મુખ છું. ત્યારે દરેક ચીજ ખાઉં છું એમ કેમ કહી શકાય?" આ સાંભળીને ભૃગુએ પોતે દીધેલો શાપ ઓછો કરવા કબૂલ કર્યું અને કહ્યું કે 'જેમ સૂર્ય પ્રકાશ અને ગરમીથી બધી કુદરતને સ્વચ્છ કરે છે, તેમ અગ્નિ જે સર્વનું ભક્ષણ કરશે તેને પવિત્ર કરશે."

વળી તેણે શબ્દમાત્રથી ક્ષત્રિયને બ્રાહ્મણ બનાવવાનું ઘણું અદ્ભુત કામ કર્યું છે. મહાભારતમાં એ વૃત્તાન્ત નીચે પ્રમાણે વર્ણવ્યો છેઃ[1]–'કાશીના રાજા દિવોદાસ પર વીતહવ્યના પુત્રોએ હુમલો કર્યો અને યુદ્ધમાં તેનું આખું કુટુંબ નાશ પામ્યું. પીડા પામેલો રાજા ભરદ્વાજને શરણે ગયો; તેણે તેને માટે એક યજ્ઞ કર્યો, તેના ફળ તરીકે રાજાને પ્રતર્દન નામે પુત્ર થયો. પ્રતર્દન ચતુર યોદ્ધો થયો એટલે પિતાએ તેને વીતહવ્યના કુટુંબ પર વેર લેવા મોકલ્યો. હવે વીતહવ્યને બીજા ઋષિ પાસે નાસી જવાની જરૂર પડી. એ ઋષિ તે ભૃગુ હતા, તેણે તેનું રક્ષણ કરવાનું વચન આપ્યું. તોપણ વેર લેનાર પ્રતર્દન તેની પાછળ પડયો અને ઋષિને કહ્યું કે તમારે શરણે આવ્યો છે તેને આપી દો. ભૃગુને દયા આવવાથી કહ્યું કે 'અહિં કોઈ ક્ષત્રિય નથી, આ બધા તો બ્રાહ્મણ છે.' ભૃગુનું આ વચન સાંભળી પ્રતર્દન ખુશ થયો અને નમ્રતાથી ઋષિના પગે સ્પર્શ કરી કહ્યું કે 'હે કીર્તિમન્ત ઋષિ, એ રીતે પણ મેં મારૂં

---

૧. મૂરકૃત 'મૂળ સંસ્કૃત ગ્રન્થોના વચન,' ભા. ૧, પૃ૦ ૨૨૮

કાર્ય સફળ કર્યું છે; કેમકે મેં આ રાજાને એની જ્ઞાતિ છોડી દેવાની જરૂર પાડી છે, એટલે હવે એનાથી મારી સામા લડી શકાશે નહિ.' આ પ્રમાણે વીતહવ્ય બ્રહ્મર્ષિ થયો અને વેદ ભણનાર થયો."

પરશુરામ–'પરશુયુક્ત રામ' (પૃ૦ ૧૬૪ જુઓ) એ ભૃગુના એક અતિતેજસ્વી વંશજ હતા.

### ૩. નારદ

આ ઋષિ દેવોના દૂત, બુધને મળતા આવે છે. તે ડાહ્યા અને છટાથી બોલનાર છે, ઉત્તમ ચાતુર્યવાળા ગવૈયા, અને વીણાના (હિંદુસ્તાનની 'લ્યૂટ'ના) યોજનાર દુર્ભાગ્યે, તે વાતુડીઆ, લડાઈ લડાવનાર, કજીઆખોર, અને ધાંધલીઆ પુરુષ પણ છે. એમણેજ કંસને કૃષ્ણનો જન્મ પાસે આવ્યાની ખબર આપી, તેથી રાજાએ વસુદેવનાં છોકરાંને મારી નાખ્યાં હતાં. તેઓ બ્રહ્માની જાંઘમાંથી ઉત્પન્ન થયલા કહેવાય છે. તેમણે બીજા ઋષિઓને સૃષ્ટિ કરતાં અટકાવ્યા તેથી તેમના પિતા તેના પર ગુસ્સે થયા અને કહ્યું કે તને કંઈ વિશ્રામસ્થાન મળશે નહિ; આ ઉપરથી તેમની પ્રકૃતિ ભટકવાની થઈ.

મહાભારતમાં નારદ ધર્મના બોધ કરનાર શિક્ષક તરીકે પ્રસિદ્ધ છે અને રામાયણમાં તેમના શિક્ષણનો નમુનો છેઃ–"એક દિવસ એક બ્રાહ્મણ પોતાના પુત્રનું શબ ઉપાડી અયોધ્યામાં રામના મહેલ આગળ આવ્યો અને તેના મરણને માટે વિલાપ કરતાં કરતાં કહ્યું કે મેં જાતે કંઈ અપરાધ કર્યો હોય એવું મને લાગતું નથી તેથી હું એમ ધારૂં છું કે મારા પુત્રનું મરણ રાજાના કંઈ દુરાચારને લીધે છે. આ આરોપથી રામને ઘણું દુઃખ થયું તેથી તેણે તરતજ પોતાના મન્ત્રીઓને બોલાવ્યા અને તેમના મોં આગળ એ બાબત રજુ કરી. ત્યારે નારદ બોલ્યા, 'હે રાજન્! આ પુત્રનું અકાળ મૃત્યુ શી રીતે થયું છે તે તમે સાંભળો; અને શું કરવું યોગ્ય છે તે સત્ય સાંભળ્યા પછી તે પ્રમાણે કરો. એક ધૃષ્ટ શૂદ્ર

પુણ્યના સંગ્રહ કરવાનો અધિકાર પોતે જે નીચી જ્ઞાતિનો છે તે નીચી જ્ઞાતિને ઊતર્યો નથી એ વાત પર લક્ષ આપ્યા વિના તપશ્ચર્યા કરી પુણ્યનો સંગ્રહ કરવાનો અપરાધ કરે છે.' તરતજ રામ તે માણસની શોધમાં ગયા, અને નારદે કહ્યા પ્રમાણે તેને તપ આચરતો જોયો. શૂદ્રે પોતાની જાતિ કબૂલ કરી અને તપ કરતો હતો તેથી દેવની પદવી પ્રાપ્ત કરવાની પોતાની ઇચ્છા જણાવી. રામે તે અપરાધીનું માથું તરત કાપી નાખ્યું અને દેવોએ ભેગા થઈ એ કૃત્યનાં વખાણ કર્યાં, પછી તેમણે તેમની પ્રાર્થના કરી કે બ્રાહ્મણના પુત્રને જીવતો કરો. તેમને ખબર કરવામાં આવી કે જે ક્ષણે શૂદ્રને કાપી નાખવામાં આવ્યો તેજ ક્ષણે બ્રાહ્મણનો પુત્ર જીવતો થયો છે."[1]

છેવટે, નારદે વાલ્મીકિને રામાયણ પ્રકટ કર્યું તેથી તેમને ઘણું માન આપવામાં આવે છે. જેમ જેમ નારદ વાલ્મીકિને રામનું ચરિત કહેતા ગયા તેમ તેમ તે ઉતારવું વાલ્મીકિને પોતાની શક્તિ માટે ઘણું અઘરૂં માલમ પડ્યું; પરંતુ બ્રહ્મા જાતે ત્યાં આવ્યા અને એ કામ શરૂ કરવાનું તેમને ઉત્તેજન આપ્યું[2]:—

૧. મૂરકૃત 'મૂળ સંસ્કૃત ગ્રન્થોનાં વચન,' ભા. ૧, પૃ૦ ૧૧૭

૨. બાલકાંડમાં દ્વિતીય સર્ગમાં નીચે પ્રમાણે છેઃ—

तमुवाच ततो ब्रह्मा प्रहसन् मुनिपुङ्गवम् ॥ ३० ॥
श्लोक एवास्त्वयं बद्धो नात्र कार्या विचारणा ।
मच्छन्दादेव ते ब्रह्मन् प्रवृत्तेयं सरस्वती ॥ ३१ ॥
रामस्य चरितं कृत्स्नं कुरु त्वमृषिसत्तम ।
धर्मात्मनो भगवतो लोके रामस्य धीमतः ॥ ३२ ॥
वृत्तं कथय धीरस्य यथा ते नारदाच्छ्रुतम् ।
रहस्यं च प्रकाशं च यद्वृत्तं तस्य धीमतः ॥ ३३ ॥

પછી તે મુનિશ્રેષ્ઠ વાલ્મીકિને-હસીને બ્રહ્માએ કહ્યું, કે આ શ્લોક જ

"ત્યારે આવો, હે ઋષિવર ! રામનું–ભલા અને મોટા રામનું જીવનચરિત્ર કહો, જે વાત પવિત્ર નારદ ઋષિએ યશસ્વી વિસ્તારથી કહી છે તે વાત પ્રસિદ્ધ કરો."

ગ્રિફિથકૃત 'રામાયણ,' ૧–૨૨

કરેલો રહેવા દો (मा निषाद प्रतिष्ठां त्वं° ઇત્યાદિ-ક્રૌંચ પક્ષીના જોડામાંના એકને માર્યું તેથી તેણે કહેલું વચન વાલ્મીકિએ શ્લોકમાં મૂક્યું છે તે). એ વિષે વિચાર ન કરો. હે બ્રહ્મન્, મારી ઇચ્છાધીન જ તને એ સરસ્વતી પ્રવૃત્ત થઈ છે. હે ઋષિવર ! રામનું આખું ચરિત કરો. કેવા રામનું ? ધર્માત્મા, ભગવાન્, ધીમાન્, એવા, જે રામ લોકમાં–દુનિયામાં છે તેનું. નારદથી જેવી રીતે તે ધીર રામનું ચરિત તમે સાંભળ્યું છે, એકાંતમાં ને પ્રકાશમાં તે ધીમાન્ પુરુષનું તે ચરિત તમે કહો—ભાષા૦ કર્તા

# પ્રકરણ ૧૨મું

## જૈન દેવો

બુદ્ધના અનુયાયીઓની પેઠે જૈનો બ્રાહ્મણધર્મને હિંદુસ્તાનના અસલના ખરા ધર્મથી દૂર ગયલો ગણતા હતા, તેથી તેઓ બ્રાહ્મણધર્મથી વિરુદ્ધ સ્વરૂપ દર્શાવે છે. પણ જ્યારે બૌદ્ધ ધર્મની પડતી થઈ અને છેવટે તે નાશ પામ્યો ત્યારે જૈન લોકોની સંખ્યા ઓછી થઈ હતી તોપણ તેઓ જીવતા રહ્યા. તેઓ વેપારી અને નાણાવટીનું નાનું પણ ધનાઢ્ય મંડળ છે અને તેમની વસ્તી આસરે ૭,૫૦,૦૦૦ છે. તેમના ધર્મમાં એવું ઘણું છે કે તેથી તેઓનો ધર્મ બૌદ્ધને મળતો આવે છે. બંને ધર્મવાળાઓ વેદના પ્રમાણને નાકબૂલ કરે છે, બંને ન્યાતના નિયમોને માનતા નથી, અને બંને ધાર્મિક અને સામાજિક બાબતમાં મનુષ્ય માત્રસરખાં છે એમ માને છે. સ્થાપિત ધર્માવલંબી હિંદુઓ જૈનોને અવિહિત (શાસ્ત્રમાં ન કહેલા) ધર્મ સ્વીકારનારા માને છે; તોપણ બૌદ્ધ ધર્મના સિદ્ધાન્તોમાંથી તેઓ એટલા બધા દૂર ગયા છે કે વધારે સાધારણ અને અર્વાચીન હિંદુ દેવોને તેઓ સામાન્ય રીતે સ્વીકારે છે અને તેમની પૂજા હિંદુઓની પૂજાને ઘણી મળતી છે.

એ જાતિનું મૂળ નીચે આપ્યું છે તે પ્રમાણે સમજાવી શકાય:– બ્રાહ્મણોએ ધીમે ધીમે હિંદુસ્તાનમાં નવા આચારો દાખલ કર્યા; તેમણે લિંગપૂજા, ગાય અને બીજાં પવિત્ર પ્રાણીઓની પૂજા, વિષ્ણુના અવતારોની અદ્ભુત કથાઓ દાખલ કીધાં. તેથી તેમજ પૌરાણિક સમયની કેટલીક યાજ્ઞિક ક્રિયાઓથી ઘણા વખત સુધી બધી જ્ઞાતિના પ્રતિષ્ઠિત હિંદુઓની મોટી સંખ્યાને ઘણું ખોટું લા

આ લોકો ખુલ્લી રીતે વિરોધ દર્શાવવા નાખુશ હતા; તોપણ તેમના પ્રાચીન સમયથી ચાલ્યા આવતા સાચા અસલી ધર્મમાં જે તેમને ભયંકર નવા આચાર અને ફેરફાર લાગતા તે તરફ તેમનો વિરોધ કદી અટક્યો નહિ.

પરંતુ જ્યારે બ્રાહ્મણોએ યજ્ઞવિધિ દાખલ કરી અને તેમાં જીવતા પ્રાણીનું-સાધારણ રીતે બકરાનું-બળિદાન આપવા માંડ્યું ત્યારે એવો અણીનો ને કટ્ટાકટ્ટીનો સમય આવ્યો કે તે તેઓથી અટકાવી શકાયો નહિ. આ રિવાજ ઘણાજ પવિત્ર તત્ત્વથી તેમજ હિંદુઓના અત્યાર સુધીના ઉલ્લંઘન ન કરી શકાય એવા આચારથી વિરુદ્ધ હતો અને જૈનોએ ધર્મગુરુના વર્ગને અસલના ધર્મને ભ્રષ્ટ કરનાર ગણ્યો અને તેના સમાગમથી દૂર રહ્યા. આવી રીતે છૂટા પડનારા મંડળમાં ચારે મુખ્ય જ્ઞાતિઓના માણસોનો સમાવેશ થતો હતો; કેમકે કેટલાક સત્યાવલંબી બ્રાહ્મણો સાથે ક્ષત્રિય, વણિજ્, અને શૂદ્ર જ્ઞાતિના માણસો મળેલા હતા, તે બધા પોતાના પ્રાચીન ધર્મની શુદ્ધિ જાળવવા ઇચ્છતા હતા. તોપણ બ્રાહ્મણો પોતાની ઇચ્છા રાજકીય વર્ગ પર સ્થાપિત કરવામાં સફળ થયા અને તેમના નવીન આચારોને લોકોની મોટી સંખ્યાએ કબૂલ કર્યા. આ કારણથી જૈનો તરફ જુલમ ગુજરવા લાગ્યો અને દેશના ઘણા ભાગમાં જૈનપૂજાનાં સ્થાન અને પદાર્થનો નાશ કરવામાં આવ્યો, જૈનો પાસેથી મુલ્કી અને ધાર્મિક સ્વતન્ત્રતા છીનવી લેવામાં આવી, અને એવા તો સંપૂર્ણ રીતે તેમને વશ કરવામાં આવ્યા કે ઘણા પ્રાન્તમાં તેમનાં નામ કે નિશાની રહી નથી.

જૈનોમાં બે મુખ્ય જાતિ છે—જૈનબસ્તુ અને કાષ્ઠસંઘી શ્વેતામ્બર ( શ્વેત વસ્ત્રવાળા જૈનો ). 'જૈન' શબ્દ 'જિન' શબ્દ ઉપરથી આવ્યો છે. 'જિન' એટલે 'જેણે જીત્યાં છે (અર્થાત્, માનુષી વિકારો અને નબળાઈ). જિન એ દેવત્વ પામેલો સાધુ પુરુષ છે,

તેને તીર્થંકર પણ કહે છે અને તેને જૈન લોકો પૂજે છે. હિંદુઓ ઘણા દેવોને પૂજે છે તેને બદલે બંને જૈનો ને બૌદ્ધો દેવત્વ પામેલા સાધુઓની પરંપરાને પૂજે છે. જૈનો કાલના ત્રણ એક પછી એક આવતા યુગ કરે છે અને દરેક યુગમાં ૨૪ જિનોને મૂકે છે. હાલ તેમનો બીજો યુગ ચાલે છે. પહેલા ને બીજા યુગના ચોવીસ સાધુઓ અર્વાચીન જૈન ધર્મના દેવ છે.

" એ ચોવીસ સાધુઓને મંદિરોમાં ધ્યાનની સ્થિતિમાં બેઠેલા દર્શાવવામાં આવે છે. આકૃતિમાં તેઓ એક બીજાને એટલા બધા મળતા આવે છે કે તેમને ઓળખવા સારૂ જુદા જુદા રંગમાં ચિત્ર્યા હોય છે અને તેમની બેઠકો પર તેમનાં ભિન્ન ભિન્ન નામ કોતરેલાં હોય છે અથવા તો કોઈક ભેદક ચિહ્ન, સાધારણ રીતે કોઈક પ્રાણીનું પૂતળું, તેમની પાસે રાખવામાં આવે છે. તેમનાં જીવનની વાતોમાં એક બીજાથી ઓળખાવનારૂં તત્ત્વ ભાગ્યેજ હોય છે; પણ આ વાત ખાસ લક્ષમાં આવવા જેવી છે કે કદની ઊંચાઈમાં અને જિંદગીની મર્યાદામા એકસરખી ઊતરતી સ્થિતિ જોવામાં આવે છે." છેલ્લી ટીકાની પુષ્ટિમાં એકબે દાખલાઓ અસ્થાને નહિ ગણાય. બીજા યુગના ચોવીસ સાધુ પુરુષોમાંના પહેલા વૃષભ હતા. તેમનું કદ ઊંચાઈમાં ૫૦૦ પોલ હતું અને તેઓ ૮૪,૦૦,૦૦૦ દીર્ઘ વર્ષ જીવ્યા. તેઓ ૨૦,૦૦,૦૦૦ વર્ષની ઉંમરના હતા ત્યારે તેમને રાજ્યાભિષેક થયો; અને તેમણે ૬૩,૦૦,૦૦૦ વર્ષ રાજ્ય કીધું અને ત્યાર પછી ૧,૦૦,૦૦૦ વર્ષ તપશ્ચર્યામાં ગાળ્યાં, ત્યારે તેઓ સાધુત્વ માટે યોગ્ય થયા. ચોવીસ સાધુઓમાંના છેલ્લાને ખરા તીર્થંકર કહે છે; કેમકે તે સર્વમાં તેઓ વધારે પ્રસિદ્ધ હતા. તેમનું નામ મહાવીર હતું. ૨૮ વર્ષની ઉંમરે તેમના પિતા મરણ પામ્યા અને પોતે રાજા થયા, પરંતુ બે વર્ષ રાજ્ય કર્યા પછી રાજ્ય છોડી તપશ્ચર્યા કરવા લાગ્યા. ૪૨ વર્ષ તપ આચરી તૈયારી કર્યા પછી તેઓ હમેશને માટે દુઃખથી–મુક્ત થયા. બીજા શબ્દોમાં કહીએ તો તેઓ ૭૨ વર્ષની ઉંમરે

પામ્યા અને ' વિલય ' પામ્યા." દન્તકથા પ્રમાણે આ બનાવ ૨,૪૦૦ વર્ષ પહેલાં થયો.[1]

એબે ડુબોઇસના[2] કહેવા પ્રમાણે જૈનોમાં ઇશ્વરનો પ્રૌઢ વિચાર છે. તેઓ એકજ પરમેશ્વરને માને છે. તે એક છે, અવિભાજ્ય, અદૃશ્ય, શુદ્ધ આત્મા છે. તેનામાં ચાર મુખ્ય ગુણ છેઃ—ડહાપણ, અપારજ્ઞાન, શક્તિ, અને સુખ. આ સર્વશક્તિમાન્ પરમેશ્વર પોતાની સંપૂર્ણતાના વિચારમાં અને પોતાના સુખના આનન્દમાં તદ્દન ગરક થયલ્લ્ છે. સદ્દગુણ અને દુર્ગુણ, સત્ અને અસત્, તરફ તે સરખા તટસ્થ–બેપરવા છે.

પોતાના દેવત્વ પામેલા સાધુ પુરુષોની, તીર્થંકરોની અને પોતાનામાં પવિત્ર મનાતા બીજાં પૂજ્યપાત્રોની જે પૂજા ને ભક્તિ જૈનો કરે છે તેથી પરમેશ્વરની પૂજામાં કંઈ ન્યૂનતા આવતી નથી; કારણ કે એ પવિત્ર પુરુષો મરણ પછી મોક્ષ–મુક્તિ–અત્યાનન્દની સ્થિતિ પામી પરમેશ્વર સાથે તદ્દન એકરૂપ થયા છે, છૂટા ન પડે એવી રીતે જોડાઈ ગયા છે."

જૈન લોકો પુનર્જન્મનો સિદ્ધાન્ત દૃઢ રીતે માને છે; અર્થાત્, તેઓ માને છે કે મરણ પછી આત્મા એક શરીરમાંથી બીજા શરીરમાં પેસે છે. તેઓ એમ માને છે કે પાપી પુરુષને આવતા જન્મારામાં અપરાધના પ્રમાણમાં જંતુ, પેટે ચાલનાર પ્રાણી, પક્ષી, કે ચોપગાનો જન્મ લેવો પડે છે. તેટલા માટે સ્વાભાવિક રીતેજ તેઓ આખા જીવનને માનવન્તુ ગણે છે અને તેમનો ઓળખાવી આપનારો ઉપદેશ अहिंसा परमो धर्मः—હિંસા ન કરવી એજ ઉત્તમ ધર્મ છે–એ છે. તેઓ કોઈ પણ સ્વરૂપમાં જીવની હિંસાને તિરસ્કારે છે, પ્રાણી પ્રત્યે

૧. વિલ્કિન્સકૃત 'હિંદુપુરાણ', પૃ૦ ૪૮૯

૨. ડુબોઈસકૃત ' હિંદુસ્તાનના લોકોનું વર્ણન, ' પૃ૦ ૩૯૭

અતિશય દયા બતાવે છે અને માંદાં કે નકામાં થઈ ગયલાં પ્રાણીઓ માટે ઇસ્પિતાલો કે આશ્રમોને તેઓ સર્વથી વધારે પુષ્ટિ આપે છે.

જૈનોના ભવિષ્ય વિષે વિચારતાં તેઓ હિંદુધર્મમાં સમાઈ જશે એમાં ભાગ્યેજ સંદેહ રહે છે. હાલ પણ તેઓ મંદિરોમાં બ્રાહ્મણ ધર્મગુરુઓને કામે લગાડે છે અને બ્રહ્મા, શિવ, વિષ્ણુ, અને ગણેશ, એવા હિંદુ દેવોને ઊતરતું માન આપે છે.

---

# ઉપસંહાર અને પરિસમાપ્તિ

હિંદુ પુરાણનાં દેવ અને દેવીની અમારી સંક્ષિપ્ત સમીક્ષામાં પાશ્ચાત્ય વિદ્વાનોના ઉદ્યોગ અને ખંતભરેલા સંશોધનથી જે અન્ધારા જમાનામાં ઇતિહાસ લખવાનો આરંભ થયો તે જમાનામાં દન્તકથા પ્રમાણે કેટલાક દેવ પ્રબળ સત્તાવાળા હતા તેમનું સ્વરૂપ સમજવા અમે શક્તિમાન્ થયા છીએ અને પ્રમાણભૂત મૂળ પુસ્તકોમાંથી તેમના જીવનનો ઇતિહાસ વર્ણવવા તથા તેમની સ્થિતિ અને અગત્ય કેટલેક અંશે નક્કી કરવા સમર્થ થયા છીએ. જે ધાર્મિક અને સામાજિક પદ્ધતિ મનુષ્યજાતિને જાણીતી એક પ્રાચીનમાં પ્રાચીન પદ્ધતિ છે અને જેમાં એવી તો સંઘટ્ટના, પરિસ્થિતિ, ને અનુકૂલતા, અને પોતાનું સ્વરૂપ પુનઃ પ્રાપ્ત કરવાની શક્તિ જણાઈ છે કે કોઈ પણ બીજા ધર્મમાં એવી શક્તિ છે એમ કોઈથી કહી શકાતું નથી, એ ધાર્મિક અને સામાજિક પદ્ધતિમાંથી એ દેવ ઉત્પન્ન થયા છે અને એમની ઉત્પત્તિમાં ભક્તિ અને કલ્પનાશક્તિ કારણરૂપ છે, એનું ખરૂં સ્વરૂપ આપણા સમજવામાં આવે છે ત્યારે અમે જે કરી શકયા છીએ તેને માટે અમારૂં આશ્ચર્ય વધે છે. વળી આ સર્વગ્રાહક અને પરસ્પર સુસંબદ્ધ પુરાણોનાં મૂળ શોધી કાઢતાં પ્રાચીન વેદોમાં અને દુનિયાના જૂના ધર્મગ્રન્થોમાં એનાં અસલ મૂળ છે એમ માલમ પડે છે ત્યારે અમારૂં આશ્ચર્ય એથી પણ વિશેષ થાય છે. જે લોકો આ પ્રાચીન દેવને પૂજે છે, જેમનાં ચારિત્ર્ય તે પ્રાચીન વિચારપદ્ધતિથી ઘડાય છે અને અંકુશમાં રહે છે, અને જેઓ વેદની ઋચાઓ પ્રતિ અતિશય પૂજ્યભાવ દર્શાવે છે, તે લોકો પૃથ્વીની સપાટી પર વસ્તીમાં માત્ર એકજ પ્રજાથી ઊતરતા છે, અને દુનિયાના નીતિયુદ્ધના રણક્ષેત્રમાં માપી ન શકાય એવું પ્રબળ અને સારાં કે નઠારાં પરિણામનું નિશ્ચાયક બળ છે, એ વાત

જ્યારે અમે યાદ લાવીએ છીએ ત્યારે હિંદુપુરાણની અમારી સમીક્ષાની અગત્ય અને અત્યન્ત વ્યાવહારિક સ્વરૂપ સ્પષ્ટ થાય છે.

તેટલા માટે હિંદુપુરાણની નીતિસંબંધી અને બુદ્ધિસંબંધી યોગ્યતાની ખરી કિંમત આંકવી અને તેની વિવેકથી તુલના કરવી એ અત્યન્ત અગત્યનું છે. મોટા હિંદુસમાજના બંધારણમાં તેનો કેટલો અંશ છે ? અપૂર્ણ જ્ઞાનવાળા લાખો ભટકતા લોકોએ પોતાના અણીના અને જરૂરના સમયમાં જે પુરાણ તરફ દૃષ્ટિ કરી છે તેમને જીવનમાં તેનાથી શો દિલાસો, શી આશા, અને શી પ્રેરણા મળ્યાં છે ? હિંદુપુરાણમાં નીતિની યોગ્યતા છે એમ કહી શકાય ? શું એથી નીતિની સમજ અંધારી થવા નથી પામતી ? એથી નીતિની સમજ નષ્ટ જેવી થાય છે એમ યુરોપના વિદ્વાનો લગભગ એકમતે સાક્ષી પૂરે છે. આ પુસ્તકમાં આપેલાં ઘણાં પ્રમાણમાંથી વિગતવાર ફકરા આપવા એ મુકાબલે સહેલું છે; પરંતુ ભક્તિમાન્ હિંદુઓ તરેહવાર અને પરસ્પરવિરુદ્ધ વાર્તાઓને પૂર્ણ શ્રદ્ધાથી ખરી માને છે અને કોઈક વિચિત્ર કલ્પનાવાળા દેવની સંપૂર્ણ પરિત્યાગવૃત્તિથી મંદિરમાં પૂજા કરે છે, તે હિંદુઓની માનસિક સ્થિતિ સમજવી ગમે તેવા સમભાવનાવાળા અને જ્ઞાની યુરોપીઅન વિદ્વાન્‌ને પણ અતિશય અઘરી છે એમ અમારૂં મત છે તેથી એવા ફકરા આપતાં અમારૂં મન આચકો ખાય છે. વળી હિંદુઓ "જન્મેલા છે, કંઈ બનાવાતા નથી" અને તેમની આદર્શરૂપ ધાર્મિક ભાવનાનું રહસ્ય ઉત્તમમાં ઉત્તમ પાશ્ચાત્ય વિદ્વાનો પણ સહેલાઈથી કળી શકતા નથી, એમ છે ત્યારે હિંદુ પુરાણોની ખરી નીતિસંબંધી કિંમત આંકવામાં અમને તેઓ શી રીતે સહાયતા આપી શકે ?

તોપણ પાશ્ચાત્ય દૃષ્ટિથી જોતાં પણ આટલું તો અવશ્ય સ્વીકારવું જ જોઈએ કે હિંદુ જેવી સર્વથી વિશેષ ધાર્મિક પ્રજાનાં પુરાણમાંથી અમને અગત્યના બોધ મળે છે. એક તો હાલના પાશ્ચાત્ય જીવનના અતિશય આધિભૌતિક વિચારો કરતાં આધ્યાત્મિક

વિચારો વિશેષ ઉત્કૃષ્ટ છે એમ પુરાણોમાં હમેશ ઠોકીને-દૃઢતાપૂર્વક કહેવામાં આવ્યું છે. હિંદુઓ " ધનપતિને-ધનના દેવને " અત્યન્ત કદ્રૂપા સ્વરૂપનો રાક્ષસ માને છે અથવા તો "સંપત્તિના દેવ" ગણેશને અતિશય કંટાળો ઉપજે એવા દેખાવવાળો અને ઊતરતા પ્રકારના ગણોનો નાયક કલ્પે છે. આવી હિંદુઓની કલ્પનાથી સંપત્તિમાન્ રાજ્યતન્ત્રીઓને સારૂં નહિ લાગે. વળી આ સંખ્યાબંધ દેવો મનુષ્ય-જીવનની દરેક બની શકે એવી પ્રવૃત્તિ અને સ્વરૂપમાં કેવા વિચિત્ર રીતે વ્યાપી રહ્યા છે! હિંદુઓ દુનિયાની ધાર્મિક સમજને છેવટે જે ફાળો પૂરો પાડશે તે કંઈ નાનોસુનો થશે નહિ; કારણ કે હિંદુ પુરાણ અને હિંદુ ધર્મના આચારથી આપણે જાણીએ છીએ કે હિંદુધર્મ દરરોજના જીવનના અંશે અંશમાં ને છેક આન્તર સ્વ-રૂપમાં દાખલ થયલો છે. ધર્મની બાબતમાં બાહ્ય સ્વરૂપમાંજ રહેનારા પાશ્ચાત્ય લોકો પ્રત્યે હિંદુઓને એટલો બધો તીવ્ર તિરસ્કાર છે કે તે કશાથી પણ મટતો નથી કે તેનું સમાધાન થઈ શકતું નથી અને પશ્ચિમમાં ઘણા દાખલાઓમાં ધર્મ દૃષ્ટિગોચરમાંથી લુપ્ત થતો દેખાય છે તેને બદલે હિંદુઓમાં તો ધર્મનો ખરેખરો ઉત્સાહ છે. કાશીના ઘાટો ઉપર હજારો લોકોનાં ટોળાં આત્માને શુદ્ધ કરવા પવિત્ર ગંગા નદીમાં સ્નાન કરતાં જોવાં અને મુખ્ય મંદિરોમાં એટલી બધી ભીડ થાય છે કે પોલીસને આડ રાખવાની અને એકી વખતે તેમાં અમુક સંખ્યાનેજ દાખલ કરવાની જરૂર પડે છે, એવી ભીડમાં અત્યન્ત હોંસથી, લગાર પણ મિજાશ ખોયા વગર એક બીજાને ઠોંસો મારી માર્ગ કરતાં એ ટોળાં જોવાં, એનાથી આજે દુનિયામાં બીજું કંઈ વધારે વિસ્મયકારક નથી. આ વાત અવશ્ય યાદ રાખવાની છે કે કોઈ અદ્ભુત, વિચિત્ર દેવની પૂજા કરવા માટે આ ભક્તો લાંબી મુસાફરી કરીને આવ્યા છે, તેમણે ઘણી અઘવડ અને તંગી પણ વેઠી છે. આ ભક્તિ પાશ્ચાત્ય બુદ્ધિને રુચે એવી ભલે ન હોય અથવા તો સાહાય્યકારક ધર્મ વિષે આપણી સમજને એ સારી ન લાગે, તોપણ પ્રોફેસર મૅક્સ મ્યૂલર પણ આ ભક્તિના વાસ્તવિકપણા વિષે કંઈ સંદેહ લાવી

શકશે નહિ. આજ પણ હિંદુ પુરાણ આ અદ્દભુત ભક્તિથી ભરપૂર છે; ઘણી વાર તેથી તેમાં રૂપાન્તર થયું છે; કેમકે તેમાં ઉત્કૃષ્ટ અને ઘણી વાસ્તવિક ધાર્મિક સમજનું લક્ષણ જોવામાં આવે છે.

આટલી પ્રસ્તાવના કર્યા પછી નીતિની બાબતમાં હિંદુ પુરાણની કેટલી યોગ્યતા છે તે વિષે પાશ્ચાત્ય વિદ્વાનોનો પુરાવો સંક્ષેપમાં મૂકીશું. ઘણા વિદ્વાનોએ પૂર્વના વિચારોનો દુસ્તર સમુદ્ર તરવાને અનેક વર્ષ મથન કર્યું છે તેમાંથી અમે એક કે બેજ અગ્રેસરોનાં નામ આપીશું. આપણને ફસાવી પાડે એવા નીતિના ખરાબા તરફ જે પ્રબળ પ્રવાહો સરખી રીતે વહ્યા જાય છે તે પ્રવાહોને લીધે હિંદુ પુરાણોમાં જે જોખમો રહ્યાં છે તે તરફ તેઓ આપણને ચેતવે છે. અમે બેશક કબૂલ કરીએ કે તેઓ આવાં બળનું અસ્તિત્વ સમજવા શક્તિમાન્ થયા છે; પરંતુ પૂર્વના લોકોના મનોવિચારની ઉંડાઈ તેમનાથી માપી શકાતી નથી કે એ પ્રવાહોનાં અસલ મૂળ શોધી કઢાતાં નથી. બીજા શબ્દોમાં કહીએ તો, આપણા વિષયની નીતિસંબંધી યોગ્યતાની ખરી કિંમત માપવી શક્ય થશે; પરંતુ તેનાં ગુંચવણભરેલાં અને ઘણી વાર પરસ્પરવિરુદ્ધ આધારભૂત વચનનું રહસ્ય આપણાથી ઉકેલી શકાશે નહિ.

સર આલ્ફ્રેડ લાયલને હિંદુજીવન વિષે બહોળો અનુભવ હતો અને તે સરકારનો વિશ્વાસુ અધિકારી હતો, તે એ વિષે પોતાના દૃષ્ટિબિંદુથી વિચાર નીચે પ્રમાણે વિચિત્ર દૃષ્ટાન્તથી દર્શાવે છેઃ—

“ અનેકદેવવાદી હિંદુસ્તાનમાં ધાર્મિક વિચાર અને આચારના આપણી દૃષ્ટિ આગળથી જતા સંપૂર્ણ ચિત્રને અસલી જંગલના અત્યન્ત ગુંચવણવાળા સ્વરૂપ સાથે સરખાવી શકાય. ત્યાં સવ પ્રકાર, ઉંમર, અને કદનાં ઝાડ એક બીજા સાથે ગુંચવાઈ જતાં અને અને આથડતાં જોવામાં આવે છે; કેટલાંકનો નાશ થાય છે; બીજાંમાં

જબરા ફણગા ને ડાળીઓ ફૂટે છે અને તે અન્ય વૃક્ષવૃન્દથી વધારે ઊંચાં જાય છે–અને ઝાડનાં શિખરની ઉપર નીલ આકાશનો દેખાવ છે તે પાર્થિવ વિચારથી વિભક્ત અને ઘણા ઊંચા જતા અપરિછિન્ન, સર્વોત્કૃષ્ટ વિચારનું પ્રદર્શન છે. "[1]

બીજા મોટા વિદ્વાનો હિંદુ પુરાણોની નીતિસંબંધી યોગ્યતા વિષે આથી પણ ઓછા અનુકૂળ છે.

૧૮૭૩ના ડીસેંબરની ૩જી તારીખે વેસ્ટ મિન્સ્ટર ઍબિના મધ્ય ભાગમાં આપેલા ધર્મપ્રચારક મંડળ વિષેના એક ભાષણમાં મૅક્સ મ્યૂલર કહે છે કે "ધર્મ તરીકે બ્રાહ્મણધર્મ દિવસનો પ્રકાશ ખમી શકતો નથી–હાલના જ્ઞાનપ્રકાશની કસોટીમાં ઊતરી શકતો નથી. શિવ, વિષ્ણુ, કે અન્ય લોકપ્રિય દેવોની પૂજા જ્યૂપિટર, એપોલો, અને મિનર્વાની પૂજાના જેવીજ છે, રે, ઘણી બાબતોમાં એથી પણ વધારે અધમ અને જંગલી સ્વરૂપની છે, જે વિચાર-ભૂમિકા આપણા પગ તળે કયારની દબાઈ ગઈ છે તે ભૂમિકાને લગતી એ પૂજા છે; સિંહ અને વાઘની પેઠે તે જીવતી રહે પણ ખરી; પરંતુ સ્વતન્ત્ર વિચાર અને સુધરેલા જીવનના શ્વાસમાત્રથી તે નાશ પામશે.

"એ ખરી વાત છે કે હિંદુસ્તાનમાં લાખો મરદો, સ્ત્રીઓ, અને છોકરાં અર્ધો માણસ અને અર્ધો પક્ષી એવા ગરુડના વાહન પર આરૂઢ થયલી કે નાગ પર શયન કરતી ચતુર્ભુજ વિષ્ણુની પત્થરની પ્રતિમાઓ આગળ દંડવત્ પ્રણામ કરે છે; તેઓ વૃષભ પર નગ્ન આરૂઢ થયલા, ભૂષણ તરીકે કપાલમાલા ધારણ કરનાર, ત્રિનેત્રવાળા રાક્ષસભૂત શિવની પૂજા કરે છે, એ પણ ખરી વાત છે. એવાં મનુષ્ય છે કે તેઓ હજી પણ મયૂર પર સવાર થતા, હાથમાં ધનુષ્ ને બાણ ધારણ કરતા, છ મુખવાળા લડાઈના દેવ કાર્તિકેયને માને

[1] લાયલકૃત 'એસિયાનો અભ્યાસ,' ભાગ ૨, પૃ૦ ૩૧૮

છે; અને હાથીના માથાવાળા, મૂષકવાહન, ચતુર્ભુજ ગણેશનું આવાહન કરે છે. રે, એ પણ ખરી વાત છે કે ઓગણીસમા સૈકાના પૂર્ણ પ્રકાશમાં કાલિકા દેવીની આકૃતિને તેના પોતાનાજ શહેર કલકત્તાના મહોલ્લામાંથી લઈ જાય છે, તે સમયે તેના છૂટા વિખરાયલા કેશ પગ સુધી પહોચે છે, તેણે મનુષ્યનાં માથાંની માળા પહેરેલી હોય છે, તેની જીભ તેના મુખમાંથી બહાર નીકળેલી હોય છે, અને તેનો કમ્મરપટો લોહીથી ખરાડાયલો હોય છે. આ બધું ખરૂં છે; પરંતુ લખી, વાચી, કે વિચાર કરી શકે એવા ગમે તે કોઈ હિંદુને પૂછો કે તમે શું આજ દેવોને માનો છો ? આ પ્રશ્ન સાંભળી તરતજ તમારા ભોળાપણા–દરેક વસ્તુ ખરી માની લેવાના સ્વભાવ–તરફ તેઓ હસશે. હિંદુસ્તાનમાં પ્રજાકીય ધર્મ આ પ્રમાણે જીવતો મુએલો છે તે કયાં સુધી ટકશે તે કોઈથી કહી શકાશે નહિ ”

હિંદુ પુરાણોમાં નીતિસંબંધી યોગ્યતાનો અભાવ છે તે વિષે આ અભિપ્રાયોને પુષ્ટિ આપવાનાં થોડાંક સાદાં અને છેક મૂળ-તત્ત્વનાં કારણ છે. તેની જે અતિશય વૃદ્ધિ થઈ છે, એક એકની સાથે સ્પર્ધા કરતા અનેક દેવો વિષે જે અતિશય ગુંચવણ ઉત્પન્ન થઈ છે, તેથી બેશક નીતિનિયમનું બળ ઓછું થાય છે; કારણ કે તે નિયમ કોઈથી પણ વાધો ન કહાય એવી સ્પષ્ટતા અને ગૌરવથી નીતિનાં કામની વ્યવસ્થા કરી શકે એવી એક મધ્યસ્થ સત્તા પર આધાર રાખે છે. વળી આરંભમા એમ ન હતું પણ હાલ મૂર્તિપૂજા એ હિંદુ ધર્મનો એક ઘટક અંશ છે અને તેને હિંદુપુરાણ સાથે વધારે ખાસ રીતે સંબંધ છે અને મૂર્તિપૂજા મૂર્તિપૂજા તરીકે ચારિત્ર્યને અધમ કરનારી છે. લોકપ્રિય મૂર્તિપૂજાનું સ્વરૂપ આ પુસ્તકમાં ચિત્રો આપ્યા છે તેથી જણાઈ આવે છે અને તે મારો અર્થ સ્પષ્ટ કરવા પૂરતા છે. એ ચિત્રો અને આ પુસ્તકમા આપેલી હકીકત દેવોના કહેવાતા જીવનની જે વાર્તાઓ પૂરી પાડે છે તેથી દેશ ભરપૂર છે અને કદ્રૂપી અને એવાં કંટાળો આવે એવી મૂર્તિ-ઓમાં વસતા દેવ વિષે અશુદ્ધ વિચારથી પૂજકનાં મન અને

જીવન અવશ્ય અધમ થવાં જોઈએ. એ મુદ્દો ઠસાવવાને પરિશ્રમ કરવાની જરૂર નથી.

હવે બુદ્ધિવિષયક દૃષ્ટિબિન્દુથી જોતાં શું પુરાણો હિંદુઓને સંસ્કારી બનાવી શકે છે અને ઉન્નતિમાં લાવી શકે છે? જે વિચારો ઘણી વાર ખોટા અને બાલિશ હોય છે તેને પુરાણ ઉન્નત ઠરવે છે; અને તેમાં અદ્ભુત સૌન્દર્યનો પ્રકાશ જોવામાં આવે છે, તોપણ તેના બોધથી મન હમેશ અજ્ઞાનની સ્થિતિમાં રહેવાનો ખરેખરો સંભવ છે. સર મોનિઅર વિલિઅમ્સ બ્રાહ્મણસત્તા વિષે કહે છે કે "બુદ્ધિનો વિકાસ અટકાવવાની અને ઊતરતી જ્ઞાતિઓને હમેશ બાલ્યાવસ્થામાં-અજ્ઞાનમાં-રાખવાની તેની યુક્તિ હોવાથી તેણે યુરોપની અતિમનસ્વી પરીઓની વાર્તાઓમાં ક્ષન્તવ્ય ગણી શકાય તેના કરતાં વધારે વિસ્તારવાળી અને મૂર્ખાઈભરેલી અતિશયોક્તિનાં વર્ણન માટે લોકોની તૃષ્ણા ઉત્તેજિત કરી. જેમ કોઈ વાત વધારે અસંભવિત, તેમ તેથી વિશેષ બાલિશ આનન્દ ઉત્પન્ન થવાનો સંભવ. વખતનું વર્ણન લાખો વર્ષથી, અને જગાનું લાખો માઈલથી થાય છે, તેમજ યુદ્ધનું વર્ણન કરવું હોય તો લાખો યોદ્ધાઓ અને હાથીઓને રણક્ષેત્રમાં લાવ્યા વગર તે વર્ણનનો વિચારજ થઈ શકે નહિ."

એજ પ્રમાણે લૉર્ડ મેકોલે કહે છે કે "બ્રાહ્મણોએ લખેલાં પુરાણ એવાં તો મૂર્ખાઈભરેલાં છે કે જેઓ તે સાચાં છે એમ સ્વીકારે છે તેમનું મન અવશ્ય અધમ થાય છે."

તોપણ હિંદુ પુરાણનું જ્ઞાન મેળવનાર પુરુષ આવા વિચારોને પોતાની દૃષ્ટિની બહાર રાખે અને નિષ્પક્ષપાત મત રાખીને તેનો અભ્યાસ શરૂ કરે તો તેને તે બેશક મોહ પમાડ્યા વિના રહેશે નહિ. હજી હિંદુઓના પૌરાણિક વિચારના ઘણા પ્રદેશોની સમીક્ષા કરવાની બાકી રહે છે. સૃષ્ટિના આરંભનો અભ્યાસ, એક તરફ આસલી જાતોના દેવ અને બીજી તરફ હિંદુસ્તાનની બહારની પ્રજાના દેવ વિષે,

હિંદુઓના પૌરાણિક વિચારની અસર અને હિંદુ પુરાણોનો પ્રાચીન ઇરાની, ગ્રીક, અને રોમન દેવો સાથે ગાઢો સંબંધ–આ વિષયો રસથી પરિપૂર્ણ છે અને વિદ્વત્તા અને અવકાશ જેમને હોય એવા પંડિતોએ એ વિષે શોધ કરવી એ તેમની મોટી ફરજ છે. આવા અભ્યાસથી મનુષ્યજાતિશાસ્ત્રના અને ધર્મતુલનાશાસ્ત્રના અભ્યાસકોને ઘણા અગત્યના સવાલ ઊભા થશે અને કદાચ કૂટ પ્રશ્નોનો નિકાલ પણ થશે.

હવે પુરાણના વિષય અને તેની અંદર સમાયલા અને તેને નિયમમાં રાખતા વિચાર વિષે થોડા શબ્દ કહીને આ વિસ્તીર્ણ વિષયની અમારી સંક્ષિપ્ત સમીક્ષા અમારે પૂરી કરવી જોઈએ.

રસ્કિને આ આધારભૂત સિદ્ધાન્ત સ્થાપ્યો છે કે પુરાણમાં તમારે રચનાના ત્રણ ભાગ જોવાના છે.—

૧. કુદરતી જીવનમા મૂળઃ—જેવું કે સૂર્ય, આકાશ, વાદળું, કે સમુદ્ર;

૨. બે શાખાઓ·—

(અ) જેમ બાળક પોતાના ભાઈ કે બેન સાથે હાથ પકડીને ચાલી શકે છે તેમ જેની સાથે તમે હાથ પકડી ચાલી શકો એવા દેવનો પુરુષના સ્વરૂપમાં અવતાર એક વિશ્વાસુ અને સોબત કરવા લાયક દેવ થાય છે.

(આ) એ અવતારનો નીતિના સંબંધમાં અર્થ અને વિચાર.

આ નિયમ આર્ય વાર્તાઓને લાગુ પાડતાં કુદરતી જીવનમાં તેનાં મૂળ અને બે શાખાવાળાં તેનાં થડ ઘણી વૈદિક પૌરાણિક કલ્પનાઓમા સ્પષ્ટ રીતે શોધી કાઢી શકાય એમ છે. વરુણ એ અપરિચ્છિન્ન આકાશનો દેવ છે. એનું કુદરતી પાછલું સ્થાન સ્વર્ગનો તારાથી ભરેલો વિશાળ ભાગ છે. અવતાર લે છે ત્યારે એની સર્વજ્ઞ

દષ્ટિ નીચે આવેલી પીડાતી દુનિયા તરફ દેખરેખ રાખે છે. એ પાપીને શિક્ષા કરે છે અને પુણ્યશાલીને ઇનામ આપે છેઃ—

"સ્વર્ગમાં અને પૃથ્વીમાં જે કંઈ છે, જે કંઈ આકાશની પેલી તરફ છે, તે સર્વ વરુણની દષ્ટિ આગળ ખુલ્લુ થયલું રહે છે."

પછી આ સર્વજ્ઞ દેવની નીતિસંબંધી અગત્ય જોવામાં આવે છે. માણસો એનું જ્ઞાન અને સત્તા પ્રત્યક્ષ જાણે છે તેથી ક્ષમા માટે એની પ્રાર્થના કરે છે. તેઓ કહે છે કે "અમને અમારા વડીલોનાં પાપમાંથી અને અમે જે પાપ કર્યાં છે તેમાંથી મુક્ત કરો."

એજ પ્રમાણે, ઇન્દ્ર એ તોફાનના ક્રોધી સપાટાનું પ્રદર્શન છે. ઘણો લાંબો વખત અનાવૃષ્ટિ રહ્યા પછી ચોમાસું ફાટે છે ત્યારે હજી પણ તેના વજ્રનો કડાકો સંભળાય છે. અવતારરૂપ થઈ તે સુકાઈ જતી જમીન અને મરણ પામતા લોકો, જેઓ બળી જતાં ગંગાનાં મેદાન પર મેઘદેવને વર્ષવા વિનવે છે, તેમનાથી કીમતી વૃષ્ટિથી ભરેલાં વાદળાંને અટકાવનાર વૃત્રાસુરને હરાવે છે. પાછલા વૈદિક દેવોમાં મુખ્ય એવા એ દેવની જે વેદમાં પ્રાર્થના કરવામાં આવી છે તેમાં એની નીતિસંબંધી અગત્ય જણાઈ આવે છેઃ—

"તું અમારો રક્ષક, સમર્થક, અને મિત્ર છે; ભાઈ, પિતા, અને માતા, સર્વ એકત્રિત છે; પિતાઓમાં ઉત્તમ પિતૃત્વ ધરાવનાર! અમે તારા છીએ અને તું અમારો છે. અમે તારી સ્તુતિ કરીએ ત્યારે તારો કૃપાળુ આત્મા દયાભાવથી અમારી તરફ ફેરો અને એક પાપને માટે કે અનેક પાપને માટે અમારો નાશ ન કર."

જે વૃષ્ટિદાતા પૃથ્વીને જળથી ભરી દેતી અને હજારોને જીવન અને આશા આપતી ઉપકારક વૃષ્ટિ મોકલે છે તે એક પગલે પ્રજાનો રક્ષક અને મિત્ર થાય છે.

હવે પૌરાણિક સમય પર જતાં આ અવશ્ય સંક્ષિપ્ત સમીક્ષામાં

આપણે કુદરતી જીવનવાળા કોઈ પદાર્થમાં નહિ પણ કુદરતી જીવનની અંદર રહેલા અને તેને નિયમમાં રાખતા આધારભૂત તત્ત્વમાં મૂળ જોઈએ છીએ. લાયલ કહે છે કે "પ્રૌઢ અને ભયાનક શિવ ઘણું કરીને મનુષ્ય પર વહેલામાં વહેલા અને સર્વથી વધારે સામાન્ય થયલા કુદરતના સંસ્કારનું–અનન્ત અને દયાશૂન્ય વિકારનું, જીવનની વારંવાર થતી ભરતી અને ઓટનું, જન્મ અને મરણનું–પ્રદર્શન છે. અવતારી પુરુષ તરીકે તે વિનાશની ભયંકર મૂર્તિ થાય છે અને તેજ સમયે જીવનનો અધિપતિ અને અર્પનાર પણ થાય છે, કારણ કે સુદૃઢ નિયમ પ્રમાણે પદાર્થમાત્ર વિનાશ પામવા અને અવયવો છૂટા પડી કકડે કકડા થઈ જવા શક્ય છે, તોપણ જીવનના અનેક સ્વરૂપમાં કુદરત ફરી જન્મ પામ્યાંજ કરે છે. તેટલા માટે બધી સજીવ સૃષ્ટિ તેમની છે. કુદરતની હમેશ જન્મમરણની ઘટમાળ પર તેઓ અધ્યક્ષનું કામ કરે છે. આ દેવ, કાળના અધિપતિ, જન્મ અને મરણના શાસક છે. એમનાં હજારો દહેરાં જેમણે આખા હિંદુસ્તાનમાં સર્વત્ર ફેલાયલાં જોયાં છે તેઓજ એમના તેજસ્વી અધિકાર અને નીતિ-સંબંધી અગત્યની ઝાંખી પણ કિંમત આંકી શકે છે. એમની વિશેષ પૂજા થાય છે; કારણ કે હિંદુસ્તાનમાં કોઈ પણ એકલા અવતાર કરતાં એમનો વધારે ભય છે.

"આથી ઉલટું, વિષ્ણુ એ ઉચ્ચ વિકાસ, મનુષ્યના આત્માની ઊંચે માર્ગે જવાની વૃત્તિનો અવતાર છે. તેઓ કેટલાક મોટા અને દૂરગામી અસરવાળા ધાર્મિક વિચારોનું પ્રદર્શન છે. પદાર્થ-માત્રના વૃદ્ધિ પામતા પ્રવાહ અને વિકારમાં તેઓ તેમના રક્ષક છે; અને તેઓ એક મોટામાં મોટા દેવ છે તોપણ તેમણે મનુષ્યના કે હલકા પ્રાણીના સ્વરૂપમાં વારંવાર પૃથ્વી પર અવતાર લીધો છે..... ઘણાખરા પ્રસિદ્ધ સન્તો, વીરો, કાવ્ય અને કાંદબરીઓના અર્ધ-દિવ્ય પુરુષો અને ઘણા ચઢતા દેવો વિષ્ણુનાં પ્રત્યક્ષ સ્વરૂપ હોય એમ ઓળખાય છે; કોઈ ભારે જોખમને વખતે બાજી ફેરવી નાખે એવી મદદ આપવા માટે અથવા તો જગતની નાટ્યભૂમિમાં નટનો

વેષ ભજવવાને માટે તેમનાંજ શરીર મારફત તેઓ પોતાનું મર્ત્ય સ્વરૂપ ધારણ કરે છે. ઈશ્વરના આવી રીતે અવતાર લેવાનો સિદ્ધાન્ત હિંદુધર્મમાં એક ઘણોજ અગત્યનો અને અસરકારક સિદ્ધાન્ત છે, તે ધર્મનાં જુદાં જુદાં સ્વરૂપને જોડે છે ને સમજાવે છે, નીચલા વિચારોને ઉપલા વિચારો સાથે જોડે છે અને એ બધાંને માટે સમાધાનનું સામાન્ય સ્થળ કે પદ્ધતિ પૂરી પાડે છે. દાખલા તરીકે, તે એમ દર્શાવે છે કે કોઈ જંગલી ટોળીએ પવિત્ર માનેલું પ્રાણી બ્રાહ્મણોથી પૂજાતા મોટા દેવનુંજ સ્વરૂપ છે; અથવા તો એથી એમ સિદ્ધ થાય કે કોઈ અપ્રસિદ્ધ કે સ્થાનિક દેવના પૂજકો અજાણતાં વિષ્ણુનેજ પૂજે છે. તે આ પ્રમાણે નીચલા દેવોનું સમાધાન કરે છે કે તેમને ઉપલા દેવોમાં સમાવી દે છે; અને એ રીતે તેમને આકાશ સુધી ઊંચા ચઢાવી દેવત્વની પંક્તિમાં મૂકે છે ત્યારે તે ઊંચા દેવોને સ્વર્ગમાંથી નીચે લાવી મનુષ્યનાં કામકાજમાં ભાગ લેવડાવે છે. "[1]

આ પ્રમાણે બ્રાહ્મણધર્મની ત્રિમૂર્તિના મોટા દેવ શિવ અને વિષ્ણુની ઉત્ક્રાન્તિ વધારે પ્રાચીન અને ઓછા ગુંચવણભરેલા વૈદિક દેવોમાંથી શોધી કાઢવામાંથી જે છેવટ પરિણામ આવ્યું છે તે એ છે કે પૌરાણિક વાર્તાઓ ઉત્પન્ન થવાનું મુખ્ય કારણ **કુદરત સચેતન** છે એવી શ્રદ્ધા છે. નમ્રમાં નમ્ર સ્વરૂપમાં એ શ્રદ્ધા સ્થાનિક પદાર્થને સચેતન માનવામાં અને સ્થાનિક ભૂતને માનવામાં માલમ પડે છે અને એ રીતે ગામડાંના લોક ઝાડ, પત્થર, ઇત્યાદિ કુદરતી પદાર્થને દેવ માને છે અને રસ્તાની બાજુએ મૂકી પૂજે છે; પરંતુ ઊંચામાં ઊંચા સ્વરૂપમાં એ શ્રદ્ધા કુદરતનાં નિયામક અને અંદર રહેલાં તત્ત્વને મૂર્તિ ( મનુષ્યનો આકાર ) આપવામાં અને પાછળથી તેને દેવ તરીકે પૂજવામાં જોવામાં આવે છે. એ પ્રમાણે શિવ અને વિષ્ણુની મોટી ભાવના ઉત્પન્ન થઈ છે. એ કંઈ માત્ર

૧. લાયલકૃત 'એશિઆનો અભ્યાસ;' પૃ૦ ૩૦૬-૭

કવિકલ્પના નથી; પરંતુ એક વિચારવન્ત અને પ્રૌઢ, જોકે આરંભક, કુદરતનું તત્ત્વજ્ઞાન છે. એ તત્ત્વજ્ઞાન નિષ્ફળ થાય છે, તેનું કારણ એ છે કે તેમાં આ વાતનું ઘણે અંશે ખરૂં સ્વરૂપ સમજવામાં આવ્યું નથી કે ભક્ત આત્માને અવિનાશી પરમેશ્વર પાસે જવાને કુદરત એ માત્ર પ્રવેશમાર્ગ છે અને સર્જનહાર એ તેના હાથનાં કામથી—સૃષ્ટિથી તદ્દન જુદું અને અપાર દરજ્જે ઉત્કૃષ્ટ સત્ત્વ છે. આ સત્ય ઝાંખા સ્વરૂપમાં જેટલે અંશે તેમાં સમજાયું છે તેટલે અંશે તેમાં બળ અને કદાચ તેના લાંબા આયુષ્યનું રહસ્ય આવ્યું છે. હિંદુઓના વિચારમાં એ સિદ્ધાન્ત હમેશ જોવામાં આવે છે. બ્રાહ્મણો 'અધિવાસ' ની ક્રિયા કરી જે પ્રતિમા બનાવી હોય છે તેમાં દેવને રહેવા બોલાવી તેની સ્થાપના કરે છે તેથી એ સિદ્ધ થાય છે. જ્યારે પ્રતિમામાં પ્રાણ એટલે "શ્વાસ, જીવ, કે આત્મા" મુકાય છે ત્યારે એ ક્રિયા પૂરી થાય છે અને પ્રથમ જે પદાર્થ બીલકુલ માન પામતો ન હતો તે હવે પૂજાનું સ્થાન થાય છે; કેમકે તેમા પરમાત્માએ પ્રવેશ કર્યો છે એમ માનવામાં આવે છે. આ પરમાત્મા કે બ્રહ્મ આખા વિશ્વમાં વ્યાપક છે અને સર્વ પદાર્થમાં ચેતન મૂકે છે એમ માનવામાં આવે છે.

વળી આ સિદ્ધાન્ત જેને આપણે પુરાણના નિયામક વિચાર તરીકે વર્ણવી શકીએ, તે માત્ર આ હાલની જિંદગીનેજ લાગુ પડે છે એમ નથી. એથી આગળ વધી અદૃષ્ટ દુનિયામાં ચૈતન્ય અર્પનારા આત્મા મૂર્તિમન્ત સ્વરૂપે છે એવી શ્રદ્ધા થાય છે અને એ શ્રદ્ધામાં પુનર્જન્મના સિદ્ધાન્તનું મૂળ છે. તે પુનર્જન્મના સિદ્ધાન્તથી તે શ્રદ્ધા અનન્તતા સુધી પહોંચે છે.

# શુદ્ધિપત્ર.

---

| પૃ૦ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૧ | ૨૦ | ફૂક | ફૂંક |
| ૭૧ | ૨૩ | सनुँयामिति | सनुयामितिं |
| ૭૪ | ૧૫ | ઈ ન્દ્રિયો | ઇન્દ્રિયો |
| ૧૧૩ | ૧૧ | પાછા | પાછાં |
| ૧૪૯ | ૫ | ૬૭ | ૬૭ |
| ૧૫૨ | ૧૨ | વિણુને | વિષ્ણુને |
| ૨૩૩ | ૩ | અત્યુહાસને | અત્યુત્સાહને |
| ૨૪૪ | ૧૨ | મૂાત | મૂર્તિ |
| ૨૫૬ | ૨૨ | સયયે | સમયે |
| ૩૨૪ | ૨૪ | ગણુતી. | ગણુતી |
| ૩૫૦ | ૧૪ | માથામાંનું | માથાંમાંનું |
| ૩૫૧ | ૭ | પ્રસિદ્ધ | પ્રસિદ્ધ |
| ૩૫૮ | ૧૭ | ઇશ્વરની | ઈશ્વરની |
| ૩૭૦ | ૨૧ | મધ્યય | મધ્યમ |
| ૩૭૮ | ૨૩ | અમરપણાનો | અમરપણા |
| ૩૮૫ | ૨૦ | ધાર્મિષ્ઠ | ધર્મિષ્ઠ |
| ૩૮૭ | ૨૦ | સારૂં | સારૂ : |
| ૩૯૭ | ૨ | સલાહ શાન્તિ | સલાહશાન્તિ |